# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

સંસ્થાપક

રાજેન્દ્ર શાહ

તંત્રી

ધીરુ પરીખ



શિશિર

૨૦૪૫

જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૮૯ સળંગ અંક ૧૮૭ દ્વિજ અંક ૧૧૫

કાવ્ય કૈ ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શિશિર : ૨૦૪૫ : સળંગ અંક ૧૮૭ : દ્વિજ અંક ૧૧૫
જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૮૯
તંત્રી ધીરુ પરીખ

કાવ્યો



સલાહકાર : રાજેન્દ્ર શાહ, નિરંજન ભગત

- દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૩૦, પરદેશમાં પાઉંડ ૬ અથવા ડૉલર ૧૦ આજીવન લવાજમ માત્ર રૂ. ૩૦૦
- આ અંકની છૂટક કિંમત રૂ ૬
- 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ * મુદ્રણસ્થાન – સ્વાતિ પ્રિન્ટિંગ પ્રેસ, અમદાવાદ-૩૮૦ ००૭

શિશિર વિ. સં. ૨૦૪૫ કવિલોક જાન્યુઆરી–ફેબ્રુઆરી ૧૯૮૯

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितमाविराविर्म एधि ।

## નિત્યકૌતુકમય

શબ્દ પોતે જન્મ્યો છે જ પ્રકલ્પન રૂપે, એટલે સૌન્દર્યપ્રવૃત્તિનો પાસ તો એને લાગેલો જ છે. શબ્દોના મૂળ અર્થ તપાસવા જતાં કોઈ ને કોઈ ચિત્ર, કલ્પન મળી પણ આવે પછી વ્યવહારમાં એ પ્રકલ્પન હોવાની વાત ભૂંસાઈ જાય છે. નદી (નદ્ ઉપરથી)–'નાદ કરનારી' એ વ્યવહારમાં હંમેશાં વીસરી જ જવાય છે. ચિત્રાત્મક ઉક્તિઓ કહેવતનું પદ પામ્યા પછી આપણે મોંએ વારંવાર ઉચ્ચારાયે જાય છે પણ ચિત્ત સમક્ષ કોઈ ચિત્ર જવલ્લે જ ઊભું થવા પામતું હોય છે. કવિ જ એક એવો છે, જેનો કહો કે બાળપણનો ઇન્દ્રિયગ્રાહ્યતાના પરિવેશ સાથેનો શબ્દ એવો ને એવો તાજો રહે છે, સતેજ રહે છે, સમૃદ્ધતર બનતો જાય છે. કોશનો એક શબ્દ બે કવિ એક અર્થમાં ભાગ્યે જ વાપરે છે, ભાગ્યે જ એક કવિ પણ બે વાર એક અર્થમાં યોજે છે. કવિતા શબ્દો વગર સંભવિત નથી, પણ કાવ્યકૃતિએ પ્રત્યેક શબ્દને સમગ્ર સંદર્ભની સહાયથી પોતીકો શબ્દ બનાવી લેવો રહે છે. એમાં કવિએ બાળપણમાં ભાષા કેવી રીતે મેળવી છે તે, બાળપણનો એનો ભાષાસ્વાદ (ભાષાનો સ્વાદ અને આસ્વાદ પણ), ભાગ ભજવે છે. એ ભાષાસ્વાદ કવિને લાગેવળગે છે ત્યાં સુધી, વિશ્વના પદાર્થોને વાસી થવા દેતો નથી, નામનો સ્વાદ રૂપને નિત્યકૌતુકમય બનાવી રહે છે.

ઉમાશંકર જોશી

('શબ્દની શક્તિ'માંથી)

# ૭ ષટ્પદી

## રાજેન્દ્ર શાહ

### ૧. સુગંધ

ફૂલની કોમલ ફોરમનો ફેલાય છે મ્હારી ચોમેર પ્રકાશ.
ક્યાંય કોઈને ય નથી નિજની છાયાનો આછો એવો યે આભાસ.
રવિ-સોમનું મ્હેં નહીં ક્યારેય તે લહ્યું આવું અપરૂપ તેજ,
સહસા કશુંક સરી ગયું ! – ગયું તનુ મુજ, અને હું તનિક છું મહેક :
— આપ્લાવિત કરન્ત દિગન્ત...
પુનરપિ આવી મ્હારાં ધરું અંગ અંગ.

### ૨. હે કાલાતીત સૂર્ય

સ્વકીય ભર્ગથી મહિમાવન્ત હે કાલાતીત સૂર્ય !
ત્હારે શું પરોઢ, મધ્યાંતર, સાંધ્ય ક્ષિતિજ વા રાત્રિ ?
ગગન પારનાં યે તે ગગન ગગનનો તું યાત્રી,
ત્હારે વળી કઈ દિશા ? ત્હારે નહીં પ્રતીચી કે પૂર્વ.
ધરા પર અહીં આ પાર, ઓ પાર; પલેપલ કાલનું કલન;
પણ મ્હને થતું નિરંતર છે સવાર મ્હારી, તે ત્હારે કારણ ?

### ૩. લજામણી

શિરીષ તરુની બાલિકા તું લઘુ પર્ણે, લઘુ ફૂલે, લજામણી !
એ આકાશભણી ઊંચે ઊંચે, તું છવાય ધરા પર સોહામણી.
મલય પવન પીડે ત્હને કરી અડપલાં તેની નહીં તથા,
ને મ્હારે સહેજ સ્પર્શ, પ્રાણને ઉચ્છ્વાસ – આકુંચિત તું સર્વથા !
ત્હારો પ્રત્યુત્તર નહીં, – પાંપણના અર્ધ ઉઘાડ-શો ત્હારો બોલ :
તેજનું કિરણ, એને ઝીલી રહું, ઝીલું જાણે કાનન-કિલ્લોલ.

### ૪. ઠોકર

જરા માર્ગની ઠોકર ને કંકર જઈ પડ્યો જમુનાને જલઃ
રવ એનો ડૂબે વને ને તરંગ વિસ્તરંત વહે તીર ભણી.

ક્ષણેક શિહર મારે અંગ; સરી અંગૂઠેથી અશ્મરની કણી.
કોણ મ્હને અહીં અટકાવી આમ, મ્હારી સંગ ખેલી રહ્યું ખલ?
કદંબનાં પર્ણ-પુંજની આડશથકી આવે વિહંગની વાણી:
ઉઘાડી આંખે હું અન્ધ: મધુવન લહ્યું ન મેં, એણે લીધ જાણી.

### ૫. સાંધ્યસંકેત

ક્ષિતિજની અભ્રજવનિકા પાર સૂર્ય; વ્યોમે કિરણકલાપ.
વર્ણવર્ણની વિવિધ ઝાંયે કોઈ ચલ-કથાનક વા પ્રસંગ;
વાતાયને આસીન હું જોઉં, — ઝંઝા, જુદ્ધ, સ્વર્ણશિખર, વિહંગ.
કિંચિત ન રવ, શાંત સમીરલહર ને આ સંકેત-આલાપ.
જાણે વ્યોમસરમહીં સમીપ જે આવી રહ્યું તેનું પ્રતિબિંબ:
સરતી ક્ષણમાં એને આવરે તિમિર, જેમ જાગૃતિને નીંદ.

### ૬. આત્મીયતા

હિમશીત ધરા પર
તરુતરુવરે નિજ પર્ણની બિછાવી દીધ પીવર ચાદર.
દક્ષિણને સમીરણ
પ્રતિ પાદપને વસુધાએ ધર્યાં નીલરત્નસમ આભૂષણ.
અનુરાગને પરાગ
વનેવન મત્ત વિહંગકૂજન-કેલિ, ડફ મૃદંગનો ફાગ'

## એક મત્લા ગઝલ

કરસનદાસ લુહાર

ચીતરેલા વૃક્ષનાં થે પર્ણ ખરવા નીકળ્યા,
આપણે મુર્દા છીએ ને તોય મરવા નીકળ્યા.

શૂન્યતામાં એ રીતે સંચાર કરવા નીકળ્યા,
હાથ, પગ ઘેરે ભૂલી દરિયાઓ તરવા નીકળ્યા.

આપણે ક્યારેય પણ ક્યાં ક્યાંય ઠરવા નીકળ્યા?
નીકળ્યા તો વાયરા જેવું વિહરવા નીકળ્યાં.

લો, કરીને આંખ સાથે કાન સરવા, નીકળ્યા;
આંખ પીછાંથી, ટહુકે કાન ભરવા નીકળ્યા.

શૃંગ છોડી ખીણમાં ઊંડે ઊતરવા નીકળ્યા,
આપણામાં આપણે જાણે કે ફરવા નીકળ્યા.

મોજ નામે મત્સ્ય કેરો વેધ કરવા નીકળ્યા,
પીડ નામે એક પાંચાલીને વરવા નીકળ્યા.

# રામ-કૈકેયી

## ઉશનસ્

સ્થળ : અયોધ્યાનો રાજપ્રાસાદ, તેમાં કૈકેયીનું નિવાસસ્થાન.
સમય : રામવનવાસ પછીનો અયોધ્યાના કૈકેયી-નિવાસમાં રામ-કૈકેયીમિલનનો એક દિવસ.

રામ : હું રામ, માતા કૈકેયી ! હું આપનો પુત્ર રામ,
આપની શુભાશિષેથી સુરક્ષિત વગડેથી આપ્તકામ
અયોધ્યા પાછો આવી ગયો છું, માતા, હેમખેમ આમ
સસીત ને સલક્ષ્મણ; આપને કરું છું સાષ્ટાંગ પ્રણામ
માતાજી ! પૂછું : આપ સકુશળ તો છોને ? મારી
તો એ સદા રહી ચિંતા, વને ચૌદે વર્ષ એકધારી;

કૈકેયી : કુશળ જ છું વત્સ ! જો ને, શું થવાનું છે મને,
મને વજ્ર જેવીને, માને તારી ?
(અરેરે, કશુંક વજ્ર જેવું શી રીતે ઊછર્યું અને રહી ગયું વૃત્તિમાં મારી ?)
કુશળ પૂછીને મને કર નહીં લજ્જાસ્પદ હવે વધુ,
તું મારો રામ, પુત્ર લક્ષ્મણ અને પારેવા-શી મારી સીતાવધૂ,
સૌને હેમખેમ ઘેર પાછાં આવ્યાં જોઈ મારો તો હાશ, ઊતરી ગયો ભર
ચૌદ ચૌદ પ્રલંબ વર્ષોનો; બાકી હું જ એક જાણું લગાતાર
કે તારી અપરમાતા આ કૈકેયીએ ચૌદ ચૌદ વર્ષ તણા આમ
સુદીર્ઘ રાત્રિઓના અપલક આંખોમાં યામ
કેમ કેમ ઉજાગરે વ્યતીત કીધા છે—તિરસ્કૃતિ વચ્ચે સૌની
સૌની ઉપેક્ષાની વચ્ચે; કોઈને ય પ્રત્યુત્તર કશો આપ્યા વિના, મૌની.
માનીશ તું પુત્ર ! કે આ ચૌદે વર્ષ હું વનવાસી જ હતી, અહીં આ રાજપ્રાસાદે
તું માનીશ ? છેક પાસે હતી તારી અહોનિશ એક ઝીણા દીપશિખ અવસાદે ?
હું શું પામી લાભ, પુત્ર ? તને આમ વનવાસ દઈ
તને ખોઈ, ખોયો ભરતને ય મેં તો; એ નહીં
મારો પુત્ર જણ્યો, જેટલો એ રામ, તારો ભાઈ;
કૌશલ્યા જ ખરેખરી એની માતા; મારી તો સગાઈ
માત્ર નામની જ રામ ! વધારામાં વળી ખોઈ નાખ્યા પતિ

દશરથને ય, તારા, અયોધ્યાના, સૌના પિતા; હું તો અભાગણી અતિ,
હું અભાગણી અતિ, રામ! આમ મારે લીધે જ અયોધ્યાની ધરા...

રામ : નહીં માતા, નહીં, તમે નહીં સુણ્યું છે કે એક કો મંથરા...

કૈકેયી : ના પુત્ર, ના; મંથરા તો એક નિમિત્ત જ, એક જડયું બ્હાનું;
અમસ્તું જ એનું નામ – ખોટું કેમ કહું ? – વચ્ચે આવી વગોવાણું;
મંથરા, એ મારા મનનું જ કો નિગૂઢતમ પોત, આ તારી કૈકેયીમાનું;
મારામાં જ હતું એવું કશું હીન સત્ત્વતત્ત્વ મંથરાનું;
નહીં તો... નહીં તો મારા પુત્ર રામ, આમ તારો માગું ખરી દઉં વનવાસ?

રામ : નહીં માતા, નહીં, જરા સ્વસ્થ થાઓ, ઠરો, સમાશ્વસો, શાંત કરો શ્વાસ
ન કરો યાદ મારી વનવાસની વાત આમ વારેવારે
કરે જે ઉદ્વેગ તમ ચિત્તે નિરંતર;

કૈકેયી : જે આધારે
હું જીવતી તે સ્વામી દશરથ, ને તે પુત્ર ભરત;
ઉભયને ખોઈ બેઠી હું અભાગણી, મને ધિક્કાર હજો શતશત;
હું આ અભાગ્યને પાત્ર જ હતી હે રામ! મારા ઉપેક્ષિત પુત્ર!
તને દુઃખ દેવામાં મેં શું બાકી રાખ્યું છે? અયોધ્યાનું રાજ્યસૂત્ર
સૂર્યથી જે ચાલ્યું આવ્યું સરલ તે ગૂંચવી જ નાખ્યું મેં તો; તને વને
મોકલીને ભરતવત્સલ તને, તને દશરથવત્સલને;
અણજાણ્યા ભયંકર વન વિશે મારા લક્ષ્મણને મારી જાનકીવધૂને;
શું શું નહીં વીત્યું હોય અયોધ્યાના રઘુકુલયુવરાજ, તુને?
મહારાજ દશરથ સાથે મૃગયાર્થે કેટલીયે વાર
વગડાને વેઠ્યો છે મેં, જોયાં છે મેં વન અને વનનો ઘોર અંધાર;
પુત્ર રામ, તને બહુ દુઃખ દીધું છે મેં, તને વનમોઝાર
નગરવટો દૈ મોકલ્યો, તે ભૂલ્યો નહીં જાયે રે વિચાર;

(રડે છે)

તને મેં બહુ દુઃખ દીધું પુત્ર!

રામ : આવડો શો અંતસ્તાપ
કરો માતા; સમાશ્વસ્ત થાઓ, સમાશ્વસ્ત થાઓ આપ,
માતા કૌશલ્યાથી જરા ય જો ઓછી પ્રીતે ચાહ્યાં હો આપને

તો ધિક્કાર હો ધિક્કાર મને તમ પુત્ર આ રામને,
એ માતૃવ્રતે જ દૃઢશ્રદ્ધ હું કહી શકું છું આજે ય અધિકારે
કે વનવાસ મારે મને 'તમે દીધો દંડ' એમ ન હતું ક્યારે...
ત્યારે અને અત્યારે ય; અયોધ્યાના રાજ્યસિંહાસનપદે
વિરાજીને રાજી થયો હોત જેટલોક અયોધ્યાની હદે
રાજા થઈને; એટલો જ પ્રહર્ષ મને માતા, સિંહાસન
થકી ઊતરીને, બીજી જ ક્ષણે સહજ જતાં વન,
માતા કૈકેયી! પિતાજીનાં વચનનું પરિપૂર્ણ પાલન તે
મારે મન પ્રહર્ષણ, રોમહર્ષ; પ્રસન્નતા; કાનન તે
પિતાજીના સામ્રાજ્યની પદેપદ વિસ્તારતી જેતી આણ;
ચિત્તમાં પિતાજીનું વચન હતું-એક ધૂન હતી-અને સ્કંધે ધનુબાણ;
અયોધ્યાના પ્રાસાદની પાછળ જ આવ્યા જાણે કોઈ પરિચિત વાડે
જતો હોઉં એમ વિચર્યો છું સહજ અકુતોભય વનોદ્દેશે – પહાડે;
ચૌદ વર્ષ જે બંધુ ભરતે પ્રાણ જેમ પાળ્યું; તે મેં વિસ્તાર્યું સામ્રાજ્ય
પિતાજીના સ્મૃતિપ્રદીપને એમ સંકોરતો રહ્યો, પૂરી રહ્યો આજ્ય;
અયોધ્યા અને અરણ્ય વચ્ચે રહ્યો નહીં પછી કોઈ ભેદ,
કૈકયી માં, સમાશ્વસ્ત થાઓ, સંહરી લિયો જી, આત્મઘ્ન આ ખેદ;
આવે ખેદે, કૈકયી મા, થાય પિતાજીનો યશોદેહ
થોડો કંઈ મ્લાન; તે શોભે નહીં મને, કલંકિત થાય એમનો જો મહાસ્નેહ
અવગીત થાય સાથે સાથે થોડો વનાંચલ ને પ્રકૃતિ
ઊલટી, ને તો વગોવાય અયોધ્યાની યે ઈક્ષ્વાકુકુલસંસ્કૃતિ,
અયોધ્યાની રઘુકુલ રીતિ ને ઉજ્જ્વલ તે સૂર્યપ્રભવ વંશ
અરણ્ય-નિવાસ, એ ન નિર્વાસન માતા! એ તો અયોધ્યાનું અવતંસ;
અને માતા, કેમ જાણ્યું એ વિધિવિધાન ન હોય કે મારે વન જવું પડે
અને આ વગડો જ - એક પૂરી તપસ્યા પછી મને પૂર્ણનૃપત્વમાં ઘડે;
નવ કરો માતા, આમ મારા – અમારા ય – વનવાસ માટે
આવડો ઉત્તાપ; મને વને ન'તું અરે કોઈ પણ વાતે
આટલું સરખું દુઃખ; મને કોઈ મહાસુખ, જે મેં ઊજવ્યું જ વને
હા માતા, મહાસુખ જ...

1. કવિલોક જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૮૯

કૈકેયી : મહાસુખ? હું જાણું છું રામ, તને;
તું કોનીયે કરે નહીં નિંદા કયારે; તારો એ સ્વભાવ
છેક નાનપણથી જાણું છું હું, તું જન્મથી જ મહાભાવ;
એટલે તો આટલો છે તારો સૌપે પ્રભાવ છેક પ્રથમથી,
પણ વત્સ! વન એટલે વન, શું હું તે કે જાણતી નથી?
મેં જોયાં છે વન, તારા પિતા દશરથ સાથે ઘોર એવાં વન,
મૃગયામાં એ મને સાથે જ રાખતા'તા (એની તો આ...) છતાં પણ
હું ભયભીત, છળી ઊઠતી હતી; તરુપર્ણખચેષ્ય પવને
અગોચરસ્વને, નિષ્કંપ તૃણે હરિત વરણે, નિઃસ્તબ્ધ વને
મહારાજ દશરથ તણે ત્રિભુવનમહેન્દ્રવિજયી રથે
સમારૂઢ હોવા છતાં; રથથીય દુરાક્રાન્ત પથે
એ નથી અયોધ્યાની, નગરીની પરિચિત વત્સ, વાટ;
એ નથી વ્યવસ્થિત ઇક્ષ્વાકુવંશનું ખેડાયેલ રાજપાટ.
અને ના'વે કામ મારા રામ, ત્યહીં તારું ક્ષત્રિયનું નાગર નિરાસકોશલ
અયોધ્યાનું, મિથિલાનું; અરે એ તો અડાબીડ કુટિલ પ્રપંચ વનાંચલ,
આ તો વનની છે વાત વત્સ! હું જાણું છું, વળી જાણું તને
કે સુકોમલગાત્ર, તું યુવરાજ પ્રશિક્ષિત માત્ર બિરાજવા રાજ્યાસને;
જાણું છું; તું સૌને આંખ તણી કીકી સમો વ્હાલો, વ્હાલો જાણે હેમ,
એક તો અઘોર વનવાટ, અને ચૌદચૌદ જુગ જેવાં વર્ષો કેમ
કરીને વ્યતીત કીધાં હશે તમે? અહીં પ્રાસાદે ય જેમતેમ
કરીને મેં ખૂટાડયાં છે જેને; પતિ નહીં, નહીં ભરતનો વારી શકે પ્રેમ,...

રામ : માતા, હવે દૂર કરો અવસાદ, થાઓ સ્વસ્થ, તમે બંધુરત્ન ભરતની માતા
ભરત, મારો ભાઈ, આર્યાવર્તે બીજો એવો થવો નથી ભ્રાતા;
તોય મને લાગે હવે માત! કે એ વધુ યોગ્ય થતે
જો ભરત અયોધ્યામાં જ તમ સૌની સંગાથે રહ્યો હતે
પણ વિધિનાં વિધાન – મીનમેખ – ન કરી શકયો હું રામે,
ન કરી શકયો બંધુ ભરતે માતા! ચિત્રકૂટ ધામે
નહીં તો મેં કેટલુંય સમજાવ્યો હતો એને; એ મળ્યો હતો ને ત્યારે;
પણ માતા! ખિન્ન થવું ઘટે નહીં મારા વનગમનવિચારે,
વન વડે જ તો છું આજે સુવિકસિત, વનવિદ્યાપીઠે સુશિક્ષિત,

ચૌદ વર્ષે અયોધ્યા પાછો ફરું છું ત્યારે આજે પૂર્ણ રાજ્યવિદ્યાથી દીક્ષિત,
વનો વડે જ અયોધ્યા પૂર્ણપણે પરિચિત સીમારેખે હવે મને
આજે જેવો તમે મને જુઓ તે તો માતા, ઘડ્યો વને;
વને મને ઘડ્યો છે, માતા! હું તો જાણે વનવિદ્યાપીઠ તણો
હવે જ સ્નાતક છું હા; ચૌદે વર્ષો બ્રહ્મચર્યો, તપશ્ચર્યો–ગણો,
વિદ્યાવ્રત થોડું તો કઠોર હોય માતા! અને એમ હોય તે જ વારુ :
અને વને વનદેવતાઓનું કેટલુંયે ઋણ અરે, શું સંભારું ?
અયોધ્યા છોડ્યું કે એણે મને જાણે ખોળામાં જ લઈ લીધો
કૈકેયી કૌશલ્યાની જેમ જ : જાણે પાલવને જ પાથરી દીધો
આખે રસ્તે, પશુપંખી - વસ્તી - પર્ણોપુષ્પો, તરુવૃંદ રહ્યાં સાથે
એમને લીધે તો માતા! ચૌદ ચૌદ ગ્રીષ્મો લઈ શક્યો માથે;
વન વિશે પ્રેમ જે હું પામ્યો બૃહદ પૃથ્વીનો, અયોધ્યા બહાર
તે તો અઢળક અમૂલખ; તૃણતરુ પશુપંખી અને પહાડો તણા ઢાળ
ઢળી જતાં ઝરણાંના જળ તણો કલકલ થતો નાદ,
ઢળીઢળી, લળીલળી જતી ડાળીઓનો ઝુકાઝૂક સ્વસ્તિવાદ,
આ પ્રેમ હું જો ન પામ્યો હતે, રામ આવો અભિરામ,
વિકસિત રાજ્યનીતિ દક્ષ શું થયો હતે કે કે આમ ?
વન વડે જ વિકસિત હું માતા! રાજ્યે રાજ્યે સર્વ યુવરાજે
ભૂપ થતાં પૂર્વે જવું ઘટે – માનું – થોડો કાળ ઘોર વનમાઝે
પરિપૂર્ણ થવા; વન વિશે જેવું કાળ-ઋતુઓનું ભાન
થવા પામે ચેતનામાં, તેને વર્ણવવા માત! પ્રતિભાન
કોઈ કવિ જેવું આવશ્યક; અને રહ્યો હું તો અજ્ઞ, તે-વિહીન
હું તો રઘુકુલપાત્ર, માત્ર ધર્મકર્મનિયમઅધીન.
વનવાસી જંતુ, પશુપંખીપ્રાણી વાનર કે રીંછ,
મનુષ્ય થકીયે કેવા સમુદાર મિત્રો, પામ્યો પૂરી પ્રીછ;
એથી હવે કહી શકું નહીં કોઈનેય તુચ્છ ક્ષુદ્ર ક્યારે જરી;
અને માતા, કહું મારી એક વિશિષ્ટ કિમપિ પ્રાપ્તિ ? એક મળી'તી શબરી
વૃદ્ધા ને વંકી વળી; પણ પ્રેમમાં એ પૃથ્વી જેવી, માતા કૈકેયી જેવી જ
સમુદાર; આવા આખેઆખા વન વિશે અટૂલી ને એકલી જ;

સ્મરું છું કે આવી જાય આજે પણ મને આંખે આંસુ; માતા, પ્રીત વિશે
એને કોઈ પ્હોંચી શકે એવું પછી જોયું નથી દશે દિશે,
અયોધ્યાથી દક્ષિણના મહાર્ણવ સુધી ભટક્યો છું અટવીઅટવી,
શબરીમાં જોઈ મેં તો માતા, મૂર્તિમંત સુવત્સલ દીનહીન દેશચ્છવિ;
અને માતા, છેક રામેશ્વર પાસે લંકા જવા સેતુબંધ ટાણે ભોળી
એક કોલીકોલી મળી હતી–યાદ કરું–નાની'મસ્તી ખિસકોલી;
એ સૌનો હું ઓશિંગણ પદેપદે નાનીનાની વાતે,
સૌએ મને ચાહ્યો, રાજવીપદે સ્થાપ્યો ત્યાં જ વન્ય રાજપાટે
પ્રીતિદીક્ષા વડે, પાત્ર કરી, મૂક્યો ભૂપતિને પદે
નહીં તો આ ધનુર્ધારી રામ, કદાચને છકી જાત વિજયને મદે;
રઘુકુલવાણ અમોઘ, અમોઘ એવાં જ રામનાં ય બાણ,
વને બહુ ઓછો થયો વધરાશ, માતા, એથી ઓછી થઈ હાણ;
એ પ્રેમ તણા નયશાસ્ત્રનો જ પ્રતાપ, વન મારું ગુરુ,
માનશો કે માતા? ઘેર અહીં આવ્યો તો ય જાણે એના માટે હજી ઝૂરું;
:: પુત્ર રામ! તને આમ વનપક્ષપાતી, અને વન પ્રતિ
આવી નિર્બળતા અનુભવતો જોઈને, અચરજ થતી;
અયોધ્યાને ઘરે પાછા આવ્યાનો–જોઉં–તને ન પ્રહર્ષ,
સ્વજનોની–કુટુમ્બની–વચ્ચે પાછા ભળ્યાનો ન પ્રકર્ષ!
ધર્માત્મા! પુત્ર રામ! તું ઘેર પાછો ફર્યો તે શું માત્ર
ધર્મને જ કારણે કે? કૌશલ્યા, સુમિત્રા, ભરત, હું, તમામ અપાત્ર
તને અયોધ્યામાં પુનઃ આકર્ષવા માટે? જાનકી–લક્ષ્મણ
ઘેર પાછાં ફરે છે ચૌદચૌદ પ્રલંબ વર્ષે તે ય પણ
તેં વિચાર્યું તો હશે જ, એ ય તે તારો ધર્મ ખરો કે નહીં?
જેમણે તારી પૂંઠેપૂંઠે જ છાયા જેમ – ધર્માચારે – વનવાટ ગ્રહી?
: ખરોસ્તો માતા! એ ધર્મ; એથીસ્તો આજે હળવેફૂલ
એ બન્નેને પાછાં સોંપી દઈ વડીલોને, અયોધ્યાને રઘુકુલ;
માતા, તમે માનશો કે એ બન્નેનો – જોકે સીતા મારી આધી
કાયા – માયા – આત્મા બધું જ તો ય મનોમન જાણે હું અપરાધી;
પણ માતા કૈકેયી! ચૌદચૌદ જુગ લાંબાં વર્ષ તણા
ભણતરે, ઘડતરે ધર્મતણી પામ્યો નવી વિસ્તરણા

નવી વ્યાખ્યા, ને નવી સમજ; અહો માત, ધર્મની ગહન ગતિ;
પણ વનવિશે – છાયામહીં એની પ્રશાન્ત સભાઓ મળી હતી
સામંજસ્યપૂર્ણ, મૂકમૂક પરસ્પર દેવાય–લેવાય ઉપદેશ-રતિ
સર્વ પ્રત્યે, સર્વ શું સંવાદ, શાંતિ ક્ષાંતિ સર્વપ્રતિ
સમુદાર સર્વપ્રતિ પ્રકૃતિથી જ સર્વની કલ્યાણકમતિ
સર્વપ્રતિ સમભાવ : કોઈ સૌમ્ય તેજોમયી મૂર્તિ જ અવિકૃતિ,
સર્વ શું અનવગીત પરિચય, માતા, વન નહીં વન્ય;
નહીં ગ્રામ્ય, વન એક સ્વાયત્તસંપૂર્ણ સંસ્કૃતિ જ ધન્ય;
જેની ઝંકૃતિ રણઝણે હજી ય મારા હિયે ગૂંથ્યા તારે તારે,
વનોદ્દેશે પ્રાણીમાત્રે – માનવીએ તો ખાસ – ચાલવું ઘટે અનુદ્ધત તારે
ને નતશિરે – આભારે; માતા ! વન વિશે પ્રાણતણું દલેદલ
પરસ્પર હળીમળી પ્રેમસુષમામાં ખીલી ઊઠ્યું સહકારે શતદલ,
એને અલ્પઘાતે પણ છંછેડીને છિન્નભિન્ન કર્યે મહાપાપ,
માતા, મારો વનવાસ ન'તો કોઈ દંડ, ન'તો કોઈ શાપ,
જેમ જેમ વન વિશે ઊંડોઊંડો સંચર્યો હું, વિસ્તર્યો ય તેમતેમ મન વિશે
ચૌદ વર્ષે જતો કશીક પૂર્ણતાને પામ્યો છું વનાટન મિષે,
અને તેથી જ અયોધ્યા તણા રાજસૂયયજ્ઞતણા જો હોય તો હવે અધિકાર પણ;

કૈકેયી : સમજું છું પુત્ર ! મારો રામ તું પ્રથમથી જ આવો પૂર્ણમન
રાજસૂયયજ્ઞ તણો અધિકાર તને પ્રથમથી અનપ્રય ને નિત્યે ય
તું તો મારો ધર્મ તણો અવતાર; સમજે છે તું બધું જ શ્રેય અને પ્રેય
અને સર્વોપરિ તત્ત્વ જે સ્વ-ધર્મ; તો હવે વિરાજી રાજ્યસિંહાસને
અયોધ્યાને કર, પુત્ર ! વનોસહ વ્યવસ્થિત સુગ્રથિત સુશાસને
જે મહારાજા દશરથના અવસાને અને તારા વનગમનથી વત્સ !
અસ્તવ્યસ્ત, તેને નવ્ય ચારુ ધર્મશાસને પુત્ર ! તું કર સ્વસ્થ;

રામ : જેવી આજ્ઞા માતા હે કૈકેયી ! હું વિનયાવનતશિર ઊભો છું રામ
સાષ્ટાંગ નમી, દંડવત્ કરું છું તમપદપદ્મે પ્રણામ;
આપો મને ધર્મનિષ્ઠ પ્રજાશાસન અર્થે માતા, આશીર્વાદ રાજ્યસૂત્ર

કૈકેયી : રામભદ્ર ! તું તો વિનયથી સદાયે વિજયી નિર્વિવાદ;
તને સ્વસ્તિવાદ સદા હજો મારા પુત્ર !

શરૂ ૨૨-૧૦-૮૮
પૂરું ૨૯-૧૧-૮૮
વસોટ જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૮૯

## મા | જયન્ત પાઠક

એ તો એનું ચાલતું નથી એટલે,
બાકી તો –
મા જાણે છે કે દેહથી અલગ કર્યા પછી
એ મોટો થવાનો છે ને દૂર જવાનો છે.
ખોળામાં પડ્યો પડ્યો એ પયપાન કરશે
કેડે ચડશે, આંગળી ઝાલીને ફરશે
માના હાથનો કોળિયો મોંમાં લેશે
– ને આંગળીને વ્હાલમાં બચકુંય ભરી લેશે !–
પણ આ બધું તો
ધીમે ધીમે દૂર થવા માટે જ જાણે......
પછી તો એ ખોળામાંથી ઊતરી પડશે
કેડેથી કૂદી પડશે
હોંસે હોંસે હાથે ખાતાં શીખી જશે;
ખોળામાથી ઉંબર બ્હારો આંગણમાં ને શેરીમાં
કેડેથી ઊતરી કેડીમાં ને એમ દૂર દેશાવરમાં...
કાગળ લખશે રોજ પ્રથમ તો
પછી માસ–બે માસે
ક્ષમાયાચના કરશે, કાન પકડશે, સોગન ખાશે
કહેશે : ભૂલ્યો નથી મા તને, પરંતુ ખૂબ કામમાં વ્યસ્ત
તારે ખોળે ફરી આવવું છે મા – લખશે
(જાણે છે કે અશક્ય છે એ, એ ના સાચું પડશે)
છેવટ બીજા ગ્રહ પર જાણે હોય એટલો દૂર
– ને અંતર તે પાછું ના સ્થલનું કે નહિ સમયનું
પણ, બે અંતર વચ્ચેનું—
મા જાણે છે કે આમ જ થવાનું છે.
એ તો એનું ચાલતું નથી એટલે
બાકી તો
એને દેહથી અળગો જ ન થવા દે –

## ક્યમ ? | હસિત બૂચ

ખર્યાં કુસુમ આવતાં ઋતુ, ખરી રહ્યાં આજ પણ;
હજી પ્રગટતાં રહ્યાં, પ્રગટતાં હતાં એમ જ;
નવી–નવલ ડાળ, પર્ણ નવલાં રહ્યાં ફૂટતાં
હતાં, ત્યમ જ ફૂટતાં હજી રહ્યાં; – દ્રુમે હસ્ત છે
અદૃષ્ટ કરુણાળુ કોઈ ઝરતો અમી સ્નેહલ.
ખમ્યાં : ગગનદાહ, વાયુફટકા, જળે કમકમાં,
કુહાડી, કરયષ્ટિની થપટ, ચાકુનાં કોચણાં;
છતાંય થડ–મૂળિયાં, (મન મહીં દુભાણાં ભલે,
કદીક અકળાઈને ય) નિજ સત્વ અકબંધ, ને
પ્રસન્નકર રાખતાં સહુ ય અર્થ સ્વાભાવિક
ક્રમે – નિજની તૃપ્તિ કાજ, સમયે ગત–સાંપ્રત; –
દ્રુમે કવનથી સુહી અકળ કો'કની એ કથા.
મને કદી નહીં હજી ય નવ એ કળાતું ક્યમ ? —
હું છું દ્રુમ સ્વયં ? હઈશ દ્રુમમિત્ર ? સાક્ષીજન ?

## સૉનેટસંપુટ

શશિશિવમ્

### ૧. થતી નિત ગોઠડી

શિશુસ્વપનની સૂકી કાઠી તણી ખડકી ચિતા,
સકળ મુજ શક્તિની કાયા અચેત સુવાડીને;
સળગતું અડાયું હૈયાનું લઈ, સુપ્રદક્ષિણા
પગ લથડતે કીધી, હાથે પ્રકંપિત અગ્નિથી
સ્પરશ કીધ છેલ્લા સંસ્કારે; જરી મુજ અંગુલિ
લઘુ અડકી ચિનગારી, દાઝ્યો, અને સહુ અંગમાં
પ્રસરી ગઈ અગ્નિજવાલાઓ, રહી વધતી જતી
વધત વયની સાથે; ભાર્યો ભૂંજે ઉર ખાલીપો.
જીવતરભર્યાં ખાલીપાને ખભે લઈ આથડ્યો,
દહન મહીં શેકાયું હૈયું રહ્યું બળતું, છતાં
અકળ વહતા ચૈતન્યે જે અખૂટ ભર્યું તમે
પલપલ જીવ્યો, શ્વાસે શ્વાસે તમે ધબકી રહ્યા.
નવ અવ હશે ખાલીપો, ને ઉરે સભરે ભર્યાં;
સતત નીરખું જોડાજોડે, થતી નિત ગોઠડી.

### ૨. તરૂવરે નેણ

કાયા કેરી સુખડ ઘસીને આયુ મ્હેકાવી દીધું,
ફાટ્યા આભે થીગડું દઈને જિંદગી મારી સાંધી;
સોનું લાજ્યું અગન જીરવ્યો ભઠ્ઠી સંસાર કેરો,
સોહાવ્યું આ જીવન દઈ આભૂષણો તેં અમૂલાં.

તારે તારું જીવન ન હતું ના હતી કો અપેક્ષા,
કારાવાસે જીવતર તણા જીવી, હું કેન્દ્ર તારું;
સેવા મારે કરવી ઘટતી તારી, તેં કીધ મારી,
ડંખે માડી! હૃદય અવ આ વેદના ને પ્રલાપો.

કીધાં પૂરાં સકળ તવ કાર્યો અને બે ઘડીમાં
ચાલી ઊઠી! નવ ઘડિક થોભી ય સેવા ગ્રહેવા!
ના કંઈ બોલી! વદન પર સોહી રહી તૃપ્તિ આભા
આયુ કેરા સકળ તપની જે તિતિક્ષા ભરેલું.

હાર્યાં થાક્યાં વિવશ થઈને અશ્રુઓ નેણ સારે,
ઘેરાયેલાં ઘનપટ ઉરે તરૂવરે નેણ મારે

## ગુલાબી સ્વાર પધારે!*

ગીતા પરીખ

આકાશી આ કવર-પાવડી
　　　　ઊતરે દ્વાર અમારે,
તસ્વીરની પાંખો ખોલી કો
　　　　ગુલાબી સ્વાર પધારે!
દૂરદૂરથી આવે તો યે
　　　　નીકટ થઈ પળમાં એ
અધખૂલેલાં ઓષ્ઠ-દલોથી
　　　　સ્મિત આછું ફરકાવે.

રેશમ-કૂમળી અંગુલિ એની
　　　　સ્પર્શે હૃદય-સિતારે,
રાગ નવલ અનુરાગભર્યો[1]
　　　　ઝંકારે તારે તારે.
તસ્વીર-પાંખો સંકેલી એ
　　　　વસતો ઉર-ઊંડાણે,
ઝીણી ઝીણી નજર-દોરથી
　　　　વણાય તાણેવાણે!

---

* પરદેશવાસી પ્રથમ પૌત્રની પ્રથમ તસ્વીર જોતાં.

૧ પ્રેમભર્યો, અનુ માટેના ભાવભર્યો.

## 'સેતુ'નાં રચનારા !

### (સ્વ. ઉમાશંકરભાઈને)

ગીતા પરીખ

પુષ્પો સંગે વાતો કરવા વખત મળ્યો ના* તમને
એથી આજે ફૂલો જ ફૂલો આવ્યાં અંતિમ શયને;
તમ સંગે કંઈ સુવાસ-સ્પર્શે મૂક ગોષ્ઠિમાં રાચે
ફૂલથીય મૃદુ હૈયે અર્પે સ્નેહ–અંજલિ સાચે !

કુમાશભીના અંતરથી પણ જ્વાલા કેવી પ્રગટી
ભૂખ્યા જનોના જઠરાગ્નિની * પ્રબળ વેદના ઉમટી;
આઝાદીનો ભરી અજંપો વિશ્વશાંતિ + –તલસાટે
મથ્યા શબ્દના શસ્ત્રથકી શા સદાય જીવનવાટે !

ઉમાતણી સુંદરતા ઉરની, શંકરની શુભ દૃષ્ટિ
સત્યાગ્રહી થઈ ઝૂઝ્યા રચવા તેજસ્વી નવસૃષ્ટિ.
છિન્નભિન્નતા* સહી ન શકતા નિજની ને દુનિયાની
ભિન્ન થયો નિજ દેહથી આતમ; સૃષ્ટિ લાગી શું નાની ?
પળ્યા અજાણ્યા લોકે રચવા કવિતા–કેડી ન્યારી
નવ–અનુભૂતિ, સંવેદન નવ, અભિવ્યક્તિ અલગારી.

આપણ વચ્ચે અનંત અંતર, સાત સમંદર ખારા
વીંધી શી રીત મળશો અમને 'સેતુ'× ના રચનારા ?!

[* એમનાં કાવ્યોના સંદર્ભમાં.
+ એમના કાવ્યસંગ્રહના સંદર્ભમાં.
× એમના નિવાસસ્થાનનું નામ.]

## પીંછું ખર્યું : એક ઘટના

કરસનદાસ લુહાર

વૃક્ષ ફફડ્યું-થી તિરાડાઈ દિશાઓ
ને સકળ બ્રહ્માંડ ગભરૂ નીડ પેઠે થરથર્યું.
પીંછું ખર્યું ।

વાયરાના સાવ મૃદુ પોત પર
પાષણની પીંછી લઈને પાંદ પીળું ચીતર્યું;
પીંછું ખર્યું ।

વાદળી દશ્યોય વરસ્યા વિણ ગયા વરસી પછીથી
કંઈક ધુમ્મસિયા પહાડો આંખમાં ન્હાતા રહ્યા;
કંઠમાં થીજ્યા ટહુકાઓ અને લકવે ઝલાઈ પાંખ;
ઉડ્ડયન પાંખમાંથી ઓસર્યું;
પીંછું ખર્યું ।

આંખના ઇન્દરધનુથી આભમાં ઊડતું રહી, ઊડતું હતું
ઊડતું રહી ઊડતું હતું ઊડતું હતું ઊડતું હતું;
એ વિહગ ખુલ્લી હથેળીના આ ખાલી ચોકમાં
ઊતર્યું અને કણ કાચના ચણતા મર્યું :
પીંછું ખર્યું ।

કે ખરેલાં આંગળાંઓ કોઈ પતિયા સંસ્મરણની
પોટલીમાં સાચવીને ક્યાં સુધી રાખી શકાય?
હુંય ભૂલ્યો છું વિહગ ઊડી ગયેલું, તો
વિહગને સાંભરીને ક્યાં સુધી ફૂહો-
સાંભર્યું પીંછું ખર્યું !

## કોણ ?

જગદીશ ત્રિવેદી

આ કોણ જે પ્રગટવા મથતું રહી રહી
મારા થકી ? – પ્રગટતું નહિ, ને છતાં યે
બેચેન મારી કરતું રમણીય રાત્રી !

ના પૂર્વનો પરિચયે સ્મરણે મને કંઈ
ને તો ય આ હૃદયને કરતું વલોવ્યા
છે કોણ આ ?.,

કદીક તો બસ મ્હેક મ્હેક
અંગાંગથી – હૃદયથી – મુજ ઓરડામાં
એવી અપાર્થિવ અહો પ્રસર્યા કરે છે –
આકાર કો પ્રગટવા મથતો ય પેખું
રંગીન મ્હેક થકી – બીજી ક્ષણે જ કેવો

ત્યાં તો મહા પ્રગટતો વળી તેજપુંજ –
અંજાય આંખ ઘનઘોર તમિસ્ર રાત્રે –
અંગાંગ ને ભીતર કેવળ તેજ તેજ –
આકાર કો પ્રગટવા મથતો જરીક
ત્યાં તેજનાં જલ બધાં મુજ ચક્ષુ વાટે
ધીરે ધીરે શમી જતાં : મનમાં વિમાસું :
આ શું બધું પલકમાં બની નિત્ય જાતું ?
પૂરેપૂરું પ્રગટવું નહિ ક્યાંય – ક્યારે !

જો ના ગમે પ્રગટવું યદિ પૂર્ણ રૂપે –
આવી રીતે જ પગલાં નિત પાડી જાજે –
માધુર્ય અર્ધઊઘડ્યાં દલનું ઘણું યે !

# એક રાત એક અજંપો એક અનુભૂતિ

ફિલિપ ક્લાર્ક

દાંતિયાં કરતું અંધારું
ધીરે ધીરે ઊતરી આવ્યું
ઓરડામાં
ને કોરવા લાગ્યું ભીતરને.
અજવાળામાં છતી થતી
વેદનાઓથી બચવા હું
અંધારું ઓઢીને
ચૂપચાપ પડી રહ્યો.
વિચારનાં વમળોએ
સ્મરણોને વિહ્વળ બનાવી દીધાં;
આશંકાઓની અણીઓ
ભોંકાવા લાગી અંગેઅંગમાં.
એક અજંપો સન્નાટો બનીને
વ્યાપી ગયો સડકો પર.
ધસી પડી ભેખડો અને
દબાઈ ગઈ એક ચીસ.
ચૂપચાપ તાકયા કરું છું
દીવાલે ચોંટેલી ગરોળીને
ને સાંભળ્યા કરું છું વંદાની
પાંખોનો ફફડાટ.
પરિસ્થિતિમાંથી નીકળવા મથતો
વધુ ને વધુ ખૂપતો જાઉં છું.
ને કોઈનો સ્પર્શ ફોરમ બની
ફરકી જાય છે રુંવે રુંવે...
હું કોઈને જગાડી શકતો નથી
રખે ને ધ્રૂજી જાય કોઈના
સપનાની સપાટી,
કોઈ મને વારંવાર જગાડે છે
હું ભારેખમ બની જાઉં છું.
વીંટાતો જાઉં છું અન્યના વિચારમાં.
શબ્દોના મારનાં ચકામાં
ઊપસી આવે છે ચિત્તની
ચામડી પર...ડૂમો શાંત થઈ
લપાઈ જાય છે ઉરના ઊંડાણે
છલોછલ ભરેલો લાગતો હું
સૂકા પાન જેવું ખખડું છું.
સ્મરણોને પૂરવા મથું છું
સમયની શીશીમાં.
પારાની જેમ સરકે છે બધું;
નિસ્તેજ બની ગએલો હું–
કોણ કોનું થશે?
કોણ ક્યાં જશે?
પ્રશ્નોથી હાલકડોલક નાવમાં
પાણી ભરાવા લાગે છે.
હું કૂદી પડું છું.
કોણ મને મૂકી ગયું
કિનારા પર?
ક્યાં ગયાં હોડી-હલેસાં?
મારામાં ઘૂંટાવા લાગે છે
શૂન્યતા.....
કોઈના ઉપકારના ભારથી
નમી ગએલો હું
ચાલું છું મંઝીલને રસ્તે,
થોડાંક પતંગિયાં આવીને

બેસી જાય છે, પોપચાંની
પાંદડીઓ પર,
ઝૂમવા લાગે છે શ્વાસ.
તળિયે બેસી જાય છે અજંપા
ને હું તરવા લાગું છું.
પાછું કશુંક પડે છે
વમળો...ધા...ચકામાં
બુદબુદો કિનારા સુધી
આવી ફૂટી જાય છે.
ને ઊભરે છે આશંકાઓ

## અમલ

પુરુરાજ જોષી

પ્રિયે ! આંબા સાથે મન પણ મહોર્યાં, નભ મહીં
ઊડે પંખીવૃન્દો કલરવ કરે રક્ત-વિહગો
વસન્તી વાયુનું વસન અડતાં રોમ થરકે
હજી યાંદાવે એ મઘમઘ થતી સોનલ-ક્ષણો.

તમે મારી સાથે પથ પર ચલ્યાં સાત પગલાં
અદીઠાં સુખોનાં અચરજભર્યાં દ્વાર ઊઘડ્યાં
હથેળીમાં મારી મૃદુલ કર વિશ્વાસ ઝમતો
તમે મૂક્યો ત્યાં તો રગ રગ મહીં દીપ પ્રગટ્યા.

તમારા સ્પર્શો થૈ મધુરનમણાં પદ્મપુકુરો
પ્રતીક્ષા પીધેલી ઊષર ધરતીમાં લહલહ્યાં
ઝગી ચારે નેગે ઝળહળ શગો સૌરભવતી
ન જેને ઝંઝા વા પ્રલયજળ લવલેશ સ્પરશે

અમે ચાખી લીધાં અધર રમતાં – ઇન્દ્ર-ધનુઓ
ચઢેલો જે ઘેરો અમલ હજી યે ક્યાં ઊતરતો ?

ના વરસતા
ના વિખરાતા
વાદળ નીચે
એક અજંપો
વળી જાય છે ટૂંટિયું.
ક્યાં છે ચેન ?
ક્યાં છે આરામ ?
ક્યાં છે શાંતિ ?
કોને ક્યાં શોધું ?
ખુદ છું લાપતા.

## સેતુ*

કનૈયાલાલ મ. પંડ્યા

નદી દોડે, સોડે ચહુદિશ હજુ આ નગરમાં
વહે ભાષા, દોડે જીવન, જડતું વ્યાકરણ ના
હજુ સૌન્દર્યોનાં ઝરણ હલક્યાં જાય, તટથી
પૂરું નાહિ, ગાઈ ગીત મધુર કોઈ ઊઠી ગયું.
રહ્યાં વર્ષો, એમાં યુગયુગ થકી સંચિત થયું
વધુ ફેલાશે શું જગદુરિતનું વિષ, ઊંડતાં
રખોપું કો, જાણે સમય હડફેટે તૂટી ગયું
કહીં કો વેળાએ મધુરદ્રવનું પાત્ર ગળતું.
ગયાં વર્ષો, એનાં અખિલ જગને સાદ દઈને
અટૂલી એકાકી બૂમ બસ ઊઠી શબ્દ લઈને
પુરોથી રડાઉંથી, ઉરઉર વચાળે મનુજના
હતા જે પાષાણો શમી શમી ગયા સેતુ થઈને.
નદી તીરે ધીમે દિન ઢળી જતાં એક કુસુમ
વહી ગયું ને ન્યાળું તરડ વધતી સેતુ ઉપરે.

* સ્વ. ઉમાશંકર જોશીને

# જળપુરાણ

મનોહર ત્રિવેદી

અહીંતહીં
ક્યાંય કશે ગમે નહીં
આવે નહીં ખાટીમીઠી યાદ
એકધારો
એકસૂરે
નર્યો વરસાદ
આસપાસ
આરપાર
ભીતર ને બહાર
બસ, નર્યો વરસાદ

એમ થાય :
અત્રતત્ર જળમય
પત્રપત્ર જળમય
જળમય ગઝલ ને ગીત
જળમય થતો જાઉં હું ય અરે, મીત
જળમય પેન-કાગળ જળમય ટાંક
જળમય અક્ષરમાં જળના વળાંક

સ્મરણ આ જળમય
ચરણ આ જળમય
થળ થળ પળ પળ જળમય
જળમય થતાં જાય નગર ને ગામ
જળવશ થતાં જાય રામ અરુ શ્યામ
જળવશ દિશા અને સૂરજનું ઝળહળ તેજ
અડખે ને પડખે આ જળની image
જળનાં જ વૃક્ષ-વેલી જળની જ વાડ
જળનાં છે ખેતરો ત્યાં જળના પહાડ

જળની છે નદીઓ ને જળના જ હીર
જળમાં તણાઈ જાય જળનાં શરીર
જળનાં જ્યાં નાંગરેલાં છૂટચાં રે વહાણ
જળનો વેપાર કરે જળનો જ પ્રાણ
એને નહીં આજ યાને એને નહીં કાલ
જળના જ વાવડ દે જળની ટપાલ
જળ અખબાર સમાચાર સાતે વાર
જળનાં સો પાને પાને જળનો પ્રચાર
જળનો અવાજ તાજ જળનું સ્વરાજ
જળનો વિરોધ અને જળના પ્રહાર
જળનો બચાવ કરે જળ-સરકાર
જળ હડતાલ જળ બંધ ઘેરાવ
જળનાં નગારાં બજે જળનો ચુનાવ
બજારે દુકાનજળ
ઘર ને સ્મશાનજળ
બસ-વ્યવહાર જળ
શ્વાસ-જળ ત્રાસ-જળ
પાસ કે નપાસજળ

નભજળ ખગજળ ગતજળ પથજળ
વનજળ મનજળ અંજળ
ખરખર ફરફર હરફર તરવર
ઘરઘર સરવર
શબ્દ તથા અર્થ
ઉર્ફે કહોને અનર્થ
જળજળ જળજળ જળળળ
(પ્રાસમાં બોલું તો થાય છળળળ)
બોલવાનું થાય મન ? – જળળળ

છળળળ ખોલવાનું થાય મન ! – જળળળ
વાંચવાનું નાચવાનું રાચવાનું યાચવાનું
થાય મન ? – જળળળ
હાલવાનું ચાલવાનું ઊભવાનું ચૂભવાનું
સાંધવાનું બાંધવાનું રાંધવાનું
ધારવાનું મારવાનું તારવાનું
આપવાનું છાપવાનું સ્થાપવાનું કાપવાનું
છોડવાનું જોડવાનું ખોડવાનું તોડવાનું ફોડવાનું
મૂકવાનું થૂંકવાનું ચૂંકવાનું ફૂંકવાનું
ડૂકવાનું ભૂંકવાનું ઝૂકવાનું
શીવવાનું જીવવાનું
ખોવાનું જોવાનું રોવાનું
હોવાનું
...નું...નું...નું...નું
જળળળ
છળળળ

## થાક્યો છે ચિત્રગુપ્ત

આકાશ ઠક્કર

અંતહીન સમસ્યાઓના સાગરમાં
ઝીણી ઝીણી જાળીદાર
નજર ઝબોળીને
ચોપડા ચીતરતા ચિત્રગુપ્તને
આવ્યો છે અંધાપો.
એની પીઠમાં પડેલા
અનાદિ-અનંત કાળ જેવા પોલાણમાં
બેઠેલું એક મહાકાય પશુ
પોતાના સઘળાયે પૂર્વજન્મો
મૂત્રધારમાં પરોવીને
બિનવાલીવારસ ભીંત પર લટકાવીને
ચિત્રગુપ્તની અંધારી વૃત્તિઓને
નિરાંતે નિરાંતે વાગોળે છે.
અને યુગે યુગે મૂકે છે
ચોપડાની ઉધાર બાજુ જેવું
એક એક ઈંડું.
આંખોમાં જામેલી લીલ
ડહોળી ડહોળીને
થાક્યો છે ચિત્રગુપ્ત.

## આઠમું આકાશ

અભિજિત શુક્લ

સાતમા આકાશ સુધી જઈ શકું
તો
ત્યાં ઊભો રહી
હાથમાં પકડી ફરું છું
એ કબૂતરને ઉડાડી દઉં;
—ને કબૂતરની દિશાઓ વિસ્તરે
બસ વિસ્તરે......

આઠમું આકાશ
મારું
દઉં પ્રભુને હોંશથી
કે લે
તને આ વ્હાલપૂર્વક......

– હાથમાં લઈને કબૂતર
સાતમા આકાશ સુધી જઈ શકું તો......

## બે ગઝલ

અશોકપુરી ગોસ્વામી

૧

શબ્દો સમય સંબંધનું વાતાવરણ અજબ,
મારી ગઝલના શેરનું છે વ્યાકરણ અજબ.

સદીઓ ય ક્ષણ બને અને ક્ષણની કરું સદી,
મારી ગઝલમાં હોય છે મારું વલણ અજબ.

કોને કહું ? –ને કોણ બચાવી મને શકે ?
મારું જ મારામાં થયું છે અપહરણ અજબ.

એવા ગુના સબબ મને જેણે કરી સજા,
એનું જ એ વિશેનું રહ્યું આચરણ અજબ.

લગભગ ઊંઘી ગયો છું એમ લાગે કોઈને,
આ ધ્યાનમગ્ન પાંપણોનું આવરણ અજબ.

૨

કોઈની હોડી નિરાંતે સાગરે તરતી હતી,
આપણી ઇચ્છા કિનારે એકલી ફરતી હતી.

મેં ઝરણમાં જોઈ તેનાથી જુદી દરિયે મળી,
વ્હેણ પોતાનું નદી જાણે અલગ કરતી હતી.

બંધ મુઠ્ઠીમાં તને પણ સાચવી હું ના શક્યો,
ક્ષણની માફક તું ય મારા હાથથી સરતી હતી.

'જળની માફક પળ પ્રવાહી છે'; હવે સમજાય છે,
ઝંખનાઓ પાળ બાંધી તો ય વિસ્તરતી હતી.

મેં કશું પૂછ્યું હતું ક્યાં ? આંખ કે પૂછતી હતી,
યાદ છે ને ? તે વખત તું ભોંય ખોતરતી હતી.

## વતનમાં

રાજેશ વ્યાસ

રજા પડે ને જતો વતનમાં બા-બાપુની સાથે
અને આવતી બાળીભોળી એકલતા સંગાથે.

મેડી ડોકાબારીવાળી બાળપણાની ભેરૂ,
રાત પડે ને જોતો ત્યાંથી ઝગમગતું ઘોલેરું.

મેડીની સંગાથે ઠગલાબાજી, ઘરઘર રમતો,
શિરામણ, રોંઢો ને વાળુ એની સાથે કરતો.

ઈંટ ઘસી, કાઢયો'તો રંગ કરી'તી લૂંટમલૂંટી
તે દિવસે હા હતી એક કૂંપળ મેડીને ફૂટી.

હવે નથી બાપુ કે મેડી વખાર ત્યાં કુંવળની,
કોણ હવે દે ભાળ મને જન્મોજૂની કૂંપળની.

## ગઝલ

લલિત ત્રિવેદી

ઓળખાણો પડી ઉઘાડી રે
કોઈ છે શર્ટ, કોઈ સાડી રે.

છોડ કુમળી વચ્ચે સુકાઈ જાય
મારે આવી ત્વચાની વાડી રે.

ખીણની રાત જેવો છે કમરો
ને દિવસ પોપચા-શો પ્હાડી રે.

કોઈ રીતે ન નીડ બંધાયો
કોઈ વીંઝ્યા કરે કુહાડી રે.

આમ ભીંસાઉં ક્યાં સુધી, માડી ?
એક છોકાએ રાડ પાડી રે.

# એક કાવ્ય

મણિલાલ પટેલ

હાથ લંબાવવો ક્યાં સહેલો હોય છે!

લોકારણ્યોમાં વ્હેતી ઘોંઘાટિયા નદી –
તાણી જાય હાથને, પ્રયત્નને...તેમને ય!
વૃક્ષોની ડાળીઓ બનીને
ફેલાયા કરે વિષાદ
ઉદાસ હાથ ખર્યા કરે પ્રત્યેક મોસમમાં...

કેટલું મુશ્કેલ હોય છે
પરસ્પરને પહોંચવાનું
એક ટેબલના બે કાંઠાઓ વચ્ચે
જન્માંતરોનું અંતર
આ અવતારે ય તમે પાણી, સરસ
– અને હું તરસ... ખરબચડી!
ધરતી અને આભ જેવાં આપણે
સન્મુખ, ઉન્મુખ; તો ય છેટાં ને છેટાં
જાણ્યાં છે જળ-મૃગજળ મળેલાં કદી?

એક જ તડકો પહેરીએ આપણે
આપણે ઓઢીએ એક જ ચાંદની
અથડાય આપણા ઉચ્છ્વાસો
છતાં ય નક્ષત્રો જેટલાં આઘાં તમે!

પથરાઈને પથ થઈ જાય હાથ
તો ય તમે પગલું જ ના પાડો
ઝંખા ચરણે ચંપાવાની ને –
ઊઘાડો નહીં તમે એક બારી પણ...

પછી તો સ્મિતને ય ઉંમર થાય છે
આંખો પણ વીલાવા માંડે છે
ઉછેરેલો તિરસ્કાર
કેળવેલી ઘૃણા
પાળેલો અહમ્ —
ક્યારેય કામ લાગતાં નથી, પછી!

મોડું મોડું ભાન થાય છે કે
અભાવ હોતો નથી...
હોય છે માત્ર કેળવેલી ભ્રાન્તિ.
ભાવ તો ભક્તિનું અવર નામ છે
લંબાવ્યો હોત જો હાથ તમે
તો હું કદીય દૂર ક્યાં હતો!
પણ –
હાથ લંબાવવો ક્યાં સહેલો હોય છે!!

## ગઝલ

રાજેશ પંડ્યા

આંગળી મૂકી અને સંકોર તું અજવાસને,
બાળવી લે એમ જર્જર તેજના ઇતિહાસને.

તેં પછી મૂકી નહીં પાની કે ચગદાઈ જશે,
એટલે અફસોસ ચગદી જાય લીલા ઘાસને.

તું ભલે ખોડે હયાતીની દીવાલોમાં ખીલી,
પણ પહેરણ જેમ ક્યાં ટાંગી શકાતા શ્વાસને?

હું હવા જેવા સ્મરણથી એક ક્ષણ ઝબકી ગયો,
એ જ ક્ષણ પટકે ખડકની ટોચ પર આભાસને.

સ્હેજ વિસ્ફારિત આંખોથી સમય તાકે પછી,
ચૂંથશે હિંસક પશુના ન્હોર લોહી-માંસને.

## ગઝલ

હરચન્દ રાઠોડ

ગુલાબી હવાનું કવચ કોઈ તોડો,
અનામી સજાનું કવચ કોઈ તોડો.

સતત કોઈ ભયથી મળે છે સમાંતર,
અવાચક દશાનું કવચ કોઈ તોડો.

મળ્યો છે સદાએ રઝળપાટ રહેરી,
ચરણની દિશાનું કવચ કોઈ તોડો.

અનાગત અશ્રુમાં સમય પીગળે છે,
પ્રલંબી પ્રથાનું કવચ કોઈ તોડો.

નિરાધાર શબ્દો જ ટોળે વળે છે,
નિરંતર કથાનું કવચ કોઈ તોડો.

## હજી હમણાં

હેમેન શાહ

શમી ગઈ છે સરોવર જલ ઉપર હલચલ હજી હમણાં,
પર્વતની રાજકન્યા દોડી ઉચ્છૃંખલ હજી હમણાં.

જૂના ઘર જેમ આકસ્મિક રીતે તૂટી પડે છે સાંજ,
લખ્યું દ્વારે કશું કંકુ વડે ઉજ્જ્વલ હજી હમણાં.

તિમિરઘન રાત... સુસવાટાથી ખૂલતો વૃદ્ધ દરવાજો...
સમય નતશિર યુવક જેવો, થયો દાખલ હજી હમણાં.

અકાળે મૃત્યુ પામેલી નવોઢા-શી અરવ આજે,
પહેર્યાં'તા નદીએ પાણીનાં પાયલ હજી હમણાં.

પછી એકાદ ચોક્કસ રૂખ તરફ વળતો નજર આવું,
નિહાળું સત્ય ને ભ્રાંતિનું સીમાસ્થલ હજી હમણાં.

## ગઝલ

ભરત ત્રિવેદી

તમારા તો આજે અબોલા ખરા છે
કહેતાં કશું ના આ નયનો જરા છે!

તમે દૂર હો જો તો એવું બને કે
અહીં આટલી શું મ્હેંકે હવા છે!

સમયનું એ ગાડું રહ્યું ભાગતું જઈ
હવે દૂર તેની જ ફરકે ધજા છે!

અરીસામાં જોઉં ને પરાયો હું લાગું
મને શી ખબર આ તે શાની સજા છે!

હતું મનમાં એવું તો કહેતાં ખરાંને
લીધો આ જે મારગ એ લાંબો જરા છે!

રહી, પૂછતી મારી ખામોશી તમને
કદી યાદ આવે શું મારી જરા છે?

## સામે ઊભેલું વૃક્ષ-૧

આકાશ ઠક્કર

હું જાણું છું કે
મારા લોહીમાં લહેરાતા લયથી
ઝૂલતું, ઝૂમતું
આ સામે ઊભેલું વૃક્ષ
એક આભાસ માત્ર છે
પણ
છાતી વચ્ચે ઊકળતા ચરુને
ફોડી નાંખવાનો હક્ક
મને નથી.
આભાસના દરવાજે ઝૂલતા
રેશમી અવાજને
એક દિવસ આ વૃક્ષ
કચડ બચડ ચાવી જશે
અને થૂંકી દેશે એના કૂચાં
સડક પર
ત્યારે
માટીપગા આવેગો
સડકની કુંવારી કૂખમાં
માળા બાંધશે.
હું ક્ષણોને સાચવી શકતો નથી,
વૃક્ષને સિંચી શકતો નથી
છતાંય
ટેબલ પર ઊંધા પડેલાં
ચશ્માં નીચે
ઊગી નીકળ્યું છે એક જંગલ.
જંગલ વચ્ચે આત્મરત પવનને
જકડવા હાથ ફેલાવું છું
ને ભોંકાઈ જાય છે છાતી વચ્ચે
અટ્ટહાસ્ય
પેલા સામે ઊભેલા વૃક્ષનું.
અને એ વૃક્ષ —

# સામે ઊભેલું વૃક્ષ – ૨

આકાશ ઠક્કર

છોરોર ચોરસ વારના રાજ્યનો
રાજા
ઊંઘની ખરબચડી દીવાલ પર
ચાલતી સ્વપ્નોની હાર જોઈને
છળી મરે છે.
બારીમાંથી લંબાયેલો
વૃક્ષનો વિકરાળ હાથ જોઈને
દીવાલની પડું પડું થતી
પોપડીઓ પાછળ
સંતાઈ જાય છે.
રાત આખી રેતી ખરે
ને વૃક્ષની બખોલ ભરાય.

પાસે ચરતી બકરીએ
બખોલમાં ઘાલ્યું મોં
તો
એની વાણીમાંથી વરસી પડી
વેદઋચાઓ
અને વૃક્ષ પરથી ખરવા માંડ્યાં
અળસિયાં.
રાજા કે' કે
આ ઝાડને હું ઝાટકે મારું !
પણ
પેંગડે પગ રાખીને
વેદાભ્યાસ ના થાય,
હે રાજન્ !

# કોણ ચાલ્યું ગયું છે ? *

અજય પુરોહિત

સળગતા શબ્દના સંબંધ સ્થાપી કોણ ચાલ્યું ગયું છે?
અકળ પીડા, પ્રતીક્ષા અંધ સ્થાપી કોણ ચાલ્યું ગયું છે?
અગોચર નાભિથી એ સાત જન્મોના ધુમાડા સુધી છે–
અમૂર્ત ક્ષણના કમળની ગંધ સ્થાપી કોણ ચાલ્યું ગયું છે?
બધે ચર્ચાતી લકવાગ્રસ્ત નામે વિષાદી ક્ષણોમાં–
અસંભવિત કથા અકબંધ સ્થાપી કોણ ચાલ્યું ગયું છે?
બુઝાતી સાંજની મૂર્છા જ અંતરિયાળ ઘેરી વળે છે
દિલાસાનો ઉદાસીન સ્કંધ સ્થાપી કોણ ચાલ્યું ગયું છે?
નિમીષિત શ્વાસમાં પીડા નિબિડ રૂપે તદાકારમાં છે–
પ્રબળવેગી પ્રલય નિર્બંધ સ્થાપી કોણ ચાલ્યું ગયું છે?

---

* સદ્ગત ઉમાશંકર જોશીને

## માચુપિચુ, પેરુ :

પ્રીતિ સેનગુપ્તા

ઊભી ચારે બાજુ અડીખમ દીવાલો,
ને તોયે અનુભવાતી નિર્બંધતાને.

રસ્તા ના એકે જગતમાં જવાના,
ને સંપૂર્ણ વિશ્વ અહીં ક્યારેક વસ્યું 'તું.
પુરાતન સમયની જે જાહોજલાલી–
સહેવા રહ્યા એના ભગ્નાવશેષો.
કિલ્લા, ને મહેલો, ગૃહો, ને મંદિરો,
ભીંતો, ને છત્રો, પગથિયાં તૂટેલાં–
પ્રદર્શન બની સર્વ પાષાણશિલા,
પૂર્યા પ્રાણ ઈન્કાએ* જેમાં ધીરજથી.

ઊંચા પર્વતો રાખે નભને ટકાવી,
લીલો તોયે મૃત, નિર્જીવ આ પરિસર.
શરૂ જ્યાં થયું ત્યાં જ જીવનની સમાપ્તિ–
રહસ્યો અતિ આદિ, અણઉકલ્યા ભેદો.
તત્કાલનું ભાન ભટકતા પગોથી
વિસ્મયો મહારાજ્યનાં લેતું સ્પર્શી–
દૃષ્ટિ ને મનને ભરી–ઊભરીને
સરી રહેતા અર્થો આ પ્રાગ્-સંસ્કૃતિના.

* પેરુ દેશની ઈન્કા કહેવાતી આદિજાતિ

---

## કવિમિત્રોને

કવિલોક-સંચાલિત 'વિશ્વ કવિતા કેન્દ્ર'માં વિદ્યમાન અને વિગત કવિઓની છબીઓ, સંક્ષિપ્ત પરિચય અને સ્વહસ્તાક્ષરમાં એક કાવ્યરચનાનો સંગ્રહ કરવાનું વિચારાયું છે. સૌ કવિમિત્રોને વિનંતી કે પોતાની કૅબિનેટ કદની છબી, સંક્ષિપ્ત જીવનપરિચય અને ફૂલસ્કેપ કાગળ પર સ્વહસ્તાક્ષરમાં એક કાવ્ય નીચેના સરનામે મોકલી આપે :

'વિશ્વ કવિતા કેન્દ્ર'
'કાંચનાર', શાહીબાગ અંડરબ્રિજ સામે, અમદાવાદ-૩૮૦ ૦૦૪

વિગત કવિઓ વિશેની ઉપરોક્ત સામગ્રી જેમની પાસે હોય તેમને પણ તે મોકલી આપવા ખાસ વિનંતી છે.

# સંસ્મરણો

અભિજિત વ્યાસ

ફ્રિઝ થઈ ગયેલાં સંસ્મરણો
હવે પડ્યાં છે
ફોટાઓના આલબમોની અંદર મઢાયેલાં
અને મારી આંખોમાંથી
નીકળી ગયું છે
એક આખું આયખું –
શૈશવ, બાલમંદિર, ભેરુઓ
સ્કૂલ, ભાઈબંધ, રમતગમતનાં સાધનો
પત્ર, મિત્ર, પ્રેમિકા,
કોલેજની કેન્ટીન અને સિગારેટનો ધુમાડો
હવે સર્યાં છે અતીતના વનમાં,
સ્મૃતિઓનું અડાબીડ વન હવે મઢ્યું છે
બ્લેક એન્ડ વ્હાઈટ અને કલરમાં
ચૂપચાપ તવારીખ આપે છે,
ત્યારે......
ક્યારેક.. ક્યારેક
દર્શાવતા દર્શાવતા
વાગોળવાની મજા પડે છે.

ક્યારેક અચાનક જ
અતીતનાં આ પંખીઓ ટહુકી ઊઠે છે
અને મારા વેરાન જીવનમાં
વસંતની હૂંફ મળે છે,
પાંનખરનાં પર્ણોની જેમ
ખરી ગયાં છે સ્મરણો
મારા જીવનમાંથી,
પવનના હિલોળે ઊડે છે,
તડકામાં તપી સુકાય છે;
અને એક શરીર
જીર્ણશીર્ણ અવસ્થામાં
પોતામાં રહેલા મહાભૂતોને ઈજન દે છે:
પાણીમાં થયેલા એ પરપોટા
હવે ફૂટી પવનના સૂસવાટે ફૂંકાવ
પાણી પાણી થઈ વહો
અને વહી અગ્નિને માર્ગ દો.
અગ્નિ, તું રાખ કર
મળી આ પૃથ્વી સાથે,
રચો અવકાશમાં એક વન
અડાબીડ સ્મૃતિઓનું,
કરશે કોઈ જતન વાગોળતા વાગોળતા
હવે પછી હું જોઉં છું
એક શિશુ
પાપા પગલી માંડતું
રચી રહ્યું છે
સ્મરણોનું આલબમ
મઢાઈ રહ્યા છે ફોટાઓ;
કહે છે, દર્શાવે છે આ નાનકડા શિશુને
કે જેને ખબર નથી કે
એક દિવસ
તે પોતે પણ આમ જ વહી જશે સંસ્મરણોમ
અને રહેશે શેષ એક અવકાશ.

## પડછાયાનું ગીત

નીતિન વડગામા

પડછાયો કેમ કરી તૂટે?
ઝાડથી છૂટેલ કોઈ પંખીની માફક આ પડછાયા સામટા વછૂટે.

પંડનો પીગળવાની વાત હજી ઠીક પણ
પડછાયો કેમ કરી પીગળે!
જોજનના જોજન સૂમસામ સાવ મારગમાં
પડછાયો ટોળું થૈ નીકળે!

આંગળીથી સ્હેજસ્હાજ દાબ્યો ત્યાં હળવેથી પડછાયો ફૂટ્યો અંગૂઠે!
પડછાયો કેમ કરી તૂટે?

પડછાયો ઝાડ બની ઊગે ઘેઘૂર એને
દાતરડે કેમ કરી વાઢશો?
પડછાયો સૂરજનો કાળો અજવાસ
એને મુઠ્ઠીમાં ક્યાંથી સંતાડશો?

કોરી પડછાયાની પાટીમાં રોજરોજ પડછાયો પડછાયા ઘૂંટે.
પડછાયો કેમ કરી તૂટે?

## ના હતું ત્યાં કોઈ પણ

દિલીપ મોદી

દર્પણો છલકાવી જોયાં, ના હતું ત્યાં કોઈ પણ
કિરણ સૌ ફેલાવી જોયાં, ના હતું ત્યાં કોઈ પણ

શું કરું અવકાશમાં શબ્દો નિરુત્તર ઓગળે
હોઠ મેં ફફડાવી જોયા, ના હતું ત્યાં કોઈ પણ
એકદમ ભરચક જણાતાં ઘર નજીક ઊભો પછી
બારણાં ખખડાવી જોયાં, ના હતું ત્યાં કોઈ પણ
ખૂબ ચાલ્યો એક આશામાં અને મેં છેવટે
રસ્તો ટૂંકાવી જોયા, ના હતું ત્યાં કોઈ પણ

પારધીની બીક એવી તો હૃદયમાં પેસી ગઈ
પંખીને ઊડાડી જોયાં, ના હતું ત્યાં કોઈ પણ
રાતની આંખોને ફોડી નાખતાં લોહીલુહાણ
સ્વપ્નને સમજાવી જોયાં, ના હતું ત્યાં કોઈ પણ
છાતીમાં અંધાર ખીચોખીચ આ કોણે ભર્યો!
શ્વાસને સળગાવી જોયા, ના હતું ત્યાં કોઈ પણ.

## મહાનગરનો અર્જુનીયો વરસાદ

જિજ્ઞેશ સ્માર્ત

મહાનગરમાં રોજ
કમિશ્નર દુર્યોધનનો સિનિયર ક્લાર્ક કર્ણ
ઘૂંટણ સુધીના ગમ બૂટ અને
માથે વરસાદી ટોપી પહેરી
રેઈનકોટનો પટો બાંધતો
બહાર નીકળે છે.

સૂરજ
ગર્વથી જોઈ રહે છે આ અપરાજિત યોદ્ધાને
તે દિવસે વરસાદ પણ પડવાની હિંમત કરતો નથી.

પછી એક દિવસ
મેઘરાજનો ખૂફિયા એજન્ટ
પડોશી બનીને આવે છે
રેઈનકોટ ઉછીનો લેવા
વાદળ પાછળ છુપાયેલા સૂર્યની ચેતવણીને
સ્વપ્ન ગણીને
ઉદાર કર્ણ આપી દે છે પોતાનું કવચ
અને જ્યાં
અડધે રસ્તે પહોંચે છે ત્યાં જ
વરસાદ તૂટી પડે છે.

કાદવમાં ખૂંપેલા પગ કાઢતો
વરસાદની તીવ્ર શરવર્ષા સહેતો
કર્ણ વિચારે છે
આટલા લાંબા યુદ્ધમાં
આજે જ, અત્યારે જ
સમય મળ્યો અર્જુનને બાણ મારવાનો ?

## ઝળઝળિયું

રજનીકાન્ત સથવારા

અડખેપડખે ઉજાગરા ને વચમાં આંજ્યું ફળિયું
અમે આંખથી અજવાળાં લગ વિસ્તરતું ઝળઝળિ

પડછાયા પ્હેરાવી અમને
જરી વેગળાં મેલી પાંપણ તોરણમાં જઈ ભળતી
કમાડ પૂંઠે વેળા કંકુ ચોખા લઈ ઓગળતી

મનગમતું સાદળિયું રસ્તો મેલીને ક્યાં વળિયું
અમે આંખથી અજવાળાં લગ વિસ્તરતું ઝગઝળિયું

હરિયાળી ભાત્યુંની સાખે
ચણોઠડીભર ટૂમો પાનેતરને છેડે પડ્યો
ભરબપ્પોરે રસ્તો પડખામાં પાંગરતો ભાળ્યો

ખરી પડ્યો તે ટહુકો રણમાં શોધે ક્યાં ગોકુળિયું
અમે આંખથી અજવાળાં લગ વિસ્તરતું ઝળઝળિયું

## નાડી નાડી ગંધનદી……

યોગિની શુક્લ

ભીતર ઝળહળ ઝળહળ
હાડે હાડે પહાડ પીગળે દરિયો ખળખળ ખળખળ.

નાડી નાડી ગંધનદી
રોમ રોમ કસ્તૂરી
શ્વાસે શ્વાસે વાદળ ટપકે હોઠે જળજળ જળજળ.

નખ નખ માણેકઝાંય
સ્પર્શ સ્પર્શ ગુલાલ
મૂળે મૂળે દીપ ઝબકે પર્ણ થળથળ થળથળ !

## ગીત

જયન્ત ઓઝા

અમે નથી કોઈ કવિ–બવિ
કે ગીત–ગઝલથી કોરા કાગળ ભરીએ.
અક્ષરના અઢળક ભંડારે
અર્થ વગરના મરીએ.

પ્રચ્છાઓના અડાબીડ જંગલની વચ્ચે
એક મજાનું નહીં પામ્યાની મૂંઝવણ કેરું મૃગલું દોડે,
પાછળ પાછળ શ્વાસ બધે નાંખી ને
મનના નહીં નાથેલા ઘોડા દોડે,
કોઈ બતાવો મારગ એને ક્યાં જઈને આંતરીએ?

સંતાકૂકડી કોઈ રમે ને બંધ આંખના અંધારામાં
સંતાતો હું રોજ સમયની સાથે,
નહીં જડવાની ભ્રમણા ઓઢી રોજ રોજ પકડાઈ જતો
હું ક્યારે? કોના હાથે?
ઓળખના ઘૂઘવતા દરિયે તળિયે જઈને ઠરીએ.

## તાળી દીધી છે

આહમદ મકરાણી

શબ્દ જેવા પીરની પ્યાલી પીધી છે;
વેદના સઘળી અમે માથે લીધી છે.
શહેર આખું આ તરફ જોયા કરે છે;
આંગળી મારા તરફ કોણે ચીંધી છે?
હાથ જાણે કે બગીચો મઘમઘે છે;
મેં હથેલી ફૂલથી ક્યારે વીંધી છે?
સાવ ચકડોળે ચડી જિંદગી આ
આ સમયને રાસમાં તાળી દીધી છે.

## બે હાઈકુ

ભીખાભાઈ પ્રજાપતિ

પાણિયારીનો
પાલવ ભીનો: ચાલી
ગાગર ખાલી.

o

પથ્થર તોડી
તૃણ ઊગ્યું: કોદાળી,
દાતેડું બુઠ્ઠું.

## વૃષ...

શાસ્ત્રી જયેન્દ્ર દવે

પૂર્વજન્મનો અભિશપ્ત હો' મહામનસ્વી
ઓજસ્વી અવતાર ધરીને રોજ માર્ગમાં મહાલે-
પરણુ-પરણુથી ઝરઝર ઝરતાં
સૂરજનાં ઘેઘૂર હૂંફાળાં અજબ ઉપરણે પ્રસ્વેદાતાં ભાલે !
હઠયોગીની ગુફા સમાણાં રંધ્ર-નાસિકા
મહીં પ્રવેશી
વૈશ્વાનરના સ્પર્શે પાછા હડસેલાતાં
ઉચ્છ્વાસે શો દીર્ઘ નિદાઘી ચોગરદમ વિસ્તાર પ્રસરતો......
ભીષણ કાયા
ભવ્ય આકૃતિ
સંગોપિત જ્યાં શબ્દ-સ્પર્શ-રસ-રૂપ-ગંધનાં સંવેદનની સરળ
સંસ્કૃતિ.

ચર્વિતચર્વણ વ્યસ્ત વિવર-મુખ
હૃષ્ટપુષ્ટ ગૌરવથી ગ્રીવા ઢળે..ઢળે ત્યાં
ચક્કર ચક્કર ચકડોળે પૃથ્વીના પ્રકટયા નાદ-અનાહત
કર્ણકુહરમાં રેલાતાં નિઃસ્તબ્ધ સકળ સુખ.
ગહન આંખની ખરલ મહીં ઘૂંટાયે જાતાં
એનઘેન અંધાર સદીઓનાં
યવનિકાપટલે તોળીને
ચરણુ-દંડ ઉદ્દંડ અડગ પર ધરાશાયી નિજ દેહ ખોડીને
ધીમે રહી બે ચાર'ક ડગલાં ચાલે
[ ચાલે તો ને ! ]
અંડકોશ-બ્રહ્માંડ ભરેલી ઊર્જાના આઘાતે
કેવાં કાળ-ગતિમાં ફંગોળાતાં લોલક જેવાં વૃષણ એહનાં હાલે....!

## આપણે

દિલીપ જોશી

નદી આંખમાં સ્હેજ ભરી ત્યાં ખળખળ ખળખળ થયા આપણે
સ્પર્શ કર્યો કે પીગળે પથ્થર એવા કોમળ થયા આપણે.

ફોરે ફોરે ઝિલમિલ ઝિલમિલ
પડછાયા ભીંજાતા લાગે,
ઇન્દ્રધનુના રંગો સઘળા
પાલવમાં પથરાતા લાગે;

તડકાને તાલી આપીને ઝળહળ ઝળહળ થયા આપણે.
સ્પર્શ કર્યો કે પીગળે પથ્થર એવા કોમળ થયા આપણે.

થરથર કંપે નભ આખું રે
પીંછું જ્યાં જળમાં વીંઝાયું,
હાલક-ડોલક કાંઠા થાતા
કોઈ હલેસું હડસેલાયું;

ઝરમરતા સગપણ સંગાથે હરપળ વાદળ થયાં આપણે
નદી આંખમાં સ્હેજ ભરી ત્યાં ખળખળ ખળખળ થયા આપણે.

## પરિતાપ

પ્રફુલ્લા વોરા

ભલે આ જિન્દગી માટે અમે મૃગજળ ઉછેર્યાં છે.
અને આ આંખના આકાશમાં વાદળ ઉછેર્યાં છે.

કનારાથી કદી ઊકલી શકયો ના ભેદ દરિયાનો,
હૃદયના દર્પણે બિમ્બો અમે નિર્મળ ઉછેર્યાં છે.

હવે સૂરજ ઊગ્યાની અટકળો કરવી નકામી છે,
ડૂબે જે લોહીની સાથે અમે એ છળ ઉછેર્યાં છે.

નથી ફરકયાં કદી અહીં સ્પર્શના કોમળ પતંગાઓ,
લીલેરાં ઘાસ પર ઝીણાં અમે ઝાકળ ઉછેર્યાં છે.

તમોને તો મુબારક હો વસન્તી વાયરા મીઠાં,
અમે તો પ્રેમથી આ આંગણે બાવળ ઉછેર્યાં છે.

## અધૂરી યાત્રાની વેદના

સુશીલા ઝવેરી

મા અણુવિકસ્યું એક ફૂલ હું તારી કૂખ ઉજાડી તેં ય આમ શેં અધવચ માયા મૂકી,
કાળ કળીનું થાત હું ફૂલ તમ બન્નેના સગપણની બની રહેત હું મધુ ગંધ,
મબલખ શમણાં ઉલટપુલટ પૂર ઊર્મિનાં આવ્યાં અવસરનો થયો ન હોત જો વધ;
વાસ કીધ તુજ ગર્ભગૃહે પળ ગોઝારી શાથી શાપિત લેણદેણ કયમ જવાય ચૂકી.
મા અણુવિકસ્યું એક ફૂલ હું તારી કૂખ ઉજાડી તેં ય આમ શેં અધવચ માયા મૂકી.

આકાર પ્રતિભા દંસ રૂપનો અણપડેલી પગલીનો પદચાપ તને સંભળાયા કરશે,
કો શિશુચહેરે અણદીઠું મમ મુખ પળપળ આંખોમાં ઉભરાઈ પછી વ્હેરાયા કરશે;
આપણ બન્નેના ધબકારે તાલ મેળવ્યો સરગમ શ્વાસની બજી ને થઈ ગૈ ટૂંકી,
મા અણુવિકસ્યું એક ફૂલ હું તારી કૂખ ઉજાડી તેં ય આમ શેં અધવચ માયા મૂકી.

ક્ષણક્ષણનું સંધાન કરીને વસંત આવ્યા પહેલા મા તેં વસંત શ્વાસમાં ઘૂંટી,
હું તવ માળાનું પંખી આ ઈંડાના આકારે મા આ આયખું મારું કેમ ગયું ખૂટી?
સ્પર્શ સહોદરને કરશે કો સ્મરણ આવી વચ્ચે પજવે મારુ થૈશ ના ઉર સૂકી,
મા અણુવિકસ્યું એક ફૂલ હું તારી કૂખ ઉજાડી તેં ય આમ શેં અધવચ માયા મૂકી.

જનમ-મરણની અધકચરી ગાથાનું અવ સ્મરણ તું વલોવાઈ ફરી ફરી કરજે,
ધોખો રાખ્યા વિણ મા તારી આંખમાં મમતા ઘેર ભરી ફરી ફરી તું ભીંજવજે;
જાણું છું ન વેદનાને વ્હાલભર્યાં હાલરડાં ગઈ શકીશ જયમ ગાય ગૈ હો વસૂકી,
મા અણુવિકસ્યું એક ફૂલ હું તારી કૂખ ઉજાડી તેં ય આમ શેં અધવચ માયા મૂકી.

## તું આવે ન આવે

રમણીક અગ્રાવત

આ ઝૂરેલ નભની છાતીમાં
આંખપીંછી ઝબોળ્યા કરું
એમ તો વાતવાતમાં – થોડા ખચકાટમાં
રાહ જોયા કરું
તું આવે, ન આવે
ચાલતા સહેજ પાછું જોયાં કરું…

વટાવી શેરી છલોછલ
આંગણાઓનો મોગરિયો કલરવ
વેલે ચઢતો પંગુ તડકો
લૂછી આંખ ઝાકળની ઊંડો શ્વાસ ભરું…

રંગભરેલાં ખેતરનાં ખેતર
થોડાં ભૂખ્યાં થોડાં ખરડાયેલાં
વ્હેળાં નાળાં ગરનાળાં
સૂસવતું ડમરીનું ભૂંગળ
છાતીના પિંજરામાં સુક્કો શ્વાસ ભરું…
તું આવે ન આવે, ચાલતા સહેજ પાછું જોયા કરું.

# ગીત

ભગીરથ બ્રહ્મભટ્ટ

મને કટકી સમજણ આપો રાજ કટકી આપો ગોતી રે
એ જ કટકીને અજવાળે રાજ ગોતી લઈશું મોતી રે.

આ દરિયો શાને કાજે રાજ નીલા ઘોડે દોડે રે?
રે દરિયાને દરબારે રાજ નદીઓ શ્વાસો જોડે રે?
અમે ઝાકળજળના વાસી રાજ સૂરજ લઈશું બોટી રે.

રે પર્વત શા કારણીયે રાજ મૂંગું મૂંગું ખીલે રે
આ ફૂલ કહોને ક્યાંથી રાજ રૂપો રંગો ઝીલે રે?
મને અઢળક જીવતર સાટે રાજ ચપટી ચકમક જોતી રે.

સહુ ગ્રહો અને નક્ષત્રો રાજ શાને સાટે ઝબકે રે?
રે ચાંદાને શું કહીએ રાજ ભરતી ભેળો ચમકે રે?
મને ફૂંક ફકીરી આપો રાજ ફોડું હું – પરપોટી રે.

રે ચંદરવરણા દિવસો રાજ કીકીવરણી રાતો રે
કે વાયુ શીળા વર્ણો રાજ ક્યાં ક્યાંથી લૈ વાતો રે?
રે વિધ વિધ રંગે રાગે રાજ પળપળ કેવી સ્હોતી રે?

અમે વાયુના ગાંસડિયું રાજ વિધવિધ ગાંઠો તાણી રે
રે અચરજનું એક અચરજ રાજ નોખી નોખી વાણી રે
આ માટીની મ્હોલાતું રાજ ઝટપટ નાખો તોડી રે.

## એક રચના | રમણીક સોમેશ્વર

મેં લખવા ધારેલા કાગળ નીચે મારી
સહી કરી ને......
વચ્ચેનો અવકાશ આંખમાં ઝૂલે
કશુંક ધીમે ધીમે ખૂલે
અક્ષર અગડંબગડં
તરડાતા મરડાતા અક્ષર –
ખરડાતા – ડોકાતા
ત્યાં તો ફૂલ

અક્ષરની રેકણ-લાકડીએ
ડગલું માંડી બેઠાં
એને ભૂલ કહો તો ભૂલ
અક્ષર ખર ખર ખર ખર ફૂલ......
સામે લંબાતો લંબાતો કાગળ
વચ્ચેનો અવકાશ લઈને ઝૂલે
કશુંક ધીમે ધીમે ખૂલે
મેં લખવા ધારેલો કાગળ
ઝળહળ ઝળહળ ઝૂલે......

ગ્રાફ જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૮૯

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શિશિર : ૨૦૪૫ : સળંગ અંક ૧૮૮ : દ્વિજ અંક ૧૧૬

માર્ચ-એપ્રિલ ૧૯૮૯

તંત્રી ધીરુ પરીખ

કાવ્યો



સલાહકાર : રાજેન્દ્ર શાહ, નિરંજન ભગત

○ દેશમાં વાર્ષિક લવાજમ રૂ ૩૦, પરદેશમાં પાઉંડ ૬ અથવા ડૉલર ૧૦ આજીવન લવાજમ માત્ર રૂ. ૩૦૦
● આ અંકની છૂટક કિંમત રૂ. ૬
○ 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ
મુદ્રણસ્થાન – સ્વાતિ પ્રિન્ટિંગ પ્રેસ, અમદાવાદ-૩૮૦૦૦૭

'કવિલોક'-સંચાલિત

# વિશ્વ કવિતા કેન્દ્ર

'કાંચનાર', શાહીબાગ, અંડરબ્રિજ સામે, અમદાવાદ ૩૮૦ ૦૦૪
ટે નં. ૬૭૬૭૪

સપ્ટેમ્બર ૧૯૮૭માં વિશ્વ કવિતા કેન્દ્રના આરંભ પછી આજ સુધીમાં એમાં વિવિધ ભાષાના કાવ્યસંગ્રહો, કાવ્યવિવેચનના ગ્રંથો, કવિઓનાં જીવનચરિત્રો અને પત્રો આદિના ૨૦૦૦ થી વધુ ગ્રંથો સંગૃહીત થયા છે. પુસ્તકદાતાઓને વિનંતી છે કે પોતે જે પુસ્તકો વિશ્વ કવિતા કેન્દ્રને દાનમાં આપવા માગતા હોય તેમણે તે પુસ્તકોની યાદી પ્રથમ મોકલી આપવા વિનંતી છે.

વિશ્વ કવિતા કેન્દ્રમાં આજ સુધીમાં નીચે પ્રમાણે વ્યાખ્યાનોનું આયોજન થઈ ગયું છે:

૧. નોબેલ પારિતોષિક વિજેતા રશિયન કવિ જોસેફ બ્રોડ્સ્કિની કવિતા—નિરંજન ભગત
૨. ઇઝરાયલી કવિ યહુદા આમીચાઈની કવિતા—ધીરુ પરીખ
૩. રા. વિ. પાઠકની કવિતા—યશવન્ત શુક્લ
૪. જ્ઞાનપીઠ પુરસ્કારવિજેતા ઉડિયા કવિ સચ્ચી રાઉતરાયની કવિતા—ભોળાભાઈ પટેલ
૫. રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું સ્વમુખે પઠન
૬. જ્ઞાનપીઠ પુરસ્કારવિજેતા મરાઠી કવિ 'કુસુમાગ્રજ'ની કવિતા—જયન્ત જોશી
૭. ફ્રેન્ચ કવિ વિક્ટર હ્યુગોની કવિતા—નિરંજન ભગત
૮. અમેરિકન કવિ વૉલ્ટ વ્હિટમનની કવિતા—ધીરુ પરીખ

આ ઉપરાંત તાજેતરમાં જ એપ્રિલ ૧૯૮૯ની ૮-૯મી તારીખોએ ટી. એસ. એલિયટની જન્મશતાબ્દીના ઉપલક્ષ્યમાં એમના સર્જન વિશેનો પરિસંવાદ નિરંજન ભગતના પ્રમુખપદે યોજાઈ ગયો. પરિસંવાદના વિષયો અને વક્તાઓ આ પ્રમાણે હતા:

**પહેલી બેઠક**

કવિ એલિયટ —નલિન રાવળ
નાટ્યકાર એલિયટ—રમેશ મ. દવે
વિવેચક એલિયટ —સુમન શાહ

**બીજી બેઠક**

એલિયટ અને પરંપરા—ભોળાભાઈ પટેલ
એલિયટ અને આધુનિકતા—ચન્દ્રકાન્ત ટોપીવાળા
એલિયટ અને કવિકલા—દિગીશ મહેતા

**ત્રીજી બેઠક**

'ધ વેઈસ્ટ લેન્ડ'—અનિલા દલાલ
'ધ હૉલો મેન'—ચન્દ્રકાન્ત શેઠ
'ફોર ક્વાર્ટેટ્સ'—ધીરુ પરીખ

## નિમંત્રણ

મે ૧૯૮૯ની ૬, ૧૩, ૨૦ અને ૨૭ તારીખોએ એલિયટના કાવ્ય 'ફોર ક્વાર્ટેટ્સ' પર ધીરુ પરીખ વિશ્વ કવિતા કેન્દ્રમાં સાંજે ૭ વાગ્યે વ્યાખ્યાનો આપશે. કાવ્યરસિકોને ઉપસ્થિત રહેવા નિમંત્રણ છે.

## કવિલોક ટ્રસ્ટને મળેલાં નવાં દાન

| | રૂ. |
|---|---|
| વર્ધમાન એજ્યુકેશન ટ્રસ્ટ, મુંબઈ | ૫૦૦૦–૦૦ |
| ડૉ. મૂળજીભાઈ શિવાભાઈ પટેલ ટ્રસ્ટ, મુંબઈ; હ. હર્ષદ ઠાકોર | ૨૦૦૦–૦૦ |
| શ્રી લાભશંકર ઠાકર, અમદાવાદ | ૫૦૦–૦૦ |
| શ્રી રાજેન્દ્રભાઈ જમનાદાસ શાહ, મુંબઈ | ૫૦૦–૦૦ |
| શ્રી ભૂપતરાય દોશી, અમદાવાદ | ૫૦૦–૦૦ |
| શ્રી જયન્ત પારેખ, મુંબઈ | ૫૦૦–૦૦ |
| ડૉ. દિલીપ મોદી, સૂરત | ૧૦૧–૦૦ |
| ડૉ. કિશોર મોદી, વડોદરા | ૧૦૧–૦૦ |
| શ્રી કિશોરસિંહ સોલંકી, મહુધા | ૧૦૧–૦૦ |
| શ્રી ઇન્દુકુમાર ત્રિવેદી, અમદાવાદ | ૫૧–૦૦ |

- વિશ્વ કવિતા કેન્દ્ર રવિવાર અને જાહેર રજા સિવાયના દિવસોએ સવારે ૧૦ થી સાંજે ૫ સુ વાચકો માટે ખુલ્લું રહે છે.
- વિશ્વ કવિતા કેન્દ્ર માટે પ્રવેશપત્ર મેળવવું અનિવાર્ય છે. કેન્દ્રમાં મુદ્રિત ફોર્મ ભરી તે વિનામૂ મેળવી શકાય છે.
- પુસ્તક કે રોકડ સ્વરૂપે ભેટ આવકાર્ય છે.

# ટી. એસ. એલિયટ

'કવિલોક' દ્વૈમાસિકનો સપ્ટેમ્બર–ઑક્ટોબર ૧૯૮૮નો અંક એલિયટ વિશેષાંક તરીકે પ્ર થયો હતો. આ વિશેષાંક માત્ર ગ્રાહકો માટે જ હતો. પરન્તુ એ બધી જ સામગ્રી હવે ગ્રંથ સ્વરૂ ઉપલબ્ધ છે. લગભગ ૩૭૫ પૃષ્ઠના, ફૂલ્સ કૅપ કદના, પાકા પૂઠાની અમેરિકન બંધાઈના આ સચિત્ર ગ્રંથની કિંમત માત્ર રૂ. ૭૦–૦૦ છે. ગ્રંથની નકલો મર્યાદિત હોવાથી તે સવેળા પ્રાપ્ત કરી લેવ હિતાવહ છે.

: પ્રાપ્તિસ્થાન :

'ગ્રંથાગાર' : જવાહરલાલ નેહરુ મ્યુનિસિપલ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ–૯

'સાહિત્યમિલાપ' : ધર્મેન્દ્રસિંહજી કૉલેજ સામે, રાજકોટ–૩૬૦ ૦૦૧

વસંત વિ. સં. ૨૦૪૫ કવિલોક માર્ચ–એપ્રિલ ૧૯૮૯

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितमाविराविर्म एधि ।

## ગીત

ઊર્મિકાવ્ય જાતિમાં ગીતનું સંવિધાન અમુક આવશ્યક એવા રૂપવિધાયક ઘટકોના વિનિયોગ પર આધાર રાખે છે. છતાં એની સંરચનામાં પ્રયોગોને અવકાશ છે. એનું પરિમાણ લાઘવયુક્ત હોઈ એ એને અનુકૂળ તરલ મુલાયમ અને નાજુક ભાવવીચિને રજૂ કરવાની નેમ રાખે છે. એ ભાવસ્પન્દની બહુધા કથ્ય નહિ, પણ વર્ણ્ય, લક્ષ્ય કે વ્યંગ્ય અભિવ્યક્તિ સાધવા મથે છે. ગીત કથન, નિવેદન કે આત્મોદ્‌ગારનો અભિગમ યોજે પણ તદ્દન કથનાત્મક ન બને. સ્ફુટ-અસ્ફુટ વ્યંજનાથી એ રમણીય બને છે. લોકગીતની કહેવાતી સરળતામાંય એની લાઘવનિર્ભર ચારુતા, ચાતુરી કે ચોટ હોય છે અને એ લાંબું હોય તો વર્ણન-નિર્ભર ચિત્રાંકન કે ભાવમાધુરી ધરાવતું હોય છે. ગીતની માંડણીમાં, એના ઉપાડમાં નાવીન્યને અવકાશ છે. ગીતની આરંભની પંક્તિ ભારે વૈચિત્ર્યભરી ચોટ જન્માવનારી હોય. અલબત્ત, એ કક્ષાએ આખી રચનાને જાળવવી એ ગીતકવિ માટે એક આહ્‌વાન પણ બને. આરંભની પંક્તિને ગીતના અંતરાઓમાં સમર્થિત કરવાની ન હોય, પણ એમાંથી પછીની ગીતકડીઓમાં કે અમુક પંક્તિએકમોમાં ગીતનું સંવેદન આવર્તન પામતું, અમળાટ લેતું લીલયા ગતિ કરે એવું એનું આયોજન હોય છે. ધ્રુવપંક્તિનો ભાવવિશેષ ગીતના અંતરાની પછીની એક પંક્તિ સાથે બહુધા પ્રાસ દ્વારા મેળ સાધીને એના એક ભાવએકમને આકૃત કરે છે. ગીતનો અંતરો બે જ પંક્તિનો હોય એવો કોઈ નિયમ નથી. એ ત્રણનો પણ હોય, સાડાત્રણ–ચાર પંક્તિનો પણ હોય. ગીતના ભાવ-તર્કની એક ઘટકની સીમામાં રહીને એનું પંક્તિમાપ નિયત થાય. પણ ત્રણ–ચાર પંક્તિથી વિશેષ એ મોટે ભાગે ન વિસ્તરે.

ભાનુપ્રસાદ પંડ્યા

(‘ અનુચર્વણા ’માંથી )

# અભિવ્યક્તિની કલા

## રાજેન્દ્ર શાહ

'એકોઽહમ્ બહુસ્યામ્'માં બ્રહ્મનો, પોતાની અભિવ્યક્તિ માટેનો પ્રથમ સંકલ્પ આપણે જોઈએ છીએ. જે કેવળ ચિન્મય હતું, અવ્યક્ત હતું, તે હવે કલાવંત બન્યું. અનેક રૂપમાં આવિર્ભાવ પામ્યું. સૃષ્ટિમાં આમ આવિર્ભાવ પામેલું પ્રત્યેક રૂપ,–પ્રત્યેક વ્યક્તિમાં મૂળ 'હું વ્યક્ત થાઉં, હું વ્યક્ત થાઉં' એવી, સૂક્ષ્મ વાસના હોય છે. દરેકમાં એ જુદી જુદી રીતે ક્રિયાશીલ બને છે. બીજની વાસના વૃક્ષરૂપે પ્રકટ થાય છે. પશુમાં, પંખીમાં, માનવીમાં પ્રાણીમાત્રમાં સતત એ જ ક્રિયાશીલ છે. આપણું સમગ્ર જીવન ક્ષણે ક્ષણે અભિવ્યક્તિની ભિન્ન ભિન્ન કલાને જ સ્ફુટ કરતું હોય છે. આ અભિવ્યક્તિ ચૈતન્યની એક સ્વાભાવિક સ્વયંભૂ ક્રિયા છે; ઔપાધિકી નથી. એકોઽહમ્ બહુસ્યનો પરાત્પર બ્રહ્મે સંકલ્પ કર્યો તે આનંદ માટે. બ્રહ્મને આપણે સદ્‌ચિદાનંદ સ્વરૂપ કહ્યું છે. અહીં એક વાત ઉલ્લેખ કરવા યોગ્ય લાગે છે. બ્રહ્મનું આ સચ્ચિદાનંદ સ્વરૂપ તે એનું વિશ્વમય સ્વરૂપ. અદ્વિતીય નહિ, અનેકમાં પરિણમેલું સ્વરૂપ એનું અદ્વિતીય સ્વરૂપ–સ્વરૂપ કેમ કહેવાય? જ્યાં એ અદ્વિતીય છે ત્યાં તે અવ્યક્ત છે, અરૂપ છે – એને આપણે ઓળખીએ સત્ ચિત્ત શાન્ત આત્મા તરીકે. એકમેવ બ્રહ્મ જેમ અભિવ્યક્તિ દ્વારા આનંદ અનુભવે છે તેમ પિંડસ્થ પ્રાણ પણ.

આ અભિવ્યક્તિમાં કવિતાકલાનું સ્થાન શું? જે અભિવ્યક્તિ સર્વ-સામાન્ય છે તેની વાત આપણે કરી. સર્વસામાન્ય અભિવ્યક્તિ વ્યષ્ટિનિષ્ઠ છે પણ સ્વભાવે જ એ ગતિશીલ છે. શૂન્યમાંથી એ પરિણામ પામી સાકાર રૂપમાં આખરે તો શૂન્યમાં વિલીન થવાનું, સમુદ્રમાંથી ઉત્થાન પામેલો તરંગ સમુદ્રમાં વિલીન થાય તેમ. પણ વ્યક્તિચૈતન્ય જ્યારે વિશ્વચૈતન્ય સાથે સાયુજ્ય અનુભવે છે ત્યારે એનું વ્યક્તિત્વ યુનિવર્સલ–વિશ્વમય–બને છે. જગત કવિનું બહુમાન કરે છે તેનું કારણ મને આમાં રહેલું લાગે છે. કવિ કેવળ પોતાને જ વ્યક્ત નથી કરતો, એ કેવળ નિજનિષ્ઠ નથી રહેતો, એની દ્વારા તો નિખિલ અભિવ્યક્તિને પામે છે. બધાં એની અભિવ્યક્તિ દ્વારા સ્વકીય અભિવ્યક્તિનો આનંદ અનુભવે છે. કવિ આ રીતે જ વ્યષ્ટિરૂપે મટી સમષ્ટિ સ્વરૂપ બન્યો હોય છે.

પણ કવિની પાસે એવું તે કયું સાધન છે જે એને આવી અસામાન્ય સિદ્ધિ અપાવે છે? એ છે એની સંવેદના શક્તિ, એની ક્રાન્ત દૃષ્ટિ. આ બન્ને શબ્દો અમુક અંશ સુધી પર્યાયવાચક લાગે છે. સંવેદના શક્તિ તે પરકાયાપ્રવેશશક્તિ. એ શક્તિ દ્વારા પ્રત્યેકના હૃદયનો ભાવ કંપ આત્મસાત્ કરે છે. ક્રાંતદૃષ્ટિનું રહસ્ય પણ એ જ છે. ને છતાંય બન્નેમાં ભેદ છે. ક્રાંત-

દષ્ટિ વધારે વ્યાપક છે. સંવેદના વસ્તુગત છે, આકારનો એને આધાર છે. ક્રાંતદર્શન તો એથી ય આગળ જઈ, – જે આકારની અંદર નિબદ્ધ નથી, એટલે કે રૂપમાત્રની પેલી બાજુએ, – અરૂપ-નો પણ સાક્ષાત્કાર કરી આવે છે. વાણી દ્વારા કવિ એને વ્યક્ત કરે છે. શબ્દ અને અર્થમાં પ્રકાશક-પ્રકાશ્ય સંબંધ રહેલો છે. શબ્દ દ્વારા પ્રકાશ્ય વસ્તુ અભિવ્યક્ત થાય છે. પરંતુ જ્યારે અરૂપના અનુભવને વાણી દ્વારા રૂપસ્થ નથી કરી શકાતો ત્યાં વાણીની વચ્ચેના મૌન દ્વારા એની પ્રતીતિ કરાવીને કવિ પોતાનું કાર્ય સાધે છે.

કવિહૃદયની આ પ્રક્રિયાને યોગની સાધના સાથે હું સરખાવું છું. યોગી ચિત્તવૃત્તિનિરોધ દ્વારા નિર્વિકલ્પ બનીને બ્રહ્માનુસંધાન પામે છે. એનો માર્ગ છે withdrawal નો, ત્યાગનો; બાહ્ય વ્યાપારોમાંથી ચિત્તને વાળી લઈને, સર્વ કર્મને, કરણોને એકમાં લીન કરવાનો. કવિની રીતિ નિરાળી છે. એનો માર્ગ ત્યાગનો નથી પણ પુરસ્કારનો છે. વાલ્મિકીને આંગણે જ લવ-કુશનાં પારણાં બંધાય. સર્વના અંતરમાં પ્રવેશીને, સર્વમય વ્યાપક બનીને સત્ચિત્શાન્ત સ્વરૂપ સાથે નહિ પણ પ્રથમ તો સત્ચિત્ આનંદ સ્વરૂપ સાથે એ અનુસંધાન પામે છે. શાન્ત સ્થિતિ તો આનંદની સમાધિરૂપ સ્થિતિ છે, ચરમ સ્થિતિ છે. આનંદની પછી, તૃપ્તિની પછી આવતી સ્વાભાવિક સ્થિતિ છે.

પારધીને હાથે, ક્રૌંચ મિથુનમાંથી એકને વીંધાયલું જોઈ ઋષિહૃદય આઘાત પામ્યું. અનુકંપનો ઉદ્‌ગાર સહજ રીતે નીકળી ગયો. સર્વસામાન્ય આ અનુભવ છે. જે જુએ તેને એમ જ થાય. પણ જ્યાં બીજાં બે આંસુ સારીને અટકી જાય ત્યાં કવિહૃદય અટકતું નથી. એના માનસસરોવરમાં ઉત્પન્ન થયેલું પ્રસ્પંદનું આ વર્તુલ અનંતના ઓવારે જઈ શમે છે. બીજાં ન કરી શકે એવું વિશિષ્ટ દર્શન અહીં એને મળી જાય છે. દર્શનના આ અનુભવને એ વાઙ્મય સ્વરૂપ આપે છે. રાગિણીચિત્રોનું સાહિત્ય હું વાંચતો હતો. આપણી પરંપરાએ એ ચિત્રો-ને ધ્યાનચિત્રો કહ્યાં છે એ મને ત્યારે જાણવા મળ્યું. કવિનું સર્જન આ ધ્યાનદષ્ટિની જ નીપજ છે. સામાન્ય જાગ્રત ભૂમિકાની નહીં પરંતુ તુરીય પ્રદેશની. કવિના માર્ગને મેં યોગ-સાધનાના માર્ગ સાથે સરખાવ્યો છે તો કહી શકાય કે કવિનો યોગ એ ઐકાંગિક નહિ પણ પૂર્ણયોગ છે. કવિ સર્વનો પુરસ્કાર કરીને સર્વ-ગત બનતો હોય છે. મારા મનમાં કવિનું આ ચિત્ર છે; સ પર્યગાચ્છુક્રમ્...મનીષી પરિભૂઃ કવિ સર્વગત છે, તેજોમય છે, સર્વજ્ઞ છે, ઉત્કૃષ્ટ છે.

અને એવો કવિ તે હું નથી. મારી લઘુતા હું જાણું છું. આપણે બહુમાન કરીએ છીએ તે તો 'સ પર્યગાચ્છુક્રમ્... મનીષી પરિભૂઃ'નું. જે અંજલિ આપણે આપીએ છીએ તે એને. એને આપવાના અર્ઘ્યનો વાહક આજે આપે મને બનાવ્યો છે. પુરોહિત બનાવ્યો છે. મને એ સ્થાન આપવા માટે આપ સૌનો હૃદયથી હું આભાર માનું છું.

---

* રણજિતરામ સુવર્ણચંદ્રક સ્વીકારતી વખતે આપેલો પ્રતિભાવ.

## ૭ ષટ્પદી

### રાજેન્દ્ર શાહ

### ૧ કેલેન્ડર પરનું બાળક

તિથિ–તવારીખના ફલક પર ખિલખિલ હસી રહ્યું બાળ,
મ્હારી ભણી તેજલ નજર : પ્રતિઘોષ કરે ચોમેરની ભીંત.
એકાકી અલસ મ્હને નિહાળી નેજાણે એણે ઉરાડચો ગુલાલ,
સહસા ઓસરી જાય અંગઅંગમહીં મ્હારાં વ્યાપેલ તે શીત.
કોણ મ્હારી પાછળથી કાનમહીં ભણી રહ્યું ઝરમર ગાન !
ઘર નહીં; એક શ્યામ પર્ણ પર શિશુ અને નીલ આસમાન.

### ૨ કલનશીલ ઘડી

પ્રાંગણના છાપરાની વળીને આધાર નીડ બાંધે બે કપોત,
ઘુઉ..ર ઘુઉ..ર આનંદને સૂર; સળી-ડાંખળીના તાણેવાણે.
(કોયલની વેલનાં કમનીય ફૂલનો નીલ રોમાંચ ન જાણે !)
નાનેરું કાનન અહીં. હિલોળે વહંત એની ભિનાશનો સ્રોત.
કપોતીના ઉદરમાં જે અતીત, ધરંત એ દેહ ભવિતવ્ય :
ઘુઉર–ઘુઉર–ગભીર આકાશ, ને કલનશીલ ક્ષણ ધન્ય.

### ૩ પ્રથમ વૃષ્ટિ

પ્રથમ વૃષ્ટિજલ પ્લાવિત ધરા–મેઘ–મેદુર શ્યામલ રાત્રિ.
ધારાનો અવાજ ભેદી એકાએક ચોમેરથી દાદુરનો નાદ :
પાતાળ ફોડીને ધસી આવતા ઝરણ જેમ પ્રગટ આહ્‌લાદ,
આ અંધારે જાણે ભજવાઈ રહ્યું સ્વાગતનું નાટ્ય બહુપાત્રી :
તન્દ્રિત નયને મુજ એકએક બોલ જાણે તડિતનું તેજ,
સાકાર તે બની રહે સ્વપ્ન : મ્હારે અધર જણાય રતિ-હેજ.

### ૪ સાયુજ્ય

ભીને વાન ફાગણ ને શ્રાવણ ગુલાલ-રંગ-રૂડો શો લહાય !
એડી થકી ધરતીની ઠેક લેઈ સામસામી દિશાને ગગન
પાંખ વીંઝી આવે મ્હારા ઝુલણાની હીંચ કરી ખગ-શું કૂજન.
મ્હારા સંગ હોંશે રમી રહ્યો સમીરણ પણ ફૂલ્યો ન સમાય.

* કવિલોક માર્ચ–એપ્રિલ ૧૯૮૯

પ્રતિયોગમહીં નહીં, સાયુજ્ય પામેલ જોઉં ઉભય મોસમ,
જલ સંગ ભળ્યા ચંદનની, અહો, અનુત્તર મધુર ફોરમ!

૫ આતંક

ભીષણ શાસકને આતંક
કારાગારમહીં રુદ્ધ અબલાને અંક
શિશુ: રિપુસૂદન સંભૂતિ.
યુગ-યુગાન્તરે અનિવાર
કૃતાન્ત કાલ કોઈ હોતાનો લૈ આધાર
નરયજ્ઞ-ક્ષેત્રે દે આહુતિ.

૬ વહી જાય દિન

દૂર દૂરની ક્ષિતિજ પાર, પ્રિય, ઓઝલ રહેશે ચિરકાલ?
અનિમેષ નેત્રે મુજ આરૂઢ અગન:
હજી તારે અંચલ ન નીલ છે ગગન.
દીપકની આકુલ પ્રલંબ મીંડમહીં ત્હારો પુરાય ન તાલ!
વહી જાય દિન; જાગરણે જાય રાત.
બધિર શ્રવણે અથડાઈ વ્યથા મ્હારી કરી રહી યાતાયાત!

## પ્રવાસી

### કિશોરસિંહ સોલંકી

**૧. ક્યાં જવું છે મારે?**

આ આકાશ...અવકાશ...માત્ર શૂન્યાવકાશ!

નીચે પાણી, બસ, પાણી જ પાણી, સાગર!
વચમાં વહેતી હવા – વચ્ચે અમે!
અવકાશ ને અમે!

વિમાનની પાંખ ઉપર ઊડતો ઊડતો આવીને
બેઠેલો સૂરજ હમણાં ક્યાં હતો એ? અમે?
હમણાં તો હતું માત્ર અંધારું–કાળુંમેંશ!

અમે મળી ગયા આકાશે, અધવચ્ચે
ઉપર આભ નીચે પાણી
ના આરો કે ના કિનારો!

ધીમે ધીમે પીવાતું જાય આકાશ
પીવાતો જાય સાગર
પીવાતો જાય પ્રકાશ
એકાકાર મારામાં આ બધું જ!
હું અંદરથી હસ્યો
સારી આંખોમાં એનો નશો!
બધું જ એક, એક સાથે એક, પાસપાસે
સૂરજ પણ હળવે હળવે ઓગળતો જાય મારામાં

## ૭ ષટ્પદી

### રાજેન્દ્ર શાહ

### ૧ કેલેન્ડર પરનું બાળક

તિથિ–તવારીખના ફલક પર ખિલખિલ હસી રહ્યું બાળ,
મ્હારી ભણી તેજલ નજર : પ્રતિઘોષ કરે ચોમેરની ભીંત.
એકાકી અલસ મ્હને નિહાળી નેજાણે એણે ઉરાડયો ગુલાલ,
સહસા ઓસરી જાય અંગઅંગમહીં મ્હારાં વ્યાપેલ તે શીત.
કોણ મ્હારી પાછળથી કાનમહીં ભણી રહ્યું ઝરમર ગાન !
ઘર નહીં; એક શ્યામ પર્ણ પર શિશુ અને નીલ આસમાન.

### ૨ ફલનશીલ ઘડી

પ્રાંગણના છાપરાની વળીને આધાર નીડ બાંધે બે કપોત,
ઘુઉ..ર ઘુઉ.ર આનંદને સૂર; સળી-ડાંખળીના તાણેવાણે.
(કોયલની વેલનાં કમનીય ફૂલનો નીલ રોમાંચ ન જાણે !)
નાનેરું કાનન અહીં. હિલોળે વહંત એની ભિનાશનો સ્રોત.
કપોતીના ઉદરમાં જે અતીત, ધરંત એ દેહ ભવિતવ્ય :
ઘુઉર–ઘુઉર–ગભીર આકાશ, ને ફલનશીલ ક્ષણ ધન્ય.

### ૩ પ્રથમ વૃષ્ટિ

પ્રથમ વૃષ્ટિજલ પ્લાવિત ધરા–મેઘ–મેદુર શ્યામલ રાત્રિ.
ધારાનો અવાજ ભેદી એકાએક ચોમેરથી દાદુરનો નાદ :
પાતાળ ફોડીને ધસી આવતા ઝરણ જેમ પ્રગટ આહ્લાદ,
આ અંધારે જાણે ભજવાઈ રહ્યું સ્વાગતનું નાટય બહુપાત્રી :
તન્દ્રિત નયને મુજ એકએક બોલ જાણે તડિતનું તેજ,
સાકાર તે બની રહે સ્વપ્ન : મ્હારે અધર જણાય રતિ-હેજ.

### ૪ સાયુજ્ય

ભીને વાન ફાગણ ને શ્રાવણ ગુલાલ-રંગ-રૂડો શો લહાય !
એડી થકી ધરતીની ઠેક લેઈ સામસામી દિશાને ગગન
પાંખ વીંઝી આવે મ્હારા ઝુલણાની હીંચ કરી ખગ-શું કૂજન.
મ્હારા સંગ હોંશે રમી રહ્યો સમીરણ પણ ફૂલ્યો ન સમાય.

પ્રતિયોગમહીં નહીં, સાયુજ્ય પામેલ જોઉં ઉભય મૌસમ,
જલ સંગ ભળ્યા ચંદનની, અહો, અનુત્તર મધુર ફોરમ !

૫ આતંક

ભીષણ શાસકને આતંક
કારાગારમહીં રુદ્ધ અબલાને અંક
શિશુ : રિપુસૂદન સંભૂતિ.
યુગ-યુગાન્તરે અનિવાર
કૃતાન્ત કાલ કોઈ હોતાનો લે આધાર
નરયજ્ઞ-ક્ષેત્રે દે આહુતિ.

૬ વહી જાય દિન

દૂર દૂરની ક્ષિતિજ પાર, પ્રિય, ઓઝલ રહેશે ચિરકાલ ?
અનિમેષ નેત્રે મુજ આરૂઢ અગન :
હજી તારે અંચલ ન નીલ છે ગગન.
દીપકની આકુલ પ્રલંબ મીંડમહીં મ્હારો પુરાય ન તાલ !
વહી જાય દિન; જાગરણે જાય રાત.
બધિર શ્રવણે અથડાઈ વ્યથા મ્હારી કરી રહી યાતાયાત !

## પ્રવાસી

### કિશોરસિંહ સોલંકી

### ૧. ક્યાં જવું છે મારે ?

આ આકાશ...અવકાશ...માત્ર શૂન્યાવકાશ !
નીચે પાણી, બસ, પાણી જ પાણી, સાગર !
વચમાં વહેતી હવા – વચ્ચે અમે !
અવકાશ ને અમે !

વિમાનની પાંખ ઉપર ઊડતો ઊડતો આવીને
બેઠેલો સૂરજ હમણાં ક્યાં હતો એ ? અમે ?
હમણાં તો હતું માત્ર અંધારું–કાળુંમેંશ !

અમે મળી ગયા આકાશે, અધવચ્ચે
ઉપર આભ નીચે પાણી
ના આરો કે ના કિનારો !

ધીમે ધીમે પીવાતું જાય આકાશ
પીવાતો જાય સાગર
પીવાતો જાય પ્રકાશ
એકાકાર મારામાં આ બધું જ !
હું અંદરથી હસ્યો
મારી આંખોમાં એનો નશો !
બધું જ એક, એક સાથે એક, પાસપાસે
સૂરજ પણ હળવે હળવે ઓગળતો જાય મારામાં

હું એનામાં!

પ્રકાશ – માત્ર પ્રકાશ! અવકાશ!
હવાના રસ્તેથી દોડતું વિમાન
સ્થિર હું, ગતિવિહીન!
ક્યાં જવું છે મારે?
ક્યાં જઈ રહ્યો છું હું?
છે કો' ભાન?
–હા, આંદામાન!

૯–૧–૮૯

(કલકત્તાથી પોર્ટબ્લેર જતાં વિમાનમાં)

*

## ૨ પોર્ટબ્લેર

ક્યાં હતા હમણાં આપણે?
ક્યાં છીએ આ ક્ષણે?

એક પછી એક
બધું જ રહી ગયું પાછળ, છેક!
ઊડતી ધૂળ
ફરફરતું ઘાસ
અરે! આખેઆખું મકાનોનું જંગલ!
ધરતીનો છેડો
બધું જ અદૃશ્ય?
તો પછી જવું છે ક્યાં?
આગળ ને આગળ, જ્યાં જવાય ત્યાં!
(સ્થળ–કાળ પાર?)

અહો! જુઓ...જુઓ...
પાણી ઉપર તરતા પથ્થર
પથ્થર ઉપર પથ્થર
લીલા લીલા થર...થર ઉપર થર...પથ્થર...

જાણે ઊડતો આવતો પવનપુત્ર હનુમાન[1]
આ સામે તરતો એ વિસ્તાર, આંદામાન!
કેવી આવતી દરિયાની મીઠી લ્હેર?
લ્યો, ઉતરો, આવી ગયા
આ પોર્ટબ્લેર!

૯–૧–૮૯

(આંદામાનના ટાપુઓ જોઈને વિમાનમાંથી)

૧ એવું મનાય છે કે 'આંદામાન' એવું નામ 'હનુમાન' પરથી પાડવામાં આવેલું છે.

*

## ૩. દરિયાનું વૃક્ષ

મારી સામે ઊભું છે દરિયાનું વૃક્ષ!

પવનમાં ફરફરતાં એનાં પર્ણ–મોજાંનું સંગીત
રેલાયાં કરે છે સતત
એની ટોચ ઉપર સૂરજ માળો બાંધીને
અંધારાને સેવ્યા કરે છે સતત!

એની અગણિત વડવાઈઓ, લાંબી
માઈલોના માઈલો લાંબી, ક્યાં છે એનું થડ?
એનાં મૂળિયાંની ભાળ ન કર્યાય
તો ક્યાં હશે એનું મૂળ?

એની ડાળીએથી લોન્ચ-પંખી ઊડતાં
વહેલી સવારે
ને પાછાં વળતાં સાંજ સુધીમાં તો, નીડ ભણી!
અનેક ટાપુઓનો પડાવ છે એની શીતળ છાયામાં!
કેટકેટલાંનો આશરો છે આ વૃક્ષ?

દરિયાનું આ વૃક્ષ
યુગોથી લ્હેરાયા કરે છે, અવિરત!
એનું ક્યાં શોધવું કૂળ?

મારામાં રોપાતાં દરિયાનાં બીજ
ઊગવા લાગ્યું હળવે હળવે
મારામાં દરિયાનું વૃક્ષ !
વૃક્ષ ફૂલ્યું, ફાલ્યું, ફળ્યું, આવ્યાં અમૃતફળ
એ જ તો એનું મૂળ !
એ જ તો એનું ફળ !

૧૦-૧-૮૯
( પોર્ટબ્લેર )

*

### ૪. આંદામાનનો દરિયો

દરિયામાં ફરવાના દિવસો શરૂ થયા છે હવે
તેથી તો જ્યાં જુઓ ત્યાં દરિયો જ દરિયો !

० ० ०

અમને જોઈને હરખ્યો દરિયો
સામે લેવા આવ્યો દરિયો
હાથ લંબાવી હસતો દરિયો
બાથ ભરીને ભેટતો દરિયો
આંખમાં આંખ પરોવતો દરિયો
નજર બનીને પથરાતો દરિયો
શ્વાસમાં હવા-શો ભળતો દરિયો
જ્યાં જોઈએ ત્યાં દરિયો જ દરિયો...

० ० ०

આ દરિયો તો–
ટાપુઓને તેડી લઈને હળવેથી પંપાળતો દરિયો
એમાંથી કોઈ રડવા માંડે તો
એકાદ ચીંટિયો નાખતો દરિયો
ખડકો પાસે આવીને એકદમ અથડાતો દરિયો
વાંકાચૂકા, આડાઅવળા કિનારે કિનારે
ફરતો દરિયો
લીલું લીલું ચરતો દરિયો
વૃક્ષે વૃક્ષે ફળતો દરિયો
આંદામાનથી હડી કાઢતો
નિકોબારને મળતો દરિયો
નિકોબારથી કામ લઈને
આંદામાનમાં આવતો દરિયો
આંદામાનથી દોડતો દોડતો
મદ્રાસ-કલકત્તા પહોંચતો દરિયો
આમ, અવિરત ફરતો દરિયો
રાત-દિવસ ન જંપતો દરિયો

० ० ०

હસતો દરિયો
ખસતો દરિયો
લાચારી ન ભોગવતો દરિયો
અનેક યાતનાઓ ભોગવી છતાં
ક્યારેય ન તૂટતો દરિયો
સેલ્યુલરની કોટડીઓમાં વીરગર્જના કરતો દરિયો
ત્રિરંગાને મસ્તક ધરી ખુમારીથી જીવતો દરિયો
આઝાદીનો સાચો પયગામ સૌપ્રથમ
સંભળાવતો દરિયો
લોહી જેવો એકદમ કેમ લાલઘૂમ લાગતો દરિયો ?
દરિયો એટલે દરિયો જ દરિયો...

० ० ०

દરિયામાં ફરવાના દિવસો પૂરા થયા છે હવે
એટલે તો મારા કિનારે આવીને ઊભો છે દરિયો !
ન ધરતી ન આકાશ, બસ,
ભરતીનાં મોજાં લઈને મારામાં ઊછળતો દરિયો !

૧૨-૧-'૮૯
( પોર્ટબ્લેર )

## ૫. વિદાય

વહેલી સવારે કૉલબેલ વાગ્યો:
મેં ઊંઘમાંથી આળસ મરડીને પૂછ્યું : 'કોણ ?'
તો કહે કે, 'હું દરિયો !'
મેં બારણું ખોલ્યું, સામે હસતો ઊભો હતો દરિયો
અંદર આવી એણે કહ્યું : 'માફ કરજો,
પણ આજે તમે
જવાના છો એટલે મળવા આવ્યો છું
આપને !' પછી એણે
મારી સામે મોજાં-ગુચ્છ ધર્યો,
મેં હસતાં હસતાં તે લઈને આભાર માન્યો.
એણે કહ્યું : 'આપને મારા તરફથી
કંઈપણ તકલીફ
પડી હોય તો માફ કરશો !'
મેં કહ્યું : 'તને મળ્યાનો આનંદ આજીવન તો
ક્યારેય ભૂલી શકાય એમ નથી !'
તો તેણે કહ્યું : 'મારી ઇચ્છા તો તમને ઠેઠ સુધી
મૂકવા આવવાની હતી પણ......'
બોલતાં તે અટકીને તાકી રહ્યો મને–
એની નજરની છાલક વાગી મને–
–હું ભીંજાઈ ગયો આખેઆખો !
'...પણ હવે તમને ફરીથી અહીં આવવાનું મારું
ભાવભીનું આમંત્રણ છે, હું તમને
લેવા આવીશ સામે,
કલકત્તા કે મદ્રાસ સુધી !'
પછી નીચે નમી, હાથમાં હાથ મૂકી, ગંભીર પગલે
નીકળી ગયો બહાર – હું અંદર !
અને એ દૂર દૂર જતા દરિયાને હું તાકી રહ્યો
– ઊંચે આકાશમાંથી !

૧૩–૧–૮૯
(પોર્ટબ્લેરથી મદ્રાસ જવા વિમાન ઊપડ્યું ત્યારે)

## ૬. આવજે આંદામાન

આવજે આંદામાન...આવજે નીલા પાણી...
તારા કપાળે લાગેલી 'કાળા પાણી'ની ટીલી
ભૂંસાઈ ગઈ છે હવે તો–
તારી કાળાશ હતી ગોરાઓની આંખોમાં–
એ કાળાશ હતી આપણા દેશની ગુલામીની !
હવે આઝાદ છીએ આપણે – આપણો દરિયો પણ !
તેથી આપણી કાળાશ ધોવાઈ ગઈ છે
અને આજે તો એના ઉપર રૂપેરી વરખ ચડાવે છે
આ સમુદ્રનાં છલકાતાં મોજાં-સ્વતંત્રતા–

○ ○ ○

આંદામાન...
તને સાગરનો ખોળો ખૂંદવાનું મળ્યું છે,
બાળકની જેમ ?
તું તો આપણી સંસ્કૃતિનું સર્વોત્તમ ભૂલકું
હજુય તારું ભોળપણ અકબંધ સચવાયું છે તારામાં !
અમારા દંભનો વાયરો વાયો નથી તને
પણ આંદામાન
અમે છોડવાના નથી તને, ક્યારેય !
કારણ કે અમે માણસની ઓલાદ છીએ એટલે !

○ ○ ○

ક્રાંતિવીરોની યાતનાઓના હે મૂક સાક્ષી !
ભારતની મુક્તિનો અહાલેક જગવતો ત્રિરંગો
સૌપ્રથમ ફરક્યો હતો, અહીં જ, તારા ઉન્નત મસ્તકે !

○ ○ ○

તારી છલકાતી લીલાશ
ઘૂઘવતા કિનારા...
બસ, કિનારા જ કિનારા...
વેરણછેરણ તરતા ટાપુઓ
અને તને બાળકની જેમ સાચવતો સાગર, પિતા !

કેટકેટલું સદ્‌ભાગ્ય તને મળ્યું છે મારા ભાઈ?
આવજે આંદામાન આવજે હવે ફરીથી
કયારેક મળશું...

૧૩-૧-૮૯
(પોર્ટબ્લેરથી મદ્રાસ વિમાનમાં જતાં)

*

### ૭. સેલ્યુલર જેલ જોઈને...

અગણિત કોટડીઓ, એક ઉપર એક
ત્રણ ત્રણ માળ
એમાં સળવળતો કાળ!

° ° °

ઉપરથી નીચે, લોખંડના તોતિંગ સળિયા
સળિયા પાછળ સળિયા
કોઈ કોઈને કયારેય ન સળિયા!
કોટડીઓના દરવાજાની પાછળ ઊભો કાળ
એક સાથે ત્રણ ત્રણ માળ!
એની ચારે બાજુ અભેદ એવી પાળ
પાળની પેલે પાર પાણીની પાળ
એમાં બિછાવેલી ગોરાઓએ જાળ
એને તોડતો કાળ...

° ° °

આ જેલ
ભારતની આઝાદીનાં સ્વપ્નોનો લોહીથી
સિંચાયેલો આ મહેલ!

આજે એનું સાક્ષી કોણ?
બસ, રાષ્ટ્રિય-સ્મારક પૂરતું એનું માન?

° ° °

સળિયાઓની પાછળથી સંભળાય છે ચીસો
જીવતાંનાં હાડકાં ઘાણીએ પીસો
ચામડી ઉતારીને એમાંથી કઢાવો તેલ
હાથમાંથી ચાબૂક હવે પડતી ના મેલ!

° ° °

પેલી એકલી કાળ-કોટડી
એમાં લટકતાં દોરડાં
ગાળિયો ગળાનો – સ્મૃતિચિહ્ન શાનું?

° ° °

દરવાજામાં પેસતાં આવતો સ્મૃતિભંડાર
પ્રદર્શનમાં મુકાયાં છે યાતનાઓનાં સાક્ષી, હથિયાર!
એ યાતનાઓમાંથી ઊગ્યું છે આઝાદીનું વૃક્ષ....

° ° °

ઇતિહાસની એક માત્ર સાક્ષી આ અગણિત કોટડીઓ
એક ઉપર એક
વચ્ચેની હરોળમાં ઊભી છેવાડે છેક
એમાંથી ગર્જતો સાવરનો સાદ
બસ, આજે એટલું જ મને યાદ!

૧૩-૧-'૮૯

(પોર્ટબ્લેરથી મદ્રાસ વિમાનમાં જતાં)

---

આંદામાન અને નિકોબારના પ્રવાસ દરમિયાન રચાયેલી કૃતિઓ.

## વાતમાં જી તરબોળ

શશિશિવમ્

સાંજનો સમીર વાત લાવ્યો કંઈ રાતની અગમ મીઠી,
ટહુકો ખેરવી હાર પંખીની આભમાં જતી દીઠી.
ટહુકે ટમકયા તારલા તારલે ટહુકયું રાતનું મંન,
દૂર અજાણી ક્ષિતિજ સહસા ચમકયું બીજનું તંન.
પશ્ચિમ દિશનાં કંકુવરણાં સોનલ દ્વાર વસાતાં,
રતનટાંકયા પડદા ઝીણા ઓણેરા હળુ છવાતા.
નેણમાં વાતનાં શ્યામલ અંજન સળવળે શીળું શીળું,
ભીતર કોકનો અંગુલિપરશ મ્હેકતો, એમાં ભળું.
વાયરો ઢોળે રાતની–વાતની ખોબણે ખોબલે ગંધ,
અજાણ કશો મ્હેકતો જાણે ભવભવનો સંબંધ.
એકલાં એકલાં નયન નીરખે એકનજર ગગન,
[1]કોણ જાણે કઈ પળ આવી ચડે વાત કહેનાર ! લગન.
લગનમાં મન મગન, મગનમાં મન શું ઝબકોળ !
કયાંય કશું ના, શબ્દ ના, તો ય વાતમાં જી તરબોળ.

## વ્હાણું ના ઝગમગશે !

શશિશિવમ્

ઝાકળની શાન્તિ ઓઢીને હસતાં ફૂલો આજ રૂડાં,
અશ્રુબિન્દુ શાને નીતરતાં આંખે ટપટપ આકુડાં !
બિન્દુના સિન્ધુમાં ડૂબે પતંગિયા-શું ચંચલ મન,
ઓગળતું ધીરધીરે સાકરકટકી જેવું આ તન.
અકળિત કોના સ્પર્શે થીજે શ્વાસ તણાં ભીતરમાં વ્હેણ !
કયા લોકથી કોનાં આવે દૂરનાં અકળિત સહસા કહેણ !
સાંજ પડે ને થથરે લથડે વાણી વ્યાકુલ શાને આજ?
મધરાતે ઘેરો અણજાણ્યો કાને પડતો કોક અવાજ.
પરોઢનો પરકાશ નેણનાં બિન્દુએ ના તરવરશે !
આકાશી સોનલ રંગે વ્હાણું ના અંતર ઝગમગશે !

[1] કવિલોક માર્ચ–એપ્રિલ ૧૯૮૯

## સૂરના સથવારે

હર્ષદ ચંદારાણા

સૂરના સથવારે હરિ હાલશું હો જી,
ગીતના સારંગડે અમે મ્હાલશું હો જી.
હોઠના દરવાજા હવે ખોલશું હો જી,
ફૂંકનાં ધાવણાંઓ રમતાં મેલશું હો જી,
કાળની ડાળીને ઊભી ખોડશું હો જી,
ચાંદની પાંદડિયું એને ચોડશું હો જી.
ફૂલના અજવાળે પછી પ્હોંચશું હો જી,
ગંધમાં સંદેશા તારા વાંચશું હો જી.
નેહનાં વાદળિયાં નીચે માંડવો હો જી,
આંસુના વરસાદે અગનિ ઠારવો હો જી.

## વતનમાં

રાજેશ વ્યાસ

રજા પડે ને જતો વતનમાં બા-બાપુની સાથે,
અને આવતી ભાળીભોળી એકલતા સંગાથે.
મેડી : ડોકાબારીવાળી બાળપણાની ભેર,
રાત પડે ને જોતો ત્યાંથી ઝગમગતું ઘોલેરું.
મેડીની સંગાથે ઢગલાબાજી, ઘરઘર રમતો,
શિરામણ, રાંધો ને વાળુ એની સાથે કરતો.
ઈંટ ઘસી કાઢયો'તો રંગ, કરી'તી લૂંટમલૂંટી,
તે દિવસે હા, હતી એક કૂંપળ મેડીને ફૂટી.
હવે નથી બાપુ કે મેડી વખાર ત્યાં કૂંવળની,
કોણ હવે દે ભાળ મને જન્મો જૂની કૂંપળની.

## ગઝલ

રાજેશ વ્યાસ

ને અચાનક એક દિવસ છેક રણ આવ્યું ઘરે
ને પછી પાછળ ને પાછળ એ હરણ આવ્યું ઘરે
એ ય સાચું સોળઆની પાક ખેતરમાં હતો,
આ ય સાચું છે કે કેવળ એક કણ આવ્યું ઘરે.
કોણ જાણે કેમ બાની આંખ ભીની થઈ ગઈ,
સાંજના જ્યાં દોડતું છેલ્લું કિરણ આવ્યું ઘરે.
હા, તરસ લાગી હતી ક્યારેક એક જ બુંદની,
થઈ ગઈ દરિયો તો લો જાતે ઝરણ આવ્યું ઘરે.
એક રાતે રાજિયો રાજેશભાઈ બેઠો બની,
ને સૂરજ ઊગતાંકને એકેક જણ આવ્યું ઘરે.

## ગીત

રાજેશ વ્યાસ

સુખદુઃખના શું કરવાના સરવાળા ભાઈ ?
પળપળના છે ઓડ સમા ઉચાળા ભાઈ.
અભાવ સઘળા ભૂલી જઈએ,
આભ જેવડું ખૂલી જઈએ;
ફૂલ હોય કે શૂળ પછીથી
મન મૂકીને ઝૂલી જઈએ,
નવલખ ધારે વરસે રે અજવાળા ભાઈ.
આ અવસર અવસરના મેળા,
ફરી નહીં આવે આ વેળા;
ચાલ દુઃખનાં ગાણાં મૂકી,
પળભર બેસી લઈએ ભેળા;
જળ છીએ છલકાવી દઈએ
નદી હોય કે નાળાં ભાઈ.

# કવીન્દ્ર હે !

ઉષા ઉપાધ્યાય

કવીન્દ્ર હે !
તારા યુગે હતી પદ્મા
પ્રશાંત વેગમાં જેના
વહી જતી તરી
તારી સમસ્ત ક્લાન્તિને
હળુ હળુ વહાવી જતી હતી
નિજ સંગે.

એ પદ્મા તીરે
મંદ્ર-મધુર જલધારા સૂરે
થનગનતી નર્તંતી હવા
શ્રાન્ત ચિત્તને તારા
ધીમી ધીમી થપકીઓથી
કરી આશ્વસ્ત
છલકાવી દેતી હતી
નવઉલ્લાસે
અને તું
ચાંદનીના કરકમળોમાં
આગિયાઓના દીપકો સજાવી
અભિસારે નીકળેલી વસુંધરાનાં
ગીત ગુંજી ઊઠતો હતો;
તારી વાણીમાં જાગી ઊઠતો હતો
માટીમાં માટી બની જઈને પણ
સૂર્યની કરોડો પરકમ્મા
કરતા રહેલા
ને એમ
ફરી ફરીને દીપ્તિવંતા
બનતા રહેલા
માનવની કૃતાર્થતાનો સભર સભર ધ્વનિ.
વ્યથા તારી આમ
પામતી હતી ધન્યતાનું ગાન.

કવીન્દ્ર હે !
સૃજન માત્રની જનની જે
આજે યે છે હયાત
વ્યથાનો એ
કેન્દ્રચ્યુત કરી દેતો
અપ્રતિહાર્ય
નિબિડ સ્પર્શ.
પ્રત્યેક વાર એ સ્પર્શ
ફરી ફરીને સન્મુખ કરી દે છે
મને
મારી જ જાત સમક્ષ.
હોય છે મહાવિસ્ફોટક
અતિક્રૂર
એ સ્પર્શ, એ પળ...
દૈનંદિનીય ઘટમાળમાં
રઝળી પડેલા મને
ભયંકર રોષથી ખેંચી લાવીને એ
ફરીથી ખડો કરી દે છે જ્યારે
નિજની જ સન્મુખ
ત્યારે
વર્ષોની મહેનતથી
એક એક કરીને ચણેલી

દીવાલો સઘળી
તૂટી પડે છે એકસામટી
કડડડભૂસ......
ને હું
થઈ જાઉં છું સાવ
અવગુંઠનહીન, અવલંબનહીન
મને આરપાર વાગવા લાગે છે
અનંતકાળથી વન-રણમાં
ઉન્મુક્ત વહેતા પવન
અને
પૃથ્વીની કૂખમાં
ભીંજાતા રહેલા સમુદ્રની
કલશોર કરતી છાલકો પર છાલકો.
ને
મારા આયુષ્યના કેલિગૃહને શણગારતા
સર્વન્ટ-બૉસ
હસબન્ડ-વાઈફ
સ્ટુડન્ટ-ટીચર
ફ્યુચર-ફીયર
-નાં સઘળાં મહોરાંઓ
ખેલાઘરમાંથી ફેંકાઈ ગયેલા
તુચ્છ રમકડાંઓની જેમ
ફંગોળાઈ ફંગોળાઈને
તણાઈ જાય છે
ક્ષણ માત્રમાં.
એ પળે
મારા એ નિરાવૃત્ત ચહેરાથી
હું જ પામું છું ભય.
ને ત્યારે
કોઈ પદ્મા, કોઈ વેત્રવતી
કે કોઈ શોણ
સ્થાપતી નથી મને
ફરી મારામાં.

## ચાલવું

કૃષ્ણ દવે

કાળથી ઘૂંટાય ભીતર વેદના ને થાય છે એવું હવે કે ક્યાંક જઈને ઢાળવું,
મળશે વિસામો એમ સમજી એક ઘર માંગ્યું અમે ને તેં દીધું આ ચાલવું.

એ તો હૃદયસરસું અમે ચાંપી દીધું ને એટલે તો શ્વાસના ધબકાર જેવું થઈ ગયું આ ચાલવું,
કંઈ બધા એ શ્રાપ ના પલટી શકે વરદાનમાં જો જો ફરી આવું ગમે તેને કદી ના આલવું.

ચાલવા પગલું ઉપાડું એક ને આ માર્ગ કાં મુખ ફેરવી ઊભા રહે ?
આ તે વળી કહેવાય કેવું ચાલવાનો જીવ છું ને માર્ગને ના પાલવું.

ચાલવું તો મૂળ મૂકે, ચાલવાની કૂંપળ ફૂટે, ચાલવાને પર્ણ આવે, ચાલવાની ડાળ ઝૂલે,
ચાલવું તો જાય વિકસ્યે આભ એથી સ્હેજ ટૂંકે, ને ક્ષણેક્ષણ જાય વધતું ચાલવાનું ફાલવું.

## એકલો

કૃષ્ણ દવે

સ્તબ્ધતાની સોડ તાણી ગાઢ નિદ્રાધીન હો આખું જગત્ એવે સમય જાગી ફરું હું એકલો,
પાંખ ફૂટે શબ્દની ને જાવ પેલે પાર ઊડી, ક્ષિતિજની ત્યાં મુગ્ધ વિચરું એકલો.
ના કશો ઘોંઘાટ કે ના ભીડ હો વહેતું સરળ હો જીવન જાણે કોક વન વહેતું ઝરણ હો;
મંદ વાયુ, સ્હેજ કલરવ, હો પ્રફુલ્લિત જગત્ આખું, એહવા વાતાવરણની કૂખમાંથી
અવતરું હું એકલો.

લાળ ટપકે દાઢ સળકે ક્યાંક એના ન્હોર ઝળકે, પાનખર ચોતરફ ડણકે,
અંધકારે અકળ મલકે સાવ તાજું પ્રસવ પામેલું તરું હું એકલો.
હોઠ પણ ખોલું નહીં, છે મૌન પણ પોલું નહીં ને આંખ મીચેલી રહે ને એકપણ ઝોલું નહીં;
સૂરની તલ્લીનતામાં સ્હેજ પણ ડોલું નહીં ને ફેણ માંડી સ્તબ્ધતાની વિશ્વ આખું
સહજતાથી શીર ધરું હું એકલો.

## નગર

કૃષ્ણ દવે

અકલ્પ્ય રાત, અંધકાર ધારદાર લઈ છરા કરે બધુંય માર માર, ચીસ ચીસા ચીસ, નગર એમ ઉતરડાય, જેમ ન્હોર ભેરવીને કોક મૃત પશુ તણાય આમતેમ. દટાયેલ કયું વેર સાતમે પાતાળ સળવળે ને હલબલે બધુંય, પોપડા ઉખાડી યુગયુગો ના નીકળે ફૂંફાડતું ફૂંફાડતું ને ખીચ્ચ ખીચો-ખીચ્ચ નગર લ્હાય લ્હાય. શ્વાસ ભેળવેલ વિષે બધે ભીંસ ભીંસ ભીંસ, ડસે એકમેકને છતાંય ઊતરે ન રીસ. પછી એક બને પૂર, એય હોય ગાંડુંતૂર, બધું ચૂર ચૂર ચૂર, ભરે લોઢ હરણફાળ, કરે નૃત્ય જેમ કાળ, નગર એમ ઢસેડાય ઘણું દૂર દૂર દૂર. કસે કસે આમ કોણ હાથ, નગર જોઈને અનાથ, પકડ ઓર જોર થાય, ગળું ઓર દબાવાય, પછી કેમ તરફડાય ? શ્વાસ વિહગ ઉડતાંય, પડે ટપ્પ ટપોટપ્પ, સનન સન્ સનન્ વીંધાય. માર્ગ પોળ શેરી નાકું, થાય ધારદાર ચાકુ, કોક હાથે ઊંચકાતું, ડેલી આંગણું ને ઓસરી ને ઓરડા, પછી તો ચીખ ચીખ ચીખ નહીં સ્હેજમાં બધું—ચીરાતું. એમ નગર ખેરવાતું, ખેરવાતું માત્ર રહે પર્ણહીન, છાલહીન, ડાળહીન, કો'ક સુકાયેલ અકાળે વિશાળ વૃક્ષના ઠૂંઠા સમું.

# સાત સખીરી ગીતો

સંજુ વાળા

## સખીરી – ૧

સખીરી, કેમ ઉકેલું લિપિ જળની
તરંગ લિસોટે પડી છાપ-તો
ઘટના પળ બે પળની
સખીરી, કેમ ઉકેલું લિપિ જળની !

પરપોટાનું પોત : પવનનાં પગલાં
તરતાં નર્યાં સપાટી ઉપર જી...રે
સ્પર્શ ભીજે – સ્પર્શે ડૂબે
નહીં રે તળને લેણદેણ કે જાણુ લગીરે

પરગટ પારાવાર – ને નીંભર
ટેવ પડી ટળવળની
સખીરી, કેમ ઉકેલું લિપિ જળની ?

સૂસવાટાનો નાદ સાંભળી
ખળભળતું એકાન્ત ટકોરા મારે લીલા
જળરાશિનું નામ હવેથી
પ્રગટ રહીને કહેવાશે અટકળિયા ચીલા

ભાવગત્ આ અક્ષરિયત
–'ને છળમય ભાષા તળની
સખીરી, કેમ ઉકેલું લિપિ જળની !

## સખીરી – ૨

સખીરી, આજ પવનમાં ઓગળવાના
જાગ્યા અનહદ કોડ...
સખીરી, અધકાચેરી સમજણ ઝંખે
ભીનપવરણો મોડ...

ટપક ટપક ટપૂં ટપકે ઝીણી પેંજણથી થરાટી
અબરખિયા કાગળની થર થર થરકે રે રુંવાટી
સખીરી, ચોક વચોવચ કોણ પ્રવેશી
કરતું દોડમ દોડ...

તૂટે નીંદર સાથે આંખો કરતી ખાંખાખોળા
બથ ભરું ને છટકે કાળાં અંધારાના ઓળા
સખીરી, પડી રહું નધરોળ નીરખતી
શમણાં સોળ કરોડ...
સખીરી, આજ પવનમાં ઓગળવાના
જાગ્યા અનહદ કોડ...

## સખીરી – ૩

અંધારે અજવાસ સમું કંઈ થાય, સખીરી.

ફોરે ફોરે શું ભીંજાવું ? ધસ્યું અનરાધાર
આંખ અંધીરી ફોરાંઓનો ના સમજે વિસ્તાર
અણુ–અણુથી ઝરતી ઝીણી લ્હાય, સખીરી,
અંધારે અજવાસ સમું કંઈ થાય, સખીરી.

ભર્માસનનો ભુક્કો કરતા પામ્યા એવો તાગ,
સર્વે સરખું ભીતરતટ પર કેળ ઊગે કે સાગ.
ગ્હેક/મ્હેકનો શો ખુલાસો થાય ? સખીરી.
અંધારે અજવાસ સમું કંઈ થાય, સખીરી.

## સખીરી – ૪

કંકુમાં ઝબકોળું હાથ ત્યાં ધસી પડે ઘરની પછીત અને નેવાં
સખીરી, કહો થાપાનાં નામ કેમ લેવાં ?

મંદિરની પગથારે વાગેલી ઠેસ વિશે
લોકોમાં ચર્ચાતો શંકાનો લય
શ્રીફળ ને ચોખામાં ઘ્રુજારી અવતરતી
ઊંડળમાં ઊઘડતો ધારદાર ભય

વાયાને વળગ્યું રે ધૂમાનું ભૂત અને તરફડતાં હિલ્લોળ પારેવાં
સખીરી, કહો થાપાનાં નામ કેમ લેવાં ?
સંશય તરબોળ હાથ દીવો લઈ નીકળતા
શોધવાને વિખરાયા અવસરના હાલ
ઝાકળિયા સંદેહે પડખામાં નીંઘલતો
પરદેશી બાવળનો લીલ્લોકચ્ચ ફાલ
લોહીઝાણ ભાંભરડે છલકાતું આભ જોઈ ભમ્મરિયે ડૂબવાના હેવા,
સખીરી, કહો થાપાનાં નામ કેમ લેવાં ?

## સખીરી – ૫

પળનો સંદર્ભ લઈ જન્મેલી વારતા,
સખીરી, હું પળનો સંદર્ભ લઈ જન્મેલી વારતા.
શો-કેઈસની ચકલીમાં પરગટતી પાંખ અને
પાંખમાંથી પિચ્છ એક ખરતું,
અચરજની આલબેલ રણઝણતી એવી કે,
ચકલીથી લોક સૌ ડરતું;
પાંખોના પોલાણે પાળેલા ફડફાને
ફાનસના અજવાળે ધારતા,
સખીરી, હું પળનો સંદર્ભ લઈ જન્મેલી વારતા.
ઘટનાનું નામ પડે ચપટીભર સુખ પછી
અંત વિશે લાખ થતી ધારણા,
ધારણાનાં બંધાયેલ તોરણ રે લીલ્લેરાં
લળી લળી લેતાં ઓવારણાં;
ઓચિંતી ઉઠેલી વાયકાનું સ્તૂપ, અને
વાસ્તવમાં શાને કંડારતા ?
સખીરી, હું પળનો સંદર્ભ લઈ જન્મેલી વારતા

## સખીરી – ૬

સખીરી, અવાવરુ અજવાસ ઉલેચી ફળિયા વચ્ચે ઊભા
રે ઝળઝળિયા વચ્ચે ઊભા;

સખીરી, સાત સાત અંધારાં ડ્હોળી તળિયા વચ્ચે ઊભા
રે ઝળઝળિયા વચ્ચે ઊભા.

જીર્ણ દુર્ગના દરવાજાની ભોગળ ઉપર
ભટકાતી એક નામ-વિહોણી બૂમ સાંભળી
મર્માલયના ખર્યા કાંગરા, દર્ભ દશાવત્
ડોલ્યા રે દિક્પાળ હવે તું ઝાલ્ય આંગળી.

સખીરી, ઝરમર ઝરતો જીવ અમે ઝાકળિયા વચ્ચે ઊભા
રે ઝળઝળિયા વચ્ચે ઊભા.

કૈળગર્ભનો પથ્થરિયો ડ્હેકાર સાંભળી
કંપે મારું ત્રુટક છૂટક ભીતર ઉર્ફે...
છડેચોક આ અશું-કશુંની હાક જમાવી
ધાક જમાવી ભેદે અનવદ્ય બખ્તર ઉર્ફે...

સખીરી, શીર્ણ થયેલા શ્વાસોના સરવરિયા વચ્ચે ઊભા
રે ઝળઝળિયા વચ્ચે ઊભા.

## સખીરી – ૭

આપું ઋતુ દિશા ને નક્ષત્રોનાં નામ...
સખીરી, તમે અમારા કલમજાયા શબ્દ અડોઅડ પથરાયેલું ધામ.

મેં કહ્યું : તું આરસ અથવા
ઝીણી જળવત્ ઘટનાઓની છબી,
તેં પવનમાં આળેખીને
ચીંધી પળવત્ ઘટનાઓની છબી;

સખીરી, ભૂરા–તૂરા–આછેરા ઝબકારા વચ્ચે અનુભવેલું ગામ.

ચાર પ્રહરનું જળ ડ્હોળીને
નીલમણિ શી આંખ બની ગઈ કોડી,
અલ્લપઝલ્લપ અણસારાવત્
તેજલકિરે અધમણ મૂર્છા તોડી;

સખીરી, ચેતનવંતી તમે પંક્તિ અમે કૌંસમાં આવી ઊભા આમ,
આપું ઋત દિશા ને નક્ષત્રોનાં નામ...

# જૂનું દેવળ

રજનીકાન્ત પંચાળી

(સૂર્યમંદિર, મોઢેરા)

જૂનું દેવળ હસે હવામાં
ફડ ફડ ફડ કરતું રેલાયે
ભગવું હાસ્ય હવામાં
જૂનું દેવળ હસે હવામાં.

દળમાં ડૂબ્યો છે હસ્તિસ્તર
અશ્વસ્તરના પગ વેળુના
દળમાં ખૂંપ્યા
સ્વર્ણ પવનમાં છતાં ડોલતું
જૂનું દેવળ હસે હવામાં.

અષ્ટકોણ આ કુંડ
પગથિયે શિલાઓ તૂટેલી
ઊતરો નીચે બીક નથી કંઈ
શેવાળ થરો ઉપર જામ્યા છે
પાણી લીલું ઝેર
થરના થર લીલા ને ઉદા.
સ્નાન કરો તો
ગડ ગૂમડ ને કોઢ દરાજ
મટી જશે ને કાન્તિ પામશો
સૂર્યકૃપાથી.
ઝેર નથી, આ અમૃત દેવનું
અમરોને અમૃત ને ઝેર
બધું યે સરખું !
જૂનું દેવળ હસે હવામાં.

નરનારીસ્તર
ક્રીડારત મિથુનો
યક્ષયક્ષિણી
પ્રેમનિમીલિતનયને ભેટે.
યક્ષપ્રશ્ન ના કરતા ઊભા
ચલો અહીંથી
ક્રીડા ઉપર નવા વળ્યા થર
મરડ માટીના.
શરમાશો નહીં
કાળ કરે છે પડદો,
જૂનું દેવળ હસે હવામાં.

આ દળ ને વાદળના યોગે
સૂર્યદેવના કૃપાકટાક્ષે
ભર્યાં ભર્યાં ખેતરમાં ડૂંડાં.
ફાંટ ભરીને
લણી લણીને
નાચે નરનારીનાં વૃંદો.
સૂર્યદેવના સાત અશ્વની
અમાપ શક્તિ
દાણે દાણે ગઈ રસાઈ
રસની ઊડતી છોળ ઉપરથે
જૂનું દેવળ એ જ હાસથી
હસે હજીએ...
જૂનું દેવળ હસે હવામાં.

ભય લાગે છે ?
સાત અશ્વનો લુલો સારથિ
ભલે રહ્યો
લગામ કદી નહીં છૂટે હાથથી.
ભય લાગે છે ?
જૂનું દેવળ હસે હવામાં.

જૂનું દેવળ
તરે તિમિંગળ
મરીચિકામાં
ગળી ક્ષિતિજો
મરીચિકામાં
તરલ હવામાં
મરીચિકામાં...
જૂનું દેવળ હસે હવામાં.

ગોળ, મધુરાં મહુડાં ગળતાં
સેનાવરણાં મહુડાં ગળતાં
રસના કૂંપે કૂપ.
સાંજ રતુમડો સાળુ પહેરી
ભરી ચલાણાં વારુણી વહેંચે
જુઓ ચાલતાં પગ ના મચકે
ભીમદેવના બાહુ વચ્ચે
ચૌલાની કમ્મર શી લચકે!
જૂનું દેવળ હસે હવામાં!

પુંગવ મોટા,
સ્કંધ ડોલતા,
મદમાતા આ થયા ભુરાંટા
નસકોરાં ફુલાવી દોડે
પુચ્છ ઉછાળી
ધરબે છે ધણ.
દેવળ જૂનું હસે હવામાં.
શિયાળ રાતે
પંચતંત્રના શિયાળ પેઠે
પુંગવના પાછળ ફરતાં
પડે તૂટી જો માંસ વૃષણનું
મળે સહેજમાં ભક્ષ્ય!

યો ધ્રુવાણિ પરિત્યજ્ય અધ્રુવં પરિષેવતે
ધ્રુવાણિ તસ્ય નશ્યન્તિ અધ્રુવં નષ્ટમેવ ચ.
જોઈ તમાશા
જૂનું દેવળ હસે હવામાં.
ધ્રુવબળનાં ધારક સૌ અંગો
સ્વસ્થ અને ઉત્તુંગ ઊભાં છે
અંતરિક્ષમાં ઊડતા ઊડતા
અમરો આવે-જાય
સૂર્યદેવના રંગભવનમાં
રન્નાદે રુમઝુમ નાચે
પુષ્પવૃષ્ટિઓ થાય.
કેસરવરણાં દેવપુષ્પના કંદુક જેવાં
સ્તન બે હાંફે
મોતી બાઝયાં ભાલ!
રતાશની ટશરો ફૂટે છે
ગાલ ઉપર જો લાલ!
વારુણીમસ્ત નયનના દોર
દેવની આંખો ભાવવિભોર.
અમરોને વરદાન
થતી ના આંખ કદીયે બંધ
જીવનનું જોમ વહે નિર્બંધ.
જૂનું દેવળ હસે હવામાં.

જૂનું દેવળ હસે હવામાં
પડથા પડતા હદ્દ ગહવરમાં
કામે કંપે કાય.
કિરણદોરથી સૂર્યદેવના
પ્રેમે બાંધ્યાં
રમતાં ફરતાં વિશ્વ બધે બ્રહ્માંડ.
વિશ્વાનિ દેવ સવિતર્ દુરિતાનિ પરા સુવ
યદ્ ભદ્રં તં ન આસુવ ॥

# રિક્ત થવાનું હોય છે, ક્રમશઃ

મનોહર ત્રિવેદી

હું યે મારા ગામની વહેતી માલિનીથી
વિશેષ કંઈ નથી, પ્રિય કવિ...
નદીએ વહી વહીને
રિક્ત થવાનું હોય છે, ક્રમશઃ
આષાઢ – શ્રાવણનો ઊછાળ
ને તેની બે કાંઠાને લાગતી છાલક
હું જોઉં સતત
ને સમાઈ જાઉં દીર્ઘ બે બાહુ વચ્ચે
પ્રતીક્ષારત સંભારણાંઓને
આટલી મોકળાશ મળી રહે છે
એ પણ ક્યાં ઓછું છે, પ્રિય?
ફરી પાછો એ જ
સમથળ
વહી જતો ક્ષીણ પ્રવાહ
તિમિર – તદ્રૂપ
પ્રત્યેક ઉદાસ, ઘેરાતી સાંજે
આછરતું જવાનું, ટૂકવું જવાનું...
માલિનીને તીરે ઊભેલાં
પેલાં અસંખ્ય ઘર
નીરવ અટકળની મુદ્રામાં દેખાય છે
ધીમે ધીમે
ઘરેઘરના દીપ ઝળહળવા માંડ્યા છે
જળમાં
એનાં શતશત પ્રતિબિંબ ઝિલાય છે
ને હું જોઉં છું તો
દૂર દૂર તણાયે જાય છે આ દીપસમૂહ
વહેતાં નીરની પ્રતિચ્છાયા
મારાં વિહ્વળ લોચનમાં તરે છે
અણસાર આવતાં જ
દક્ષિણ કરની તર્જની
અવશપણે ત્યાં જઈને ઊભી રહે છે
અને ટેરવા પર ઊપસી આવે છે
દ્વાદશ સૂર્યથી આલોકિત
એક અશ્રુદ્વીપ
તેના ફરતી ઘૂમરીઓ લઈને
માલિની પેઠે
મારે વહી વહીને
રિક્ત થવાનું હોય છે, ક્રમશઃ
ગોધૂલિવેળાએ
સીમમાંથી પાછી વળતી ગ્રામવધૂઓ
માલિનીના વહેણમાં
પોતાના પગ ઝબોળીને બેઠી હોય
ખળખળતી વાતોમાં
ઓસરતી જતી સંધ્યાનું પણ
ઓસાણ ન રહે, ટીખળ વચ્ચે
સામે ભગવાન શિવના મંદિરમાંથી
તન્મય, આરાત્રિક સ્વર વહે પૂજારીનો
ઝાલરનો રણઝણાટ, શંખધ્વનિ ને ઘંટારવ
પેલી ગ્રામવધૂઓ
એકાએક ઊઠીને ચાલવા માંડે
ધણ અને ઘરનું સ્મરણ થતાં...
હુંય ઊઠું છું
વહું છું તારા તરફ પ્રિય
પલકવારમાં જ
મારી આસપાસના અન્ય સંદર્ભો
ઘેરી લે છે મને, આ નદીની જેમ;
નદીએ સંદર્ભો વચ્ચે ઘેરાઈ ઘેરાઈને
રિક્ત થવાનું હોય છે, ક્રમશઃ

## ધવલ દ્યુતિ ×

પ્રીતિ સેનગુપ્તા

શું છે, શું છે, બરફની પાર?
વધુ બરફ છે? આકાશ છે?
કે ફરી સાગર છે?
શ્વેત અભ્ર અને બરફ,
બરફ બને અભ્ર—
દૃષ્ટિપથે ભુલભુલામણી.
છેતરામણી પ્રભા સૂર્યની–
ધવલ આલોક, ધવલ દ્યુતિ.
અજવાળે, પણ ના કરે સ્પષ્ટ
રેખા કોઈ, આકાર કોઈ.
મનને લાગે આંધળિયું,
ઊડે વિશ્વાસ આંખો પરથી.
સીમા તે સીમા નહીં,
ક્ષિતિજ તે ક્ષિતિજ નહીં;
લાગે દૂરનું પાસે, દૂર પાસેનું;
થાય હકીકત કલ્પના,
વાસ્તવિકતા સ્વપ્ન-શી.
એક રંગનું આધિપત્ય, એક જ આભા-
બિખવાદ ક્યારેક ભૂખરા–ભૂરા સાથે.
જળ, સ્થળ, હવાનું ભળવું—
વહેંચાતાં તત્ત્વો બધાં અંદરોઅંદર.
રહી જતાં જન વામણાં,
અનુત્તર,
પ્રશ્નો કરી કરી.

---

Light", Antarctica.

## હિમખંડ ×

પ્રીતિ સેનગુપ્તા

ચોતરફ આવિર્ભાવ હિમનો.
જીવનનો અર્થ હિમ,
મૃત્યુનો તર્ક હિમ.
સરકે વિભિન્ન રૂપે ખંડ ખંડ.
શીતવિશ્વના હશે પ્રતિનિધિ એ
હશે વહી લઈ જતા
સંદેશ સીમાંતરે,
નીલ–શ્વેત વર્ણ,
આકૃતિ અનેકવિધ.
વિસ્મયકર અનંત દર્શન,
ગુપ્ત કોઈ શિલ્પીની કળા.
દિસે ભવ્ય, નિજમગ્ન,
સ્વપ્નસ્થિત, કે સમાધિસ્થ.
લાગે ઉદ્ભવતા ક્ષિતિજમાંથી,
જન્મતા સૂર્યાસ્ત કે ઉદયમાંથી.
જળથી બનેલા સ્થળ સમા,
અ-સ્થિર કોઈ પળ સમા.
કોતરાતા, કંડારાતા હર ક્ષણે,
બદલાય તો પણ એ જ,
એના એ છતાં નૂતન–નવીન.
શઢ પવનના લાગતાં
નાવિક વિના, સાહિલ વિના,
નીકળી પડે
મઝધારે નૌકાદળ સમા.

---

× Icebergs, Antarctica.

# પાણી

યોસેફ મેકવાન

કહેવાય છે કે –
પાણી જીવન છે.
પાણીને આંખ નથી એટલે ગમે ત્યાં –
વહે છે ફરે છે દડે છે ખરે છે.
પાણીને પગ નથી એટલે ગમે ત્યાં–
રહે છે નડે છે ચઢે છે પડે છે.
પાણીને હાથ નથી એટલે ગમે તે–
પકડે છે તોડે છે જકડે છે રોળે છે.
પાણીને મમ નથી એટલે બધે
ભળે છે ચળે છે બળે છે લળે છે.
કહેવાય છે કે –
પાણી જીવન છે.
ફૂટે છે ઝાડમાં તૂટે છે ઝાડમાં
ખૂટે છે ઝાડમાં ઝૂઝે છે ઝાડમાં
ઝાડમાં દરિયાના દરિયા ભર્યા છે
ઝાડમાં આભનાં આભ ઉછર્યાં છે
ઝાડમાં મૌનનાં મૌન ઢળ્યાં છે
ઝાડમાં યુગોના યુગ મળ્યા છે.
પાણી બસ પાણી છે.
કેવળ પાણી...
પીઉં છું ઢોળું છું ચાખું છું રાખું છું
એની સૌ હરકતો સાંખું છું
એ બધું જ ઝીલે
એ બધે જ ખીલે
જૂજવાં રૂપે
ભુર્જવા રૂપે
પાણી જીવન છે
પાણી મરણ છે
એટલે પાણી,
પાણી પાણી થઈ જાય છે
કહેવાય છે કે-
પાણી એ જીવન છે।

# ઋતુ સાતમી રણઝણે....

પુરુરાજ જોષી

ચંદન-ચર્ચિત આભમાં થરકે સૂરજ–સોમ,
ઋતુ સાતમી રણઝણે વનને રોમેરોમ.

શમણે ડુંગર ડોલતા જંગલ પાડે સાદ,
કાચી નીંદર કનડતો ઝરમરિયો વરસાદ.

આંબા મહુડા લીમડા કેસૂ શીમળો સાગ,
પાને પાને મ્હોરિયો લીલોકચ્ચ વનરાગ.

શૃંગો પરથી સરકતી નજરું ભીની થાય,
સૂના વનમાં ખનકતાં નેપૂર કોને પાય?

અંધારાંઓ હણહણે નદિયું ગાંડીતૂર,
આષાઢી હેલી મહીં વહેવું સામે પૂર.

વનમાં ગ્હેકે મોરલા મનનાં મ્હેકે નાર,
રાતાં ઝરણાં ધસમસે રણઝણ રોમસિતાર.

ચંપો ઝૂરે આ તીરે ઓ તીર ઝૂરતી કેળ,
વચમાં સહરા લહલહે વસમી વિરહવેળ.

નાગ ફૂંફાડા મારતા ચન્દનને વીંટળાય,
પહેલા વરસાદે ભીંજી માટી મઘમઘ થાય.

## લઈ જશે

હેમન્ત દેસાઈ

ચાં મને આ ચિર પિપાસા લઈ જશે—
ન્મ-જન્માન્તરની આશા લઈ જશે?
ાવ નાંખું છું તમારા નામનો
ોઉં છું ક્યાં અંધ પાસા લઈ જશે?
ાર્ગ સરખા સર્વ, મારે તો જવું
્યાં મને સંબંધ-ગાથા લઈ જશે.

્યામ રાત્રિનાં અડીખમ મૌનને
ાબ્દના રાતા તમાશા લઈ જશે.
ે નથી માણ્યાં તે સુખની સંમુખે
ાંઝવાંની છદ્મ-ભાષા લઈ જશે?
સ્તરેખામાં તમે મહેંદી રચી
ોઉં ક્યાં એ રંગ-શોભા લઈ જશે?

ંધ કો પરબીડિયાંના દેશમાં
્યાન ફોધેલી પ્રતીક્ષા લઈ જશે.

ાઈ જશે સાંન્નિધ્યનાં વૈકુંઠમાં
ોગળી જતી પ્રશંસા લઈ જશે.

## દોડચે જવાની આદત

આકાશ ઠક્કર

પગમાં પંક્ચર પડે તો ય
થૂંક લગાડીને દોડચે જવાની આદત
માણવા દેતી નથી મને
મરી જવાની મજા.
આંખોની ધોળાશ ધુમાડો થઈને
છટકી ગઈ છે રૂંવાડાની રેલીઓમાંથી.
બધી દિશાઓએ
પોતાનાં નામ બદલી નાંખ્યાં છે.
નામ તો ઠીક
ચહેરા પણ બદલી નાંખ્યા છે.
હવે કોઈ શેરીનું વસ્ત્રહરણ નહીં થાય.
મકાનોને હરવાફરવાની છૂટ.
કડકમીઠી ચા પીવાની છૂટ.
અને ચાના કપમાં
ઠેકડા મારતું સસલું દેખાય
તો એની ધોળાશને
એમ્બ્યુલન્સ કહેવાની યે છૂટ.

## વિવાદી

હરચન્દ રાઠોડ

બંધ મુઠ્ઠી વાત વિવાદી,
કૂંડળીની ઘાત વિવાદી.

સૂર્ય જેવો આથમ્યો છું,
કોઈમાં હું રાત વિવાદી.

ટેરવે ઘૂઘવતો સાગર
ને સમંદર સતત વિવાદી.

બેવફા છે શ્વાસનું સગપણ,
હરપળે આઘાત વિવાદી.

ઝંખના તરફડતી હોઠે
છે તરસ કમજાત વિવાદી.

માણસો પર્યાય ટોળાનો,
આપણી છે જાત વિવાદી.

# ફળિયું બોલે રે ! .... ....

મનહર ચરાડવા

એલા, મોહન ! કરમદાં પાડય કે ફળિયું બોલે રે !
ભાઈ મનસુખ ! તારી કાં રાડય ? કે ફળિયું બોલે રે ! ...

લીલી ! અહીંયાં ના કચરો નાખ્ય કે ફળિયું બોલે રે !
આવ્ય; કેસરની કેરી લે, ચાખ્ય કે ફળિયું બોલે રે ! ...

કનુ ! કાળિયાને આમ નહીં માર્ય કે ફળિયું બોલે રે !
એને રોટલાના ટુકડાથી ઠાર્ય કે ફળિયું બોલે રે ! ...

લ્યો, રામ રામ; મંગળજીભાઈ ! કે ફળિયું બોલે રે !
જરા જાળવજો; ઊંડી ન્યાં ખાઈ કે ફળિયું બોલે રે ! ...

જરી લ્યો ને...; જડીમા ! વિશ્રામ કે ફળિયું બોલે રે !
હવે મેલો કૂડ-કૂથલીના જામ કે ફળિયું બોલે રે ! ...

તમે હરખો તો રાતે ય ફળાય કે ફળિયું બોલે રે !
અને બળશો તો તિમિર ફેલાય કે ફળિયું બોલે રે ! ...

નથી મારું કે તારું જ્યાં કાંઈ ! કે ફળિયું બોલે રે !
હસી રહિયો ધજાવાળો સાંઈ ! કે ફળિયું બોલે રે ! ...

વળી હળીને રહેવું હો ભાઈ ! કે ફળિયું બોલે રે !
ફળી ઢળીને દેવું સવાઈ કે ફળિયું બોલે રે ! ...

લૈયે ભેળાં થઈ ઠાકરનું નામ કે ફળિયું બોલે રે !
આ ઊકલતાં સંધાં યે કામ કે ફળિયું બોલે રે ! ...

બાપા ! એકે ય ન દુખડું આંય કે ફળિયું બોલે રે !
આવો રૂડો પવન નહીં ક્યાં ય કે ફળિયું બોલે રે ! ...

ઓ...મીઠેરા આવો મે'માન ! કે ફળિયું બોલે રે !
નાચે તમને મળીને તો પ્રાણ ! કે ફળિયું બોલે રે ! ...

## ઇગ્વાસુ નદી અને મહાપ્રપાત

પ્રીતિ સેનગુપ્તા

મુખર ધ્વનિ, કલકલ નિનાદ, મૃદુ હસન, ગતિ ગજગમના,
ચપલ ચારુ તરંગિણી, ગુરુ ધીર રસિક તવ છલના.
નુપૂર રણઝણ ચલન, ખંજન વિશાલ અંતરપટ પર,
શુદ્ધ સિંદૂર રંગ ઉજ્જ્વલ ચિરયુવાન વહન પર.

પ્રસન્ન નિત્યા શીઘ્ર બદલે રૂપ ગર્જનવચના,
રુદ્ર હુંકાર મહાકાલિ સમ અવતરે યક્ષદમના,
ઘોર ભીષણ વર્ણ કર્કશ શૈત્ય-આઘાત ન્યાયે,
પ્રચંડ જિહ્‌વા રક્ત ધસમસ ભક્ષતી સર્વ પ્રલયે.

પ્રપાત ધનધન ડમરુ ગુરુગુરુ તાલ ત્રિભુવન-વ્યાપી,
નિમ્નગામી વેગ ઊર્ધ્વે ઊછળે અભિમાની.
ત્વરિત નિર્દય પ્રાણઘાતક કાળભૈરવ વેષે,
નૃત્ય તાંડવ અંતસૂચક મિષ્ટ-સંવાદ શેષે.

વીર્ય, પૌરુષ, શક્તિ, સૃષ્ટિ-સ્વરૂપ નારીશ્વરનું,
અપૂર્વ, અદ્‌ભુત, નાદ-નાશમય દૃશ્ય પરમ, સૃજનનું,

## ઉત્તર

જગદીશ ત્રિવેદી

જ્યારે જ્યારે હોઉં છું એકલો
સાવ એકલો
ઘરમાં બાગબગીચામાં
નગરની ઊભરા'તી ભીડ વચ્ચે
— હોઉં છું એકલો – ફક્ત એકલો

ત્યારે કોણ આ સતત
કશુંક
બોલ બોલ કર્યા કરે છે ?
મને બેધ્યાન કર્યા કરે છે ?

સ્પષ્ટ કશું સંભળાતું નથી
સમજાતું નથી
ઉશ્કેરાઈને/પૂછયા કરું છું :
'હેં ? શું કહ્યું ?
જરા સ્પષ્ટ મોટેથી બોલને—
તું કોણ ક્યાંથી બોલ બોલ કરે છે શું !
ક્યારેક—
ક્યારેક જ—
સ્પષ્ટ ઉત્તર મળે છે :
'કાન વિનાના ભોળિયા !'

## આ સમયની કેડી પર

રાજેશ પંડયા

હવામાં
જે કંઈ હતું
તે મ્હેંક થઈ બહાર આવતું નથી
પછી
આંધી બની જાય છે.

દૂર આંખ કંઈક જોવા મથે છે
અને ધુમ્મસ છવાઈ જાય છે.

હું ઝંઝેડાઈ ઊઠું તો
પાસેનું વૃક્ષ
મૂળસોંતું ઉવેખાઈ જાય.

ક્યારેક ઝબકોળાઈ જાઉં અને
નદી છાલક થઈ જાય.

હું ચાલું અને
પગલે પગલે
ઘાસની પગલીઓ પડે
આ સમયની કેડી પર!

ક્યારેક આ સમય
હવા બને છે,
આંધી બને છે.
ક્યારેક આ દૃષ્ટિ
ક્ષિતિજ બને છે,
ધુમ્મસ બને છે.
ક્યારેક આ શ્વાસ
ઉવેખાઈ જાય મૂળસોંતા
વૃક્ષ જેમ.
અથવા
છલકાઈ જાય છાલક થઈ
નદી જેમ.
ક્યારેક હું
ચરણને કાંધ પર
ઊંચકી લઉં છું ત્યારે જ
ઘાસની પગલીઓ પડે છે
આ સમયની કેડી પર.

## મારો જ માળો

અજય પુરોહિત

પીગળતી કથાનો થયો છું હિમાળો;
કહો ક્યાં જવું શ્વાસનો લઈ ઊચાળો.

ત્વચા ખેડી નાખો શિરા ધમની સાથે-
લગાતાર છું લોહીનો હું ઉકાળો.

સવારે ગઝલ છું બપોરી તરસ છું–
પ્રસાસી વ્યથાના સગડ છું; પલાળો.

થયો કોઈ અંધારનો સ્પર્શ અંદર;
બુઝાતો સૂરજ કોઈ મારામાં ઢાળો.

અવાવર અવિરત નિરંતર પીડા છું–
વીંખાતો ગયો રોજ મારો જ માળો.

## જળપુરુષ

યોગિની શુક્લ

જળ
હું જગને ભેદી જળમાં ઊતરું
વિસ્તરું ખરતો જાઉં જળમાં
જળને સૂંઘું જળ સ્પર્શું જળને મરડું જળને તોડું
જળને પાછો જળથી સાંધું જળને ચીરું જળમાં.
જળમાં મારી નાળ
જળ નાભિ
જળ પદ્મ
જળમાંથી હું પ્રગટું પાછો પ્રગટું પાછો
પ્રગટું જળમાં
પ્રાણ જળ અસ્થિ જળ રક્ત જળ મેદ જળ
શ્વાસ જળ ઉચ્છ્વાસ જળ ગંધ જળ પ્રસ્વેદ જળ
થડ જળ ડાળ જળ પર્ણ જળ કૂંપળ જળ
મૂળ જળ માટી જળ રેત જળ ખડક જળ
જળને હું પામું જળમાં જળને ત્યાગું જળમાં.
અશ્વ જળ
હણહણાટ જળનો
હસ્તી જળ
જળ સૂંઢની
સોનેરી ફીણ રૂપેરી પરપોટા
ફાકીઓમાં ચાંદોસૂરજ હાંફે
સમય મારામાં રંગબેરંગી ઊડે પતંગિયું થઈ
કાચો તડકો કાચી હવા કાચો બરફ કાચી કળી
કાચો નખ ઊખડે
ઊખડે કાચું જળ
જળ મારી આરપાર
હું જળમાં જળ મારામાં
અંધારું અડાબીડ લપાય મારી રોમાવલિમાં
હું મારો વધ કરતો જાઉં ક્ષણે ક્ષણે
ને ઊગી રહું પુનઃ મારા છેદમાંથી.
પહાડના પહાડ ઘૂઘવ્યા કરે મારા હાડમાં
દરિયા સાત દરિયા સાત દરિયા સાત
માછલી થઈ તરફડવું થઈ એક્વેરિયમ થઈ
પથ્થર થઈ કાષ્ઠ થઈ લોહું થઈ
તાંબું થઈ પિત્તળ થઈ સોનું થઈ
જળ જળાય જળમાં –
ઝળહળે જળ
ઝળહળે મારી ટચલી આંગળીનો કાપો
મારા શ્વાસનું માણેક
સુવર્ણમૃગની ત્વચા
કસ્તૂરીમૃગની નાભિ
ચારુદત્તનું સુવાસિત ઉત્તરીય
લાલ અજવાળામાં ડૂબાડૂબ
ઝિલમિલ ઝિલમિલ ડામ્બરની સડક
માઈલસ્ટોન ખાંસે પીળું પચરક
પિંડીમાં ચિત્તાની છલાંગ ખખડે
ખખડે આખું જંગલ
જંગલ જીવનાનંદદાસની કવિતા ગાય
થાકે શુધુ અન્ધકાર મુખોમુખિ
બસિબાર વનલતાસેન –
જંગલ એકલું એકલું ભજવે
'વેઇટિન્ગ ફોર ગોદો'
ઓડકાર ખાય જંગલ
જંગલ મંગલાષ્ટક વાંચે

જંગલ ગર્ભવતી સ્ત્રી
જંગલને અધૂરે માસે અવતરે એક વૃક્ષ
વૃક્ષની છાતી પર સફેદ ઘાસ
ઘાસ સફેદ છાતી પર
છાતી સફેદ ઘાસ પર
વૃક્ષના કાનની બૂટે એકિઝમા હાય રે હાય
વૃક્ષનાં નાકની ટોચે એકિઝમા હાય રે હાય
હાય કુંવરજી હાય હાય
ગામના ઉમરાવ હાય હાય
તમે તો ન જોઈ કુંવારી કન્યાની સોનેરી પીઠી
તમે તો ન સૂંઘ્યા લાડકડીના શ્વાસોના બટમોગરા
તમે તો ચૂંદડીની રેશમી ગંધ પર ન
મોહ્યા રજવાડી !
તમે તો કૉમ્પ્યુટરે છેડેલ બાગેશ્રી રે માણસજી !
માણસ ઉર્ફે કલાઉન રે ભમ્મરિયાલાલ
માણસ ઉર્ફે સ્ટેમ્પ રે ભમ્મરિયાલાલ
માણસ ઉર્ફે કૉન્સ્ટીટ્યૂશન રે ભમ્મરિયાલાલ

નંદ ઘેર આનંદ ભયો જય કનૈયાલાલકી
રૂપેરી કમખાની જોડ આહવાવમાં પાણી રે
સુંદરી લવિંગ ચાવે ને થૂંક મઘમઘે રે
થૂંકણીને થયો હડકવા હેઈસો
કૂતરીરાણી વિયાઈ
કોઈ દુંદુભિ વગાડો
જન્મ્યાં એન્ટી માણસડાં હેઈસો
ગાભો રે ભાઈ ગાભો
ગાભો માણસડું ગાભો
હોડી રે ભાઈ હોડી
માણસની સુષુમણામાં હોડી
હોડીમાં કાણું કાણામાં દરિયો
દરિયો જળ
પછી તો જળ મારા અનાહત ચક્રમાં
બસ જળ જ જળ
જળ જ જળ
જળ.........

## સમાન્તર થયો છું

અજય પુરોહિત

અક્ષાંશે નિનાહિત રૂપાંતર થયો છું,
તરત કોઈમાં હું સ્થળાંતર થયો છું.

હિરોસીમા, લોથલ કે હડપ્પા થશે તું –
મુલાકાત નામે અવાંતર થયો છું.
નિરુત્તર હતી આ વ્યથાઓ નિર્લજ્જ;
ઉદાસી અલગ છે મતાંતર થયો છું.

નિરાદર સમયની હતી ચાલ કેવી ?
સવિસ્તર કથામાં સમાંતર થયો છું.
અનાગત અજાણ્યાં મળે શબ્દ સામે,
મુસાફર ગઝલનો નિતાંતર થયો છું.

## આ ચરણ પણ દૈવવશ

રાજેશ પંડયા

આ ચરણ
ઘર સુધી પ્હોંચી જવા આતુર પણ...
આભને વીંધી જવાનું મન હતું
આ પાંખને,
પણ આંખને,
ખાલી કૂવાઓથી હતું સગપણ
એક-બે નેવાં ટપકવાં લાગતાં
ભાગતાં પંખી હવે લો નીડથી
ભીડથી હું કંઈ રીતે ભાગી શકું
તીડથી હું કેમ સંભાળી શકું
તારાં સ્મરણ ભીનાં લીલાછમ
મોલને,
બોલને?
આ ખજૂરીની નજર સુધી હવે
લંબાય રણ
ને ચરણ
ઘર સુધી પ્હોંચી જવાને છે હજુય
આતુર પણ...

..............................

## એક કાવ્ય

નલિની બ્રહ્મભટ્ટ

ધરતી ધારણ કરે છે વૃક્ષો
વૃક્ષ ધારણ કરે છે પુષ્પો
આ આંખ ધારણ કરે છે તારો ચહેરો
અને
મારી કૂખનો વંધ્ય અવકાશ ફરકી ઊઠે છે
પ્રિય!
કંઈક ધારણ કરવું
એ જ તો છે હોવાની સાર્થક ધન્યતા.
કોઈ કશુંક ધારણ કરે છે ત્યારે-
ઊડે છે આકાશ-પંખી પાંખના પીંછે
ઊગે છે પ્રકાશ-પુંજો નિઃશબ્દ અંધકારમાં
તળાવના તળિયે જળ અનુભવે મીનસ્પર્શ
અને
પહાડ પર સળવળે શિખરો.
ચંપકપ્યાલીમાં અમૃત ઘોળાય છે ત્યારે
ક્યાં ય કશું ઓછું નથી હોતું
તેથી જ -
રોમરોમ ઝળહળવું
એ જ તું -

## વહેણ

જગદીશ ત્રિવેદી

કેટલા સમયથી
નિત્ય નિયમિત દિવસ આખો
ઊછળતા તડકાને કાંઠે બેસીને
ખોબે ખોબે તડકાને પીઉં છું -
ધીમે ધીમે હવે
કશુંક ઓગળવા માંડ્યું છે મારામાં-
ઓગળી ઓગળીને
વહેવા માંડ્યું છે હવે અવિરામ કશુંક
અદૃશ્ય-
હું અદૃશ્ય!
ઘડીક જો થઈ જવાય દૃશ્ય...

# અમણો ભય

## નિસીમ ઇઝીકયેલ

મને બગાડયો છે આ દુનિયાએ, આ ટોળાંએ મને
માણસ કરતાયે વામણો બનાવ્યે રાખ્યો છે,
છાપાં સિનેમા, રેડિયો કાર્યક્રમ, કરકું કરકું અને
લકું લકું થતા ચહેરાવાળા માણસોનાં શાંતિ માગતાં ભાષણ
બાટલીમાં તાજગી ને સુખ વેચતાં ભીતપત્રો
નજીવા રોકાણે મોટું વળતર, ફુટબૉલના મેદાનમાં
કે આત્મ-સંયમ, એક પાઉન્ડમા છ સરળ પાઠ,
ટૂથપેસ્ટનાં વખાણ લખી આપો તો રોમની સફર,
જીવનમાંથી જીવન ચૂસી લેવાનો ચોખ્ખો ઇરાદો રાખતો
વિરાટ પથારો, મને ને તમને ભ્રષ્ટ કરતો.

બિરાદર કહીને બોલાવનારા પોતે સાવ ગુલામ હોય છે અને
મારા બંધુ ન હોય તે બધા હડહડતી લોંઠપથી ઝંખવાતાં
ખપ વિનાના, પ્રેમવંચિત, બિનલાયક નેતા, બિન-
વફાદાર નોકર તરીકે હંમેશાં વેગળા. એકલા-અટૂલા.
રાજકારણથી મુક્ત હું હજુયે અંગત રાજકારણની
વાંઝણી વેશ્યાને આલિંગું છું, જાહેરનામા ઉપર સહી
કરું છું, સભા બોલવું છું, સમિતિઓમાં કામ કરું છું; હું
કબૂલ કરું છું કશુંક કરવું ઘટે પણ પચાસ હજાર ચીના
મરાઈ જાય છે ત્યારે હું છાની મજા માણી લઉં છું,
હું -, બાળક તરીકે, ઉંદરને મારી નાખતાં જોઈને, - રડયો'તો.

આ દુનિયાથી. ભ્રષ્ટ થયેલો હું આ દુનિયાને રંજાડીશ
મારી ભ્રષ્ટતાથી આ બમણો ભય ભીષણ સ્વપ્નની જેમ
મને જકડે છે, હું તેમાંથી ઊગરી શકતો નથી. વીરપુરુષ
સાધુ, કવિ, વાતડાહ્યો, કેંફીનો જાણકાર, અર્વાચીન ભારતીય
કળા કે ગ્રીકના પ્રાચીન ઇતિહાસનો માર્ગદર્શક,

આવા ભોટિયાઓ પ્રત્યે મારી જાતને ઉઘાડી પાડતો.
હું જે છું તે હોવાની વાત મને ખૂંચે છે, અને ખૂંચે છે આ
દુનિયાને, જો કે આ દુનિયાને તેની જાણ નથી. આ
દુનિયા અને મારા વચ્ચે ભયાનક સમતુલા છે,
રોગગ્રસ્ત હું આ દુનિયાને ભ્રષ્ટ કરું છું.

અનુ. **નીતા રામૈયા**

('અ ટાઈમ ટુ ચેન્જ'માંથી–૧૯૫૨)

## વિષાદ | નિસીમ ઇઝીકયેલ

મારા હોઠ ભવિષ્ય ભાખતા નથી
મારી જીભ મહાન વાતો કરતી નથી
ડાહ્યાના શબ્દો મારા ઉપર વેડફાય છે
હું રહ્યો નિરાશ્રિત ને ઘરથી ક્યાંય દૂર
રખડુ ને મારામાંનો દરેક અંશ કરમાયેલો
મોસમ આવે અને લોકો પોતાનું ફળ ધરે
પણ ધસમસતા દરિયાની બાજુમાં હું સાવ ખાલી
મારાં મૂળને નદી ધવડાવે છતાં હું ન ફૂલું કે ફાલું
દિવસ પછી દિવસ જાય ને એક હરફ સુધ્ધાં બોલાય નહીં
રાત પછી રાત જાય ને જ્ઞાન મારાથી છુપાયેલું રહે
લેશ્ય મને હુકમ કરતો નથી મૈત્રીભર્યા ઉજાસથી
નિયમો મારાં હાડકાંને તજી દે છે હું માંદો પડું એટલી હદે
વિંસબાયેલી ઇચ્છા મારા માટે મૃત્યુ છે
તેની પાછળ પડું તો આંતરડાંમાં બગાડો થાય છે
મને દૃષ્ટિ આપો અને હું શુદ્ધ થઈશ
સૂચના સાંભળવામાં હવે જરાય ઢીલો કે ધીમો નહીં રહું
અને પ્રેમ દ્વારા મારું પાંદડું લીલુંછમ થવા દો
અને મને જીવવા દો.

અનુ. **નીતા રામૈયા**

('સિક્સટી પોએમ્સ'માંથી–૧૯૫૩)

# કવિ, પ્રેમી, પક્ષીનિરીક્ષક

## નિસીમ એઝીકેયલ

દબાણ લાવવું અને ક્યારેય સ્થિર ન રહેવું
એ પક્ષી કે સ્ત્રીના અભ્યાસીનો માર્ગ નથી.
ઉત્તમ કવિ શબ્દની પ્રતીક્ષા કરે છે.
શોધ સંકલ્પના અમલનું પરિણામ નથી
પણ ટેકરી ઉપર ચેનથી આંટો ધૈર્યશીલ
પ્રેમ — ગભરુ પાંખનો ફડફડાટ નિહાળવા —,
પોતાને કોઈ ચાહે છે તેવું જાણતી
રાહ જોવાનું છોડીને શરણાગતિનું જોખમ ખેડે ત્યાં સુધી –,
આમાં જ કવિ પોતાનું કવિકર્મ પુરવાર થતું જુએ છે,
—સ્ફુરણા થયા પહેલાં એક હરફ સુધ્ધાં ન ઉચ્ચારતો.

મંદ ગતિ, કોને ખબર કેમ, ઘણું વધારે કહી જાય છે.
વિરલ પક્ષી જોવા નિર્જન માર્ગે કે
ઉદ્‌ગમસ્થાને વહેતી શાંત નદી પાસે જવું પડે;
અથવા હૃદયની અંધારી જમીન જેવા
અજાણ્યા ને કાંટાળા સમુદ્રકિનારે,
અને ત્યાં સ્ત્રી ધીમેકથી ચકરાવો લે છે,
માત્ર હાડમાંસની નહીં પણ હાર્દમાં અંધકાર સાથે
પ્રકાશનાં પુરાણકલ્પનો જેવી, અને અટપટા, બેચેન ઊંડાણમાં
ખોવાયેલા કવિને સાંપડે છે અર્થ,
બહેરાં સાંભળી શકે, આંધળાં જોઈ શકે તેવો.

અનુ. નીતા રામૈયા

('ધી એક્ઝેક્ટ નેમ'માંથી – ૧૯૬૫)

# નીતિકથા – ફિલ્મ માટે

( અરુણાને )

નિસીમ ઇઝીકેયેલ

પેલી હસ્તપ્રત હતી ( યાદ છે ? )
મેં લખવાનું વચન આપ્યું'તું તે.
તારી કલ્પનામાં
તેં તેની ફિલ્મ બનાવેલી,
ભ્રષ્ટાચાર, પ્રમાદ અને નિષ્ક્રિયતા સામે જંગ ખેલતા
લડવૈયાની સુસ્પષ્ટ વાર્તા.

કલ્પનાથી દૃષ્ટિ સમક્ષ લાવ, તેં કહ્યું.. તારા મનગમતા શબ્દો...
જાહેર હિત માટે વિચારતા
સપનાં સેવતા અને કાર્ય કરતા માણસને.
તને અને આપણને બધાંને પરિચિત એવી
રોજિંદી જિંદગીનાં દૃશ્યો તેની આપસાસ ગોઠવી દે.
તેને એક પત્ની આપ, બાળકો આપ,
મિત્રો અને દુશ્મનો સાથે બહાદુરીથી
કામ લેતો હોય તે દરમ્યાન તેને તેના દુર્ગુણો આપ.
તેના શહેરને ધબકતું કરી આપ
બસ, ટ્રેન, ફૂટપાથ ઉપર રહેનારા,
ઝૂંપડપટ્ટી, મંદિર, ચર્ચ, મસ્જિદથી.

આશ્ચર્યો સર્જી આપ પણ તેને અલ્પવ્યક્ત રાખજે
સારો વર્તાકાર કરે તેમ,
સંદેશને વાસ્તવિકતાનાં
થર ચડાવીને,
આપણો આ માણસ બરાબર જમાવટ કરે નહીં
અને પદ્મશ્રી મેળવે નહીં ત્યાં સુધી.

પછી, અંતમાં,
ભંડો ફોડવાનો
કે એ પોતે પણ સાથોસાથ ભ્રષ્ટ હતો.

અનુ. નીતા રામૈયા

( ૧૯૮૨ પછીનાં અપ્રગટ કાવ્યોમાંથી )

# અગમનો અનુભવ

ધીરેન્દ્ર મહેતા

## ટીપેમેં મેરામણ

ટીપેમેં મેરામણ માર્યો, ઇ અચરેજ કેં ભાંયો ?
ટીપેમેં મેરામણ માયો.
સંત પુરસજી સાનસેં, સું મનડો મંઝ.યો. – ટીપેમેં૦

તલપ લગી મહબૂબજી, જિંધડો જલાયો,
ભટકીભટકી પેર ગઠા, ઘટ ભીતર ગાલાયો. – ટીપેમેં૦

ધરમકરમ ને મોક્ષમરમજ્યું ધાંઉં કુલા પાયો ?
લેરૂં અલખ મેરાણજીયું, હિત બ્યો કચો અચ જાયો ? – ટીપેમેં૦

ચંધર–અમૃત જો સોસ છડયો, ન કીં નાંગણુ જાગાયો,
ખટ ચક્રે જે ખોપ મિંજા, મનમરકટ કે વાર્યો. – ટીપેમેં૦

સુંઝજો વસંધલ સિજ, કરમજે વડરેં લોપાયો,
મતી મુરારી ! કીં મુઠી, કેં ભુછડે ભરમાયો ? – ટીપેમેં૦

અનહદ સુંઝ – વેરાનમેં, મૂંજો હંસલો ઉડાયો,
જમના–સરસતી પાર ‘નિરંજન’ ગંગેજલે નાયો – ટીપેમેં૦

– નિરંજન

પરમતત્ત્વની ઝાંખી એ એક રીતે કેટલી દુઃસાધ્ય અને બીજી રીતે કેટલી સહજ ઘટના છે તેનો બોધ કચ્છી ભાષાનું આ પદ વાંચતાં થાય છે. આ બોધ જેને આ વાત સમજાઈ ગઈ છે તેના દ્વારા કરવામાં આવ્યો છે. આ જ ખૂબી છે આ વાતની ! એ આમ અગમ લાગે છે; કોટિ ઉપાયે પણ એનો છેડો હાથ લાગતો નથી, લાગ્યાની ભ્રાંતિ થયા કરે છે, પણ પછી એને ઉકેલવાની મંથામણ નવીનવી ગૂંચો ઊભી કર્યે જાય છે...!

પણ જેને સાચી લગની લાગી હોય છે તેને ક્યારેક ને ક્યારેક સતગુરુ સાંપડી જાય છે

અને આ ગૂંચ ઉકેલી આપે છે, ત્યારે વાત એટલી સરળ લાગે છે કે અચરજમાં પડી જવાય છે. ખરેખર વાત એટલી સરળ હોતી નથી પરંતુ સરળ લાગે છે, કારણ કે એની પાછળ 'આ આખો અનુભવ પડેલો છે, વધુમાં સત્‌ગુરુની કૃપા ઊતરી હોય છે...

આ પદમાં આવા એક અનુભવી જ્ઞાની સંતની વાણી આપણને સાંભળવા મળે છે. આ વાત સ્વાનુભવની રીતે કહેવાઈ છે એટલે તુરત અસર કરે છે અને કાવ્યાત્મક રૂપ પામીને આનંદ આપે છે. એમ પણ થાય છે કે કાવ્યાત્મક રૂપ પામ્યા વિના આ વાત આટલી સરળ અને સચોટ બની શકી ન હોત. કવિતાનો આ મહિમા પણ છે, એ અનુભવને સચોટ કરીને હૃદય સુધી પહોંચાડે છે.

આ વાત શી છે? તો કહે, 'ટીપેમેં મેરામણ માયો.' મહેરામણ ટીપામાં જ સમાયેલો છે, બલ્કે બુંદ એ સાગરનું જ રૂપ છે, એ બે ભિન્ન નથી. આ કેવું વિસ્મય! કવિને એ વાતની પણ ખબર છે કે આવાં રહસ્યોનો સહેજે પાર પામી શકાતો નથી. એક ઉદ્‌ગારમાં હોય એવી સરળતા આ પંક્તિમાં રહેલી છે. એમાં પ્રયોજાયેલાં પ્રતીક અને પ્રશ્નાર્થ અભિવ્યક્તિને અસરકારક બનાવે છે. જીવ એ બુંદ છે અને બ્રહ્મ એ સાગર. આમ આ અદ્વૈતની વાત છે; પણ એની રજૂઆતમાં એક ભાવછટા છે : સાગરમાં બુંદ સમાયેલું છે એમ નહિ, બુંદમાં સાગર સમાયેલો છે. આ ઉક્તિવૈચિત્ર્યને લઈને આ ઉદ્‌ગાર કાવ્યમય બને છે. આખરે સમુદ્ર એ શું છે? અનેક બુંદોનો સમુચ્ચય! સમુદ્ર આ રીતે બુંદમાં જ રહેલો છે—એ બુંદરૂપ છે... 'ઈ અચરજ કેં ભાંયો?' આ પ્રશ્નાર્થસૂચક ઉક્તિમાં સંતને શોભે એવી એક નમ્રતા છે, એક વિવેક છે, એક સમભાવ છે. ઉક્તિનું આ પ્રશ્નાર્થક રૂપ આ રીતે ભાવપોષક છે.

અહંકારની અહીં વાત જ નથી; જીવ અને બ્રહ્મ વિશેની આ સમજ મારા મનમાં ઊગી એ વાત ખરી, પણ એ કયારે? સત્સંગથી મારું મન મંજાયું ત્યારે—

'સંત પુરસજી સાનસેં, મું મનડો મંઝાયો.' સત્‌ગુરુ પર આટલો જ મદાર રાખવાનો છે, એના તરફથી પરમતત્ત્વનો પાર પામવાનો સંકેત મળે અને એ મન પરના બધા કષાયોને દૂર કરે. 'મંઝાયો' ક્રિયાપદ અહીં કેટલું માર્મિક રીતે યોજાયું છે! મનને લાગેલી મલિનતાઓ દૂર થતાં આત્મતત્ત્વ સ્વયં પ્રકાશી ઊઠશે. અને આત્મતત્ત્વ એ જ પરમતત્ત્વ : 'ટીપેમેં મેરામણ માયો...'

પણ મૂળ વાત પરમતત્ત્વની લગની લાગવાની છે. આ લગનીએ જાણે જીવનમાં એક દાહ ઉત્પન્ન કર્યો, પરમતત્ત્વની પ્યાસ બુઝાવવા એટલું ભટક્યો કે પગ ગંઠાઈ ગયાં. ત્યાર પછી આ ઘટ—આ શરીર—ની ભીતર રહેલા આત્મતત્ત્વ સાથે હું વાતો કરતો થયો, એ આત્મતત્ત્વ એ જ પરમતત્ત્વ—મહેરામણ તો ટીપામાં જ સમાયેલો છે! આ રીતે ધ્રુવપંક્તિનો અનુબંધ રચાય છે અને એ ભાવનો પરિપોષ કરે છે.

આ રીતે રખડીરઝળીને પામ્યા શું? ધરમકરમ ને મોક્ષનાં રહસ્યો વિશેની આડંબરભરી

કે જટિલ વાતો ઠેકઠેકાણે જોરશોરથી થતી હતી તે સાંભળવા મળી. પણ એ બધી વાતો તો વ્યર્થ છે, એ સાંભળવા શા માટે રહ્યો? આ બધી લહેરખી-ઓ અનુભવાય છે - આ સુખદુઃખાત્મક સંસારની, એ લહેરખીઓ પેલા લક્ષમાં ન આવતા મહેરામણની જ છે, બીજું તો અહીંયાં છે જ કોણ? અહીંયાં પ્રત્યેક બુંદમાં એ અદષ્ટ સમુદ્ર જ સમાયેલો છે... ધ્રુવપંક્તિ આ રીતે કેન્દ્રવર્તી અનુભવને આવર્તિત કરે છે; અને એને દરેક કડીના સંદર્ભથી સ્પષ્ટ કરે છે, દઢ પણ કરે છે.

પણ મનુષ્યની વિચિત્રતા કહો તો વિચિત્રતા અને કરુણતા કહો તો કરુણતા આ જ છે. જે સહજોપલબ્ધ છે તે એના ધ્યાનમાં આવતું નથી અને અટપટા માર્ગો તરફ એ ખેંચાતો રહે છે. મેકણ તેને ઉપદેશે છે, વિવિધ પ્રકારની યોગ-સાધનાની આળપંપાળમાંથી મનને વારવાની જરૂર છે. જે તત્ત્વને પામવા માનવનું મનરૂપી મરકટ આ બધા પ્રપંચ વહોરી રહ્યું છે તે તત્ત્વની બીજે ખોજ કરવી પડે એમ નથી, એ એની ભીતર જ છે, બુંદમાં મહાસાગરની જેમ. ઊલટું કર્મનો કષાય એને ઢાંકી દે છે, સૂર્યને વાદળ ઢાંકી દે તેમ. પરમતત્ત્વરૂપી સૂર્ય તો શૂન્યમાં વિલસી રહ્યો છે, આવા બધા પ્રપંચોની પેલે પાર એ પ્રકાશિત છે. જુદાંજુદાં કર્મો એને આડે આવે છે, વાદળ સૂર્યની આડે આવે એમ. મનુષ્ય કર્મોથી મુક્ત થાય તો એનો સાક્ષાત્કાર કરી શકે...આ કડીની બીજી પંક્તિમાંનો ઉદ્‌ગાર એકદમ અંતર્મુખી છે. (મુરારિ કવિનું મૂળ નામ છે.) બીજા બધાનું તો ઠીક, પણ મુરારિ! તારી બુદ્ધિ કેમ બહેર મારી ગઈ કે પછી કોઈ દુરિજને તને ભ્રમણમાં નાખી દીધે.? જેમ સદ્‌ગુરુના મહિમાની જાણ છે તેમ દુર્જનના પ્રભાવની પણ સંતકવિઓને ખબર છે. પણ પરમતત્ત્વ તો અહીં આસપાસમાં બુંદમાં મહાસાગરની જેમ વિલસી રહ્યું છે. લગભગ સ્વગત કહી શકાય એવો આ ઉદ્‌ગાર છે.

અંતે જતાં આ વાત સમજાઈ ગઈ છે. કવિએ પોતાના જીવભાવને હંસની જેમ મુક્ત કરી દીધો – નિ:સીમ શૂન્યમાં, જ્યાં કેવળ વિસ્તાર છે, કર્મનાં બંધનો કે સંકીર્ણતાઓ નથી આ એક અનુભવ છે. અહીં કશું પામવાની કે દેખવા-ની વાત નથી, અવકાશમાં ફેલાઈ જવાની વાત છે. એનો આનંદ – એની મસ્તી ગંગા-જલમાં ડૂબકી મારવા સરખાં છે. જમના-સર-સ્વતી જેવી સરિતાઓની પણ પાર ગંગા સુધી પહોંચવાનો – એના જળમાં તદાકાર થવાનો આ અનુભવ છે. એનો પ્રતીયમાન અર્થ સ્વયંસ્પષ્ટ છે. પરમતત્ત્વ સાથે તદ્‌રૂપ થયાના અલૌકિક અનુભવના વર્ણનમાં આ રીતે કાવ્ય પૂરું થાય છે.

પહેલી નજરે જોઈને એમ કહી શકાય કે આ કાવ્યમાં અદ્વૈતવિચારનું નિરૂપણ છે, પરંતુ આપણા સંતકવિઓની એ વિશિષ્ટતા રહી છે કે તેઓ વિચારને અનુભવની ભૂમિકાએ મૂકી આપે છે; નહિતર આ કાવ્યમાં 'તલપ લગી મહબૂબજી, જિંધડો જલાયો' જેવી પંક્તિ ક્યાંથી સંભવે? આ કાવ્યમાં ગુરુનો મહિમા કરતો જે ઉદ્‌ગાર

નીકળ્યો છે તે પણ આ સંદર્ભમાં ધ્યાન ખેંચશે. અનુભવના આ બળને લઈને જ આ સંતો વેદાન્તવિચારકો બનીને રહી જતા નથી, કવિપદને પામે છે.

એમની વાણીમાં પણ આ અનુભવના સંચારને કારણે કોઈ જુદો જ રણકાર સાંભળવા મળે છે. એમાં વર્ણસગાઈ અને યમક જે કામ આપે છે તે આ દષ્ટિએ જોવા જેવું છે. 'મેરામણ માયો', 'સંત પુરસજી સાન સેં મું મનડો મંઝાયો', 'ઘટ ભીતર આલાયો,' 'ધરસકરસ', 'મોક્ષમરમ,' 'બ્યો કયો', 'ખટ ચક્રે' જે ખોપ' 'સુંઝજો વસંધલ સિજ', 'મતી મુરારી! કીં મુઠી, કેં ભુછડે ભરસાયો?' આ બધા પ્રયોગો અનાયાસ થયેલા લાગે છે, કારણ કે એ પેલા અનુભવને અભિવ્યક્ત કરવાની મથામણને લઈને ચાલે છે. આ જ કારણે ભાષા અર્થસંકેતોથી ભરીભરી પણ લાગે છે. લયની દૃષ્ટિએ વિચારીએ તો અહીં જોવા મળતી પ્રવાહિતા ગીતના સ્વરૂપને જાળવે છે.

'સુંઝજો વસંધલ સિજ' જેવા પ્રયોગમાં કલ્પનાની ઉદાત્તતા અને ચિત્રાત્મકતા પણ દ્રષ્ટવ્ય છે. 'ટીપેમેં મેરામણ માયો'—બુંદમાં સમુદ્ર સમાયો એમ નહિ, સમાઈ શકયો. એ 'અર્થ—એનું ઊંડાણ, એમાં રહેલું કલ્પનાનું સામર્થ્ય, કાવ્યત્વને ઉપકારક એવો વિસ્મય, આ બધું કાકુથી સ્પષ્ટ થશે. અને આવા સંતોમાં આવું કવિકર્મ સહજતયા થતું હોય છે.

ભાષામાં સિંધીની છાંટ જોવા મળશે. કચ્છ-સિંધનું ભૌગોલિક સામીપ્ય અને તેમની વચ્ચેનો સંબંધ-વ્યવહાર એને માટે કારણભૂત છે. બન્ને પ્રદેશોની ભાષાઓના ગોત્રસંબંધને લઈને આ મિશ્રણથી ક્યાંય કલેશ જન્મતો નથી.



## કવિમિત્રોને

કવિલોક-સંચાલિત 'વિશ્વ કવિતા કેન્દ્ર'માં વિદ્યમાન અને વિગત કવિઓની છબીઓ, સંક્ષિપ્ત પરિચય અને સ્વહસ્તાક્ષરમાં એક કાવ્યરચનાનો સંગ્રહ કરવાનું વિચારાયું છે. સૌ કવિમિત્રોને વિનંતી કે પોતાની કેબિનેટ કદની છબી, સંક્ષિપ્ત જીવનપરિચય અને ફૂલસ્કેપ કાગળ પર સ્વહસ્તાક્ષરમાં એક કાવ્ય નીચેના સરનામે મોકલી આપે :

'વિશ્વ કવિતા કેન્દ્ર'
'કાંચનાર', શાહીબાગ અંડરબ્રિજ સામે, અમદાવાદ–૩૮૦ ૦૦૪

વિગત કવિઓ વિશેની ઉપરોક્ત સામગ્રી જેમની પાસે હોય તેમને પણ તે મોકલી આપવા ખાસ વિનંતી છે.

# 'શૂળી ઉપર સેજ'કવિની

## ભાલચંદ્ર ભટ્ટ

આધુનિકતાના આગ્રહપૂર્વકના કોઈ અભિનિવેશ યા સભાનતા સિવાય સ્વાભાવિકપણે કવિતાને કસોટીએ ચઢાવનાર અને કવિતાની કસોટી પર ચઢનાર કવિ જયન્ત પાઠકનો આ આઠમો સંગ્રહ **શૂળી ઉપર સેજ** તેમની કવિતાયાત્રા તથા શબ્દસાધનાને સાચે જ ઊર્ધ્વ ગતિ અર્પે એવો થયો છે. કવિતાના મુખ્ય વિષયો છે : વેદના અને માનવઅસ્તિત્વ, મૃત્યુ, કવિતાકલા, ઋતુવર્ણન, સ્થલવિશેષનાં રેખાંકનો, વતનપ્રકૃતિનો પ્રેમ, ખોવાયેલી વતનની સૃષ્ટિને સ્મૃતિ દ્વારા સાક્ષાત્ કરવાની અદમ્ય ઇચ્છા તથા જીવનમાં પ્રેમનું માહાત્મ્ય. માનવજીવનમાં વેદના તથા દુઃખની દુર્નિવાર્યતાની પ્રતીતિજનક અનુભૂતિ, મૃત્યુના અનુભવમાંથી પસાર થઈને અન્તે મૃત્યુને આલિંગન દેવાની તમન્ના તથા તેમાં નિષ્ફળતા મળતાં થતા વિષાદનું નિરૂપણ કરતાં કાવ્યોમાં વાસ્તવિકતા તથા રંગદર્શિતાનાં નિસર્ગભિન્ન વલણોની સહોપસ્થિતિ સહજ રીતે અનુભવાય છે. આ સંગ્રહમાંના આ વર્ણ્ય વિષયનાં વિશેષ કાવ્યોને કારણે જ કદાચ કવિને માનવજીવન માટે 'શૂળી ઉપર સેજ' જેવું પ્રતીક તો અભિપ્રેત નહીં હોય ને ! તેમને મન કવિતા એ એક પ્રકારનું લોકોત્તર રસાયન છે, શબ્દની લીલા છે, શૂળી ઉપર સેજ પાથરી સતત સૂતા જાગતા રહેવાની અગ્નિપરીક્ષા છે. પ્રકૃતિ અને વિવિધ ઋતુઓમાં તેની રમ્યતા અને રુદ્રતાને મૂર્ત કરતાં પ્રકૃતિ-કાવ્યોની એક આખી ચિત્રગૅલરી પણ આ સંગ્રહમાં છે. કેટલાંક કાવ્યો પ્રદેશવિશેષ યા સ્થલવિશેષની પ્રકૃતિનાં દૃશ્યોને નિરૂપનારાં છે. વતનવિચ્છેદ, તજ્જન્ય વિષાદ અને સ્મૃતિ દ્વારા અતીતઝંખનાની જયંત પાઠકની પરિણત સંવેદનાને નિરૂપતાં કાવ્યો તેમની કવિતાના પ્રધાન સૂરને તીવ્રતા તથા નિજી અસ્મિતા બક્ષે છે અને આના પુરોગામી સંગ્રહની જેમ આ સંગ્રહમાં પણ એ સ્થાયી ભાવ ઘેરા રંગે ઘૂંટાઈને કાવ્યરૂપ પામે છે. રચનારીતિ પરત્વેનો તેમનો અભિગમ કશાયના અનુકરણમાં સરી પડતો નથી. મોટે ભાગે ગદ્યમાં કોઈ કોઈ વાર શિખરિણી તથા પૃથ્વી જેવા છંદોના વિનિયોગ દ્વારા પારંપરિક સૉનેટ પ્રકારમાં, કોઈ વાર ગીતમાં તથા કોઈક વાર મધ્યકાલીન ભક્તિકાવ્ય યા કથનકાવ્યની રીતમાં ઢળાયેલી તેમની કવિતા આગવી મુદ્રા ઊભી કરે છે. 'આપણે ભલા ને'......, 'સુખદુઃખનો સોદાગર – એક બોધકથા,' 'દુખિયારાજી', 'અધરું નચિકેતા થવાનું', 'કોડ અધૂરા રહ્યા' ઇત્યાદિ કાવ્યો વેદનાને વિષય બનાવે છે. કેવળ સુખસમૃદ્ધિના ખાલીપાની તથા સુખદુઃખની માનવઅસ્તિત્વ

સાથેની સહોપસ્થિતિની વાત 'આપણે ભલા ને...' નામક આંતરલય, પંક્ત્યન્ત પ્રાસસાધના અને કથાકાવ્યની લાક્ષણિકતા ધરાવતા કાવ્યમાં કહેવામાં આવી છે. 'સુખદુઃખનો સોદાગર – એક બોધકથા' પણ જીવનમાં સુખદુઃખની અનિવાર્યતાની વાત રજૂ કરે છે.

'દુખિયારાજી' દાક્તરનું પ્રિસ્ક્રીપશન લઈને દુઃખની દવા શોધવા નીકળેલા દુખિયારાના વૃથા શ્રમને નિરૂપતું મધ્યકાલીન પદ સાથે અનુબંધ સાધતું ગીત છે. મૃત્યુની તીવ્ર ઝંખનાને અભિવ્યક્ત કરતાં અને મૃત્યુનો સાક્ષાત્કાર કરી મરવાની સ્થિતિમાંથી પસાર થવાની તથા અન્તે મૃત્યુની અપ્રાપ્તિના અસંતોષની સંવેદના રજૂ કરતાં કાવ્યો છે, 'અધરું, નચિકેતા થવાનું' અને 'કોડ અધૂરા રહ્યા.' એકમાં નચિકેતાની ઔપનિષદિક કથાનો સમુચિત વિનિયોગ થયો છે, જ્યારે બીજી કવિતામાં પૌરાણિક દેવશાસ્ત્રમાં મૃત્યુના દેવ ગણાયેલા યમરાજા સાથે પરલોકયાત્રાના વિવિધ નવા પ્રદેશોની વાત કરતાં કવિ કહે છે : "હું કેદ આ કાળ કોટડીમાં –"

'બચુભાઈનું સ્વર્ગારોહણ અને શોકસભા – એક હેવાલ' તથા 'બચુભાઈનો પત્ર – સ્વર્ગના આંખે દેખ્યા હાલ' આ કથનકાવ્ય–યુગ્મ બચુભાઈ નામના કાલ્પનિક પાત્ર દ્વારા કવિનો વિશિષ્ટ પ્રકૃતિપ્રેમ તથા જગતપ્રેમ પ્રગટ કરે છે. બચુભાઈ આમ તો માણસ છે જગતનો, તે જગતનાં સુખદુઃખો જગતના સ્થાવર પદાર્થો સાથે ભોગવનાર એક સમાનધર્મા સંવેદનશીલ માનવ છે. તેનું મૃત્યુ થાય છે. જગતના વૃક્ષ, કોતર, નદી, પહાડ ઇત્યાદિ સહધર્મી જીવો શોકસભા ભરે છે અને બચુભાઈને અમરાપુરમાં શાંતિસુખ મળે એવી પ્રાર્થના કરે છે, પણ બચુભાઈને સ્વર્ગમાં ગોઠે છે ખરું ? તેનું બયાન બીજા કાવ્યમાં કરવામાં આવ્યું છે. બચુભાઈ તો પૃથ્વીનો, આ જગતનો જીવ. સ્વર્ગમાં આવ્યા પછી તેને એકલવાયું લાગે છે, સ્વર્ગનું નિર્ભેળ સુખ તેને અડવું લાગે છે. તે જગતના પોતાના ભૂતપૂર્વ સાથીઓને સ્વર્ગમાંથી પત્ર લખે છે. આ કાવ્યયુગ્મની ચમત્કૃતિ હવે આવે છે. પત્રમાં બચુભાઈ લખે છે કે સ્વર્ગમાં એક કલ્પતરુ છે, તે જે માંગીએ તે આપે છે. એક દિવસ તે તેની પાસે જાય છે અને પૃથ્વી પર જગતમાં તેને પાછો મોકલી દેવાની માંગણી કરે છે. કલ્પતરુ તેને મૂર્ખ ગણીને કહે છે :

'લોક બધા સુખ માગે ને
આ માગે દુઃખનો ગોળો !'
(પૃ. ૧૪)

પણ બચુભાઈ તો પોતાની માંગણીમાં મક્કમ રહે છે. અન્તે પત્ર પૂરો થાય છે બચુભાઈના આ શબ્દોમાં :

"'રાંમ, રાંમ', કહું છું કાગળમાં,
ફિકર ન કરજો મારી,
ભલું હશે તો બેતણ દનમાં
ભેળો હું ય તમારી."
(પૃ. ૧૪)

કવિતાસ્ફુરણ અને કવિતાસર્જનની કાંઈક વિશિષ્ટ લોકોત્તર ચમત્કારિક ઘટનાને કવિતાના માધ્યમ દ્વારા નિરૂપતાં કેટલાંક કાવ્યો આ સંગ્રહ

માં નવી ભાત પાડે છે. કવિ પાસે શબ્દમંજૂષા અને સંવેદનવાદળું હોય તો પણ કવિતા થાય જ એમ કહી શકાય નહીં. કવિતા કરવા જતાં ઘણી વાર

"કલમ છટકી જાય, અટકી જાય,
બુઠ્ઠી જાય, જુઠ્ઠો થાય..."
(પૃ ૩૦)

તો વળી કવિતામાં શબ્દપ્રપંચની વાત કવિ શબ્દોમાં કહે છે. શબ્દો એટલે કવિના ગોઠિયાઓ ('શૂળી ઉપર સેજ', પૃ. ૩૨)

'એક કવિને, ખાનગીમાં'માં યોગ્ય શબ્દની શોધ અને સિદ્ધિ કવિ માટે કેટલી અનિવાર્ય હોય છે તેની વાત બહુ સરળતા અને સમભાવથી કવિ પોતાના સહધર્મી મિત્ર પ્રત્યેની ઉક્તિ દ્વારા કરે છે. કવિને જો પાંચે પાંચ ઇન્દ્રિયોથી સ્વાદી શકાય એવો 'સંવાદી' શબ્દ મળી જાય તો કવિતાનો 'જાદુ-ખેલ' સિદ્ધ થઈ જાય અને નહીં તો કવિતા કથળી જાય.

પ્રકૃતિની વિવિધ ઋતુઓનું નાનારંગી સૌંદર્ય તથા પ્રવૃત્તિવૈવિધ્ય આ કવિનો એક પારંપરિક વિષય રહ્યો છે. 'શરદતડકે,' 'વસંતમાં ઊઘડતી સવારે', 'મોસમનું ગીત', 'ખરા બપોરે', 'ગ્રીષ્મ : એક અનુભૂતિ', 'ઉનાળુ બપ્પોરો', 'થોડાંક ગ્રીષ્મચિત્રો', 'પોચું પોચું', 'વરસાદ' તથા 'ટીપે ટીપે' આવાં ઋતુકાવ્યો છે. 'શરદતડકે'માં શિખરિણી છંદમાં અને સૉનેટપ્રકારમાં કવિ શરદની સ્વચ્છતા, તડકાની નવીનતા અને તે દ્વારા થતા તનમનના નવીનીકરણનો ભાવ વ્યક્ત કરે છે 'વસંતમાં ઊઘડતી સવારે'માં કવિએ વસંતનો ગ્રામવૈભવ રંગદર્શિતાથી આલેખ્યો છે. તેજથી ચમકતું સવાર, ઓકળિયાળું આકાશ, આળસ મરડતાં ઝાડ, નીલા પંખીવનમાં ગગનથી ગરતા ટહુકા, પહાડે પડેલો પીત તડકો ઇત્યાદિ વસંતના વાતાવરણને કવિત્વમય રીતે આપણી સમક્ષ તાદૃશ કરે છે. પાણી ભરતી પનિહારીઓનું સુરેખ ચિત્ર આખા કાવ્યના શિરમોર સમું છે :

"પવનપાતળા પીત વસ્ત્રમાં ભળાય આછી કાયા
હળુ હળુ હલચલમાં શી રમતી અણદીઠાનીમાયા."
(પૃ. ૩૮)

ગ્રીષ્મના ભયંકર તાપમાં નગરનું ચિત્ર ઘટકવ્યત્યયની ટેક્‌નિકનો આશ્રય લઈને 'ખરા બપોરે'માં તાદૃશ કર્યું છે. વર્ષાના ઘટકોને ગ્રીષ્મવર્ણનમાં વિનિયોગ કરી કવિએ અદ્‌ભુત ચમત્કૃતિ સાધી છે :

"નગર વચોવચ રમણ ચઢ્યાં શાં પીત નદીનાં પાણી !
રડ્યાંખડ્યાં વાહનને પગલાં જાય લોકનાં તાણી,
દશે દિશાની ચઢી રેલમાં ડૂબી નગરની વસ્તી
ભડકે બળતી એકલ હોડી-શી હૈયાની હસ્તી."
(પૃ. ૪૦)

'ગ્રીષ્મ : એક અનુભૂતિ' પૃથ્વી છંદમાં બદ્ધ થયેલું સાંગોપાંગ સૉનેટ છે. તેના પ્રથમ ચતુષ્કમાં ભૂમિ-ગગનની સ્થિતિ અને દ્વિતીય ચતુષ્કમાં વન, બીડ અને ચીલાઓનું ખાલીપણું ચીતરીને તૃતીય ચતુષ્કમાં પારધિની ધરાવ્યોમવ્યાપી તડકાની મહાજાળના રૂપક દ્વારા નિદાઘના ઘેરા ઘામ અને ઉગ્રાતપનું ચિત્ર કવિ તાદૃશ કરે

યથાર્થની દૃષ્ટિએ જોશીની આ ભવિષ્યવાણી ખોટી પડી છે, પરદેશ જવાની રેખા કદાચ ભૂતકાળમાં પણ નહોતી અને ભવિષ્યમાં કદાચ નયે ઊઘડે. પણ nostalgic આંતરયાત્રાને સ્તરે કવિનું પરદેશગમન થઈ ચૂક્યું છે. પરદેશગમનની રેખા ઊઘડી ચૂકી છે કારણ કે કવિ દેશનિકાલ થઈને, સ્વદેશ છોડીને જાણે વિદેશમાં વસ્યા હોય એવા થઈ ગયા છે. પરિચિત ઘર અને ગામ/નદી, ડુંગરા, વગડો ને સીમ/અપરિચિત જેવાં... બની ગયાં છે. ચિરપરિચિત સ્વદેશમાં તે ભૂલા પડે છે, ઠોકર ખાય છે.

'ખુલ્લી આંખે ય કોઈને ઓળખી શકતો નથી !'

..........................................

ગામનાં ઢોરની આંખોમાંથી ઓસરી ગયાં છે,
ઓળખાણનાં પાણી
શેરીનાં કૂતરાં ભસીને જાહેર કરે છે મને
એક શંકાસ્પદ વ્યક્તિ – અજાણી !"
(પૃ. ૯૧)

'ના ફાવે'માં કવિ પોતાની નિજી ઓળખાણ આપવાનો પ્રયત્ન કરે છે. પોતે તો પ્રકૃતિનો, સાહજિકતાનો જીવ. તેને સંસ્કૃતિનાં કૃત્રિમ sophistication ન ફાવે. કવિ એટલે 'હાથ એકના રાવણહથ્થાનો... બજવૈયો/તમારું રામઢોલ કે વિચિત્ર વીણા મને ન ફાવે.' કવિ એટલે 'બપ્પોરી શેરીનાં એકાન્તો તણો ગવૈયો/સરઘસને મોંઢે થવાનું/પલાંઠીઓ વાળી ગાવાનું મને ન ફાવે.' કવિ એટલે 'જંતરનો બંદો', 'એને ઉસ્તાદી અટપટાં સ્વરાંકન ન ફાવે.'

'પુનરપિ'માં પુનઃ શિશુ થવાનું સ્મરણસ્વપ્ન દેખતા કવિનું કલ્પનાભ્રમણ આપણને સાંપડે છે. કવિ કલ્પનાને સહારે હંમેશ માટે નગર છોડી જાય છે અને 'એક વેળાની યાદીની વાટે, ભૂતપગલે...' પળે છે. કુંવારી નદીઓને કાંઠે એકદા પોતે બાંધેલાં રેતીનાં ઘર તેને સાંભરે છે. સવિતાના વરેણ્ય કરથી વનના કપાળે લખાતી જીવનલિપિ તે વાંચે છે. 'વ્યાઘ્રયુગલની/મૈથુન. સમયની રોમાંચક ઘુરૂઘુરાટી' તેને સંભળાય છે. હવે તે ફરી આદિમ શિશુ બની જાય છે. સ્નેહશુદ્ધ થવા માટે, 'ગોકુલનું ગારલીપ્યું બારણું' મેળવવા માટે, વટપત્રપુટનું પારણું પ્રાપ્ત કરવા માટે થોડો મેલો થવા પણ તે તૈયાર છે અને તે માટે તે 'પૃથ્વી પાણી તેજ નભ વાયુ'ને 'નાનકડા હાથ કરી ઊંચા કાલા કાલા બોલે' બોલાવે છે.

ઘેરા વિષાદ અને નિરાશાના ભાવને ઘૂંટતું 'અરણ્યરુદન' આધુનિક સંવેદનાને મૂર્તિમન્ત કરે છે. કવિને આકાશ ખાલીખમ તપ્ત ભાણ્ડ જેવું લાગે છે. 'પશુ પંખી તરુવરો/ટીપા જલ માટે ટળવળે. પવિત્ર નદીનાં પાણી મેલાં મેલાં છે, લોક બધાં ઘેલાં-ઘેલાં છે. તેઓ પ્રદૂષિત પાણી પાઈને 'બોબડી બહેરી કાણી' નવી પેઢીને ઉછેરે છે. મનુષ્યોમાં ચારે કોર અસહાયતાની ચીખ છે. પૃથ્વી પાણી તેજ વાયુ વ્યોમના બનેલા બ્રહ્માણ્ડમાં બધું અસ્તવ્યસ્ત છે. સર્વ સૃષ્ટિ જાણે વિસર્જનને આરે આવી ઊભી છે. હવે આ પંચમહાભૂતમાંનું એક પણ સાધાર અને સલ્લ બનશે ખરું ? પગ મૂકવાને

અન્તે કવિના ભાવના પ્રતીક બનતા પહાડે:— થાક, અગતિ, એકલતા, અસહાયતા, વિકલતાની સાક્ષાત્ મૂર્તિઓ — પ્રત્યે

'કરુણા જાગે છે
અજાણ્યા પહાડ હાડોહાડ પોતીકા લાગે છે.'
(પૃ. ૬૦)

'વનવાસ'માં કવિ સ્મૃતિને સહારે વતનને તાદૃશ કરે છે અને વતનમાં વાસ કરતા હોય એટલી સહજ રીતે વતનનું ચિરપરિચિત લાગે એવું આલેખન કરે છે. કવિની વતનની આંતરયાત્રા છેલ્લા ખેતરથી શરૂ થાય છે. વગડો, ડુંગરીઓ, તમરાં, પાંદડાં, તરુ, ટેકરીઓ, નાની નદીઓ, 'કણઝીને છાંયે આડાં અવળાં' બેઠેલાં ઢોર વગેરે સાથે પુરાણી દોસ્તીને નાતે એકાત્મતા સાધે છે અને કલ્પનાને સહારે તે જ સ્થાનમાં, તે જ કાળમાં હોય એવી રીતે વતનવાસનો આનંદ લૂંટે છે. 'હવે'માં રામાયણકથાનો પુરાણ-સંદર્ભ લઈને કવિ કહે છે કે હવે ફરી અરણ્યકાણ્ડ. થવો શક્ય નથી. એક વખતે 'પંપા સરોવર જેવી છલકાતી આંખે' વગડાએ જવાની ના પાડી હતી તે પછી 'તપ્ત સુવર્ણથી દાઝતી લંકામાં' 'આ શોકવાટિકામાં' આંસુ વગર વિલાપ કરવાનો વારો આવ્યો છે. હવે વાનરો દ્વારા સેતુબંધ શક્ય નથી. સાગરલંઘન શક્ય નથી અને તેથી અરણ્યકાણ્ડ પણ ફરીથી થાય એમ નથી. વતન છોડયું તે છોડયું, હવે પાછો વતનવાસ તો થાય એમ જ નથી. 'વનકન્યા' આદિવાસી કન્યાનું કલ્પનાસભર ચિત્ર આપે છે તો 'ગામના સ્મશાનમાં, રાતે' ગામના સ્મશાનની એકાંતતા અને ભેંકારતાને તાદૃશ કરી આપે છે. એ જ રીતે 'રાત'માં રાત્રિના ભેંકાર વાતાવરણનું નિરૂપણ કવિ ચિત્રકારના કૌશલથી કરે છે. 'બાનો ઓરડો' ઝંખના યા ઝૂરાપાની મનઃસ્થિતિને વ્યક્ત કરતું સ્મૃતિપ્રધાન ઊર્મિકાવ્ય છે. બાની છાતીએ, બાની પથારીમાં, બાના ખોળામાં, બાના ઓરડામાં સ્વાભાવિક શરણું શોધતો બાળક કેટલો બધો સુખી હતો! આજે

"બાનો ઓરડો કેટલો આઘો દેખાય છે!
પહોંચતાં કેટલી વાર થાય છે!"
(પૃ. ૮૬)

'અંતર' એની વિશિષ્ટ રચના રીતિથી હૃદ્ય બન્યું છે. જન્મ આપીને માતા પોતાના સંતાનથી અલગ થાય છે અને એ અલગતા મિટાવવા બાળકને છાતીએ વળગાડે છે, ખોળામાં રમાડે છે, કેડે તેડે છે, સોડમાં સંતાડે છે. પણ બાળક તો મોટું થતું જ જાય છે અને

"અંતર મટાડવા માનો વલોપાત
જેમ જેમ વધતો જાય છે
તેમ તેમ
અંતર પણ જાણે.. (પૃ. ૮૨

'પરદેશગમનની રેખા' અર્થના દ્વિપરિમાણી અંતરને આંબતા રહસ્યકાવ્ય જેવું લાગે છે કાવ્યનો ઉપાડ છે આ પ્રમાણે :

'જોશીએ કહેલું :
તમારી હથેળીમાં પરદેશ જવાની રેખા નથી
પણ ભવિષ્યમાં ઊપડે ય ખરી—"
(પૃ. ૯૦)

યથાર્થ'ની દૃષ્ટિએ જોશીની આ ભવિષ્યવાણી ખોટી પડી છે, પરદેશ જવાની રેખા કદાચ ભૂતકાળમાં પણ નહોતી અને ભવિષ્યમાં કદાચ નયે ઊઘડે. પણ nostalgic આંતરયાત્રાને સ્તરે કવિનું પરદેશગમન થઈ ચૂક્યું છે. પરદેશગમનની રેખા ઊઘડી ચૂકી છે કારણ કે કવિ દેશનિકાલ થઈને, સ્વદેશ છોડીને જાણે વિદેશમાં વસ્યા હોય એવા થઈ ગયા છે. પરિચિત ઘર અને ગામ/નદી, ડુંગરા, વગડો ને સીમ/અપરિચિત જેવાં... બની ગયાં છે. ચિરપરિચિત સ્વદેશમાં તે ભૂલા પડે છે, ઠોકર ખાય છે.

'ખુલ્લી આંખે ય કોઈને ઓળખી શકતો નથી !'

..........................................

ગામનાં ઢોરની આંખોમાંથી ઓસરી ગયાં છે,
ઓળખાણનાં પાણી
શેરીનાં કૂતરાં ભસીને જાહેર કરે છે મને
એક શંકાસ્પદ વ્યક્તિ – અજાણી !"

(પૃ. ૯૧)

'ના ફાવે'માં કવિ પોતાની નિજી ઓળખાણ આપવાનો પ્રયત્ન કરે છે. પોતે તો પ્રકૃતિનો, સાહજિકતાનો જીવ. તેને સંસ્કૃતિનાં કૃત્રિમ sophistication ન ફાવે. કવિ એટલે 'હાથ એકના રાવણહથ્થાનો... બજવૈયો/તમારું રામઢોલ કે વિચિત્ર વીણા મને ન ફાવે.' કવિ એટલે 'બપોરી શેરીનાં એકાન્તો તણો ગવૈયો/સરઘસને મોઢે થવાનું/પલાંઠીઓ વાળી ગાવાનું મને ન ફાવે.' કવિ એટલે 'જંતરનો બંદો', 'એને ઉસ્તાદી અટપટાં સ્વરાંકન ન ફાવે.'

'પુનરપિ'માં પુનઃ શિશુ થવાનું સ્મરણસ્વપ્ન દેખતા કવિનું કલ્પનાભ્રમણ આપણને સાંપડે છે. કવિ કલ્પનાને સહારે હંમેશ માટે નગર છોડી જાય છે અને 'એક વેળાની યાદીની વાટે, ભૂતપગલે...' પળે છે. કુંવારી નદીઓને કાંઠે એકદા પોતે બાંધેલાં રેતીનાં ઘર તેને સાંભરે છે. સવિતાના વરેણ્ય કરથી વનના કપાળે લખાતી જીવનલિપિ તે વાંચે છે 'વ્યાઘ્રયુગલની/મૈથુન. સમયની રોમાંચક ઘુરૂઘુરાટી' તેને સંભળાય છે. હવે તે ફરી આદિમ શિશુ બની જાય છે. સ્નેહશુદ્ધ થવા માટે, 'ગોકુલનું ગારલીપ્યું બારણું' મેળવવા માટે, વટપત્રપુટનું પારણું પ્રાપ્ત કરવા માટે થોડો મેલો થવા પણ તે તૈયાર છે અને તે માટે તે 'પૃથ્વી પાણી તેજ નભ વાયુ'ને 'નાનકડા હાથ કરી ઊંચા કાલા કાલા બોલે' બોલાવે છે.

ઘેરા વિષાદ અને નિરાશાના ભાવને ઘૂંટતું 'અરણ્યરુદન' આધુનિક સંવેદનાને મૂર્તિમન્ત કરે છે. કવિને આકાશ ખાલીખમ તપ્ત ભાણ્ડ જેવું લાગે છે. 'પશુ પંખી તરુવરો/ટીપા જલ માટે ટળવળે પવિત્ર નદીનાં પાણી મેલાં મેલાં છે, લોક બધાં ઘેલાં-ઘેલાં છે. તેઓ પ્રદૂષિત પાણી પાઈને 'બોબડી બહેરી કાણી' નવી પેઢીને ઉછેરે છે. મનુષ્યોમાં ચારે કોર અસહાયતાની ચીખ છે. પૃથ્વી પાણી તેજ વાયુ વ્યોમના બનેલા બ્રહ્માણ્ડમાં બધું અસ્તવ્યસ્ત છે. સર્વ સૃષ્ટિ જાણે વિસર્જનને આરે આવી ઊભી છે. હવે આ પંચમહાભૂતમાંનું એક પણ સાધાર અને સહ્ય બનશે ખરું ? પગ મૂકવાને

ક્યાંય કુંવારી પગભર ભૂમિ મળશે ? કોઠે હાશ વળે એવું અપ્રદૂષિત પાણી ક્યાંય મળશે ખરું કે ? થોડુંક, કશુંક દેખી શકાય એવું તેજ રહ્યું હશે ખરું ? જેના સ્પર્શથી આહ્લાદ અને જીવમાં જીવ આવે એવી વાયુલહરી પાછી પ્રાપ્ત થશે ? આપણી આશાનો સૂરજ ઘડીભર ઊભી શકે એવો વ્યોમખણ્ડ પાછો લભ્ય થશે ? સર્વનું થઈ ગયું વિઘટન હવે આ બધું સમું કરવાનું વસમું વસમું.

'શૂળી ઉપર સેજ' જયન્ત પાઠકની કવિતાનો તાજો નવોન્મેષ છે અને એમાં એમની ઉન્નત શૃંગ ભણીની ઊર્ધ્વગતિ દૃષ્ટિગોચર થાય છે.

० પ્રકા. કૃતિ પ્રકાશન, વિઠ્ઠલભાઈ રોડ, વીરમગામ, કાચું પૂઠું, પૃ. ૧૧૨, રૂ. ૨૧.

---

## 'કવિલોક' સામયિક અંગેની માહિતી

[ધ રજિસ્ટ્રેશન ઑવ ન્યૂસપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ અન્વયે (ફૉર્મ નં. ૪ રૂલ નં. ૮)]

૧ પ્રકાશનસ્થળ : 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯.

૨ પ્રકાશન-સમય : દ્વિમાસિક, અંગ્રેજી બીજા, ચોથા, છઠ્ઠા, આઠમા, દસમા અને બારમા મહિનાને અંતે

૩ મુદ્રકનું નામ : ધીરુ પરીખ, રાષ્ટ્રિયતા : ભારતીય, સરનામું : 'લાવણ્ય' વિજયપાર્ક નવરંગપુરા, અમદાવાદ–૯

૪ પ્રકાશકનું નામ : ધીરુ પરીખ, રાષ્ટ્રિયતા : ભારતીય, સરનામું : 'લાવણ્ય' વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ–૯

૫ તંત્રીનું નામ : ધીરુ પરીખ, રાષ્ટ્રિયતા : ભારતીય, સરનામું : 'લાવણ્ય' વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ–૯

૬ માલિક કે માલિકોનાં નામ-સરનામાં : કવિલોક ટ્રસ્ટ, 'લાવણ્ય' વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ–૯

હું ધીરુ પરીખ આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને સમજ મુજબ સાચી છે.

ધીરુ પરીખ (પ્રકાશક)

---

## નવા ગ્રાહકો

- આપનું લવાજમ સવેળા મોકલી આપો.
- નવા ગ્રાહકો માર્ચ-એપ્રિલ ૧૯૮૯ના અંકથી જ નોંધાશે.
- જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૮૯નો અંક સિલકમાં નથી.

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર :-ગ્રીષ્મ : ૨૦૪૫ : સળંગ અંક ૧૮૯ : દ્વિજ અંક ૧૧૭

મે-જૂન ૧૯૮૯

તંત્રી ધીરુ પરીખ

**કાવ્યો**



**ગદ્ય**



**અનુવાદ**



**આસ્વાદ**



**અવલોકન**



સલાહકાર : રાજેન્દ્ર શાહ, નિરંજન ભગત

- દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૩૦, પરદેશમાં પાઉંડ ૧ અથવા ડૉલર ૧૦ આજીવન લવાજમ માત્ર રૂ. ૩૦૦
- આ અંકની છૂટક કિંમત રૂ. ૬
- 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ
મુદ્રણસ્થાન – સ્વાતિ પ્રિન્ટિંગ પ્રેસ, અમદાવાદ-૩૮૦૦૦૯

ગ્રીષ્મ વિ. સં. ૨૦૪૫ · કવિલોક · મે-જૂન ૧૯૮૯

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितमाविराविर्म एधि ।

## કવિતા

કવિતા એ આત્માની માતૃભાષા છે. એ વ્યક્ત થાય છે એ ઇચ્છે ત્યારે, આપણે ઇચ્છીએ ત્યારે નહીં. જગતના, ભલેને ગમે તેવા મહત્ત્વના, પ્રત્યક્ષ અનુભવો સાથે એનો કાર્યકારણસંબંધ જોડી દેવામાં જોખમ છે. ... શબ્દને સૌન્દર્ય, આનંદ માટે યોજવા પ્રેરનારું બળ શું છે? આપણે સાંભળ્યું હતું—જેમ જેમ સભ્યતા પ્રસરશે, કવિતા ઓસરશે. આ સદીમાં—ખાસ કરીને ઉત્તરાર્ધમાં યંત્રોદ્યોગ-સભ્યતાની ભીંસ વચ્ચે માણસના અસ્તિત્વના લીરા ઊડી રહ્યા હોય એવું ભાસ્યું. કવિતાને આંચ આવી લાગતી નથી. અસ્તિત્વની 'નિઃસારતા'એ પણ સંગીન કલાકૃતિઓના સર્જન દ્વારા સસારતા દાખવી. એવી સફળ રચનાઓના એક સર્જક, કહે છે કે, સ્વયં સંપ્રસાદયુક્ત નિરાકુલ (serene) જીવન જીવે છે. તત્ત્વનો સવાલ એ છે કે માનવજાતિની યાત્રામાં અનિવાર્ય એવું માર્ગદર્શન આપતી બુદ્ધિશીલતા અને મોંઘામૂલી રૂડી સમું વિજ્ઞાન—એ બન્નેની આધુનિક યુગની ઉત્કટ-તર સાધનાઓની જોડાજોડ, એ બન્નેથી મૂળભૂત રીતે અલગ પ્રકારની આનંદાર્થે ભાષાલીલામાં રમમાણ રહેનારાઓની સાધના કઈ હિમ્મતના જોર પર ચાલી શકતી હશે? અંદરના, રોકયા રોકી ન શકાય એવા, ધક્કાના જોર પર,—એવો કોઈ જવાબ શોધવાનો રહે. વધુ નવાઈની વાત એ છે કે એમની રચનાઓ નદીપ્રવાહોમાં વાંસભૂંગળીમાં તરતી મુકાતી નથી. કાલસંદૂકમાં ભંડારી રાખવામાં પણ આવતી નથી. સમકાલીનો એને સ્વીકારવા, આત્મસાત્ કરવા પ્રેરાય છે. જિવાતા જીવનમાં કાવ્યની અનુભૂતિ, કવિસંવિદ સાથેની તદાત્મતા, પોતાની રીત અગત્યની હોવી જોઈએ. માનવજાતિને પોતાની યાત્રામાં ટગુમગુ આગળ વધવાને માટે બુદ્ધિ અને વિજ્ઞાનના સ્થિર પ્રકાશ વિના ઘડી પણ ન-ચાલે એ ખરું, પણ સાથે સાથે જેમ શરીર, પ્રાણ, સર્વસ્વ આત્માને (એટલે જ પરમાત્માને) અર્થે ક્ષણાર્ધ પણ ખંચકાયા વગર ન્યોછાવર કરી દેનાર ધર્મપ્રવણ અધ્યાત્મવીરોના હૈયા-આતશની ગરજ છે, તેવી જ પોતાના યાત્રાપથ પર કલાકૃતિઓના સર્જકોનો સૌન્દર્યનો, નરી આનંદમયતાનો આન્તર આલોક પણ પથરાય એનો ખપ છે. કલાને, સાહિત્યને આગલી ત્રણે વસ્તુઓનો વિરોધ નથી, ત્રણેને પોતાની બાથમાં, સકલસંદર્ભમાં, એ કોઈ ને કોઈ રીતે સમાવી લઈ શકે છે.

ઉમાશંકર જોશી

('શબ્દની શક્તિ'માંથી)

# ગઝલના છંદો વિશે – ૭

## રાજેશ વ્યાસ 'મિસ્કીન'

એકશાબ્દી સાત છંદો અને તેના પેટા છંદો આપણે જોઈ ગયા. હવે બાકીના ૧૨ છંદ અને તેના પેટા છંદો જોઈએ. બાકીના છંદોનાં નામ નીચે મુજબ છે :

(૧) તવીલ (૨) મદીદ (૩) બસીત (૪) મુઝારિમ (૫) મુકતઝબ (૬) મુજતસ્સ (૭) મુનસરિહ (૮) સરિઅ (૯) જદીદ (૧૦) કરીબ (૧૧) ખફીફ (૧૨) મુશાકિલ.

### (૧) તવીલ :

તવીલ છંદના કુલ ૧૦ પેટા છંદ છે. હવેના બાર છંદોમાંથી પણ ગુજરાતી ગઝલોમાં જોવા મળતા અને પ્રયોજી શકાય તેવી શક્યતાવાળા છંદો જ જોઈશું.

૧. બહરે તવીલ મુસંમન્

ફઉલુન્, મફાઈલુન્, ફઉલુન્, મફાઈલુન્
લગાગા લગાગાગા લગાગા લગાગાગા
૧૪ અક્ષર, ૨૪ માત્રા

૨. બહરે તવીલ મુસંમન્ મખબૂન્

ફઉલુન્ મકાઈલુન્ ફઉલુન્ મફાઈલુન્
લગાગા લગાગાગા લગાગા લગાલગા
૧૪ અક્ષર, ૨૩ માત્રા

૩. બહરે તવીલ મકલૂબ મુસ્સમન્ સાલિમ્

મફાઈલુન્ ફઉલુન્ મફાઈલુન્ ફઉલુન્
લગાગાગા લગાગા લગાગાગા - લગાગા

### (૨) મદીદ : મદીદના કુલ પેટા છંદ ૧૧ છે.

૧. બહરે મદીદ મુસમ્મન સાલિમ્

ફાઈલાતુન્ ફાઈલુન ફાઈલાતુન્ ફાઈલુન
ગાલગાગા ગાલગા ગાલગાગા ગાલગા
૧૪ અક્ષર, ૨૪ માત્રા

૨. બહરે મદીદ મશ્તુર સાલિમ્

ફાઈલાતુન્ ફાઈલુન્
ગાલગાગા ગાલગા
૭ અક્ષર, ૧૨ માત્રા

આ છંદ બહરે રમલ મુરબ્બમ્ મહઝૂફને મળતો આવે છે. 'રણપિંગળ' ભાગ-૧ ના પૃ. ૨૪૩, અંક ૧૬૧ પર આપેલ મૃષ્ટપાદા વૃત્તને મળતો આવે છે. મુષ્ટપાદા રાતગે.

### (૩) બસીત : બસીતના કુલ પેટા છંદ ૧૬ છે.

૧. બહરે બસીત મુસમ્મન સાલિમ્

મુસ્તફ્ઈલુન ફાઈલુન મુસ્તફ્ઈલુન ફાઈલુન
ગાગાલગા ગાલગા ગાગાલગા ગાલગા
૧૪ અક્ષર, ૨૪ માત્રા

૨. બહરે બસીત મુસમ્મન મતવી

મુફતઈલુન્ ફાઈલુન્ મુફતઈલુન્ ફાઈલુન્
ગાલલગા ગાલગા ગાલલગા ગાલગા
૧૪ અક્ષર, ૨૨ માત્રા

# નવું લવાજમ

છેલ્લા કેટલાક સમયથી મુદ્રણસામગ્રીના ભાવોમાં સતત વધારો થતો રહ્યો હોવા છતાં અમે ‘કવિલોક’નું લવાજમ વધાર્યું નહોતું. પરંતુ તાજેતરમાં કાગળના ભાવમાં બેહદ અને છાપકામના ભાવમાં સામાન્ય વધારો થયો છે. આ પરિસ્થિતિમાં ‘કવિલોક’ના લવાજમમાં થોડો વધારો કરવો અનિવાર્ય બન્યો છે. સૌ ગ્રાહકો આ વધારાને સહ્ય ગણશે એવી અમારી અપેક્ષા છે.

૧૯૮૯ ઓક્ટોબરથી ‘કવિલોક’નું નવું લવાજમ નીચે પ્રમાણે રહેશે. ગ્રાહકો અને એજન્ટોએ તેની નોંધ લેવા વિનંતી છે.

વાર્ષિક લવાજમ રૂ. ૪૦–૦૦

આજીવન લવાજમ રૂ. ૪૦૦–૦૦

પરદેશમાં (હવાઈમાર્ગે) ડૉલર ૧૨ અથવા પાઉન્ડ ૭

લવાજમ બહારગામની બેંકો પરના ચેકથી સ્વીકારાતું નથી. મનીઑર્ડર કે ડ્રાફ્ટથી લવાજમ મોકલવું.

# ઉમાશંકર જોશીના પત્રોનું સંકલન

સ્વાતિ જોશી અને નંદિની જોશી જણાવે છે કે તેમના પિતાજી ઉમાશંકર જોશીએ પોતાના જીવન દરમ્યાન અનેક મિત્રોને તેમ જ સંસ્થાઓને અસંખ્ય પત્રો લખ્યા છે. ક્યારેક હળવી ક્ષણોમાં એ પોતાને 'એ મૅન ઑફ લેટર્સ' તરીકે ઓળખાવતા. કવિતા જેટલા જ રસથી એ પત્રો પણ લખતા. અથવા પત્રોમાં પણ કવિતાનું કાર્ય ચાલુ રાખતા અને અનેક હૃદયો સાથે સંબંધો અને વિચારો વિકસાવતા. એમના પત્રોનો સંચય કરવાનું કામ મહત્ત્વનું બની રહે છે. જેમની પાસે એમના પત્રો સચવાયા હોય એમને નમ્ર વિનંતી છે કે તેઓ એ પત્રો નંદિની જોશી, 'સેતુ', ૨૬ સરદાર પટેલ નગર, એલિસબ્રીજ, અમદાવાદ ૩૮૦૦૦૬ને મોકલી આપે. જો આપને મૂળ પત્રો રાખવા હોય તો આપના પત્રોની ઝેરોક્સ નકલ કરી મૂળ પત્રો આપને રજિસ્ટર્ડ પોસ્ટથી તરત પાછા મોકલવામાં આવશે. અથવા તો આપ પણ આપના પત્રોને બદલે તેમની ઝેરોક્સ નકલો મોકલી શકો છો.

આ ઉપરાંત જે વ્યક્તિઓ અને સંસ્થાઓ પાસે એમનાં પ્રવચનોની ટેઈપ, પ્રવચનોની વિગતો, ફોટોગ્રાફ્સ આદિ એમને વિશે કોઈ પણ સામગ્રી હોય તો તે પણ મોકલી આપવા વિનંતી છે, અથવા જણાવશો તો મેળવવાની વ્યવસ્થા કરીશું.

# ટી. એસ. એલિયટ ગ્રંથ

'કવિલોક' દ્વૈમાસિકનો સપ્ટેમ્બર-ઑક્ટોબર ૧૯૮૮નો અંક એલિયટ વિશેષાંક તરીકે પ્રકટ થયો હતો. આ વિશેષાંક માત્ર ગ્રાહકો માટે જ હતો. પરન્તુ એ બધી જ સામગ્રી હવે ગ્રંથ સ્વરૂપે ઉપલબ્ધ છે. લગભગ ૨૭૫ પૃષ્ઠના, ફૂલ્સ કેપ કદના, પાકા પૂઠાની અમેરિકન બંધાઈના આ સચિત્ર ગ્રંથની કિંમત માત્ર રૂ. ૭૦-૦૦ છે. ગ્રંથની નકલો મર્યાદિત હોવાથી તે સવેળા પ્રાપ્ત કરી લેવી હિતાવહ છે.

: પ્રાપ્તિસ્થાન :

'ગ્રંથાગાર' : જવાહરલાલ નેહરુ મ્યુનિસિપલ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ-૯

'સાહિત્યમિલાપ' : ધર્મેન્દ્રસિંહજી કૉલેજ સામે, રાજકોટ-૩૬૦૦૦૧

૩. બહરે બસીત સદર ઈબ્તેદા સાલિમ્
મુસ્તફઈલુન્ ફઈલુન મુસ્તફઈલુન્ ફઈલુન
ગાગાલગા લલગા ગાગાલગા લલગા
૧૪ અક્ષર, ૨૨ માત્રા

## (૪) મુઝારિમ :

મુઝારિમના પેટા છંદ ૨૨ છે.

૧. બહરે મુઝારિમ મુસમ્મન મકફૂફ
મફાઈલ ફાઈલાત મફાઈલ ફાઈલાત
લગાગાલ ગાલગાલ લગાગાલ ગાલગાલ
૧૬ અક્ષર, ૨૪ માત્રા

૨. બહરે મુઝારિમ મુસમ્મન અખરબ મકફૂક
મહઝૂફ
મફઊલ ફાઈલાત મફાઈલ ફાઈલુન્
ગાગાલ ગાલગાલ લગાગાલ ગાલગા
• ૧૪ અક્ષર, ·૪ માત્રા

૬. બહરે મુઝારિમ મુસમ્મન અખરબ મહઝૂફ
મફઊલૂ ફાઈલાતુન્ મફઊલૂ ફાઈલુન્
ગાગાલ, ગાલગાગા ગાગાલ ગાલગા
૧૩ અક્ષર, ૨૨ માત્રા

૪. બહરે મુઝારિમ મુસદ્દસ અખરબ મકસૂર
મફઊલ ફાઈલાત્ મફાઈલુન્
ગાગાલ ગાલગાલ લગાગાગા
૧૧ અક્ષર, ૧૮ માત્રા

૫. બહરે મુઝારિમ મુરબ્બઅ અખરબ અરુઝ વ
જર્બ સાલિમ
મફઊલ ફાઈલાતુન્ ૭ અક્ષર
ગાગાલ ગાલગાગા ૧૨ માત્રા

## (૫) મુકતઝબ : મુકતઝબના ૬ પેટા છંદ છે.

૧. બહરે મુકતઝબ મુસમ્મન મત્વી મકતૂઅ
ફાઈલાત મફઊલુન્ ફાઈલાત મફઊલુન્
ગાલગાલ ગાગાગા ગાલગાલ ગાગાગા
૧૪ અક્ષર, ૨૪ માત્રા

આ છંદ અને હઝજ છંદની બહરે હઝજ મુમસ્સન અશતર સરખાવવા જેવા છે. તેનું બંધારણ ગાલગા લગાગાગા ગાલગા લગાગાગા છે. તે છંદ જોતી વખતે આપણે દૃષ્ટાંતમાં નીચેનો શેર જોયો હતો :

આવનાર આવે રે ને જનાર જાશે રે
કોઈનેય પણ એ મન રોકી ના રખાશે રે.

— મિસ્કીન.

આનું સ્કેનિંગ બેઉ રીતે કરી શકાય છે :

આવનાર / આવે રે / નેજનાર / જાશે રે
ગાલગાલ ગાગાગા ગાલગાલ ગાગાગા
આવના / ર આવેરે / નેજના / રજાશેરે
ગાલગા લગાગાગા ગાલગા લગાગાગા

બીજી પંક્તિનું સ્કેનિંગ એક ત્રીજી રીતેય થઈ શકે છે :

કોઈનેય પણ એ મન રોકીના રખાશે રે

આ પંક્તિમાં 'કી' લઘુના સ્થાને આવ્યો છે. લઘુ તરીકે બોલી જઈને છંદ જાળવી શકાય, પરંતુ છંદના અભ્યાસ માટે સ્કેનિંગ કરવા બેસીએ ત્યારે

કોઈનેય / પણ એ મન / રોકીના ર / ખાશેરે
ગાગાગાલ ગાગાગા ગાગાગાલ ગાગાગા

આમ પણ કરી શકાય. અને આમ છંદદોષને કારણે આખો છંદ જ બદલાઈ જાય તેવું બને છે.

આ દૃષ્ટિએ જોવા જતાં એક ગઝલમાં બે-ત્રણ છંદ ચાલતા હોય તેવી ગઝલોનો ફાલ પણ ઠીક ઠીક મોટો હોવાની સંભાવના ખરી. આથી પ્રશ્ન થાય ખરો કે આ શેરમાં કયો છંદ હશે. ગઝલને ઉર્દૂ છંદોના નામથી ઓળખવી એના કરતાં ગઝલ પ્રમાણિકા, ગઝલ ભુજંગી, ગઝલ અનુષ્ટુપ, એમ કહેવું વધુ યોગ્ય જણાય છે. પાઠકસાહેબે 'બૃહત પિંગળ'માં જાતિ-છંદોનું 'પરિશિષ્ટ ૨જું : ગઝલ'માં પ્રકરણના અંતમાં જે થોડાક વિચારવા જેવા પ્રશ્નો તરફ અંગુલિનિર્દેશ કર્યો છે તેમાં એક પ્રશ્ન એવો પણ છે કે "ગઝલોમાં પંક્તિની અંદર યતિ એટલે જાતિછંદોમાં આવતી શબ્દાન્ત યતિ જેવું કંઈ છે કે નહીં? હોય તો ક્યાં ક્યાં?"

ગઝલમાં શબ્દાન્ત યતિ ક્યાં ક્યાં આવે તે અંગે કોઈ સ્પષ્ટ નિર્દેશ મારા જોવામાં નથી આવ્યો. પરંતુ મને એવું સૂઝે છે કે ગઝલની બહરમાં પ્રયોજાયેલા છંદના જેટલા ગણ હોય તેટલા ગણની અંતે યતિ મૂકવી જોઈએ. જો કે ગઝલમાં શબ્દાન્ત યતિ વિશે ખાસ સભાનતા ખૂબ ઓછી જોવા મળે છે, જેને કારણે યતિભંગ ખૂબ જ જોવા મળે છે. અને યતિભંગ ન થવા દઈએ તો શબ્દભંગ થવાની સમસ્યા જેવી સમસ્યાઓ સર્જાઈ જવાની શક્યતા રહે છે.

એક બીજી વાત પણ અહીં કરવી અસ્થાને નહીં ગણાય. ગુજરાતી ગઝલો મોટાભાગે સપ્તકલસંધીની બનેલી છે ત્યારે ગુજરાતી ગઝલના છંદો માટે ગોત્ર નક્કી કરવા જરૂરી છે, કારણ કે સપ્તકલમાં અનેક કોમ્બીનેશનની શક્યતાઓ છે.

૨. બહરે મુક્તઝબ મુસમ્મન મતવી

ફાઈલાત, મુફ્તઈલુન્, ફાઈલાત્, મુફ્તઈલુન્
ગાલગાલ ગાલલગા ગાલગાલ ગાલલગા
૧૬ અક્ષર, ૨૪ માત્રા

૩. બહરે મુકતઝબ મુરબ્બઅ મખ્બૂન મતવી

| | | |
|---|---|---|
| મફાઈલ | મુફ્તઈલુન | ૮ અક્ષર, |
| લગાગાલ | ગાલલગા | ૧૨ માત્રા |

## (૬) મુજતસ્સ :

મુજતસ્સના ૧૬ પેટા છંદ છે.

૧. બહરે મુજતસ્સ મુસમ્મન મખ્બૂન

મફાઈલુન્, ફઈલાતુન્, મફાઈલુન્, ફઈલાતુન્
લગાલગા લલગાગા લગાલગા લલગાગા
૧૬ અક્ષર, ૨૪ માત્રા

૨. બહરે મુજતસ્સ મુરબ્બઅ્ મખબૂન મહઝૂફ

| | | |
|---|---|---|
| મફાઈલુન્ | ફઈલુન | ૭ અક્ષર, |
| લગાલગા | લલગા | ૧૦ માત્રા |

'રણપિંગળ' ભાગ-૧, પૃ. ૨૪૫, અંક ૧૮૦ પરના મહોધિકા વૃત્ત સાથે મળતો આવે છે.

મહોધિકા જભગે.

૩. બહરે મુજતસ્સ મુરબ્બઅ સાલિમ

| | | |
|---|---|---|
| મુસ્તફ્ઈલુન | ફાઈલાતુન | ૮ અક્ષર, |
| ગાગાલગા | ગાલગાગા | ૧૪ માત્રા |

(૯) મુનસરિહ :

મુનસરિહના ૨૫ પેટા છંદ છે. તેમાં લખાયેલી કોઈ બહર મારા ધ્યાનમાં આવી નથી. વળી, તે પેટા છંદોનાં વજન જોતાં ગુજરાતીમાં તેવી ગઝલો રચવી કઠિન તેમજ જામે નહીં તેવું લાગે ખરું.

(૮) સરિઅ :

સરિઅના પેટા છંદ કુલ ૨૨ થાય છે.

૧. બહરે સરિમ મુસદ્દસ મતવીમૌકૂફ

મુફતઈલુન્ મુફતઈલુન્ ફાઈલાન્
ગાલલગા ગાલલગા ગાલગાલ
૧૨ અક્ષર, ૧૮ માત્રા

૨. બહરે સરીમ મુસદ્દસ જાતવી મકતૂઅ-મજદૂઅ

મુફતઈલુન્ મફઉલુન ફાઅ ૯ અક્ષર,
ગાલલગા ગાગાગા ગાલ ૧૬ માત્રા

ઓસમહીં આ ધરતી ધૂપ
એટલે તારું ચડતું રૂપ

— ઘાયલ

ઘાયલસાહેબનો આ શેર તેમના 'રૂપ' ગઝલસંગ્રહમાંથી લીધો છે. બીજી પંક્તિમાં 'એટલે' ને 'એટલ' એમ વાંચવું પડે છે. આમ, બીજી પંક્તિમાં છંદદોષ થયો છે, પરંતુ લઘુના સ્થાને ગુરુ મુકાયો હોય અને તેને લઘુ વાંચવો પડે તેવું તો મોટાભાગની ગુજરાતી ગઝલોમાં બનતું જોવા મળે છે. અને આનું એક કારણ ઉર્દૂ ગઝલોની અસર અને પઠનકલાનો ઓછો થતો જતો અભ્યાસ. જો કે આની પ્રથમ પંક્તિમાં વ્યાકરણદોષ રહેલો છે. ધૂપ, સ્ત્રીલિંગ નહીં પુલિંગ છે. ધૂપ અને આત્મા હિંદી ભાષામાં સ્ત્રીલિંગ છે પરંતુ ગુજરાતીમાં તો પુલિંગ જ છે.

૩. બહરે સરિઅ મુસદ્દસ મતવી મકતૂઅ મનહૂર

મુફતઈલુન મુફઉલુન ફઅ ૮ અક્ષર,
ગાલલગા ગાગાગા ગા ૧૪ માત્રા

૪. બહરે સરિઅ મુસદ્દસ મકસૂફ

મુસ્તફ્ઈલુન્ મુસ્તફ્ઈલુન મફ્ઉલુન
ગાગાલગા ગાગાલગા ગાગાગા
૧૧ અક્ષર, ૨૦ માત્રા

૫. બહરે સરિઅ મુસદ્દસ મતવી મજદૂસ

મુફતઈલુન્ મુફતઈલુન ફાઅ
ગાલલગા ગાલલગા ગાલ
૧૦ અક્ષર, ૧૫ માત્રા

(૯) જદીદ :

જદીદના બે પેટા છંદ છે.

(૧) ગાલગાગા ગાલગાગા ગાગાલગા અને
(૨) લલગાગા લલગાગા લગાલગા.

(૧૦) કરીબ :

કરીબના છ પેટા છંદ છે.

(૧) લગાગાગા લગાગાગા ગાલગાગા
(૨) લગાગાલ લગાગાલ ગાલગાગા
(૩) ગાગાલ લગાગાલ ગાલગાગા
(૪) ગાગાલ લગાગાલ ગાલગાલ
(૫) લગાગાલ લગાગાલ ગાલગાલ
(૬) ગાગાલ ગાગાલ ગાલગાગા

(પ્રથમ પંક્તિ)

ગાગાલ ગાગાલ ગાલગાગલૂ

(... પંક્તિ)

જદીદ અને કરીબના છંદો પ્રચલિત જણાતા નથી; પણ ખેડાણ કરવા જેવા ખરા.

**(૧૧). ખફીફ :**

ખફીફના પેટા છંદ ૨૦ છે.

૧: બહરે ખફીફ મુસદ્દસ મખબૂન અબતર
ફાઈલાતુન્ મફાઈલુન ફઈલુન્
ગાલગાગા લગાલગા ગાગા
૧૧ અક્ષર, ૧૭ માત્રા

**(૧૨) મુશાકિલ :**

મુશાકિલ છંદના ચાર પેટા છંદ છે.

મુશાકિલ બહર અંગે રણછોડભાઈ 'રણપિંગળ' –૩ ના પૃ. ૩૨૫ પર જણાવે છે કે "મુશાકિલ બહર ફારસીમાં ઘણી વપરાતી નથી પણ પહ-લવી ભાષામાં એની વપરાશ બહુ છે." ગુજ-રાતીમાં આ બહર ખાસ જોવા મળતી નથી.

મુખ્ય ૧૯ છંદો અને તેના કુલ ૩૨૯ પેટા છંદોમાંથી લગભગ ૧૦૦ જેટલા છંદો જે ગુજરાતીમાં પ્રયોજાતા અને પ્રયોજી શકાય તેવા છે તે જોયા. આગળ જણાવી ગયો છું તેમ ૩૨૯ પેટા છંદોમાંથી ઘણા છંદો એકના એક હોવાથી (માત્ર નામ અને ગણ જુદા હોય તેવા), ઘણા ઉર્દૂ ફારસીમાં જ પ્રચલિત અને શક્ય હોવાથી, ઘણા છંદના બન્ને મિસરામાં અલગ અલગ વજન હોય તેવા હોવાથી (ગુજરાતીમાં બન્ને પંક્તિઓનાં માપ અલગ અલગ હોય તેવું ખાસ જોવા મળતું નથી. તેવી ગઝલોને પ્રયોગ ગણ-વાનું વલણ જોવા મળે છે) તેવા છંદોની ચર્ચા કરવાનું ટાળ્યું છે. હવે આપણે ગુજરાતી ગઝલોમાં પ્રયોજાયેલા છંદો જોઈશું.

(ક્રમશઃ)

---

## કવિમિત્રોને

કવિલોક-સંચાલિત 'વિશ્વ કવિતા કેન્દ્ર'માં વિદ્યમાન અને વિગત કવિઓની છબીઓ, સંક્ષિપ્ત પરિચય અને સ્વહસ્તાક્ષરમાં એક કાવ્યરચનાનો સંગ્રહ ઊભું કરવાનું વિચારાયું છે. સૌ કવિમિત્રોને વિનંતી કે પોતાની કેબિનેટ કદની છબી, સંક્ષિપ્ત જીવનપરિચય અને ફૂલસકેપ કાગળ પર સ્વહસ્તાક્ષરમાં એક કાવ્ય નીચેના સરનામે મોકલી આપે :

'વિશ્વ કવિતા કેન્દ્ર'
'કાંચનાર', શાહીબાગ અંડરબ્રિજ સામે, અમદાવાદ–૩૮૦ ૦૦૪

વિગત કવિઓ વિશેની ઉપરોક્ત સામગ્રી જેમની પાસે હોય તેમને પણ તે મોકલી આપવા ખાસ વિનંતી છે.

## મધુમાસનો ક્ષય ?

ઉશનસ્

આ વેળ તો પડી નહીં ખબરે મને કંઈ :
ક્યારે અહીં સરકી ગૈ ફરકી વસંત,
આ ઘેર, આ નગર, આ હિમ કોઈ તંત
ચમક્યો ન લ્હેર મહીં; આવી'તી કે પછી નહીં ?
જાણું નહીં ઘરની ભીતર બંધબારણે;
એ કેવી યે લહર થૈ ગુજરી હશે વને ?
વૃક્ષો તણી વિટપ-વલ્લરી ફૂલભારણે
ડોલી-ઝૂકી ગઈ હશે, વધુ ભૃંગના સ્વને;
આ વેળ કોઈ અલિ કે તીતલી ય ઊડતાં
આંટો ન મારી અમથી ગઈ ગોથું મારતી
ભૂલેચૂકે; કશી કળી ખીલવાની તો હતી ?
આ ગેહ સ્નેહ ? મૃગને જળ ન્હાણ બૂડતાં;
વાર્ધક્ય, હાય; અ-વસંત અનંતની વય,
શું હોણુસાલ ટીપણે મધુમાસનો ક્ષય ?

## પૂછી ગયો છું !

સરત ભટ્ટ 'તરલ'

દઈ હાથ-તાળી વછૂટી ગયો છું;
નદી આખેઆખી હું લૂંટી ગયો છું !
અહોભાગ્ય છે તૂટવું એ ખરેખર;
હું સઘળી ક્ષિતિજોથી તૂટી ગયો છું !
ફરી આજ આંસુનાં પગરણ થયાં છે;
ફરી, એક પ્યાલો કશુંક પી ગયો છું !
પવન, રેત, દરિયો, વમળ, ફીણ, મોજાં-
-ને તરવા વિશે સઘળું પૂછી ગયો છું !
પ્રથમ ખૂલીએ તો પછી ભાગ્ય ખૂલે ?
ખૂલી જા, ખરેખર હું ખૂલી ગયો છું !

## વિહરતો !

(અનિયમિત પંક્તિસંખ્યાનું સૉનેટ)

શશિશિવમ્

નિરાંતે બેઠું શું મુનિમન અહીં નિશ્ચલ બની
બધી દુગ્ધાઓને પરહરી, નિરોધી શ્વસનને,
મુદા અંગેઅંગે; ભય સકળ આત્મસ્થ કરીને
સમાધિમાં બ્રહ્મે તદ્દરૂપ બની બ્રહ્મ-ઋષિતું !
અહીં ઘોંઘાટોના વન નિબિડ વચ્ચે અવિચલ
અહો જાણે પદ્માસનસ્થિર ! બની લીન નિજમાં
સમેટી પાંખોમાં સ્થળ-સમય સ્વાયત્ત સઘળાં;
ભલું ભોળું હોલું હૃદય મુજ આનન્દ ભરતું.
હવાના પ્રસ્પંદો સ્પરશ કરતા પાંખ ફફડ્યે,
ભરે અંગે શીળી અકળ મુદિતા-અંતર સરે;
ન જાણું ના પામું, મન સહજ નિઃસીમ ગગને
જઈ પ્હોંચ્યું જોવા અનુભવ ત્યહીંથી ટપકતો !
જરી નેણાં મીંચું પલ, હજુ ત્યહીં શાન્ત ધ્વનિ તો
મહા, ઊંડે સ્પર્શે; કમલ ઊઘડે; ને ગગનમાં
અનન્તે હોલું ક્યાં ! હું જ વિહરતો જોઉં મુજને !

## રે

મનીષ પરમાર

અંધકારો આજ પુરાણાં થયાં રે,
કોની ફૂંકેથી દીવા રાણા થયા રે !
છો ધુમાડાઓ વહેરે શ્વાસ મારા,
-ને અગોચર ફેફસે કાણાં થયાં રે.
ઓગળ્યાની વાત એવી હોય છે કે-
જળ ઊડીને છેવટે ન્હાણા થયા રે.
કાચી રે તારીખ ફાડી શ્વાસની આ,
મરશિયાં ગાવાં ગયાં; ગાણાં થયાં રે.
પાછલી હું રાતને ઓઢી સૂતી છું,
કોક ખેંચે વસ્ત્ર, ચાંદરણાં થયાં રે.

# ચાર ગઝલ

અશોકપુરી ગોસ્વામી

## ૧

પાંખ જેવું ક્યાં હતું ? પણ ઉડવા જેવું થયું,
તવ સ્મરણમાં રણ–વચોવચ બૂડવા જેવું થયું.

હાથ ફેલાવી તળેટીને ઉભેલી જોઈને,
ટોચનું આજે સકારણ ઝૂકવા જેવું થયું.

સાવ અંધારું પહેરી ઘર ઊંઘ્યું આખો દિવસ,
સૂર્યનું પણ મધ્યરાતે ઊગવા જેવું થયું.

ચિરપરિચિત મહેંક લઈને આવતો લાગ્યો પવન,
આ પવનનું ફૂલ જાણે સૂંઘવા જેવું થયું.

નામ કોઈ ખાસ બોલ્યા હોઠ પણ એવી રીતે,
કોઈના ચ્હેરાને જાણે ચૂમવા જેવું થયું.

આ સમય જાણે નદી; તેના કિનારા આપણે,
આપણી વચમાં ગઝલને મૂકવા જેવું થયું.

## ૨

તને હે ગઝલ; એ રીતે ચાહવું છે,
કહે કોઈ બાળક હજુ ધાવવું છે.

તરસતા રહીને ખરું તત્ત્વ પામ્યા,
હજી મૂળને છેક લંબાવવું છે.

પીડે ના મને પીઠ પાછળનાં દૃશ્યો,
નવું તથ્ય સમજણનું અપનાવવું છે.

ઘરે ધાનની ખાલી કોઠી કહે છે,
તું લઈ જાય તો ખેતરે આવવું છે.

પવન, પર્ણ સૂકાને ઊંચે લઈ જા,
લીલા વૃક્ષને મારે શરમાવવું છે.

## ૩

આપણું મન એ રીતે રકઝક કરે,
જેમ ચકલી આયને ટકટક કરે.

છે પ્રબળ એના સ્મરણની કેટલી,
સાવ ખાલી ઓરડો ભરચક કરે.

ચિત્ત સાલું ચોર જેવું નીકળ્યું,
ચોર પોતે ને બીજા પર શક કરે.

ક્યાં હજી પણ સ્થિરતા પામી શક્યા,
કોઈ આપણને સતત લોલક કરે.

સૂત્રધારે સ્ટેજ ઉપર મોકલ્યા,
ને જગત આખું પછી નાટક કરે.

## ૪

આપણી સામે ભલેને સેંકડો દરપણ હશે,
સાવ ઝાંખી આંખ જેવી આપણી સમજણ હશે.

માત્ર અહીં બેઠા રહી આકાશને તાક્યા કર્યું,
એ અવસ્થાનું ખરેખર નામ તો ઘડપણ હશે.

દર વખત થીજી પીગળવાનું બન્યું છે એટલે,
એમ લાગે કે બરફ સાથે કશું સગપણ હશે.

બેઉની ખારાશ સંદર્ભે તને ફિલસૂફ કહું ?
આપણાં આ અશ્રુઓ દરિયા તણું બચપણ હશે

તું તરસનો પગ થઈને શોધવા નીકળે મને,
પામવા મુજને કશીયે ના તને અડચણ હશે

…ક મે–જૂન ૧૯૮૯

## ગામ-ફળિયું

હરિહર જોશી

ફરી આજે પ છો કલરવ ઝરે દૂ...ર નભથી
ફરી આજે પાછું ગગન ઝબકે સોનવરણું
ફરી આજે પાછું ગુપચુપ ઊભું કો'ક તરણું
નર્યા રોમાંચોએ ગદગદ થઈ જાય મનથી!

અહીં ઊભાં વૃક્ષો હચમચવતાં સ્કંધ પકડી
પણે વ્હેતી ભીમા* અલસગતિએ જાય મલકી
અને આવે ત્યાં તો સનન કરતી મોઈ સરતી
જરા વાગે ત્યાં તો રુધિરટશિયે યાદ ઝમતી!

અહીં વેરાયું છે અચરજ–મઢ્યું ગામ સઘળું
બધું ભૂલી જૈને ગતજનમ-શું આજ હળવું;
થઈ મારે પાછું જનમપદ મહીં હોય ભળવું.
વીતેલી વાતો ને વતનઘરમાં એમ ચગળું.

અહીં આજે દીઠે સૂનમૂન સખિ! ગામ-ફળિયું!
નથી થોડું યે જ્યાં સગપણ બચ્યું કોઈ નળિયું!!

* વતનની નદી

## વચ્ચે ઊભો છું

યોગેશ વૈદ્ય

એક ઝંઝાવાતની વચ્ચે ઊભો છું,
દરઅસલ હું જાતની વચ્ચે ઊભો છું.
ના છૂટે વળગણ, અરીસા ના ફૂટે પણ,
વ્યર્થ ચંચુપાતની વચ્ચે ઊભો છું.
આ નગરમાં લાગણીના પૂર ક્યાંથી!
આ વળી કઈ ઘાતની વચ્ચે ઊભો છું?
હું જ છાતીફાટ દરિયો, હું જ ભેખડ,
હું જ પ્રત્યાઘાતની વચ્ચે ઊભો છું.
ઓ ઉદાસીના નૃસિંહ પાડો ઉઝરડા,
હું દિવસ ને રાતની વચ્ચે ઊભો છું

## મ્લાનસરની સરવાણી

લલિત ત્રિવેદી

ફૂલ મૂક્યું ફરી ને પળ–બે–પળ,
થૈ ગયું ફૂલવાઝ પણ વિહ્વળ.

આ રૂંવા ખખડધજ અને થરથર,
મૂળિયામાંથી સુકાતાં અંજળ.

આંગળી મ્લાનસરની સરવાણી,
દેહમાં ગળથૂથી વહે ખળખળ.

છમ્મકારો થશે આ કાગળમાં,
રક્તમાં ભડકો થાય છે ઝાકળ.

વાકકુંવરીના એ સ્વયંવરમાં
મેં ય ધાર્યાં'તાં પેન ને કાગળ.

એક મરેલા પતંગિયા માથે,
રાતભર વરસતું રહ્યું ઝાકળ.

## બની શકે

શ્યામ સાધુ

ભીંતોની આસપાસ બીજું રણ બની શકે,
ઘર એટલું જ હોય તો કૈં પણ બની શકે!

ત્યાં તો વિષાદી સાંજનું આકાશ હોય છે,
અહીંયાં સૂરજની હાજરી દર્પણ બની શકે!

ધારો તો પાનખરને નવી મહેંક સાંપડે,
ધારો તો સૂની યાદ પણ સગપણ બની શકે.

ગમગીન લાગણીભર્યો સૂનકાર ચોતરફ હો,
ક્યારેક એવી બ્હાવરી હરક્ષણ બની શકે.

ઝરણાંની જેમ છંદનાં દિવસો વહી ગયા,
સંભવ નથી કે પાછી એ સમજણ બની શકે!

## વહે છે પુષ્કળા

શૈલેશ ટેવાણી

આ અજાણી સીમ મારા નામની છે,
મેં રચેલી વૃક્ષવેલી કામની છે.

હું ટહુકી જાઉં છું ચારે તરફ,
ના મને, ના કેદ કોઈ ગામની છે.

જે વહે છે તે વહે છે પુષ્કળા,
જે વસ્યું કાંઠે, નદી તે ગામની છે.

ને મને આકાર જેવું કંઈ નથી,
તૃણને માયા કદી ક્યાં ધામની છે.

જે કહો તે છે પરિચય પૂરતો,
ના ન ઓળખ ગામ કે પરગામની છે.

## હોવું

શિલ્પીન થાનકી

તમારે શિરોટે તરણું આદરું છું,
મને શોધવા એમ હું વિસ્તરું છું.

જવાશે, કશે ક્યાંક પ્હોંચી જવાશે,
ભલે એક વર્તુળ વચાળે ફરું છું.

ગુલાબી સપન છે, ગુલાબી સમય છે,
ગુલાબી ગગનની પ્રતીક્ષા કરું છું.

ફરી એક મન્જિલ, ફરી એક રસ્તો,
ફરી એક ડગલું અનિશ્ચિત ભરું છું.

રહે શેષ વિસ્મય કશું પામવાનો,
મળે ફૂલ કે ધૂળ, મસ્તક ધરું છું.

## ગઝલ...

પ્રફુલ્લા વોરા

ચાલ હવે પડછાયા છોડી જીવીએ થોડું અંગત અંગત,
ટોળાનો પરિવેશ મૂકી વિસ્તરીએ થોડું અંગત અંગત.

ખાલીપાનો દરિયો ઘૂઘવે આંખોનાં ઊંડા કોતરમાં,
જામ દરદના ભરતાં ભરતાં ડૂબીએ થોડું અંગત અંગત.

ફૂલોની રંગત છે આજે રેશમ જેવી મહેક હવાની,
કાંટાનો વિસ્તાર ભૂલીને ફરીએ થોડું અંગત અંગત.

ચારે બાજુ દર્પણ મૂક્યાં, ચારે બાજુ ચહેરાઓ છે,
મહોરાં-બુરખાં ઓઢી લઈને ભૂલીએ થોડું અંગત અંગત.

મૃગજળનો વિસ્તાર ભલે ને તું ને હુંની આજુબાજુ,
પણ વરસાદી મોસમ જેવું મળીએ થોડું અંગત અંગત.

# સળવળાટ

યોસેફ મેકવાન

અવકાશના ઘનઘોર ઘુમરાતાં
દળવાદળોનો આકારિત થતો
તૂટતો-સંધાતો-તૂટતો સળવળાટ...
ક્ષિતિજની ધાર પર, અશ્વો સમો
ઊછળતા મહાર્ણવના લોઢના લોઢનો
ફિણાતો સળવળાટ...
ઘેઘૂર અરણ્યોના લીલા લીલા
અંધકારમાં સૂસવતા વાયુનો
વૃક્ષોમાં ઝૂમઝૂમ થતો સળવળાટ...

સળવળાટ જ મારું ઊગમબિંદુ
સળવળાટ જ મારો અંત !
દેહનાં તંત-તંતમાં
ઘુમરાય-પછડાય-સુસવાય
મારે અંતરાલ.
એ જ મારી ગતિ
એ જ મારી અવગતિ,
એ જ મારો આરોહ
એ જ મારો અવરોહ
એની આગળ પૂર્વાકાશની લાલી
ખાલી...ખાલી...
એની આગળ હૃદયાકારની પ્યાલી
ખાલી ખાલી
કેટલીયે પળોજણનાં પીંછાંઓ પ્હેરી
હું જીવું છું
શ્વાસને સપનાંઓથી સીવું છું.
એમાં જ મારૂં ઊગમબિંદુ
એમાં જ મારો અંત!
સદીઓથી હું દોડયો છું
એવો દોડયો છું વૃક્ષની જેમ-
રખડયો છું એવો રખડયો છું
ઘસાતા પવનની જેમ
દદડયો છું એવો દદડયો છું
પર્વત પરથી લુઢકતી શિલા જેમ-

સળવળાટ અને સળવળાટ
મારી જિજિવિષાનું કેન્દ્ર
હું ગાંધારીના હાથ બની
લબાકું છું ફળ ભણી...
જુલિયેટના મૃગજળ વચ્ચે
પ્રેમની સુનેરી માછલીનો સળવળાટ
રોમિયોના રણ ખડકો વચાળ
પામવા શાતા
દોડયો છું કાંઈ દોડયો છું.
હરણ-ફાળ
અને સામે અનંત અખંડ કાળ

જળ પર હળુ હળુ ઘુમરાતા
પર્ણ પર
દોડયા કરે કીડી પર્ણની ધારે ધારે
ફર્યા જ કરે ફર્યા જ કરે
લઈ સળવળાટ...

એ હું જ જાણે !
જિંદગીની મજલ મેં

કંઈ કાપી છે કંઈ કાપી છે
સ્કૂટરના ચક્કર પર

કળશ ક્રોસની બાંગ પુકારે
ક્રોસ કળશની બાંગ પુકારે
અને વૃક્ષઘટામાં
કલરવ કલરવનો સળવળાટ
દેહના તંત તંતમાં

અટકું છું અહીં
લટકું છું અહીં
યુનિવર્સિટીના ટાવર પરની
સાયરને
ઊંચકી લીધું છે આખા આકાશને...
ઊંચકી લીધો છે મને...
અને સળવળાટ...
સળવળાટ વલવલાટ સળવળાટ...

## નહીં કરાયેલું ઉદ્‌બોધન

યોગેશ પટેલ

તેં પ્રયત્નપૂર્વક પણ મારો હાથ ન જ છોડયો હોત તો સારું થાત–
આપણે હવે કશાક અપાર્થિવના બે અંતિમો પર બેસીને
એકબીજાંને તાકયાં કરીએ છીએ.
મારા ભણી તગતગી રહેલી તારી સોનેરી આંખોમાંથી મીઠાશનો
સ્પર્શ ભોંકાય છે.
તને સતતતાના કિનારે સતત ખૂંચેલો જોઈ જોઇને મારી આંખે
જાળાં બાઝવા માંડયાં છે.

તારે તો રાજકુમાર બનવાનું હતું ને ?
ગિરા નદીને તીર ઊભેલો પેલો સ્વપ્નમહેલ અને ફૂલપરીની
વાર્તા ભૂલી ગયો તું ?
પતંગિયાની પાંખે ઉડેલું પેલું ઝરણાનું ગીત હવે પહાડોમાં
તારાં પદચિહ્નો શોધતું ભટકતું હશે વ્યર્થતાથી...
પેલો સુગંધનો સમુદ્ર સુકાઈ રહ્યો છે તારી ઝૂરણામાં...
અને તું ! સમયની તલવાર લઈ ઇતિહાસ સર્જવા નીકળેલો તું !...

તારા સુવર્ણકવચમાં ખૂંચી રહેલા કાળના બાણને જો,
તારી જર્જરિત થવા આવેલી ઝંખનાઓના હ્રાસને જો,
તારા હોવા–ન-હોવાપણાના ભાસ–આભાસને જો...

તારી પૂંઠે ભડકાય છે વેદનાનાં વન,
ભસ્મ થવા આવી છે તારી લગન,
તારી મહેકનાં મધુવન બની રહ્યાં છે રણ...
કાલે મારે તને શોધવો પડશે ફ્રેકટ્સની કૂંપળમાં,
ને તોય તું નહીં મળે મને આ કે તે કોઈ પણ પળમાં...

જરા ઉપર નજર કર—
આકાશમાં તારાઓની ખીલેલી અનંતતા જો,
તારું અટલ અંતિમ બિંદુ ત્યાં જ છે કશેક,
શબ્દ અને અર્થને શ્વસતો તું કદીક ખોવાઈ જઈશ કશેક...

પછી —
જ્યાંથી મારો હાથ છોડયો તેં,
જ્યાંથી મારો સાથ છોડયો તેં;
કાલે ત્યાં ફરી મારો હાથ પકડવા આવીશ તું,
તો કદાચ ત્યાં મારો હાથ કે હું કે બીજું કંઈ પણ નહીં હોય......।

## એક રચના

કિશોર મોદી

એમ તો છું આટલામાં ક્યાંકમાં, અહીં મહાભારત હિરોશીમા સુધી,
મારું હોવું સાવ લાગે કાંખમાં. મારું પગલું શોધવું કઈ આનમાં?

ઈવ, આદમ ને સફરજન ખોળું છું, પંડયને મળવાની ઇચ્છા હોય પણ,
મારું તો આદમપણું છે આંખમાં. મારું બાહર હોવું છે કે ખાપમાં?

ચોતરફ ઉન્માદ કાં વર્તાય છે? કોઈ સંગાથે સદાયે હોય છે,
મારું ક્યાં આકંઠ હોવું ભાંગમાં? મારું શ્વસવાનું થયું એ હૂંફમાં.

કે કીડીની હાર ચાલી જાય છે, ક્યાંથી કહું પૂર્ણમ્ ઇદમ્ સર્વમ્ અહીં?
મારું પીડન એવું શિરમાં–જાંઘમાં. મારું હોવું જ્યાં મૂસળમાં, સામ્બમાં.

ખૂબ ગમતી આકૃતિ અંતે મળી, દશ દિશાનાં દ્વાર ખુલ્લાં મૂકીને,
મારું નીખરવું થયું જ્યાં કાદમાં. મારું સપનું દોરવું છે આભમાં.

હો મીરાંનું પદ, ભજન નરસિંહનું, હોઉં પૂર્વે પંખી; બનવાજોગ છે,
મારું મન સ્થિતપ્રજ્ઞ હો વાચ્કાછમાં. મારું કથનક હોય છે એ નાંદમાં.

બારી વાટે વાદળી ડોકિયું કરે, એકલો જાને રે કહીને નીકળું,
મારું ડૂબી જાવું એ નભ મોજમાં. મારું મળવાનું થયું તરન્નુમમાં.

જોઠડી અચરજની કરતો જાઉં છું, એ સૂરજ જેવો નિરંતર હોય છે,
મારું હંમેશા પલળવું રાઝમાં. મારું ક્ષણ ક્ષણ હો મિલન એ ઝાંયમાં.

ધ્યાનથી પગદંડીની ધડકન સુણી, મન તણા વિસ્તારનો નકશો લઈ,
મારું ઝાંઝર પણ રણકયું વાટમાં. મારું વ્હેવું કુંજડીની હારમાં.

માસ, દિવસો એમ વીતી જાય છે, એવી તો અંગત મને હરદમ મળી,
મારું હોવું છે વરસની ગાંઠમાં, મારું બાજે દિલરૂબા મ્હેફિલમાં.

કોઈ કાલાધૂંગી, ધાબાડુંગરી છું, એક ટહુકાની કવિતા સાંભળી,
મારું રોમેરોમ રમતું ઝાડમાં. મારું પીગળવું થયું છે વાવમાં,

ખુશમિજાજી ખેતરો ટોળે વળે, રોજ શેરીની હવા બરકે મને,
મારું ટહુકી જાવું લીલા વાઢમાં. મારું ભીંજાઈ જવું એ રાહમાં.

એવી ને એવી હજી છે યાદદાસ્ત, ફૂલની માફક બધે ફેલાઉં છું,
મારું નીકળવું થયેલું વ્હાણમાં. મારું ફરવું ખુશ્બૂની ખ્વાઈશમાં.

હું હરણની જેમ દોડી નહિ શકું, કૈંક ગોપિત રાખવાનું હોય છે,
મારું ખુદનું હોવું મારા સ્મિતમાં. મારું પ્રકટી જાવું ત્યાં નભધનુષમાં.

હું યુગોથી એમ ચાલી આવું છું, ઝંખનાઓ લીલીછમ ઊગી હશે,
મારું લઈ અસ્તિત્વ ખાલી હાથમાં. મારુંયે આળોટવું એ ઘાસમાં.

શ્રાવણી ઝરમર, લીલેરો છે પવન, ધૂમકેતુ શો પ્રકાશી જાઉં છું;
મારું અંજળ છે નયનના ધોધમાં. મારું પરવરવું સૂરજના યજ્ઞમાં.

# પ્રતીક્ષાલયમાં

વિનોદ ત્રિવેદી

પ્રતીક્ષાલયમાં કોઈ ખુરશી ખાલી નથી.
ડ્રાયડને[1] કહ્યું ચોસર[2] વિષે,
"અહીં પથરાઈ કિરતારની કળા."
અહો, શેક્સપીઅર[3]ની પાત્રસૃષ્ટિ !

આંખો અનેક,
ક્વચિત ગુરુ, અધિક શુક્ર, તો વળી મંગળભાર વહેતી.
મુખારવિંદો વાતો કરે એકમેક,
કિંતુ પલદોપલ જોઈ લે છેકમેક,
નહિ સૂવાનો ભલે ડોળ કરતાં,
ભલે તમારી આંખો ઊઘાડી;
પણ તમે અહીં નથી, બસ છો દૂર દૂર
ઘરે ગયાં છો, મા યાદ આવી, તો ભળી વિશેષ ટિલિયો[4]
વાંકડિયાં ઝુલ્ફાં અડે જરીક મારે કાંડે
બરફ નહિ, એ તો હાથ મારો
જે કુબ્લાખાનની[5] ડલ્સીમારવાળી એબીસીનીઅનની યાદ આપે !

પ્લેટફોર્મ[6] પરના 'શો કેસ' પાસે
ખાયે બગાસા પોર્ટ[7]રો લાલપાઘી
સંતોષી-આંખે જુએ આમતેમ; ખબર છે તેમને
હું છેલ્લી ટ્રેઈન ગુમાવતો મુસાફિર !
રાત્રીના ૧૨.૨૦ નો નાસિરૂદ્દીન મેલ પ્લેટફોર્મની બહાર છે.
જળદાબ બંબા પાટાની વચ્ચે વરસાવે સૂંઢ-વારિ,

લાંબા કરેલા પગના પંજે, ને હાથની હથેળીમાં
ભેગાં થઈ એકમેક પર ગિરદી જમાવે ધૂમ્રકણીઓ.
તમને શું તરસ લાગી છે સહરાના રણની તરસ ?
ઊર્મિશીલ કો રોમૅન્ટિક કવિ જેવા !

કે અતિવિચિત્ર વરસાદ જેવા !
નર્તન કરે જે ઢેલ પાસે મોર જઈ,
રસસભર રસસૃષ્ટિના શું રાજવી !

જવા નીકળ્યા છો શું તમારે 'ઘેર'
એ ઘર – જ્યાં ટપાલી પત્ર લાવે ?
ઘરતણી જાજમ, બ્હારીઓના પડદા, સેટિંગ-સોફાસેટ,
ટાગોર-શા પિતા[6], જાજ્વલ્ય માતા,
વળી યાદ આવે ઘર-દેવતા, પરમ દૈવી દેવી,
પુત્ર મોટો ગંભીર-મીઠો, તો વળી ન્હાનો પરશુરામ[7],
ને પૌત્ર સન્ની, વોકરને[8] લઈ 'મમ્મીકે પાસ' જાતાં.
હૈદરાબાદ સ્ટેશને પ્રતીક્ષાલયમાં
'એએસઆરસી'ના[9] મધુર સ્મરણો લઈને શું ઘેર જાઓ છો ?

---

૧. ૧૭મી સદીનો અંગ્રેજ કવિ–વિવેચક.

૨. ૧૪મી સદીનો કવિ, અંગ્રેજ કવિતાનો જનક.

૩. ૧૬મી સદીનો અંગ્રેજ, જગપ્રસિદ્ધ કવિ–નાટ્યકાર.

૪. આ લખનારનો, પાળેલો, કાળા ધાબાવાળો સફેદ જોરદાર કૂતરો

૫. ૧૯ મી સદીના અંગ્રેજ કવિ કોલરિજનું એ નામનું કાવ્ય જેમાં મહાન રાજવી કુબ્લાખાન સમક્ષ એબીસીનીઅનની એક કન્યા 'ડલ્સીમાર' વગાડતાં નૃત્ય કરે છે.

૬. આ લખનારના પિતા 'ટાગોર' જેવી લાંબી શ્વેત દાઢી રાખે છે.

૭. ફરસો ધારણ કરનાર, હિન્દુઓના દસ અવતારમાંના એક અતિ ક્રોધી ભગવાન

૮. બાળકને ચાલતાં શીખવા માટેનું એક સાધન.

૯. 'સન્ની'નું મોસાળ દિલ્હી હોવાથી હિન્દીનો પ્રયોગ કરેલ છે.

# એક વિષાદ

ફિલિપ ક્લાર્ક

પેપર વેઈટ નીચે બગાસાં ખાતા
પેન્ડિંગ પેપર જેવા મનસૂબા
ટી. વી.માં પસાર થઈ જતાં દશ્યો જેવા પ્રસંગો.
ને કેસેટ બની ગએલા સંવાદો
ખૂણે ખૂણે વળવા લાગ્યાં છે જાળાં
રાતની રાતમાં વળી જતી ઊંઘઈ
ને તાકી તાકીને થાકી જતી આંખો,
હોઠ સુધી આવેલા શબ્દોને ગળી જવા પડે થૂંક સાથે
હાથવગી ક્ષણો બની જાય અંગારા
અને ભભૂકી ઊઠે જ્વાળાઓ.
ખોપરીની તિરાડોમાં
ઊભરાયા કરે વિચારોની કીડીઓ.
પ્રશ્નોની જેમ આથડતા લોકો
પૂર્ણવિરામ જેવું ક્યાંય મળે નહીં.
ને આશ્ચર્ય વિરામના થાય ખડકલા આંખો આગળ.
ક્યાં લગી પંપાળ્યા કરવા સંબંધોને
ક્યાં લગી ખેંચ્યા કરવી લાગણીની લગામને?
ભોંકાવા લાગ્યા છે કાંટા
અને શ્વાસોમાં વળવા લાગી છે ગૂંચ.
કોરી કોરી વાતો
અને કાટ ખાધેલા પતરાની જેમ ખખડતા શબ્દો
ક્યાં લગી તરી શકાય તરણાને સહારે?
ક્યાં લગી દોડી શકાય હરણાની જેમ?
ઝાંઝવાં પણ બની ગયાં છે ધૂળની ડમરી
ઝાકળ તો સરી પડેલાં સપનાનાં આંસુ
આ શહેરની સડકો પર ટ્રાફિક જામ થઈ ગયો છે.
નીકળવા જાઉં ત્યાં જ થઈ જાય છે લાલબત્તી

ને લીલી બત્તીની રાહ જોતો હું ખોવાઈ જાઉં છું અતીતમાં.
સઘળી વેદનાઓ બની ગઈ છે સ્ટેચ્યૂ
સઘળા અજંપા સળવળી રહ્યા છે, માછલીઓની જેમ
હરવું, ફરવું અને પાનખરની જેમ ખરવું.
આ ગ્રામ, આ ગલી, આ શહેર છોડીને ક્યાં જવું?
સરનામાં લખીને પડેલા કાગળો
અને આંખોમાં આવીને અટકી ગએલાં ઝળઝળિયાં.
પ્લાસ્ટિકનાં ફૂલોથી
ક્યાં લગી મનાવવાં મનનાં પતંગિયાંને
ક્યાં લગી પકડી રાખવી બટકી ગએલી ડાળને
કૂવામાં જ લાગે આગ અને વાડ જ પાડે છીંડાં!
પછી તો બોદાં આશ્વાસનો
અને બુઠાં બની જાય પ્રયત્નોનાં ટેરવાં.
નિર્ણય પર આવી શકાય નહીં
અને આંખો આગળથી પસાર થઈ જાય બસો ખાલી ખાલી.

## પ્રણયવૈફલ્યની ગઝલ અર્થાત્ ભીતરજાગ્યો ધરતીકંપ

વિજય રાજ્યગુરુ

આગ, ધુમાડા, ચીસો, હાહાકાર અને આતંક
કોઈ ન જાણે એવો ભીતર જાગ્યો ધરતીકંપ!
કંપ જાગતા પાગલ ઇચ્છા, પીંછા ખેરી ભાગી
પછી પવનની છાતી પર કૈં તરતું રહ્યું અજંપ...
જંપ વગરનું મન ભાટકતું પૂરનાં પાણી પેઠે–
ડ્હોળાયેલાં જળમાં જોવી ઝાંય કેમ અકબંધ?
બંધ તૂટતા ઠેલંઠેલાં બ્હાર ધસ્યાં અંધારાં
સળવળતાં સ્મરણોનાં જકડી લીધાં અંગેઅંગ.
અંગઅંગમાં ચીરેચીરા – ધડકન લીરેલીરા
વીતી પળ, આવેત્ર પળની સંગ આદરે જંગ!
જંગ અને દેકારો જોઈ રહ્યો છું સાક્ષીભાવે
કોઈ શું જાણે ભીતર કેવો જાગ્યો ધરતીકંપ?

'પ્રતિશબ્દ' મે-જૂન ૧૯૯૯

## છ ષટપદી

રાજેન્દ્ર શાહ

### સમ્મોહન

અર્ધ ઊઘડેલ અધરના સ્વરહિત બોલને મધુપાન
ભીંજાઉં ભીતર ને બ્હાર :
પ્રતિપલ ચરણે ચઞ્ચલ લય-ટેક, મુક્ત મુખરિત ગાન :
કૌમુદી-ઉજ્જવલ અન્ધકાર :
-તૃણે, તરુપર્ણે, નિશીથ ગગને, ને મ્હારે અપલક લોચન.
-અહો, સમ્મોહન ! વિમોચન !

### નાગમણિ

પંચમુખ નાગની ફણા ઉપર તેજ તેજ વિકીરન્ત મણિ
લોચનમાં આંજી રહે જલન-અન્ધાર.
જંતરને વેહ પૂર્યા પ્રાણે વિવશ કરન્ત રેલાય રાગિણી.
(કાલકૂટ ગરલનો સહજ ઉતાર)
સૂરની લહરની લહરસહ દોલે અહિની રેશમ કાય,
શૂન્ય અવકાશના લલાટ પર છવાય શી ઇન્દ્રધનુ ઝાંય !

### અણુદીઠ પ્રતિ

પ્રત્યેક પગલું આપણું છે નિરન્તર કોઈ અણુદીઠ પ્રતિ.
સરલ ન કશું, ઘડીઘડીના વળાંક;
ઉત્સાહની છાયા સમ શંકા રહે સાથ;
તદપિ ન શિથિલ હો ગતિ તવ, પ્રબલ પ્રાણની ધરી ધૃતિ
કરાડ-કઠિન પન્થતણા સહુ આડા અવરોધ અવગણી,
તરંગિણી, વહો અનુરાગ સિન્ધુ ભણી.



### સંકલ્પ

નજર સમ્મુખ લાખ ગરલ-ફણાએ ઘોર ચીખે પારાવાર;
અને મ્હારે જાવું પેલી પાર.
એકલડી કાયની છે તરી મ્હારી વિના કોઈ સઢ ને સુકાન.

જાણે ન જ્ઞાન જે; –ન માને એની આણ.
પ્રશાન્ત હો સિન્ધુ પ્રવાહિત થવા દિયો. નહીં ? – તો અંજલિ ભરું :
એક બિન્દુ મહીં તવ સ્વરૂપને હરું.

## તરંગે તરંગ

ગત સમયની સ્મૃતિ : આનન્દ ક્રન્દન :
પ્રેત્ય કોલાહલ.
તરંગ ઉચ્છલ કૃતિને પરિવહન
ભળે સામ્પ્રત આ પલ.
ને આપણે નિત્ય, આપણે જ ભવિતવ્ય :
તરંગે તરંગ, પ્રિય, ઉભય અનન્ય.

## ઋતુક્રાન્તિ

જલનીલ વર્ણ રિક્ત
પાદપનાં પીત-પાણ્ડુર તે સહુ પર્ણ
ક્યાંક કસુરબલ કુસુમ તો ક્યાંક કુંપળને પ્રગટિત કરી
એક પછી એક એમ વૃન્તમુક્ત થઈ જાય ખરી.
હિમશાન્ત હવા : વનકુંજ મહીં અદીઠ વિહંગ ટહુકાર :
તેજ વિકીરન્ત ફરકન્ત લખ પાંખ તણો ગગને સંચાર.

## ગઝલ

બાલુભાઈ પટેલ

આંખ મીંચીને શોધ્યા કર;
ફૂલપરીની ઇચ્છા કર.
સૂરજ સામી છાતીએ;
દીવો લઈને દોડ્યા કર.
વાંકીચૂંકી પગદંડી પર;
રાહ કોઈની જોયા કર.
ઝંઝાવાતને બાથ ભરીને;
કટકે કટકે તૂટ્યા કર.
આ તો જૂની થૈ ગૈ 'બાલુ';
નવી ગઝલની ચિંતા કર.

## ગઝલ

તુરાબ 'હમદમ'

એક ઇચ્છા બે'ક શમણાં મોકલું,
તું કહે તો આજ હમણાં મોકલું.
સાચવી શકવાની હો ક્ષમતા તને,
હું તને મારા અભરખા મોકલું.
તું ભલે ને ભેજભય શબ્દો લખે,
આગ બળબળતા હું તડકા મોકલું.
હું ભલેને સાવ સુક્કો ભઠ અહીં,
રે તને ગમતા ઉમળકા મોકલું.
કેમ છો 'હમદમ' મને પૂછો નહિ,
પીઠ પર ભીંઠતા ઉઝરડા મોકલું.

# બે ગીત

દિલીપ જોશી

૧

છેક પછી છેક પછી છેક પછી છેક
ખોલું નહીં ને તોય પડઘાનો વેશ ધરી
ઓછાયા આછરે અનેક...

ડાળીઘુમ્મટ ઘેનચકરાવે કલબલતો
અંદરથી આછેરો કંપ
ચરણોત્સુક કેડીએ ધોધ થઈ માર્યો રે
અલબેલી આંખડીમાં જંપ

ભાતીગળ ભોમકાનું કરવું રે શું ?
મીઠા મનની જ્યાં મળતી ના મ્હેક...

ધારદાર દૃષ્ટિએ પ્રોવાતી વાયકાઓ
છેડે આદિમ-આલબેલ
જોયા-ન-જોયાનો માણ્યા-ન-માણ્યાનો
ભડભડતો એકદંડિયો મ્હેલ !

આદિ-અનાગતના અવગતિયા અંધારે
મરજીવા મારતા રે ઠેક !...

છેક પછી છેક પછી છેક પછી છેક...

૨

રણ-વચગાળે રણઝણ રણઝણ
સમજણ ચીલો ચાતરી ચાલે
ને ઊપડે કરમપીડની પોઠ !
ક્યાંક ખજૂરી ક્યાંક છાંયડો
ક્યાંક તરસની કાવડ ઊંચકે
કચ્ચર કચ્ચર હોઠ !.........

પગલે પગલે અજવાળું અજવાળું મ્હેંકે
મોહ મોકળી ગેબગલીમાં ફેરા ફરતા સાત
રંગકસુંબલ ઘટના ઘેરી ઘોર દુંદુભિનાદે–
–રગરગ રેલે એવી પુણ્યસ્મરણની પાંગરતી ઠકરાત
અવસરનો એંધાણી સૂરજ શુકનચાંદલા ચોડી ઢાળે
ભવચોર્યાસી જેવો ભવભવ તડકાળો બાજોઠ !......

આગળ દરિયો પાછળ દરિયો આંખ બ્હાવરી ડૂબી–
–દીધી આથમતા એક તણખલાને
ગયા જનમની ગાળ !
પાણીપટ્ટ ફીણાતા તૂટ્યાં એનઘેનના મોભ જેવડા મોભ
–થરકતી અડવા હાથે
ઝાંખા રે દીવાની ઝાંખી જાળ !
ઘરચોળાની ગડી ઊકલતાં સંગ એટલા સોહમ દિવસો
આમ દઝાડે તેમ દઝાડે મનની માંડી ગોઠ !

## 'હું નહીં હોઉં અને તું આવીશ'

જગૃત ગાડીત

હું નહીં હોઉં અને
તું આવીશ આ શહેરમાં
ત્યારે પણ મળી શકીશ તું, મને.

તને યાદ આવશે કે
હું મળી જતો હતો તને ગમે ત્યારે, ગમે ત્યાં
ફરી વળતો બધે હું અદ્દભુત સ્ફૂર્તિથી
કોઈ પણ રસ્તાના કોઈ પણ સાઈકલ સ્ટોર પર
કોઈ પણ ચાની લારીએ કે પાનના ગલ્લે
હું પી શકતો હતો કોઈ પણ બ્રાન્ડની બીડી.
અડધી રાત સુધી સાંભળ્યા કરતો હું

કેટલાય પીધેલાઓની વાર્તા અને
ઘુઘ્ઘીઓનાં કારસ્તાન.

તને જોવા માટે બની જતો હું
પેલા વળાંક આગળનો થાંભલો
ત્યારે આખા શહેર પર રહેતું, મારું સૂક્ષ્મ સામ્રાજ્ય.

તારા માટે તો બની ગયો હતો હું
એક અનિવાર્ય દૂષણ
હું આવી ચઢતો તારી બારીએ પવનની સાથે
અસ્તવ્યસ્ત કરી નાંખતો.
તારે વાંચવાની ચોપડીઓનાં પાનાં
ખળભળાવી મૂકતો હું આયનામાં તારા પ્રતિબિંબને
હું તો તારા સ્કર્ટમાં પણ ઘૂસી જતો
કોઈ જીદ્દી સાબુની વાસની માફક.

તારા સ્વપ્નમાં પણ ફેરવતો હું મારો હુકમદંડો.
તારે સાચવીને મૂકવું પડતું રસ્તા પર એક એક પગલું
તને દોરી રાખતા હંમેશાં મારા અદૃશ્ય જાસૂસ.

આ શહેરને હું હંમેશાં ખડે પગે રાખતો
તારા આગમનની છડી પોકારવા
જ્યારે હું ખરેખર નહીં હોઉં, અને તું આવીશ
ત્યારે પણ હશે આ વૃક્ષો, મકાનો અને
પેલો ગુલમહોરવાળો રસ્તો!
ત્યારે પણ કદાચ તું ઓળખી શકીશ આ શહેરને
તારા પોતાના હૃદયથી
તારી પોતાની મેળે.

## આ ઘટના...

રમણીક સોમેશ્વર

સરગવાના સુગંધલીના વૃક્ષ નીચે
હું સૂતો હતો.

એક નાનકડું શ્વેતકંઠ અચાનક આવ્યું.
મને
આમ પડેલા જોઈ
પહેલાં તો જરા ખમચાયું.
પછી
કોણ જાણે કેમ
એણે મને માફ કરી દીધો
અને
પોતાના માળામાં પ્રવેશ્યું

માળામાંથી
શ્વેતકંઠના બચ્ચાંઓનો
મંદ કલશોર સંભળાયો.

પવનના હાલરડાથી
હું
જરા ઝોલે ચડ્યો

ત્યાં
કીડીનો પદરવ સાંભળી
જાગી જવાયું
એ પદરવમાં
ઉલ્લાસ હતો.
પાસેના છોડ પર ફૂટેલા
એક તાજા પાનનો
જન્મોત્સવ ઉજવવા
કેટલીક કીડીઓ ભેગી થઈ હતી.

પતંગિયાએ છેડેલી મધુર તરજથી
પુષ્પો તાનમાં આવી ગયાં.

આ બધા
Disturb ન થાય તે માટે
હું
ચૂપચાપ ત્યાંથી ચાલતો થયો.
લોકો
આ ઘટનાને
મારું મૃત્યુ સમજી બેઠા !

## ગઝલ

'રાઝ' નવસારવી

ભાવમાં કે અભાવમાં જીવું,
એક મારા સ્વભાવમાં જીવું.
રોજ ચર્ચા થતી રહે મારી,
રોજ બનતા બનાવમાં જીવું.
એ જ ઉપચાર કરશે દીર્ઘાયુ,
મીઠા શબ્દોના ઘાવમાં જીવું.

દોસ્ત, સમજી લે હું નથી રસ્તો,
લોકની આવ-જાવમાં જીવું.
કોણ એ વાત એને સમજાવે ?
હું અને ભેદભાવમાં જીવું ?
એવો દિવસ ખુદા ન દેખાડે,
'રાઝ' મારા બચાવમાં જીવું.

## બડેખાં

નલિન પંડયા

કૌંસ બહાર
નદીઓની પાર પૂરબહાર
સદીઓની સદીઓ પછી
આંખોની બહાર
સ્થળ બહાર
જળ બહાર
પડે છે ટપકે છે નિરર્થક અર્થ.
ગોઠવવું ગોઠવાવું
સળકારા મારતું
સિસકારાતું શરીર
છૂટી પડે બહાર.
પોચું સંકોચાતું
સ્વપ્નિલ આભ
અડકો અડકો ત્યાં રૂ બની ઊડી જાય.

મોં-માથા વિનાની વાતમાં
જિજીવિષાનો પડી રહેલો
પટારો ઊધઈ ખાય.
પટકાય અહીંથી તહીં;
અંદરથી બહાર.
પથ્થરની નક્કર સપાટી
દુઃખ સહેતાં સહેતાં ચૂરચૂર...
જિજીવિષાના ચીંથરેચીંથરાં ઊડી જાય
પછી તો એ-ય ચીંથરું યે
અંદર નહીં કે બહાર નહીં
કશું જ નહીં
એમ બંડખોર બડેખાં
બટકાઈ જાય અને
પરપોટાની જેમ ફૂટી જાય બહાર !

## કવિ

અજય પુરોહિત

ભીંત પરના
કૅલેન્ડરના ડટ્ટામાં
વર્ષનું અંધારું ટૂંટિયું વાળી સૂતું છે.

કાયમ જેને ભૂલવાની
ઇચ્છામાં છું–
ત્યાં જ
જૂની છબી
અચાનક જર્જરિત ભીંત ઉપરથી પડે છે;
ચૂરેચૂરા !
ઉષ્માભર્યા આશ્લેષને
ઝંખતા હાથ
પાંચ માસના ગર્ભ ઉપર ફરે છે;
હર્ષાવેશ.

ઝુલાતી છબીની જીવંત દિશામાં
આછા પરોઢે
ફૂલ ઉપર બાઝેલાં ઝાકળનાં
મસ્તીખોર બિન્દુઓ રોમાંચબદ્ધ
નવસર્જક કૌતુકભર્યું મીઠું હસે છે.

પારદર્શક વેદનાગ્રસ્ત કાચ ઉપર
બેસે છે કાગડો
અનાગત શબ્દના વાવડ આપવા—
હું જ છાપાના કાળમીંઢા અક્ષરોમાં
વિયોગમાં
આક્રંદતો એકલ કવિ.

# બે ગીત

નટરાજ બ્રહ્મભટ્ટ

## ૧

કોયલ કોળી રે મારા કાનમાં
તોફાની મ્હેંક જરા અમથી અડી કે
વાત જામી ગઈ કલકત્તી પાનમાં...
આંબાની જેમ મારા ખીલેલા કંઠને
  આવ્યો છે લથબથતો મ્હોર.
ધીરેરો ઢાળ એવો હલકે ઢોળાય
એનો લાગે છે સ્વાદ કંઈક ઓર
શબ્દોએ આવીને શું રે કીધું કે
ગીત ગાતું ફરે છે હજુ તાનમાં—કોયલ૦

ફોરમતી ફૂંકથી કીધું અડપલું તો
  અજવાળું સાવ થયું ચૂપ
ઓરડામાં મંદ મંદ મ્હેકે છે એક બસ
  શ્વાસોનો અબરખિયો ધૂપ
બારણાંએ કિરણને કાનમાં કીધું કે
રાત આવી નથી રે હજુ ભાનમાં—કોયલ૦

## ૨

સોનું તે આમ તમે લઈને ફરો છો
તે સાચવીને રાખો તો સારું
અમથા જો આંખ્યુંને અડફેટે આવ્યા તો
બચવાનું કોઈ નથી બારું...
સુંવાળા દિવસો તો સરકીને જાય
એમ બચકામાં રાખીએ બાંધી
અલ્લડ તણખલાને તેડી ન લાવતા કે
એમાંથી આવશે આંધી
વેળા કવેળાના ભેળા ન થાય જોજો
ભૂલથી એ દેવતા ને દારૂ ... સોનું તે૦

ડાહ્યા દરબાર ભરી બેઠા કણસલે
ને જામ્યો છે મોલ સોળ આની
રાખો ચોફેર હવે નજરુંના ચાડિયા કે
ફરકે ન કોઈની યે પાની
શેઢે આવીને કોઈ ભેળે ન સીમ
વાડ રાખી તે હયોને વ્યવહારુ ... સોનું તે૦

# ઊભી હતી

ગુલામ અબ્બાસ 'નાશાદ'

ખોદ્યું કબર તો ઝંખના વાસી ઊભી હતી,
આંખોની સામે એ જ ઉદાસી ઊભી હતી.

વારસ તણો વિવાદ હજીયે જીવંત છે,
ડગલે ને પગલે નિતનવી ઝાંસી ઊભી હતી.

ભાગ્યો હશે ગગનમાં નિશાચર એ ચાંદ પણ,
આંગણમાં મારા રાત અમાસી ઊભી હતી.

મારું જ ઘર બની ગયું છે કાળકોટડી,
દેવા સજા નિર્દોષને ફાંસી ઊભી હતી.

તૂટી સફરની હામ જ્યાં રસ્તો સરળ મળ્યો,
ઠોકર બનીને પગમાં કપાસી ઊભી હતી.

કારણ વિના ઢળ્યું છે ક્યાં ચણતર ઉમ્મીદનું,
'નાશાદ' બિન દોરી જ ત્રાંસી ઊભી હતી.

# ચાર ગઝલ

દીપક ત્રિવેદી 'દીપ'

## મિત્રવર્ય/સ્વનિર્જીવોક્તિકથનાભિમુખમ્

વૃક્ષોને પામવામાં વૃક્ષો બની જવાયું,
એવી રીતે જ મિત્રો રસ્તો બની જવાયું
કે કેટલા યુગોથી ચહેરાઓ તરવર્યા ને–
અંતિમ શ્વાસ પહેલા તખ્તો બની જવાયું
તૃષા છીપી શકે ના એવી રીતે ઢળ્યો હું–
છેલ્લે બધી દિશામાં તડકો બની જવાયું
સરતું ગયું ક્ષણોનું ઝૂમખું હથેળીએથી
પલ–પલ હિસાબ કરતા વર્ષો બની જવાયું.
ડૂબી ગયો ક્ષિતિજે શબ્દોને આંતરીને
ઊભે–ઊભા પછી તો શબ્દો બની જવાયું
પંપાળવો પડે છે વર્ષો પછી 'દીપક'ને
રૂઝી શકે કદી ના જખ્મો બની જવાયું.

## મિત્ર ! તારા સુધી....

શ્વાસમાં છે મિત્ર અંધારાપણું,
કોણ જાણે ક્યાં સળગશે તાપણું ?
છે સતત બળતી–ને–ઉદ્‌ભવ પામતી
કઈ દિશામાં લાગણી પાછી લણું ?
આપણે આવ્યા છીએ બસ સીંચવા–
આ ધરા તો માત્ર ખુલ્લુ ઝૂલણું !!
પાતળો અજવાસ સંશયપાત્ર હો–
એક પણ કિરણ હશે ને આપણું !
ના, નથી જીવી શકાતું એક પળ
લે કરી દે રક્તાભીનું છાંટણું !!
'દીપ'ની પણ હસ્તરેખા કાંપતી
કેટલું ઓલા જનમનું માગણું ?

## શબ્દમયતન્મય

શબ્દનો લગાવ છે ને શબ્દનો પવન
શબ્દનો મુકામ છે ને શબ્દનું છે વન

ચોતરફથી મેઘરાજ ઝૂમતા ભલે
શબ્દનો ઉઘાડ છે ને શબ્દનું ગગન

ના મૂકો ના મૂકો દીવાસળી તમે
શબ્દનું આ ગામ છે ને શબ્દનું વદન

હચમચેલ આંસુઓને એમ ના કહો
શબ્દનો આ ચોક છે ને શબ્દનો હવન !

'દીપ'વત્ હું ઊભો રહીને ભળભળું
શબ્દનો તણાવ છે ને શબ્દનું છે તન !!

## સળગાવ મીણબત્તી

દીવાસળી લગાવ સળગાવ મીણબત્તી
વેધૂર શ્વાસ આવ સળગાવ મીણબત્તી

જોઅલો સમયનો દાઝી ગયો, હવે તો
હથેળીમાં જ લાવ સળગાવ મીણબત્તી

સોંસરા ગયા છે સૂરજ તણા નહોરો...
ઘટના નહીં ચગાવ સળગાવ મીણબત્તી

મીણથી થીજેલી છાતી વચાળે 'દીપક'
ધગાવ તું ધગાવ સળગાવ મીણબત્તી.

# યુદ્ધપ્રિય સૈનિકની પત્નીનું ગીત

વિજય રાજ્યગુરૂ

સપનામાં સિંદૂર ગયું રોળાઈ બાઈજી!
કંકણવંતા હાથ ગયા ઢોળાઈ બાઈજી!

પવનવેગથી ધસી જનારી સાંઢણિયું દોડાવો
રણઘેલા સાજણને પાછો લાવો, પાછો લાવો...
પિયુજીની ભાળ કઢાવો—પિયુજીની ભાળ કઢાવો...
સુન્ન ઓરડે ડગમગ દીવો ડગમગ જમણી આંખ
અંધારાં વગડાઉ વછૂટયાં ફડફડ ફફડી પાંખ
આંખ્યમાં અજંપાનો આવરો ને જાવરો
કહો કેમ પારવવો કંટો ઉજાગરો

પરણ્યાનું ઓઢણ ગયું ડો'ળાઈ બાઈજી!
સપનામાં સિંદૂર ગયું રોળાઈ બાઈજી!

આંખ્ય બારણે ઊભી બન્ને કાન પાદરે ભાગ્યા
અણજાણી ઘોડીની હાવળના પડછંદા ગાજ્યા, પડઘાં ગાજ્યા
પિયુજી ન પાછા આવ્યા—પિયુજી ન પાછા આવ્યા
ના હાવળ, ના હણહણ, ફળિયે ખાલીપો ઉભરાય
રોજ ઢોલિયો ઢાળું એની ચાદર ના ચોળાય
ગાર્યં ખોતરે છે મારા પગની આંગળિયું
ડૂસકે ચડયું છે આખું ઘર આખું ફળિયું

ભણકારાની વચ્ચે રગદોળાઈ બાઈજી!
કંકણવંતા હાથ ગયા ઢોળાઈ બાઈજી!

# રાજવી મહાઘંટાધરનો

ડબ્લ્યુ બી. યેટ્સ, અનુ૦ રાજેન્દ્ર શાહ

: નાટકનાં પાત્રો :

પહેલો અનુચર ૦ બીજો અનુચર ૦ રાજા ૦ રાણી ૦ ભમતારામ.

(રંગભૂમિનો પડદો ઊપડતાં જેના પર નર્તક-નર્તકીઓનાં ચિત્રો ચમકતા રંગમાં આલેખેલાં તે પાછળનો પડદો જણાય છે. મંચના આગળના ભાગમાં જમણા અને ડાબા પડખે ઢોલક અને ઘ છે. રાણી સુંદર ભાવશૂન્ય મહોરું ધારણ કરે; ભમતારામ અર્ધજંગલી પાગલ સમું, જેથી એ ચહેરાનો ઉપલો ભાગ ઢંકાય, નીચલો ભાગ ઢંકાય એની લાલ દાઢીથી. અનુચરો ઢોલક અને ઘંટ નિકટ ઊભેલા છે. ધીરે ધીરે, ગાતાં ગાતાં તેઓ પડદાને બે બાજુ ખસેડે છે.)

બીજો અનુચર : સીરુનાંઓગે જે નાચે તે નાચંત નિશદિન.

પહેલો અનુચર : હરેક ત્યાંનો શઠ છે પ્રેમી રંગીલો સુખલીન.
બોલવા ટાણે બોલતો કેવળ વિહંગની વાણી.
નહિ રે વિવેકબુદ્ધિ એથી નહિ છે ભાષા જાણી.
મનમાં નહીં વિચારધારા, નહીં જ્યાં સમયસ્પર્શ.
સમય કેવો ?—ચિંતવું તો એ જ પામું નિષ્કર્ષ :
એ જ કે હૈયે હૈયું ધરી આ ભુક્તિની ભોમે
કાળ ને દોરે નહીં વીંટાતા યુવક-યુવતી જોમે.

બીજો અનુચર : કાળનો ઉદાસ તંતુ કો દિ નવ રે ઢીલો થાય.

પહેલો અનુચર : કારણ કે ઓઈઝીને ભાળ્યો શ્વાન હજીયે ધાય
શિંગ-વિહીન હરણ પાછળ ભયથી ત્રાસેલા.
રે ત્યાં ભૂખ્યા માનવી કેરાં ધમપછાડ ઘેલા.
અવગણીને સફરજનને જોરથી ધરે નારી.
દોડે ત્યારે ફીણ ઝરે ને ફીણમાં દોડે ભારી.
નવ એ થોભે એક ઘડીયે શ્વાસ લેવાને કાજ,
ફીણમાં હજી સુણતાં રે જે ઘંટડીનો નાદ.

(પડદા વિભક્ત થાય છે ત્યારે પ્રેક્ષક મંચની ડાબી બાજુએ રાજા અને રાણીને બે સિંહાસન બેઠેલાં જુએ છે. સિંહાસન બાજઠરૂપે હોઈ શકે. એનું સમતોલપણું જાળવવા સામી બાજુએ બે બાજઠ હોવા જોઈએ. પાછળ અર્ધગોળાકારમાં પડદો લટકતો હોય, અથવા એકાદ ફૂટ ઊંચો વિભાજક પટ બન્ને અનુચરો – ઢોલક અને ઘંટની પાસે બેસી જાય છે – મંચની આ તે બાજુએ, પ્રેક્ષકની સામે કંઈક પાંખની છાયામાં.)

રાજા : વર્ષ પ્હેલાં તવ ચરણે આ શૂન્ય મંદિરે
આ રાત્રિએ વર્ષ પ્હેલાં પગલાં ધર્યાં ધીરે.
નવ મેં, નહીં અન્ય કોએ સાંભળ્યું તારું નામ
કુળ કે વતન તો ય રે સિંહાસને દીધું સ્થાન
આજ અહીં આ ભરાયેલી રાજસભા મોઝાર
પુરજનો અનુવર્તી ને કૈં સેનાની હજાર
સૌ સમક્ષ પૂછું તારો દેશ, કયું કુળ નામ.
નહીં જ પ્હેલી વાર, તું શાને બેસી રહેલ આમ.
કાષ્ટે કિંવા ધાતુ-ઘડેલ મૂર્તિ જેવી મૂંગી
જીવતાં અને મુએલાંની વચ્ચે રહ્યા ઝૂકી
પડદા જેવી ? એકત્ર આ માનવ સમુદાય
માને મૌન અસહ્ય, જેથી નજર જો સંધાય
સૌની તારે વદન.

(વાણીનો વિરામ – રાણી નથી બોલતી, નથી હાલતી. પહેલો અનુચર ઢોલને ત્રણ વખત વગાડે છે.)

સંત્રીનાયક ! સામે કોઈ
દરવાજાનાં બારણાં ઠોકી રહ્યો પથિક, જોઈ
દ્વાર ખોલી દાખલ કરો...

પહેલો અનુચર : (મુખ ફેરવ્યા વગર, સંત્રીનાયક તરી કે બોલે છે.)
દાખલ, મહારાજ.
(ભમતારામનું દાખલ થવું)

રાજા : નામ શું તારું ?

ભરતારામ : રખડુ કહો, અથવા સુરખતાજ.
પિછાણુ મારી એટલી છે બસ. આપની બધે સાખ
રાજવી મહાઘંટાઘરના.

રાજા : શી તવ અભિલાષ ?

ભમતારામ : વર્ષ ર્હેલાં ઘોંઘાટિયાથી સાંભળ્યું મેં એક વાર
કે મ્હારાજે અજોડ કોઈ રૂપ તણા અંબાર
લલના સાથે લગન કીધાં. હું છું ભમતો કવિ.
ત્યારથી મારાં ગાનમાં રહી એક જ એની છવિ.
દિવસે દિવસ વિકસ્યું એમાં એનું કામણ રૂપ.
ધરતી સાગર ખેડનારા ને કઠણ જેનાં રુખ
ગાય તે મારાં લલકારેલાં ગાન મોજે નિતનિત
તો ય મેં જેણે પ્રથમ એને ગાઈ, ન તેણે કીધ
દર્શન હજી...

રાજા : વહુવારુ કે પ્રેયસી મિત્ર તારે
કોઈ નથી જે ગાનમાં તારાં ભરાય વારેવારે ?

ભમતારામ : ભાર્યા હતી. કિંતુ મારી મનોમૂર્તિ પાસે
મંદ, શિથિલ, અંગમહી મેદભરેલી ભાસે.
હલનચલન મહીં જાણું કે ભૂત બલિ સમ જાડી
દીધ મેં એને છોડી : લીધાં કુલમો અને તાડી
બેએક રાત્રિ ઉપર જઈ કેલાસ કેરે ઘર.
રઝળુ ગણનાહીણો જાણે માનવ-જનાવર.
જમતો જેની સંગ એવા બુધ્ધુમાંથી એક
કહે હાંસી કરી, ઢીંચે ઊંઘતા લગી છેક,
નહિ તો રડે ટેબલ પરનાં પાત્રે મોઢું ઢાળી
એક નારીને કારણ જેને ક્યારે ય છે ના ભાળી.

રાજા : પણ એનાથી કામ શું મારે ?

ભમતારામ : તેડાવશોજી રાણી.
એક વખત આ નેણથી મારે કરવી એની ઝાંખી
કોઈ દિ પછી કરશે નહિ પાગલ મારી હાંસી.

(પડદા વિભક્ત થાય છે ત્યારે પ્રેક્ષક મંચની ડાબી બાજુએ રાજા અને રાણીને બે સિંહાસન બેઠેલાં જુએ છે. સિંહાસન બાજઠરૂપે હોઈ શકે. એનું સમતોલપણું જાળવવા સામી બાજુએ બે બાજઠ હોવા જોઈએ. પાછળ અર્ધગોળાકારમાં પડદો લટકતો હોય, અથવા એકાદ ફૂટ ઊંચો વિભાજક પટ બન્ને અનુચરો – ઢોલક અને ઘંટની પાસે બેસી જાય છે – મંચની આ તે બાજુએ, પ્રેક્ષકની સામે કંઈક પાંખની છાયામાં.)

રાજા : વર્ષ પ્હેલાં તવ ચરણે આ શૂન્ય મંદિરે
આ રાત્રિએ વર્ષ પ્હેલાં પગલાં ધર્યાં ધીરે.
નવ મેં, નહીં અન્ય કો'એ સાંભળ્યું તારું નામ
કુળ કે વતન તો ય રે સિંહાસને દીધું સ્થાન
આજ અહીં આ ભરાયેલી રાજસભા મોઝાર
પુરજનો અનુવર્તી ને કૈં સેનાની હજાર
સૌ સમક્ષ પૂછું તારો દેશ, કયું કુળ નામ.
નહીં જ પ્હેલી વાર, તું શાને બેસી રહેલ આમ.
કાષ્ટે કિંવા ધાતુ-ઘડેલ મૂર્તિ જેવી મૂંગી
જીવતાં અને મુએલાંની વચ્ચે રહ્યા ઝૂકી
પડદા જેવી? એકત્ર આ માનવ સમુદાય
માને મૌન અસહ્ય, જેથી નજર જો સંધાય
સૌની તારે વદન.

(વાણીનો વિરામ – રાણી નથી બોલતી, નથી હાલતી. પહેલો અનુચર ઢોલને ત્રણ વખત વગાડે છે.)

સંત્રીનાયક! સામે કોઈ
દરવાજાનાં બારણાં ઠોકી રહ્યો પથિક, જોઈ
દ્વાર ખોલી દાખલ કરો...

પહેલો અનુચર : (મુખ ફેરવ્યા વગર, સંત્રીનાયક તરીકે બોલે છે.)
દાખલ, મહારાજ.

(ભમતારામનું દાખલ થવું)

રાજા : નામ શું તારું?

ભરતારામ : રખડુ કહો, અથવા સુરખતાજ.
પિછાણ મારી એટલી છે બસ. આપની બંધે સાખ
રાજવી મહાધંટાઘરના.

રાજા : શી તવ અભિલાષ ?

ભમતારામ : વર્ષ ૨હેલાં ઘોંઘાટિયાથી સાંભળ્યું મેં એક વાર
કે મ્હારાજે અજોડ કોઈ રૂપ તણા અંબાર
લલના સાથે લગન કીધાં. હું છું ભમતો કવિ.
ત્યારથી મારાં ગાનમાં રહી એક જ એની છવિ.
દિવસે દિવસ વિકસ્યું એમાં એનું કામણ-રૂપ.
ધરતી સાગર ખેડનારા ને કઠણ જેનાં રુખ
ગાય તે મારાં લલકારેલાં ગાન મોજે નિતનિત
તો ય મેં જેણે પ્રથમ એને ગાઈ, ન તેણે કીધ
દર્શન હજી...

રાજા : વહુવારુ કે પ્રેયસી મિત્ર તારે
કોઈ નથી જે ગાનમાં તારાં ભરાય વારેવારે ?

ભમતારામ : ભાર્યા હતી. કિંતુ મારી મનોમૂર્તિ પાસે
મંદ, શિથિલ, અંગમહીં મેદભરેલી ભાસે.
હલનચલન મહીં જાણું કે ભૂત બલિ સમ જાડી
દીધ મેં એને છોડી : લીધાં કુલમો અને તાડી
બેએક રાત્રિ ઉપર જઈ કેલાલ કેરે ઘર.
રઝળુ ગણનાહીણા જાણે માનવ-જનાવર.
જમતો જેની સંગ એવા બુધ્ધુમાંથી એક
કહે હાંસી કરી, ઢીંચે ઊંઘતાં લગી છેક,
નહિ તો રડે ટેબલ પરનાં પાત્રે મોઢું ઢાળી
એક નારીને કારણ જેને ક્યારે ય છે ના ભાળી.

રાજા : પણ એનાથી કામ શું મારે ?

ભમતારામ : તેડાવશોજી રાણી.
એક વખત આ નેણથી મારે કરવી એની ઝાંખી
કોઈ દિ પછી કરશે નહિ પાગલ મારી હાંસી.

રાજા : આ તે કેવો ધૃષ્ટ, કેવો ઉદ્ધત નિર્લજ્જ !
કોની આગળ, ઊભેલ ક્યાં છે બોલવે નહિ રજ
વિવેકવિચાર...

ભમતારામ : પણ મેં એકે શબ્દ
મનમાં રહી મૂર્તિ કાજે કાઢ્યો ક્યાં ઉદ્ધત ?
અમર્યાદ અપકીર્તિકર ? બોલાવશોજી હવે,
એમને અહીં. જેથી સાચું સ્વરૂપ લહું દગે,

રાજા : એ છે મારી સોડમાં

ભમતારામ : મહાઘંટાઘરની રાણી !

રાજા : રાજ્ઞી મહાઘંટાઘરની પડખે બેઠી મારી.

ભમતારામ : ચંપાવર્ણી નહીં, ન ગૌર, નહીં ભરેલાં થાન
ધારેલ તેવાં... તો ય શું. જ્યાં મુજ ગાન કરે એલાન.
સર્વ સ્થળે અજોડ એનું રૂપ ને અજોડ નૂર.

રાજા : જોઈ લીધી તો અહીંયી ભલા સીધાવ હવે દૂર.

ભમતારામ : હમણાં નહીં. કેમકે હાંસી પામેલ હું તે રાતે
શપથ એવા લીધા રાણી નરતે મારી સાથે—
હાય રે ત્યારે હું તો હતો મદે માતેલ પાગલ
—નરતે રાણી, નરતે એ તો કેવળ મારી આગળ.

રાજા : શો છે શપથ ?

ભમતારામ : એ જ કે મારી ખાતર રાણી નાચે
એટલું નાચે, થઈને કૃતાર્થ મન મારું આ રાચે.
કૃતજ્ઞ હું ગાન મારાં લલકારતો રહું રમ્ય.

રાજા : ગાય તું ભલે પણ તે જોઈએ નહીં આભારજન્ય
સંત્રી, આને ફટકારો

ભમતારામ : ફટકારશો સાધુજન !

રાજા : સાધુજન !

ભમતારામ : (હા, યાત્રા કીધી લોચનસાગર તીર્થની પાવન.)
યાત્રા વેગે : ગલ ને ખારા પવન જ્યાં લલકારે

દૈવત્વને; દુર્વાલીલાછમ ન ફાડી આરે,
નવ દા'ડાનું લાંઘણ કીધું – પણ તે આપણ ત્રણે
મર્મ જેવી ગણવી કથા, – ત્યારે વરુણ અને
અન્ય દેવે થઈ પ્રસન્ન દર્શન દીધ મને.
લીધેલ મારા સોગંદની વાત મેં કહી જ્યારે
'તથાસ્તુ' સર્વનું. વરુણ પછીથી ઉચ્ચારે,
ધ્યાનથી સુણો કારણ એનો કહું છું શબ્દેશબ્દ
'જે રાત્રિએ નિશીથકાલે થાય છે પૂરું અબ્દ
ઠીક બરાબર તે જ સમયે થતા ઘંટારવે
ચૂમશે રાણી વદન તારું'–એના જ શબ્દ – હવે
આપની રાણી, વદન મારું, ચૂમશે વદન આજ

રાજા : સંત્રીનાયક આવો...

પહેલો અનુચર
(સંત્રીનાયક તરીકે) : હાજર, આજ્ઞા મહારાજ ?

રાજા : આવડો આ અવમાને મને, અવમાને છે રાણી.
જાવ લઈ, શિર છેદી આણો..

પહેલો અનુચર : જી, લાવું એંધાણી.

ભમતારામ : જાઉં છું, તો યે ઘટના થનાર..
(વેઢા ગણતાં) પ્રથમ નાચે રાણી
મારી આગળ – ને તે પછી રેલીશું હું મુજ વાણી.

રાજા : હોય માથું નહીં તો ય તું ગાશે ?

ભમતારામ : કૃતજ્ઞનું ગાન
ઝીલતી રાણી, એ જ તે ભાવમહીં થઈ ગુલતાન
ચૂમશે વદન કેમકે એણે ગાયું...

રાજા : બંધ જબાન, થોભ,
થોભ જ્યાં ઊભો. સાવ જૂઠાણું બોલતાં ના'વે ક્ષોભ !
મૂળથી અમર્યાદ જૂઠાણું. કોણ છે આ મનેખ ?
હોય તને પિછાન જો કાંઈ, કર સાચો ઉલ્લેખ.

હું નહીં એને હણું. કહે, તું બોલ નહીં શાને?
–તો લઈ જાઓ સંત્રીનાયક

પહેલો અનુચર : લઈ ચાલ્યો જી આને.

રાજા : અને સબૂત સમા એના શિરને લાવો અહીં.
એ જો તારા વતનમાંનો પૂર્વપ્રેમી નહીં.
દેખાય તેવો હોય જો માત્ર નગણ્ય ને મૂર્ખ
અહીં ત્યાં બધે રખડનારો મનમોજીલો ધૂર્ત
માનહાનિ કરનારો
સહાસ કર તું નૃત્યગાન
કંઈ તો કીજે, મન ફાવે તે, બધું મને તે માન્ય
ગતિશીલ તું જેથી, પણ શે જોતી ટીકીટીકી?

બીજો અનુચર : કાંઈ શું આરે આવતું હશે
(રાણીરૂપે મંદ સ્વરે) મારા ઉદર ભીતર?

રાજા : અહો, અચ્છું અધિક, વહાવ મધુર તારો કંઠ
શ્રવણ કરે સૌ મળેલાં આનંદનો છંદ.

બીજો અનુચર : જાગેલ સહજ કંપ ને
(રાણીરૂપે) ઢળે ચેતનહીણાં અંગ,
એક કરીને કાયને મારી
હણવા એ ઝંખંત.
કોઈ શું આરે આવતું હશે
મારા ઉદર ભીતર?
ભરખી જવા રૂપને, જંતુ
કોણ કરે નિજઘર?

રાજા : વેણુમાં ઊંડો ડંખ, એનો મર્મ ના કંઈ કળું.
(મંચની જમણી પાંખે જઈ ભમતારામના શિરસહિત પાછો આવે છે,
અને એને પ્રેક્ષકની નજીકના જમણી બાજુ પરના બાજઠ પર મૂકે છે.)
ગા, ઓ ગભરુ મૂર્ખ મેલી મોકળું તારું ગળું.
ખોલ રે મોઢું, સુણવા તારાં ગીત રાણી તત્પર.
(રાણી નૃત્ય શરૂ કરે છે)

નાચ, આ નૃત્યે થાય રે એની મઝા ભયંકર.
કોઈ નારીને વિચાર આવો આવેલ નહીં સાચ,
ધન્ય ધન્ય કહે સર્વ, નાચ રે વધૂ નાચ.
ચંપાવણી નહિ, ન ગૌર, નહિ ભરેલાં થાન,
કહેલ એણે, નૃત્ય કરી વાળ એનું અપમાન.
પ્રગટ હો તવ રૂપ મનોહર, ફેલાવ મયૂર-કળા.

(રાણી નૃત્ય કરે છે. પછી પૃથક્ શિરને લઈ, મંચની મધ્યમાં આવી પ્રેક્ષક તરફ મુખ રાખીને ઊભી રહે છે. ખભે મૂકે છે કપાયેલું ડોકું.)

રાજા : પાંપણ એની ફરકે, કંપે અધર, આ શી બલા ?

પહેલો અનુચર : (શિર તરીકે, ધીમા સૂરે)
આલિંગો ચૂમો ને અદકું ઝંખજો હો જી

રાજા : રે, અરે રે આમણે તો આ શરૂ કર્યું ગાવું.

પહેલો અનુચર : (શિર તરીકે)
આલિંગો ચૂમો ને અદકું ઝંખજો હો જી
માનવ-માટી કેવળ આપણુ સાર જો
કાંટા સંતત સરકંતા મ્હાકાળના હો જી.
મશાણુમાં સૂતેલો કોઈ ઊઠે જો
એનીયે વીરતાને વાદે માનવી
ચડી હરામી કીર્તિ એની કામે જો
પળમાં ઘંટા વાગે રે મધરાતના હો જી.
પરણ્યાંની પ્હેલી રજનીથી અતિ ઘણું હો જી,
આનંદે કર-કર વળગ્યાંનું સુખ જો,
કાંટા સતત સરકંતા મ્હાકાળના હો જી.
પરણ્યાંની પ્હેલી રજનીનું સુખ જો,
જોબનિયું સોચે તે કરતાં અતિઘણું
કામણગારાં ઉન્માદે જે ઝંખે જો
પળમાં ઘંટા વાગે રે મધરાતના હો જી.

(ગીત પૂરું થતાં, નૃત્ય ફરી શરૂ થાય છે. ઘડિયાળના ટકોરા થાય છે. બીજા અનુચરે વગાડેલ ઘંટથી સમયનું સૂચન થાય છે. ઘંટારવની સાથે

તાલમાં રાણી નૃત્ય કરે છે અને છેલ્લા ટકોરાની સાથે ડોકના હોઠ પર પોતાના હોઠ ચાંપે છે. રાજા ખડો થઈ જાય છે ને તલવાર ખેંચે છે, રાણી શિરને પોતાના વક્ષ પર રાખી એને અનિમિષ નિહાળી રહે છે, ઘા કરવાની અણી ઉપર જ રાજા, રાણીના ચરણ આગળ, ઘૂંટણિયે બેસી જાય છે ને ખડ્ગ બાજુએ મૂકે છે. બન્ને અનુચર ગાતાં ગાતાં ઊભા થઈ હળવેથી અંદરનો પડદો ઢાળી દે છે.)

પહેલો અનુચર : અહો બહુધા રહસ્યમય નિહાળ્યું મેં દૃશ્ય.
 ભમતો થળેથળ, લથડતો વટેમારગુ ભાખે.
દાર્ગન–ગઢ ખંડિયેરે રોશની થઈ ભવ્ય,
ભીતર-શું સુંદરતમ રમણીઓનું નૃત્ય.

બીજો અનુચર :
અગર નાચી તો ય શું? એવા દિવસ ગયા ચાલી.
 અધમ કુટિલ કાંટાળ એવો વાડનો થુવેર ભાખે.
છેલછબીલો પુરુષ હો કે લલના હો લટકાળી
અસ્થિ કેરું ફૂલ કે – કાયા – રાખ થયેલ ભાળી.

પહેલો અનુચર : આયખાનો શો અર્થ? એ રે શ્વાસનો લગીર સંગ.
 ભમતો થળેથળ, લથડતો વટેમારગુ ભાખે.
તો ય તે મનોહર જે બધાં એક વેળા જીવંત
એમને સગી આંખથી જોયાં મેં અહીં તરતંત.

(રાણી મંચના અગ્ર ભાગે આવે છે – અને અર્ધ બંધ પડદા વચ્ચે મઢાઈ હોય એમ ઊભી રહે છે.)

બીજો અનુચર : ક્ષણ પછીની ઘટના
ક્ષણ પછીની ઘટના એને કોઈ ન શકે જાણી,
 અધમ કુટિલ કાંટાળ એવો વાડનો થુવેર ભાખે,
ભીંતમાં પડ્યું ગાબડું : વચ્ચે હસતી રહું માણી.
કદાચ મારે કાજ ન ક્યારે ય મરણની મિજબાની.

(બહારનો પડદો પડે છે.)

---

* [ 'ધ કિંહગ ઑવ ધ ગ્રેટ ક્લોક ટાવર' નામના પદ્યનાટકનો અનુવાદ ]

# યે પદ હૈ નિરબાના

## અશોકપુરી ગોસ્વામી

ગુરુને મંગાઈ ભિક્ષા રે,
ચેલા! ઝોલી ભરકે લાના.

પહેલી ભિક્ષા આટા લાના,
ગામ બસ્તી કે બિચ ન જાના,
ભાઈ-બહન કે પાસ ન મંગાના,
ચેલા! ઝોલી ભરકે લાના. ગુરુને

દૂસરી ભિક્ષા પાની લાના,
નદી-સરોવર પાસ ન જાના,
કુવા-વાવકો છોડ કે ચેલા!
તુંબા ભરકે લાના. ગુરુને.

તીસરી ભિક્ષા લકડી લાના,
ઝાડ-જંગલ કે પાસ ન જાના,
લીલી સૂકી છોડ કે ચેલા!
ભારા લેકે આના. ગુરુને.

ચૌથી ભિક્ષા અગની લાના,
લોહ ચકમક કે પાસ ન જાના,
ઉનકી ચિંતા છોડ કે ચેલા!
ધકધકતી લેકે આના. ગુરુને.

કહેત કબીર સુનો ભાઈ સાધુ:
યે પદ હૈ નિરબાના,
યે પદકી કોઈ ભિક્ષા લાવે,
વો હી ચતુરસુજાના.
ગુરુને મંગાઈ ભિક્ષારે,
ચેલા! ઝોલી ભરકે લાના.

કબીર

કબીર એ ભારતનો પ્રભાવાત્મક ક્ષમતા ધરાવતો સત્ત્વવંત કવિ છે. મધ્યકાલીન સંતપરંપરાના આ સૂફી કવિના અવાજ અને અંદાજની અસર મધ્યકાલીન કવિતામાં ખૂબ પ્રબળ છે. કબીર જેટલા સમાજથી, વ્યવહારથી, વ્યવસાયથી વિરક્ત છે એટલા જ સમાજ અને જનસમૂહ સાથે ઓતપ્રોત છે, સમરસ છે. પોતાના વિચારો પોતાની કૃતિઓ દ્વારા, પદો દ્વારા ભાવકના મર્મસ્થાને પહોંચી માનસિક, વૈચારિક અને ચૈતસિક જડતા પર કુઠારાઘાત કરતા મહા સમર્થ મરમી કબીરની કૃતિઓમાં સરળતાથી, સહજતાથી કહેવાયેલ સત્ત્વ – સત્ય આજે પણ કાવ્ય-અભ્યાસુ, કાવ્ય-જિજ્ઞાસુ – ભાવક, વિવેચક કે કવિઓ માટે પ્રેરક અને સંશોધનરૂપ બનેલ છે.

રખે કોઈ કબીરનાં પદોને કેવળ સ્થૂળ ભજન માની બેસવાની ભૂલ કરે. વિશ્વકવિતાની કક્ષાએ નોંધ લેવાય તેવાં કવિતાતત્ત્વોથી – સત્ત્વોથી

ભરપૂર કૃતિઓ કબીરે આપણને આપી છે. અને એટલે જ કબીર આજે પણ એટલા જ જનમાન્ય રહ્યા છે, જેટલા મધ્યકાલીન યુગમાં હતા. પૂર્ણ કવિતા એ દુર્લભ પદારથ છે. અને એ દુર્લભ પદારથ કબીર પાસેથી સહજ અને સતત ભારતીય કવિતાને મળ્યો છે. કવિ કબીરે પોતાની કૃતિઓમાં જ્ઞાનની, ભક્તિની વાતો કાવ્ય-સૌંદર્યનાં બધાં તત્ત્વોના તાણાવાણાને અનેરા કસબથી ગૂંથીને કરી છે. કેટલીક કૃતિઓ વિવેચકોને ન ગમે તે ભાવકોને, જનસમૂહને ગમે; અને ભાવકોને, જનસમૂહને ગમતી કૃતિઓ વિવેચકોને ન ગમે. એવું બને છે છતાં કબીરની રચના પરત્વે એટલું જ કહેવાનું કે કબીરસાહેબની કૃતિઓ ભાવકો અને વિવેચકોમાં આદર પામી છે, જે એક વિરલ સંજોગ છે.

પ્રસ્તુત કૃતિ "યે પદ હે નિરબાના" કબીર સાહેબની અન્ય કૃતિઓની માફક, અન્ય પદોની માફક ગુરુપરંપરાની પ્રબળ બાનીમાં એક વિલક્ષણ, એક વિચક્ષણ સંવાદ દ્વારા રજૂ થાય છે. ઉપલક નજરે વિચિત્રતાથી, અશક્યતાથી ભરપૂર આ પદ ન સમજાય તેવું કઠિન છે. છતાં પણ સમજવામાં એટલું જ સરળ છે, કારણ કે આ જ્ઞાનની વાતો કબીરસાહેબને જ્ઞાનીઓને, વિદ્વાનોને, ભક્તોને નથી કહેવી. કબીરને આ વાત કહેવી છે, સમજાવવી છે સામાન્ય જનસમૂહને. એટલે તો એ ગૂઢ વાત અત્યંત સૂક્ષ્મતાથી, સાવચેતીથી સમજાવે છે.

સ્થૂળ રીતે પ્રસ્તુત પદ ગુરુનો આદેશ પદ-શિષ્ય દ્વારા નવાસવા શિષ્યને – ચેલાને કહેતો હોય, સમજાવતો હોય તેવું લાગે છે. અને આમ જોવા જઈએ તો કબીરસાહેબ એ ગુરુના પદ-શિષ્યના રૂપે કહે છે તે પણ વાજબી છે સામાન્ય રીતે માધુકરી માટે, ભિક્ષા માટે ગુરુ શિષ્યને આદેશ આપે કે "ચેલા તુમ ગાવ મેં જાકર આટા માંગ કર લાઓ, ઉસકી રોટી પકાઓ. ઔર પેટકી ક્ષુધા મિટાઓ." ભિક્ષામાં લોટ માગી લાવી રોટી બનાવીને ખાવાના આદેશ આપવા જેવી સામાન્ય ઘટનાને મરમી કબીર બહુ કુશળતાથી એક ગૂઢ અર્થમાં, એક ગહન મુદ્દામાં, એક અકળ સંકેતમાં પલટાવી દે છે. ધર્મપ્રચાર કે આત્મકલ્યાણ અર્થે ભ્રમણ કરતા સાધુ-સંત પેટને તૃપ્ત કરવા નહીં પણ દેહ ટકાવવા જોઈતા આહાર જેટલી જરૂરિયાત જેવી સામાન્ય પ્રસંગે થતા સાદા સંવાદના ભાવતંતુને સાંકળી કબીર સહજ અને સરળ રીતે ભારેમાં ભારે, ગહનમાં ગહન, ગૂઢમાં ગૂઢ વાત કહી જાય છે, સમજાવી જાય છે. આ આદેશના સંદર્ભો, સંકેતો અને તેના અર્થના મર્મ સુધી, તળ સુધી પહોંચવાનો પ્રયત્ન કરીએ.

ગુરુની શરતો કેવી આકરી છે? ભિક્ષા થોડી-ઘણી નહીં પણ ઝોળી ભરીને લાવવાની છે. સામાન્ય રીતે તો બે કે ત્રણ સાધુઓ માટે ઝોળી લોટની જરૂર નથી હોતી. પણ અહીં "ઝોલી ભરકે લાના" અગત્યનો આદેશ છે. ખાલી ઝોલી નહીં, અડધી ઝોલી નહીં--પણ ઝોલી ભરીને ભિક્ષા લાવવાનો આદેશ છે. વળી, જે આટો લાવવાનો છે તે ભાઈ-બહેન કે

સગાં-સંબંધીઓ પાસેથી નથી લાવવાનો. લોટ લાવ્યા પછીનું પાણી કૂવા-સરોવરનું નથી લાવવાનું. રોટી શેકવા જોઈતાં લાકડાં પણ ઝાડ-જંગલમાંથી નથી લાવવાનાં, અગ્નિ પણ લોહ ચકમક ઘસીને નથી પેદા કરવાનો. આવી બધી દુષ્કર, આકરી અને અશક્ય શરતોથી નવા ચેલાની જેમ આપણને બધાંને અચરજ થાય કે એવો તે કેવો લોટ, કેવું પાણી, કેવાં લાકડાં, કેવો અગ્નિ ગુરુ મંગાવે છે જે મળવા સ્થાને મળવા છતાં લાવવાનો નિષેધ કરવામાં આવે છે? શું આ સિવાય આ બધી વસ્તુઓ બીજેથી મળી શકે તેમ છે ખરી? અને મળે તો તે ક્યાંથી મળશે? આ મારી જ્ઞાનની કસોટી થાય છે કે શું? આ લોટ તે ફક્ત લોટ હશે કે બીજું કૈં? પાણી, લાકડાં, અગ્નિ વગેરે તત્ત્વોમાં પણ કૈં ગૂઢ રહસ્ય રજૂ થાય છે. તો આવી અશક્ય, અસંભવિત વાત કબીર જેવા જ્ઞાની મરમી ગુરુના આદેશ દ્વારા કહે તો કંઈક સત્ત્વ, કંઈક રહસ્ય તો આ પદમાં આવતા આદેશમાં રહેલું હશે જ. આ રહસ્ય શું છે? ક્યાં છે? તે એક એક અંતરો લઈ તપાસીએ. કદાચ આપણે પણ કબીરસાહેબના મોઘમ કૌતુકભર્યા માર્મિક હાર્દને પામી શકીએ.

પદના પ્રથમ અંતરાથી કાવ્યનો ઉપાડ થાય છે, ઉઘાડ થાય છે :

"ગુરુને મંગાઈ ભિક્ષા રે,
ચેલા ઝોલી ભરકે લાના."

અહીં "ગુરુ", "ચેલા" અને "ઝોલી ભરકે ભિક્ષા લાના" આ ત્રણ વસ્તુ માત્ર અંતરામાં જ નહીં, સમગ્ર પદમાં ખાસ અગત્ય ધરાવે છે. અને તેથી જ દરેક અંતરાને અંતે ધ્રુવ પંક્તિરૂપે સતત પુનરાવર્તિત થાય છે, ઘનીભૂત થાય છે કે

"ચેલા ઝોલી ભરકે લાના
ગુરુને મંગાઈ ભિક્ષા રે."

હવે પ્રશ્ન છે કે અહીં ગુરુ કોણ છે? ચેલો કોણ છે? અને "ઝોલી ભરકે લાના" આદેશનો અર્થ શો?

સમર્થતા ચીલે ચાલવામાં નહીં, ચીલો ચાતરી ચાલવામાં છે. વાત ખુલ્લી કહે તે કવિ શાનો? અને આ તો પાછા પરમ જ્ઞાની, મરમી, સૂફી સંત કબીરસાહેબ! ગૂઢ વાત સરળ રીતે કહે અને સરળ વાતને ગૂઢ બનાવે. ચાલો, પ્રથમ ગુરુને ઓળખીએ. અહીં ગુરુ છે પરમાત્મા અને ચેલો છે દેહ ધારણ કરી જગત પર જન્મ લેતો પ્રત્યેક જીવ, પ્રત્યેક આત્મા – જે પરમાત્માનો સૂક્ષ્મ અંશ છે તે. પરમાત્મા આત્માને જે ઝોલી ભરી લાવવાનું કહે છે તે ઝોલી તેના જન્મથી મૃત્યુ સુધીનાં કર્મોની ઝોલી.

કબીર સાહેબ પરમ તત્ત્વ પરમાત્માનો આદેશ, પ્રત્યેક જન્મ લેતા જીવને, આત્માને સંબોધીને કહે છે કે 'ચેલા! તારા ગુરુએ તને આદેશ આપેલો કદાચ તને યાદ નહીં હોય. લે, હું તને ફરીથી કહું છું. તું જ્યારે પરમાત્મા પાસે જાય ત્યારે તું તારી ઝોલી ભરી જજે. ખાલી ઝોલી લઈ જતો નહીં અને માગેલી ખાસ ભિક્ષા જ લઈ જજે. નિરર્થક ચીજવસ્તુઓ લઈ જતો નહીં.'

હવે ભિક્ષામાં મંગાવેલી વસ્તુઓની વિગત તપાસીએ.

પ્રથમ છે આટો / લોટ. તે છે ભક્તિરૂપી આટો. સંસારમાં રહીને સંસારમાંથી ન મળે તેવો ભક્તિરૂપી લોટ. જીવનરૂપી તુંબામાં (તુંબડામાં) પ્રેમરસનું, જ્ઞાનરસનું પાણી ભરવાનું. સત્કર્મોરૂપી ઇંધણ–લાકડાં અને તપરૂપી અગ્નિ. તપરૂપી સતત ધખધખતો અગ્નિ લાવજે. અહીંથી ખાલી ઝોલી લઈને તું જાય છે તો હે આત્મા ! તું તારી ઝોલીને ભક્તિથી, પ્રેમ અને જ્ઞાનથી, સત્કર્મોથી અને તપથી ભરી લાવજે.

ભક્તિના લોટની, જ્ઞાન અને પ્રેમના પાણીથી કણક બાંધી; સત્કર્મોના ઇંધણથી, તપના અગ્નિથી જે રોટી બનશે તેનાથી તારા એક ટંકની નહીં, એક દિવસની નહીં, એક જન્મની નહીં પણ ભવોભવની ભૂખ ભાગશે. ચેલા ! હું તારો ગુરુ. મારો આદેશ માનીને તું મેં કહેલી ભિક્ષા લાવે અને તારી હું ભવભવની ભૂખ ન ભાગું તો હું ગુરુ શાનો ? હે જીવ ! તું મારો જ છે. મારો જ અંશ છે. તારો મોક્ષ, તારો ઉદ્ધાર મારા આદેશપાલનમાં છે. અને તે આદેશપાલન એ જ તારા જન્મ અને જીવનનું સાફલ્ય.

છેલ્લા અંતરામાં હવે કબીરનો પોતાનો અવાજ આપણને સંભળાય છે. જ્ઞાનમાર્ગનો મરમી કવિ ભક્તિમાર્ગે કેવી સહજતાથી અને સરળતાથી જીવને—આત્માને, પરમાત્મા સુધી પહોંચાડી દે છે ! અને કબીરસાહેબ તો ખુદ કહે છે કે હે સાધુ પુરુષ ! આ પદમાં દર્શાવેલ ભિક્ષાનો અર્થ-મર્મ સમજે તે નર પણ ચતુર સુજાણ. જો આ અર્થને સમજનારનું કબીર આટલું માન–સન્માન કરતા હોય તો, સમજીને આવી ભિક્ષા લઈ જનાર વિશે કબીરસાહેબ શું કહેત ?

માટે જ કબીરને સાહેબ કહ્યા છે. તેમની અન્ય કૃતિઓ આવા જ સંદર્ભો, સંકેતો, ગૂઢાર્થો લઈને આવે છે. પેલું "ચદરીયા ઝીની રે ઝીની રે, રામનામ રસભીની ચદરીયા" યાદ આવે છે ને ?

કબીરસાહેબના કવિકર્મની સિદ્ધિ બીજી એ કે આ કાવ્ય વ્યંગ્યાત્મક ક્યાં ય બનતું નથી, ઉપદેશાત્મક ક્યાંય બનતું નથી. ક્યાંય વાણીવિલાસ નજરે નથી ચડતાં. સાવ સાદી રીતે, સહજ રીતે, સરળ રીતે છતાં ખૂબ ગહન ખૂબ ગૂઢ અર્થપૂર્ણ આ પદ સંપૂર્ણ કવિતારૂપે મળ્યું છે. એક અનન્ય અર્થબોધ કરાવતું, દિશાબોધ કરાવતું પદ એ પૂર્ણ કવિતારૂપે કબીરબાનીમાં વાંચવા-આસ્વાદવા મળે, અને આટલાં વરસો પછી પણ કબીરની કૃતિઓ આનંદ આપી શકે તે જ કાવ્ય અને કવિની પૂર્ણ કક્ષા.

ખરેખર કબીર એ વૈશ્વિક કવિતાને મળેલું ચીંથરેવીંટયું રતન છે.



# આંતર પરિવેશમાં પ્રવેશતી કવિતા

હરીશ વટાવવાળા

[ 'ત્રિજ્યા', કવિ દાન વાઘેલા, પ્રકાશક : નીતિ પ્રકાશન, નારી રોડ, કુંભારવાડા, ભાવનગર-૩૬૪૦૦૬ ]

કવિ શબ્દ દ્વારા એનાં હૃદયનાં આંતરવલયોને પામવા મથતો રહે છે. કવિ શબ્દને હોઠ પછી હોઠે અને કાન પછી કાને લઈ જનારો શબ્દવાહક ઋષિ છે. કવિ શબ્દપુષ્પોની પાંખડીઓને સરસ રીતે ગોઠવીને ગુચ્છ રચે છે. પછી તે ગુચ્છમાંથી સુગંધ પ્રસરે કે ન પ્રસરે, પરન્તુ શબ્દગુચ્છ રચવાતોડવાની મથામણ સતત તેના ચિત્તતંત્રમાં રમ્યા કરે છે, એ રટણમાંથી કવિતા શબ્દદેહે કાગળ પર અવતરે છે.

કવિનાં પોતાનાં આગવાં મૂલ્યો હોય છે, કોઈના મૂલ્યો સ્વીકારીને તે ચાલતો નથી. જે અન્યનાં મૂલ્યો સ્વીકારીને કવિકર્મ કરે છે, તે કવિ નહિ પરન્તુ મુરબ્બી બ. ક. ઠાકોરે કહ્યું છે તેમ 'કવિડાં' છે. કવિ તો ચીલો ચાતરવાનું કામ કરે છે. મરજીવાની જેમ કવિ શબ્દમોતી શોધવા માટે તેના આંતર પરિવેશમાં ડૂબકી મારે છે, પછી ભલે તેને શબ્દમોતી મળે કે ન મળે, પરન્તુ સતત તે ચિંતનશીલ રહ્યા કરે છે. તેને શ્રદ્ધા છે કે તે શબ્દમોતી જરૂર મેળવી શકશે. કેટલાકને એ મળે છે, તે ન્યાલ થઈ જાય છે. તેથી જ કવિ સતત આત્મખોજ કરતો રહેતો હશે. કવિ આવતીકાલને જુએ છે. એટલે જ કવિને આર્ષદ્રષ્ટા કહ્યો હશે. કવિનો શબ્દ (મોતીકો) દિશાઓને વીંધી જાય છે.

મુરબ્બી જયન્ત પાઠક અને હું તા. ૨૮/૨૯-૨-'૮૮એ 'અક્ષરા'ના બે દિવસીય સાહિત્ય સત્રમાં વડોદરા મળ્યા ત્યારે તેમણે કહેલું વાક્ય યાદ રહી જાય તેવું છે, 'આપણે તો કવિતાની આરાધના કરવાની છે, કવિતા કદાચ આ જન્મે ન પણ મળે.' ત્યારે થયેલું કે કવિતા પામવાનો આ તેમનો કેટલામો જન્મ હશે! એટલે મારું માનવું દૃઢ થાય છે કે કવિ કોઈ પૂર્વજન્મના સંસ્કારોને કારણે થઈ શકાય.

કાવ્યસર્જન એ એક પ્રકારની ગંભીર પ્રવૃત્તિ છે. કવિતાપ્રક્રિયામાં આંતરદૃષ્ટિએ કરેલા અનુભવો અને બાહ્ય દૃષ્ટિએ કરેલા નિરીક્ષણની ગતિ આત્મલક્ષિતા તરફથી પરલક્ષિતા તરફ લઈ જાય છે. શ્રી દાન વાઘેલાની કવિતાપ્રવૃત્તિ સતત વિકસતી રહી છે, વિસ્તરતી રહી છે. તે તેમના કાવ્યસંગ્રહ 'ત્રિજ્યા'માં આલેખાયેલ ગીત, ગઝલ, સૉનેટ દ્વારા જાણી શકાય છે. તેમની પરંપરાથી પ્રયોગ તરફની યાત્રા સફળ થઈ છે કે કેમ તે તો કાળ તેનાં લેખાંજોખાં કરશે, પણ હાલના તબક્કે તેમણે કરેલાં ગીતો-

માં પ્રયોગ, નવાં નવાં પ્રતીક-કલ્પનોનો વિનિયોગ, અભિનવસર્જકતા, ભાવસાતત્ય, લયમાધુર્ય વગેરે ભાતીગળ મુદ્રાઓ જોવા મળે છે. આ કવિ કોઈ એક જ પરિવેશમાં જીવનારો કવિ નથી. નિત્યનૂતન રહેનારો કવિ છે. કવિની કલ્પનાશક્તિ અને સર્ગશક્તિ સબળ અને સફળ રીતે ઝગે છે.

કવિ દાન વાઘેલાની કવિતાઓ તપાસતાં તેમનાં ગીતોમાં પ્રણય, પ્રકૃતિ, પુરાકલ્પન અને સાંપ્રતનાં દર્શન થાય છે. કોઈક એક જ પરિવેશમાં, કલ્પનમાં, લયમાં આ કવિ બદ્ધ થતો નથી. એની લયબદ્ધ સુરેખ ભાષાઆકૃતિ, ભાષાનો પ્રયોગ ચેતનાને શાંતિ આપનારો બન્યો છે. ઉમાશંકર જોશીએ કહ્યું છે તેમ, 'સહજબોધપૂર્વક કવિ દ્વારા થતો ભાષાનો સૌન્દર્યલક્ષી પ્રયોગ' છે.

'ત્રિજ્યા' કાવ્યસંગ્રહમાં કવિએ ૨૭ ગીત, ૧૭ ગઝલ અને ૭ સૉનેટ આપ્યાં છે ગીતોમાં તેમની પ્રયોગલક્ષિતા ધ્યાનાર્હ બની છે. હૉસ્પિટલ જેવા કવિતામાં વણસ્પર્શ્યા વાતાવરણને તેઓએ 'નર્સને......' અને 'Dr...ને' ઉદ્દેશી લખાયેલ ગીતોમાં સાદશ્ય રીતે ચાક્ષુસ કર્યું છે :

'નાડીના એક એક ધબકારે નર્સ ! કહે
નોંધ્યા છે કેટલાક શ્વાસ ?
શ્વાસોની સીમ સાવ સુક્કાતી જાય
છતાં ટેરવામાં લહેરાતું ઘાસ !
મારા ટેરવામાં લૂમઝૂમ ઘાસ....

કવિએ અહીં (મારી દૃષ્ટિએ) નર્સને 'ઈશ્વર' કલ્પીને એક સુંદર પ્રશ્ન પૂછ્યો છે કે 'કહે નોંધ્યા છે કેટલાક શ્વાસ ?' ઈશ્વરે જેટલા શ્વાસ નોંધ્યા હોય તેટલા જ શ્વાસ લેવાના છે. પછીની પંક્તિમાં તેનો ઉલ્લેખ કરે છે કે 'શ્વાસોની સીમ સાવ સુક્કાતી જાય' એટલે કે મૃત્યુ તરફના પ્રયાણનો ઉલ્લેખ પછી જિજીવિષા 'ટેરવામાં લહેરાતું ઘાસ.' પ્રસ્તુત ગીતમાં કવિએ હૉસ્પિટલપરિવેશનો ભાષાપ્રયોગ કર્યો છે, અંગ્રેજી પદાવલી ધ્યાનાર્હ બને છે.

કવિહૃદય પ્રકૃતિના પરિવેશથી થતી કવિતામાં નવાં નવાં પ્રતીક-કલ્પનોનો વિનિયોગ કરીને પ્રણયભાવની અભિવ્યક્તિ કરે છે. તેમાં પ્રણયની વિફલતા અને વિકલતા વિભિન્ન ભાવમુદ્રાઓમાં પ્રકટ થતાં માત્ર એક જ આયામમાં સીમિત નથી રહેતી. પ્રણયની ગાઢ અનુભૂતિનો ઉલ્લાસ જેમ રસભરતાનો અનુભવ કરાવે છે તેમ પ્રણયવૈફલ્યનો વિષાદ ઘેરી ઉદાસીનતા તરફ લઈ જાય છે.

'કારતક માસે અમને સૈયર !
થરથર લાગી કોઈના પગરવની બીક !
માગશર માસે અમને સૈયર !
મધરાતે સંભળાતી ઘરની પછીત કેરી છીંક !

આ કાવ્ય વાંચતાં યાદ આવે છે 'બારમાસી કાવ્ય' ઈ. સ. ૧૨૬૯ આસપાસ જૈન મુનિ વિનયચંદજીએ તેમના કાવ્ય 'નેમિનાથ ચતુષ્પદિકા' નામ આપીને, નેમિનાથ પાછળ પ્રેમની જોગણ બનેલી રાજલદેવીના વિરહના મહિના લખ્યા છે. તેમની લખેલી 'ચતુષ્પદિકા' ગુજ-

તેમની ગઝલોના કેટલાક શેઅર ગઝલતાજગી જરૂર આપે છે.

'ફેણને ચીતરું કે ફૂ-ને ચીતરું ?
સાપ શબ્દોનો છે શું-ને ચીતરું ?

(પૃષ્ઠ ૩૦)માં રહેલો કવિનો આક્રોશ, ભય, સંશય, દ્વિધા સુપેરે તાજગીભર્યા સાપ, ફેણ, ફૂ શબ્દકલ્પનો દ્વારા માણી શકાય છે. તો –

'લ્યો, કવચ કુંડળ ? સમયના કર્ણને પણ
મારો !

રથ ઢળે તો આંગળી છે મુખમાં મૂકેલી ! –
માં કવિએ પુરાકલ્પન-myth-યોજીને ગઝલ સિદ્ધ કરી છે.

'આંખને પણ શ્વેત-કાળી જેલ, ને-
આંસુના પરદા મળ્યા હોવા વિશે.'

'શ્વેત-કાળી જેલ' અને 'આંસુના પરદા'-માં રહેલો અદ્યતન ગઝલમિજાજ સ્પષ્ટ તરી આવે છે.

'પરખીડિયાં ખેંચે ભલે પોપટ અને ચકલી,
જન્માક્ષરો બાજી બધી જીતી ગયેલા છે !'

'છઠ્ઠી'ના દિવસે વિધાતાએ જે લેખ લખ્યા, જન્માક્ષર પાડયા તે પછી ભાવિને કોઈ જ મિથ્યા કરતું નથી, પછી ભલે કોઈ જ્યોતિષ પિંજરામાં પુરાએલી ચકલી કે પોપટ દ્વારા પરખીડિયું ખેંચાવીને આપણું ભૂત, ભાવિ, વર્તમાનનું કથન સિદ્ધ કરવા પ્રયત્ન કરે પણ તે બધું મિથ્યા છે એવો ધ્વનિ તેમની 'જ્યોતિષ ગઝલ'માંથી આપણને સંભળાય છે.

'ત્રિજ્યા'ની ગઝલો તપાસતાં કેટલાક પ્રયોગ નજરે ચઢયા છે. 'દ્વિપદી ગઝલ', 'જ્યોતિષ ગઝલ', 'પૌરાણિક ગઝલ', અતીતની ગઝલ 'ક્રોસ ખોડીને', પ્રણય અને પ્રકૃતિની ગઝલ. આમ ગીતની જેમ ગઝલમાં પણ તેઓ વિષય-વૈવિધ્ય લઈ આવ્યા છે, પરન્તુ ગીતમાં તેઓ જેટલા પ્રયોગપ્રવૃત્ત રહ્યા છે તેટલા ગઝલમાં નથી. એટલે કહેવાનું મન થાય કે ગઝલ તેમની નજીક આવી નથી.

'લાંબી સફર' અને 'વળગણ'– આ બે ગઝલમાં છંદ લંગડાય છે. 'લાંબી સફર' એ 'બહરે રજઝ મુસમ્મન સાલિમ' છંદમાં લખાયેલી 'ગાગાલગા'ના ચાર આવર્તનવાળી ચાર શેઅરની ગઝલ છે. શરૂઆતના ત્રણ શેઅરમાં છંદ જળવાયો છે. છેલ્લા શેઅરના બીજા મિસરામાં 'તો' અને 'રે'ને લઘુ તરીકે કવિએ ગણ્યા છે, જેથી લય જોખમાય છે. જુઓ –

'ક્યારેક કોઈ ચીસ પેટીપેક મળતી હોય છે !
અફવા મળે સિરિયસ, તો ધીરે ધીરે હાંકો
વાત ને !'

'વળગણ' ગઝલ, 'બહરે રમલ મુસમ્મન મહઝૂફ' છંદમાં લખાયેલી 'ગાલગાગા'ના ચાર આવર્તનવાળી ગઝલ છે. તેનો બીજો શેઅર તપાસીએ –

'જિન્દગીભર એક લાલચ હરપળે ખખેરતી–
શબરી આજે પણ મળ્યું ના બોર એઠું
રામનું !'

કવિ છંદ પ્રત્યે સભાન હોવા છતાં પણ શેઅરના બીજા મિસરામાં 'શબરી' શબ્દ

મૂકવા માટે છંદભાન ભૂલી ગયા છે. તેમાં 'શબ'-ને ગુરુ ગણી 'રી'ને લઘુ ગણ્યો છે, પરન્તુ 'રી' એ સ્વયં ગુરુ છે જેથી લઘુ ન થઈ શકે. મિસરાના ઉપાડમાં 'શબ્રી' એમ બોલાય છે જેથી ગઝલ જોખમાય છે. બીજી તરફ એ જ ગઝલનો ત્રીજો શેઅર ઊઘડતા સવાર જેવી તાજ-ગી લઈ આવે છે. અને સંધ્યા સમયની ગોરજ માટીફોરમ આપણી ઘ્રાણેન્દ્રિયને સતેજ કરે છે. એક તાજોમાજો શેઅર.

'ટેકરીની ધૂળ ઉડાડી,
ચોતરફથી ગામમાં—
કોણ હાંકી જાય છે
આ ધણુ અફૂરી શામનું'।'

ગઝલ 'વટનો કટકો'ના મકતાનો શેઅર –

'શબ્દને પણ ટાઢ–તડકો હોય છે।
અર્થ નામે હિમ ભડકો હોય છે!'

એટલો જ તાજગી લઈ આવતો શેઅર છે.

તેમની ગઝલો તપાસતાં 'રમલ' અને 'રજ-ઝ' છંદ તેમને હૃદ્ય હોય તેમ જણાય છે. સ્વરૂપની દૃષ્ટિએ અને ગણની દૃષ્ટિએ રજઝ અને હઝજ છંદ સ્વરૂપે સરખા છે. પણ રજ-ઝમાં મુસ્તફ્ઇલુન અને રઝજમાં મફાઈલુન ગણમાંથી બન્યા છે. તેથી હજઝ છંદનું વિશેષ નામ મખબૂત અને હઝજ છંદને મકબુઝ વિશેષ નામ મળે છે. જેને અરુઝનું ગ્નાન ન હોય તે આ છંદમાં અટવાઈ જાય છે. હઝજ અને રમલ છંદ ગુજરાતી ગઝલોમાં વિશેષ પ્રયો-જાતા જોવા મળે છે. રમણ છંદમાં ગઝલ લખવી ખૂબ જ સહજ અને સરળ છે, પરંતુ ગઝલને પામવી એટલી જ અઘરી છે.

ટેપ, કેસેટ, વાલિયો શબ્દો દાન વાઘેલાની કવિતામાં પુનરોક્ત થયા છે. 'પૌરાણિક ગઝલ'-માં ઉક્તિનાવીન્ય નજરાય છે

'છે 'નરો વા કુંજરો વા'
અર્થ-અવઢવ યુદ્ધો;
ધર્મરાજાએ શબ્દની પાસબુક કાઢેલી?'

પ્રસ્તુત શેઅરમાં આ બાજુ પહેલા મિસરા-માં પુરાકલ્પન 'નરો વા કુંજરો વા'ની 'મહા-ભારત' યુધિષ્ઠિરોક્તિ અને સામે છેડે "શબ્દની પાસબુક' જેવા અંગ્રેજી વ્યત્યય શબ્દનાવીન્ય નવીનતમ ગઝલના પરિપ્રેક્ષ્યમાં બરાબર રીતે આરૂઢ થાય છે.

કવિ દાન વાઘેલા ગઝલમાં પોતીકો અવાજ લઈને રણકે અને તે આકાર સાકાર કરવા ગઝલમાં તેઓ સતત પ્રવૃત્ત રહેશે તેવી આશા અસ્થાને તો નથી જ. આ યુવાન કવિ પાસે હજી પણ બળુકી ગઝલો પ્રાપ્ત થશે તેવી આશા-નું તોરણ ગઝલદ્વારે બાંધવાનું મન થાય છે.

પરન્તુ ડૉ. પ્રવીણ દરજી કહે છે તેમ, 'ગુજ-રાતીમાં આજે કોડીબંધ કવિઓ જાતજાતની કવિતાઓ લખે છે, પણ એ બધામાં એમના અવાજને તારવી શકાય, એમનો લય પકડી શકાય એવા કવિઓ કેટલા?' શ્રી દાન વાઘેલા-નો પોતીકો અવાજ અને લયની સૂઝ તેમની કવિતામાં પકડી શકાય છે. □

રાતી ભાષાનું સર્વ પ્રથમ 'ઋતુકાવ્ય' અથવા 'બારમાસી કાવ્ય' ગણાય છે. એમના કાવ્યની બે પંક્તિ અર્થ સાથે રજૂ કરું છું – (અર્થ ભાયાણીસાહેબે કરેલો છે.)

'શ્રવણિ સરવણિ કડુય મેહુ ગજ્જઇ
વિરહિ ઝિઝ્ઝઇ દેહુ;
વિજ્જુ ઝમકઇ રક્ખસિ જેવ,
નેમિહિ વિણુ સહિ ? સહિયઇ કેમ ?'

અર્થાત્

'શ્રાવણે સરનડે કટુ મેહ ગાજે,
વિરહે થાયે છે ક્ષીણ દેહ,
વીજ ઝબૂકે રાક્ષસી જેમ,
નેમિ વિણ સખી સહિયે કેમ ?'
('ગુજરાતી પ્રણયોર્મિ કવિતા'માંથી)

કવિ દાન વાઘેલાનું 'અમને સૈયર !' પણ 'બારમાસી' પ્રણયોર્મિ ઋતુકાવ્ય છે. તેમાં રહેલું શબ્દનાવીન્ય તપાસીએ :

'અષાઢ માસે અમને સૈયર !
ભીતર ભીંજવના કોઈની થાપણના ઉચ્છ્વાસ !
શ્રાવણ માસે અમને સૈયર !
શબ્દ–શબ્દમાં ઉમટે કોઈની
યાદ ભરેલા રાસ !

ઈ. સ. ૧૫૧૮ આસપાસ ભરૂચ જિલ્લાના આમોદ ગામમાં થઈ ગયેલા કવિ ગણપતિએ પણ 'બારમાસી' શૃંગારિક કાવ્યો લખેલાં છે.

પરન્તુ પરમ્પરામાં રહીને પણ કવિ દાન વાઘેલાએ તેમના બારમાસી પ્રણયોર્મિ કાવ્ય 'અમને સૈયર !'માં મીઠી મીઠી યાદ ઝરૂખે ઝૂલતા 'યામાં કોઈની નામની શાખ' ફૂટે છે અને ભીતર ભીતર કોઈની (પ્રેમીની) આપેલી થાપણના ઉચ્છ્વાસ ટળવળે છે. ત્યારે માટીની જેમ ભીંજાઈને પીગળવાનું મન થાય છે. 'કોઈની' શબ્દ વડે કવિએ પ્રેમીનો મલાજો રાખીને ગીતને વધુ લાઘવયુક્ત બનાવ્યું છે.

આપણી સંસ્કૃત કવિતાના આદ્યપિતા વાલ્મિકીના પૂર્વસંસ્કારોને ધ્વનિત કરતું ગીત 'લૂંટાયો વાલિયો'માં કવિએ આંખ, કાન, જીભ, સ્પર્શ જેવાં ઇન્દ્રિયવ્યત્યય કલ્પનો પ્રયોજીને એક જ સંવેદનસૂત્રે ગૂંથીને Juxtapose દ્વારા કવિએ ગીતને વધુ ભાવાત્મક–emotional–બનાવ્યું છે. તેમજ ગીતમાં નાટકની સંવાદભાષાનો અને કૌંસનો સ્વગતમાં બોલાતી નાટ્યભાષાનો પ્રયોગ કર્યો છે. જુઓ –

'આંખ કાન ને જીભ,
સ્પર્શથી શ્વાસ સમૂળો ફરાર –
લૂંટાયો વાલિયો !
જંગલ, કેડી, ત્રાડ–ધાડમાં ધરબીને એકતાર –
લૂંટાયો વાલિયો !
આંખ, કાન ને....
એઈ....કોણ છો ? ક્યાંથી આવ્યો ?
શું જાવું ? શું ભેસ લાવ્યો ?
(કયા સંબંધે ધાડ પાડી ને
કયા ભવમાં વિશેષ ફાવ્યો ?)

'હબ્બો હબ્બો પડછાયો !', 'ત્રણ અનુસ્યૂત રચના', 'લાંબુંલય ગીત', 'વિરહિણી બારવણનું કોરસ'માં શબ્દનાવીન્ય અને પ્રલંબ લય પ્રયોજી ગીતની તાજપ લઈ આવે છે. 'વિર-

હિણી ખારવણ 'માં દરિયાઈ ગીતની ધ્વનિગત' 'અંતર્ગત '-Phonic Content-અને લયગત અંતર્ગત – rhythmic content – ની પ્રાસયોજના કર્ણપ્રિય બને છે. તેમજ 'અડવી હેવાતણુ', 'લાંબુંલય ગીત', 'હમ્બો હમ્બો પડછાયો' વગેરેમાં સોરઠાના અને દુહાના નોંધપાત્ર પ્રયોગ થયેલો છે.

'ત્રણ અનુસ્યૂત રચના 'ની પ્રથમ રચનામાં–

'વગડે પણ પીધો છે ઢોલ ખૂંગિયો ન તોય હજુ
પાંદ બધાં ઐયાશે ઝૂલતાં !
તરણાં પણ તોરીલા તડકા ઉડાડે ત્યાં
કાંગરાઓ કહુ બા ઘૂંટતા !

'ઝૂલતાં' અને 'ઘૂંટતા 'ની પ્રાસયોજના, 'તરણાં પણ તોરીલા તડકા ઉડાડે 'માં તરણાંની દૃશ્ય મુદ્રા – graphic gesture – ઉપસાવી છે અને 'ઉડાડે' ક્રિયાપદ દ્વારા તડકાનાં વેરાઈ જવાની ક્રિયાને દૃશ્યાત્મકભાવ-graphic emotion-મૂર્ત કરે છે. તેમજ 'માણારાજ' અને 'ભડંકાખોળ માણારાજ' બંને લગ્નશૈલીનાં ગીતો છે. 'હું તેં વાલિયો' અને 'લૂંટાયો વાલિયો 'માં ભાવનું સાતત્ય છે 'જટાયુદ્ધ ગીત 'માં પુરાકલ્પન-Myth – યોજીને સાંપ્રત સાથે તાલમેલ જોડે છે તો 'અડવી હેવાતણુ'-માં જનપદી ભાષાશૈલી ગ્રોજી ગ્રામીણ અનુભૂતિને યોગ્ય રીતે આલેખીને તળપદો પરિવેશ ચાક્ષુસ કરે છે.

કવિ દાન વાઘેલાએ તેમના કાવ્યસંગ્રહમાં , ગઝલ અને સૅાનેટમાં – હેવાતણુ, પેહારો, ખાર્ય, સોણું, ફોર્ય, કમખાણી કંઠ, ફાંટ, વેણ, ગમાણુ, શિરામણ, ભરોટુ–ખડ, અસરખા, ધખના, બીકાળવી, વળગણી, કોહ જેવી જાનપદી શબ્દાવલી તેમ જ સ્તન, શરીરતિ જેવા ઇન્દ્રિયવ્યત્યય શબ્દો, તેમજ વળપલાંઠી, છેલબટ, ભળકડે, દુ:ખબાણુ જેવી નવ્ય શબ્દાવલી, તેમજ વેણુરવ, પગરવ, રડતી ધરા, ધડામ, દીપકોનો રવ, ટપલી, ધડાકો, ફટાક, ચીસ, ભેરી જેવી ધ્વનિયુક્ત શબ્દાવલીને લાડ લડાવીને વિનિયોજી છે, જેથી તેમની રચનાઓમાં નવો સ્પર્શ અનુભવાય છે.

'ત્રિજ્યા 'નાં ગીત, ગઝલ અને સૅાનેટોમાં શબ્દ–word, અર્થ-sementic, લય-rhythmic અને અવાજ–phonicનું વૈવિધ્ય જોઈ શકાય છે પરન્તુ થોડાંક ગીત અને થોડાંક સૅાનેટમાં પમાય છે તેવી સર્જકતાનો સ્પર્શ/ સર્જકચેતના બાકીની ઘણી રચનાઓમાં વરતાતો નથી. આ બધી રચનાઓમાં નિરૂપિત કલ્પનપ્રતીકોનાં કલાત્મક આભલાભરત આપણને જરૂર આકર્ષે; પરન્તુ એક અખંડ કાવ્યકૃતિ તરીકે આપણા ચિત્તમાં બેસે તે પહેલાં વિખેરાઈ જતી ત્રણી કૃતિઓ અહીં ગ્રંથસ્થ થઈ છે. કેટલીક કૃતિઓમાં સભાનપણે સંમાર્જન થયેલું ચાક્ષુસ થાય છે. આ રચનાઓમાં પ્રબળ આસ્વાદ્ય અંશ અને કવિના હૃદયનો સાચો અસલ રંગ/મિજાજ ઝિલાયો છે. તેથી 'ત્રિજ્યા 'ની કેટલીક રચનાઓ કવિના નવતર ઉન્મેષનો પરિચય આપી રહે છે.

કવિ જેટલા ગીત અને સૅાનેટમાં હેરે છે તેટલા ગઝલમાં સફળ થયા નથી. તેમ છતાં

કાવ્યો

# નવું લવાજમ

છેલ્લા કેટલાક સમયથી મુદ્રણસામગ્રીના ભાવોમાં સતત વધારો થતો રહ્યો હોવા છતાં અમે 'કવિલોક'નું લવાજમ વધાર્યું નહોતું. પરંતુ તાજેતરમાં કાગળના ભાવમાં બેહદ અને છાપકામના ભાવમાં સામાન્ય વધારો થયો છે. આ પરિસ્થિતિમાં 'કવિલોક'ના લવાજમમાં થોડો વધારો કરવો અનિવાર્ય બન્યો છે. સૌ ગ્રાહકો આ વધારાને સહ્ય ગણશે એવી અમારી અપેક્ષા છે.

૧૯૮૯ ઑકટોબરથી 'કવિલોક'નું નવું લવાજમ નીચે પ્રમાણે રહેશે. ગ્રાહકો અને એજન્ટોએ તેની નોંધ લેવા વિનંતી છે.

| | | |
|---|---|---|
| વાર્ષિક લવાજમ | રૂ. | ૪૦-૦૦ |
| આજીવન લવાજમ | રૂ. | ૪૦૦-૦૦ |

પરદેશમાં (હવાઈમાર્ગે) ડૉલર ૧૨ અથવા પાઉન્ડ ૭

લવાજમ બહારગામની બેંકો પરના ચેકથી સ્વીકારાતું નથી. મનીઑર્ડર કે ડ્રાફ્ટથી લવાજમ મોકલવું.

## કવિલોકનાં પ્રકાશનો

### ક્ષમાપ્રાર્થના

કવિલોક ટ્રસ્ટે પ્રકાશિત કરેલાં નીચેના બે ગ્રંથો માટે ખૂબ જ માગ આવે છે; પરન્તુ તે હાલ સ્ટૉકમાં ન હોવાથી પૂરા પાડી શકાતા નથી તે બદલ ક્ષમાપ્રાર્થી છીએ.

૧. સાત મહાકાવ્યો    ૨. પંચમહાકાવ્યો

### ગણતરીની નકલો

નીચેનાં પુસ્તકોની હવે ગણતરીની નકલો જ બાકી છે, તો તે અપ્રાપ્ય બની જાય તે પહેલાં વસાવી લેશો :

૧. ગદ્યકાવ્ય – પાકું પૂઠું, ભારે કાગળ, રૂ. ૨૪–૦૦
(ગુજરાતીમાં ગદ્યકાવ્યને લગતી શાસ્ત્રીય ચર્ચા કરતું પ્રથમ પ્રકાશન, ગદ્યકાવ્યોના નમૂના સાથે)

૨. આપણાં ઋતુકાવ્યો – પાકું પૂઠું, રૂ. ૩૦–૦૦
(મધ્યકાલથી આજસુધીના આપણા નીવડેલા કવિઓનાં વિવિધ ઋતુલક્ષી કાવ્યોનો સંચય)

૩. નવ્ય કવિ શ્રેણી – 'પરંતુ' (વિનોદ જોશી), 'પાર્થિવ' (જગદીશ વ્યાસ), 'જળની આંખે' (યજ્ઞેશ દવે), 'જીભ ઉપરનો ધ્વજ' (પ્રફુલ્લ પંડ્યા), 'અરીસાઘર' (બારીન મહેતા) — નેચરલ શેઈડના ભારે કાગળ પર છપાયેલ આ પ્રત્યેક કાવ્યસંગ્રહની કિંમત માત્ર રૂ. ૭–૦૦

૪. પ્રસંગસપ્તક : (રાજેન્દ્ર શાહનાં સાત સંવાદકાવ્યો) કાચું પૂઠું, રૂ. ૧૫–૦૦

૫. 'આગિયા' : (ધીરુ પરીખનો હાઈકુસંગ્રહ) પાકું પૂઠું, ભારે કાગળ, રૂ. ૧૫–૦૦

૬. 'અંગપચીસી' : (ધીરુ પરીખનો છપ્પાસંગ્રહ) કાચું પૂઠું, રૂ ૮–૦૦

### પ્રાપ્તિસ્થાન

ગ્રંથાગાર : જવાહરલાલ નેહરુ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ–૯
સાહિત્યમિલાપ : ધર્મેન્દ્રસિંહજી કૉલેજ સામે, રાજકોટ–૩૬૦૦૦૧

૨૨૬ વિ. સં. ૨૦૪૫ કવિલોક સપ્ટેમ્બર–ઑક્ટોબર ૧૯૮૯

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितमाविराविर्म एधि ।

## કવિતા વિશે

એના (કવિના) શબ્દની સધ્ધરતા—પ્રમાણભૂતતા (validity) તો એ કાવ્યકૃતિ હોય એમાં છે, પણ સાથે એનું મૂલ્ય (value) પણ ધ્યાનમાં લેવાયા વિના રહેતું નથી...પણ કાવ્ય તરીકેની પ્રમાણભૂતતા અને મૂલ્ય પરસ્પર-વિરોધી વસ્તુઓ નથી... જે કારણો એ કાવ્યની કલાકૃતિ તરીકે 'પ્રમાણભૂતતા' દૃઢ બને છે તેમાં 'મૂલ્ય'નો પણ ફાળો સંભવે છે...બીજી લલિત કળાઓમાં શુદ્ધ કળા સિદ્ધ કરવાનું સંભવિત હશે તેટલું કાવ્યકળામાં નથી. કવિનું માધ્યમ શબ્દ એ સામાજિક નીપજ હોઈ એના અર્થ–અંશમાં સમાજને અનેક બિંદુએ સ્પર્શતો સંદર્ભ પ્રવેશે છે. કવિની જીવનદૃષ્ટિ, કવિની માનવી તરીકેની શ્રદ્ધા—એનો સ્પંદ પણ એ અર્થ-અંશમાં વરતાવાનો...કવિએ નર્યા કાવ્યકલાના ઉપાસક બનવાનું નથી, કેવળ પયગંબર બનવાનું નથી, કદાચ બંને એકીસાથે બનવાનું છે...કાવ્યમાં દર્શન સીધેસીધું નહિ પણ વર્ણનરૂપે—પ્રત્યક્ષીકૃત વસ્તુરૂપે હોય. કાવ્યમાં વિચારોના સ્ફટિકો ન રહેવા પામ્યા હોય, ઊર્મિદ્રવરૂપે એ પ્રસ્તુત થયા હોય... કાવ્યમાં thinking એટલે thinging : વિચારણા એટલે વસ્તુનિર્મિતિ.

ઉમાશંકર જોશી

('કવિની શ્રદ્ધા'માંથી)

## શરદનો તડકો

ઉશનસ્

શરદનો તડકો
ખેતરમાંની ડાંગર જેવો પાકયો
આછો અડધો પીળો પડયો
ઓચિંતાનો આ ધમકયો રે ઘરમાં,
આ ધમકયો રે છેક ભીતરમાં :
ચંપાઈ ગૈ ઊંડેઊંડે અંધારાને આગ અચાનક,
ને આ થાનક
જરી વારમાં ગહ્વર ભરીને
ભપકયો ભડકો !
ત્યાં તો આ શું ? આ શીરે છંછેડ ?
તડકે તો લ્યો, સામી ફેંકી શેઢ
ઓરિયે !
ઓરડામાંહીં કયાંક પડયું છે નક્કી ખુલ્લું દર્પણ,
આમ નહીં તો થાય નહીં રે એ ક્ષણ;
ઓરડે નહીં તો, નહીં તો...
આ સારે અંધારે ખંડિત મન
નક્કી કયાંક પડયો છે ચત્તો
આખો નહીં તો ખંડિત, તરડિત
નાના મરુતો
ખુલ્લો દર્પણકડકો.

## એક રચના

જગદીશ વ્યાસ

ઝૂઝયો સદા ચોગમ એક સાથે,
ને તો ય જ્યારે થઈ હાર મારી
હું આત્મહત્યા કરવા વિચારી,
ઊભો ચડી એક પહાડ માથે.
હું આંખ મીંચી પડતું મૂકું એ
પહેલાં, શિલાની વચમાં ઊગેલું
આંખે ચડયું ફૂલ હસી રહેલું,
ને હું રહ્યો જોઈ ભૂલી બધું યે.

## પર્દા ઊંચકાતાં

ઉશનસ્

પર્દો ગયો સ-ઘન શ્યામલ ઊંચકાઈ,
આવ્યા દિનો નભ અનાવૃત રંગમંચના;
વાયુ ગિલોરી, વરણો દ્યુતિના પ્રપંચના,
દ્યો ને ધરિત્રી ચિરની દ્યુતિ ધૌત કાંઈ !
છે ઊતર્યો ગ્રહનખેતર – ક્ષેત્રભીતરે
ચોમાસુ પાક મબલક; સુરગંગનાં ખળાં !
દાણા દૂધાળ, કણ પુષ્ટ, વિશેષ ઊજળા !
શેઢે પડયું નવરું દાતરડું શ્રમાન્ત, રે
થોડું ઉડુ-લણણીથી ઉટકાયું ઝળૂહળે !
મારે ઘરે ય, વિવરે ય પ્રભાત–ઊજળી
અંધારકોર, થયું જંતુનું જાળું જીવતું
ખૂણે ય ને; ઝગી ઊઠી જૂની ઊન-ગૂંચળી;
આકાશી જંતુ તલ તંતુથી ઊતરે તૃણે
શી ઘાસ-માખી ઝગી ઊઠતી પંખ-લોચને !

## ગયો

જગદીશ વ્યાસ

થોડુંક જોયું, ને ઘણું સમજી ગયો,
હું ગીત ગાતાં અધવચે અટકી ગયો.

આવ્યો અચાનક કયંકથી વંટોળિયો,
ને બાગ આખો રણ મહીં બદલી ગયો.

પૂછો થયું શું આપના ઇન્કારથી,
એકાદ દરિયો તડતડી સળગી ગયો.

કોઈ કહે છે કાલકૂટામૃત હતું,
હું આખરી બુંદે ય જેનું પી ગયો.

ન્હોતો જવાનો ઘર મૂકી હું કયાંય પણ,
ઝંકારતો પગરવ મને ખેંચી ગયો.

## મહાનિશાએ

રાજેન્દ્ર શાહ

દૂર–દૂરને ઊંડાણ ગગનમાં
તારકનો દ્યુતિમય સમૂહ અપાર.
તથાપિ મહાનિશાને અંધકારે,
સમીપ તે અગોચર, લોચન લાચાર.

રહી ક્ષણભર મુજ કર પર
વહી જાય કો તનિક તેજનો તરંગ.
તિમિરે નિગૂઢ વસ્યું કોઈ, જાણે
સ્મેરમુખ, કરી રહ્યું રવહીન વ્યંગ.

પાંપણ ઢળે-ઊઘડે, અકારણ.
સંકેત ન, હોય ને નહોય એવું મન;
ઉદિત જો કિરણ, તો, ક્ષિતિજે ત્યાં
અંકાયેલ રંગસહ એનું વિગલન.

કેવલ કંસારીનો અતંદ્ર રવ
સ્પંદિત કરંત અપરિમેય સંવૃતિ.–
નિવારણ નહીં, કર્ણને વિવર
બાહ્ય ને ભીતર સમ એક હિ તે શ્રુતિ.

---

મહાનિશા : અમાસની મધ્યરાત્રિ.

તનિક તેજનો તરંગ : આગિયો.

કિરણ : (અહીં) વિચાર (મનમાં ઉદય પામેલો વિચાર)

અપરિમેય સંવૃતિ : (અહીં) દિગન્તવ્યાપી અંધકાર

બાહ્ય ને ભીતર સમ એક હિ તે શ્રુતિ : ઝિલ્લિરવ બહારનો–તેવો જ રવ–અનાહત–સતત કર્ણભીતર થતો હોય છે જ. આમ એક હિ તે શ્રુતિ.

## પ્રકૃતિ

મણિલાલ પટેલ

દુઃખનું ઔસડ કાંઈ નથી દિવસો કહો કે પીડ,
મનનાં છે કારણ બધાં પ્રેમ દ્વેષ ને ચીડ.
સમય એહનું નામ છે સમય આપણું શૂળ,
એ જ મેળવે ધૂળમાં વળી બતાવે મૂળ,
પાંદ ખરે ભૂલી રૂડો લીલપનો સહવાસ,
એથી તો ડાળો ભલી મૂકે ના વિશ્વાસ.
રગ રગમાં પથરાઈને સૂરજ કરતો પ્રેમ,
તો પણ રાતે વૃક્ષમાં જાગ્યાં કરતો વ્હેમ.
ફૂલો જેવી આંખ હો ને કરવત જેવા બોલ,
ઓરાં–આઘાં કર્યાં કરે ત્યાં ના મનડું ખોલ.
ડાળે ડાળે ફૂટશે કાલે કુંપળ લાલ,
અંતર પણ વ્હેતું થશે જળને મળશે ઢાળ....

## પ્રેયસી

મણિલાલ પટેલ

કેશભર્યું મસ્તક અને મેઘે આંજી આંખ,
મુખમોડ જોતાં સજન જડને ફૂટે પાંખ.
રોજ ઝરૂખે ઊભીને ઓળે છે એ કેશ,
વળખાતી મોસમ પછી બદલે બારે વેશ.
હિમ–સરોવર આંખડી જોણું અંબુજ શ્વેત,
અંતર નીલુ આભલું હંસ તેજ શું હેત.
એક નજર નીરખ્યું, તરત પામ્યાં ફૂલો આગ,
તરુવર ઊઘડયાં આભમાં પ્રકટ્યા રાતા રાગ.
પગની પાની પણ અડે ધૂળનું કંકુ થાય,
નખશિખ નૂરની પૂતળી કહો કેમ સ્પર્શાય.
સ્હેજ શ્વાસ મૂકે અને મોસમ પામે ગન્ધ,
ઊઘડે અંતર–આગળા બધિર બોબડાબન્ધ.

## વાર્ધક્ય : ડહેલીદીપ

ઉશનસ્

બધા સંબંધોની શિથિલ પડી ગૈ ગાંઠ,
શિયાળુ પર્ણો શા પીળચટ, રહ્યા વૃંત અડીને
ઢીલી મેં પ્રશ્નો પે પકડ પણ, વસ્તુ પકડીને
વળી કાઠી મુઠ્ઠી શિથિલ વરસે સાઠ;

મહા-રાજીનામા સરખી ચીતની વૃત્તિ; ઊખડી
અસ્નિગ્ધા જાણે કે ટિકિટ સરખી દૃષ્ટિ,
પીળાં પોથી-પાનાં જીરણ ત્યમ આ સૃષ્ટિ;
ગયું ઢીલા તંતે ગ્રથિત સઘળું તંત્ર ખખડી;

હું આયુશ્શય્યાએ રુધિરઝર સૂતો છું.
અને અંગેઅંગો ગળીગળી જતાં જોઈ રહું છું,
હું મૃત્યુ પામ્યો છું, પછી જીવનને એમ લહું છું:
હું જાગું છું, જાણે કબરમહીં સૂતો છું;

અવસ્થા આ : દિવો ઉમર પર, આયુ:સદનમાં;
ગયું તે તો દેખું, વળી નિરખું આછું મરણમાં.

## સમયનું શિલ્પ

કરસનદાસ લુહાર

બન્ધ ને ખૂલ્લું સતત આ દ્વાર જો,
કોઈ આવે, જાય–નો અણસાર જો.

મીણથી મસૃણ કેડીઓ ઉપર—
શ્વાસથી બારીક પદસંચાર જો.

મોરપીંછાથી પ્રસવતા શબ્દની—
સ્તબ્ધતાના કંઠમાં મલ્હાર, જો.

વાદળી રણુની આ રેલમછેલ ને
ઘૂઘવે કાગળમાં પારાવાર જો.

સાવ કોરું છે બધું યે આમ તો
ને કશુંક વરસે છે અનરાધાર જો.

ટાંકણે ટોચાય પથ્થરથી ક્ષણો,
પણ સમયનું શિલ્પ નિરાકાર જો.

શબ્દ જોડવીએ સરાણો પર છતાં,
ના અભિવ્યક્તિને મળતી ધાર જો.

## ...ન તું યાદ આવે, ન હું યાદ આવું —

લલિત ત્રિવેદી

ચલો જીવીએ સાવ અંગત હવા, કે ન તું યાદ આવે — ન હું યાદ આવું,
કે અંજળ હો પોતાના એવા જુદા કે ન તું યાદ આવે — ન હું યાદ આવું.

મળી ક્યાં શકે કોઈ એવી જગા કે ન તું યાદ આવે — ન હું યાદ આવું ?
જ્યાં દિવસો ઊગે અવનવા અવનવા કે ન તું યાદ આવે — ન હું યાદ આવું.

વસંતોનાં ભજનોની ફરકે મજા કે ન તું યાદ આવે — ન હું યાદ આવું,
ન બાકી રહે કોઈની કૈં સજા કે ન તું યાદ આવે — ન હું યાદ આવું,

કદી વીજળી ત્રાટકે એમ મળવાનું થાશે તો સોંસરવા સોંસરવા ક્યાં લગ મળીશું ?
ને કઈ રીતે ત્યારે પડીશું છૂટા કે ન તું યાદ આવે — ન હું યાદ આવું ?

## સમય થીજતો

શશિશિવમ્

રજનિ તિમિરે નેત્રો ઢાળી અશબ્દ સરી જતી,
ગહન ગગને છાયું વિસ્તીર્ણ ના ઉઘડે જરી;
ઘનપટ તણાં આઢાં ઘેરાં નિષ્પંદ ઊંડાં વનો,
પવન સ્થિર મૂંગા ઊભેલા ઉદાસ દિશા ભરી.
સૂરજ નિજને પંથે જાતો અલોલ અડોલ શો!
અવર પગલે પૃથ્વી ચાલી જતી નિજ માર્ગમાં,
હિમગિરિ ઊભો મૌની યોગી હૃદયે ભરી;
નિશદિન લહેરાતા રૂહેતા ઠર્યા સહુ સાગરો.

વ્યથિત ફરતી દૃષ્ટિ ચારે દિશે સઘળું જુએ,
શબ્દ ઉરનો શોધે ઊંડો, રહે મન વ્યાકુલ;
હૃદય ડસતો ખાલીપો ને નસેનસ વ્યાપતો
વિકલ કરતો અંગેઅંગો, થતું મન મૂર્છિત.
મનમતિ બધું શૂન્યે ડૂબ્યું કશું નવ પામતાં,
સમય થીજતો ઘેરી લેતો ક્ષણેક્ષણ શ્વાસની.

## એક પંખી

શશિશિવમ્

એક પંખી આભમાં ઊડયા કરે,
આકાશમાં રસ્તો સતત ઢૂંઢયા કરે.
ચાંચથી મોંઘા તણો સરકી ગયા,
બેખબર ક્ષણ શોધતું ચીખ્યા કરે.
પાંખ ફફડે ને પીંછાં ખરતાં રહે,
ટોકા વિનાની જિંદગી ખટકયા કરે.
લાચાર પંખી એકલું ડરતું રહે,
જોયા કરે આકાશ ને ફફડયા કરે.
વિશ્વ આખું પલકમાં પલકયા કરે,
બ્હાર દુનિયામાં ભૂલ્યું ભટકયા કરે.

## તમે ગયાં ને

નીતિન વડગામા

તમે ગયાં ને
વાંભવાંભ ઊછળતાં મોજાં
મર્યાં ઠરીને ઠામ,
તમે ગયાં ને
રોજ પછી તો
અધરાતે—મધરાતે પાછું
નીંદરમાં ચીતરાતું આખ્ખું
તમે ગયાં—નું ગામ.

તમે ગયાં ને
દોમદોમ સૂરજનો સાથી
પડછાયો તરફડતાં,
એમ પછી તો
ડાળ ઉપરનો
કલરવસૂનો માળો સાંજે
રોજ હવે ટળવળતો.

તમે ગયાં ને
અંધારાનું ટોળું આખ્ખું
આંખોમાં અટવાતું,
તમે ગયાં ને
અધમણ આંસુ મૂકી ગયાં ને
યાદોના એ આસોપાલવ ઝૂકી ગયા ને
ગમાણના વૈભવને
પડતો મેલીને
વાછરડાં પાછાં છૂટી ગયાં ને
બધું સામટું
રાત પડે ને આંગણામાં ભીંસરાતું.

## બોલે......ઘોડું

ભરત પાઠક

બોલે બહુ ને કરતો થોડું
એને જાણો અડિયલ ઘોડું.
અડિયલ ઘોડાની જે ચાલ,
ગાન સૂરીલું પણ બેતાલ.

બેતાલાની કેવી માત્રા?
જેવી સ્પેશલ ટ્રેનની જાત્રા.
સ્પેશલ ટ્રેનને કેટલા ડબ્બા?
જેટલી ગિલ્લી તેટલા ગબ્બા.

ગબ્બે ગબ્બે જઈ માગે દાવ
કોઈ ન તેનો પૂછે ભાવ.
ભાવ વિના જો થઈ છે કિંમત!
બીડી હામ ત્યાં તૂટી હિંમત.

એ હિમ્મતની મદદે ખુદા.
ડૂબ્યું વ્હાણુ તરે નાખુદા.
નાખુદાને હાથ સુકાન,
માલ વિના સોંગઈ દુકાન.

એ દુકાનમાં કેવા સોદા?
ખોટા સિક્કા જેવા બોદા.
બોદા બોદા વાજે ઢોલ,
બોલે પીંજણુ ઊડે પોલ.

પોલ ઘણો ને રૂ છે થોડું
એ જ અનેરું અડિયલ ઘોડું

## બે ગઝલ

રમેશ પટેલ

(૧)

ફૂલથી કોમળ ગઝલ,
ફૂલ પર ઝાકળ ગઝલ!
નિત નૂતન શબ્દમાં—
ઝળહળી ઝળહળ ગઝલ.

કાચી માટી : કોડિયું—
તેજ તેજ ખળખળ ગઝલ.

છે ભીતર ભીતર ભીતર-
ભીતરી સાંકળ ગઝલ.

હાથમાં ભીનો રૂમાલ,
આંસુનું અંજળ ગઝલ.

લાગણીની પ્રાર્થના—
શ્વાસનું આ બળ ગઝલ.

ઉપવન સૌંદર્ય સ્થાન,
મૃગવાનું ફળ ગઝલ.

હું તને ઝંખું સતત—
ક્યાંક તો તું મળ ગઝલ.

(૨)

ઝાંઝવાં દર્શન વિશે,
શ્વાસના વર્ધન વિશે.

સદ્યસ્નાતાનો નિખાર,
જલ-તણાં નર્તન વિશે.

આ ગઝલ છે અવતરિત,—
શિલ્પનાં સર્જન વિશે.

સાદ પાડે છે વસંત—
પાનખર નિર્જન વિશે.

પુષ્પ ખીલ્યું લોહીમાં,
રહેકતા વર્તન વિશે.

અંધ લોચનનો સૂરજ-
સ્વપ્નના નર્તન વિશે.

શ્વાસમાં તું સર્વદા-
દૂરના નિર્ધન વિશે.

## બે ગઝલ

હનીફ સાહિલ

૧

પવનથી પાતળી પળ સંઘરું છું,
સ્મરણને એમ સાંભળ સંઘરું છું.
ત્વચામાં સ્પર્શનો સંચાર જાણે,
ને મારું હોવું ઝળહળ સંઘરું છું.
નિકટ આવી જશે તો શું થશે એ,
ક્ષણો હું માંડ વિહ્વળ સંઘરું છું.
મળે કોઈ સમયની આ સફરમાં
કે એક નમણી અટળક સંઘરું છું.
કદી વાંચી શકું ફૂલોની વાતો,
સુગંધિત એક કાગળ સંઘરું છું.
હનીફ આ બંધ બે પાંપણની વચ્ચે,
ભર્યું એકાંત ઝળહળ સંઘરું છું.

૨

સ્વપ્નસેવી આ ક્ષણને ઓળખજે,
છે એ ચંચળ હરણને ઓળખજે.
સૂની શેરીમાં કોનો પગરવ છે,
આવનારા એ જણને ઓળખજે.
આજ બાકી રહી ન જાય તૃષા,
કાળ સૂક્કા ઝરણને ઓળખજે.
જેમ વીખરાતી રાત જોઈ છે,
એમ મારા મરણને ઓળખજે.
ખૂબ મ્હેકી લે રાતરાણી સમા,
ને આ મારાં સ્મરણને ઓળખજે.
જ્યારે દેખાડે દર્પણે તારા,
કાચના આવરણને ઓળખજે.
આવડ્યું જેને તારું નામ હનીફ,
એ અવાચક અભણને ઓળખજે.



## બે ગઝલ

'રઈશ' મનીઆર

૧

અલાઉદ્દીનના દીવાને જો અડ્યો અમથો,
ઉદાસી નામ નગરમાં જઈ ચડ્યો અમથો.
કદમ બચાવી બચાવીને એ ઘણું ચાલ્યો...
દરેકને જ છતાં રાહમાં નડ્યો અમથો.
કહે છે લોક કે અમથાને કંઈ નથી પરવાહ...
કહે એ કોને કે કેવું ક આથડ્યો અમથો.
જુએ છે એક-બે માણસ, હસી મૂકે છે તરત...
મળ્યું જરાક જ્યાં એકાંત ત્યાં રડ્યો અમથો.
જો ભીડમાંથી થયો ગુમ એ સ્વપ્નનગરીમાં
કોઈએ ડુંગળી સુંઘાડીને જડ્યો અમથો.
ખિલ્યાં છે ફૂલ એના બાપના બગીચામાં
ને એ જ બાગના ખૂણામાં રહી સડ્યો અમથો..
નથી જ આપતો અમથો કવિને કોઈ 'સ્કૂપ'
લખ્યું 'રઈશે' જે નિદ્રામાં બડબડ્યો અમથો..

૨

ના તો મારી હતી ના તમારી હતી
આ ખુમારી તો કેવળ ખુમારી હતી...
આ (ગઝલ)થી વફા કેણે ધારી હતી?
મીર-ગાલિબની વિધવા સ્વીકારી હતી.
હું તો બેઠો હતો ઓરડામાં અને...
આંગણે શોધ તારી જ જારી હતી.
જે ગયા આગળી તે હતા આપણે...
ને રહી શેષ તે બસ ખુમારી હતી.
જો ગઝલ ગામે મળતે નહીં આટલી...
શકયતા ક્યાં બીજી કો' વિચારી હતી?

## સમીપ-દૂર

જગદીશ ત્રિવેદી

ત્યાં વૃક્ષછાંયે જરી દૂર એને
ઊભો નિહાળી મળવા અધીર
ઉતાવળા પ્રાણ ધસંત મારા–
ત્યાં તો સરે દૂરસુદૂર એ તો.
'આ હાથ આવ્યો' લહું ચિત્રમાં ત્યાં
ઊંચે હવામાં તરતો નિહાળું !
હતાશ હૈયું મીંચી આંખ બેસે
ત્યાં હાસ્યની ફોરમ ફોરતો એ
આવી ઊભે અંતર સંમુખે, ને
બાહુ પ્રસારી હળવેકથી જ્યાં
આશ્લેષમાં જાઉં સમાવવા ત્યાં
ચડી જતો પર્વતટોચ પાછો !
"જા જા હવે ના મળવું કદીય !
મારે ઘણાં છે હજી કામ બાકી;
એવું હવે ના કહેતો ફરીશ
'થઈ ગયો દૂર અદશ્ય હુંથી !'"

## ગઝલ

જોગેન મણિયાર

સાંજ કેવળ સાંજ છે ને આભ કેવળ આભ છે.
આ ધરાથી આભ સુધી શક્યતાનો વ્યાપ છે.
વેશ માણસનો પહેરી જીવતા અહીં બધા–
જિંદગીના મંચ પર સૌનું અનોખું પાત્ર છે.
આંગળીને નખ સજ્યા છે એ બનાવ ભીતરે,
હાથનો હિસ્સો ગઈ કાલે જે હતો તે આજ છે.
શક્ય છે : મંઝિલ સુધી ના પહોંચી હું શકું
ભીતરે વરસાદ છે ને બહાર પણ વરસાદ છે.
મોત અથવા જિંદગીનો અંત અથવા શૂન્યતા...
એક કેવળ આંગળી જતો પુછે... આકાર છે.

## હવે ?!

મનસુખલાલ ઝવેરી [?] — મનસુખવન ગોસ્વામી

કહું છું
સાંભળે છે ને તું ?
મારા । ફિક્કા પગરવને
મારી આ ઉદાસ અવઢવને
ભગ્ન અનુરાગને
અગેય રાગને
તું સાંભળે છે ને ?

o o o

સર્વત્ર કશુંક શોધતી આંખોને
ઘવાયલ, ફફળતી પાંખોને
અધખુલ્લા વિસ્મયોને
અધુકડાં નિશ્ચયોને
તું સાંભળે છે ને !

o o o

આ વ્યગ્ર હયાતિને
તૃષિત છાતીને
પીડાયલ અનુભૂતિને
ધૂંધળી સમજૂતીને
તું સાંભળે છે ને ?

o o o

મારી અશાંત, ધ્રૂજતી બોલીને
પિંજરાની ખિસકોલીને
મારા કંપિત ધૈર્યને
ડૂસકાતા ઐશ્વર્યને
તું સાંભળે છે ને ?
તો, આ વિરક્ત એકલતા
હું ક્યાં લઈ જઈશ !!
હવે...

## અમે

પારૂલ પી. રંગપરિયા

અમે રે ઝમરખ ફાયા મ્હેંકતા
કે સખી! અત્તરનો ભાર અમે સેવશું...કેમ કરી અત્તરનો ભાર અમે સેવશું?
અમે રે રમતી રેતી કણકણ
કે સખી! ઇંટના અવતાર અમે સેવશું...કેમ કરી ઇંટના અવતાર અમે સેવશું?
અમે રે ખુલ્લેરા વનનાં બુલબુલ
કે સખી! અકબંધ આવાસ અમે સેવશું...કેમ કરી અકબંધ આવાસ અમે સેવશું?
અમે રે સંજરી મ્હેકી ડાળખી
કે સખી! ફોરતા આંબાને અમે સેવશું...કેમ કરી ફોરતા આંબા ને અમે સેવશું?

## ભીંતોમાં પરપોટા....

સતીન દેસાઈ

સૂરજ શમણું આંખપાંખને જોતો ઘેઘૂર ફોટો,
ઇચ્છાના વંટોળે ફૂટે ભીંતોમાં પરપોટો.

પરપોટામાં બિડાય ઊઘડે દરવાજાઓ દસદસ,
હું પાંપણ ને તારું હોવું દરિયા જેવું ધસમસ.
મધરાતે કૈં છાનુંછપનું ઘરમાં પેસે ઓટ,
ઇચ્છાના વંટોળે ફૂટે ભીંતોમાં પરપોટો.

ઘરને નીંદર આવે નીંદર ઘર ઘર જેવું રમતી,
દ્વાર ઊઘાડાં મેલી બારી વનવગડામાં ભમતી.
તુલસીના યે ક્યારે ક્યારે મ્હોરે છે ગલગોટો,
ઇચ્છાના વંટોળે ફૂટે ભીંતોમાં પરપોટો.

ઝાંખું ઝાંખું આંગણમાં યે તુલસીનું અજવાળું;
આંખો ફૂટી કે ફૂટ્યું છે કાળું મેશ કુંડાળું,
કુંડાળામાં ઝબકે તબકે હોવાનો હક ખોટો,
ઇચ્છાના વંટોળે ફૂટે ભીંતોમાં પરપોટો,

## ત્રણ રચના | કૃષ્ણ દવે

૧

મ્હોરા ઉતારતો રહું છું એક પછી એક,
પામી ન શકું તો ય છું કદિય મને છેક.
પીઠ પર સવાર સમય અશ્વનું નગર,
સતત ભાગ દોડ હાંફ થાક ઠેક ઠેક.
હાથ ના મીલાવ રખે ભોંકશે તને,
હાથ નહીં ખંજરો લઈ ફરે દરેક.
આમ ભાગી ભાગીને ય ક્યાં જશું હવે,
પેંતરા રચી ઊભા છે જ્યાં ને ત્યાં અનેક.
જાત પથ્થરોની પોથી હોય ના કદિ,
કર પરીક્ષા માત્ર એક કાંકરી જ ફેંક.
ભાલો ઉઠાવ એ જ ફરી એ જ ઢાલ તું,
એ જ અશ્વ એ જ તું ને એ જ તારી ટેક.

૨

પ્રશ્ન છે બસ આટલો કે કોણ થઈને જીવીએ,
ગોળ ચોરસ કે પછી ષટ્કોણ થઈને જીવીએ.
દૂધ સમજી લોટ પીવાનું બને પણ ક્યાં સુધી?
આખરે તો આપવું સો દ્રોણ થઈને જીવીએ.
પહાડ કે ગુફા હશું તો તો ચઢી નજરે જશું,
કાંકરી કે સાવ ઝીણું ભોણ થઈને જીવીએ.

૩

આણી બધી ઘટનાઓ અહીંથી ગઈ અતીતમાં વ્હેતી વ્હેતી,
હું તો ત્યાંનો ત્યાં જ રહ્યો છું જેમ કિનારે રેતી રહેતી.
સ્વપ્ન–હકીકત–સંબંધોની લેણદેણનો હિસાબ ચૂકતે,
ત્યે ત્યારે ચાલી નીકળું છું ભૂલચૂક છે લેતીદેતી.
હું પણ એ ઘટનાજેવો છું પહેલાં રસ તરબોળ કરીને,
અધ્ધેથી અટકાવી જાવું હોય કથાને કહેતી કહેતી.
દુર્વાસા આંખોમાં, નખમાં નૃસિંહ, હસ્તે ફરશુધા
વિરાટ થઈ ઊભો ને ત્યાં સ્વ શાન્તમ્ પાપમ્ નેતિ નેતિ

કવિલોક ૭૦

# બેસતું વર્ષ પૂરું થતાં

ગીતા પરીખ

(રાત્રે ત્રણ વાગે)

હા...શ, હવે આ નગર જરા સૂતું ખરું !
છાતી પર અવાજનાં પાટીયાં
ફટાફટ પડતાં હોય એવા
લાં...બી લૂમોના સતત ધમસાણ બાદ,
ચીબરી જેવી ચીચીયારીઓ
ધરાથી ગગન સુધી પ્હોંચાડતી
(અંધકારની ચીરતી) / હવાઈની તીણી ચીસો બાદ,
દમના ભયંકર હુમલાથી ભીંસાતા દર્દી જેમ
સતત હાંફતા વાતાવરણને
હવે કૈંક કરાર વળ્યો;
હવે એના શ્વાસ કૈંક હેઠા બેઠા...
જો કે હજી ક્યારેક ક્યાંક
ઊંઘમાં પણ ડીબકતાં બાળક જેમ
એનો ઉંહુકાર ધબકી જાય છે.
બાકી તો આખું નગર
થાકીને સાવ લોથપોથ થઈને
ઊંઘમાં લપાઈ ગયું છે...
(જાગે છે માત્ર કોઈ કવિ-જીવ
જે જુએ છે
કાલની સંવાર...)
સવારનું અજવાળું મોડું મોડું પણ
આ નગરનાં પોપચાં ઉઘાડશે ત્યારે
એ શું જોશે ? —
જમીન પર ચોમેર પડેલાં
ફૂલઝર, કોઠી, દાડમ, લૂમ, એટમબોમ્બ (ખરેખર એટમબોમ્બ !)
વગેરેનાં કાળાધોળા બળેલાં કટકા

—કે પછી માનવ – મૂર્ખાઈએ
બાળી મૂકેલી
૫–૧૦–૫૦–૧૦૦, હાકુસોકુસોની નોટના
રખડતા, રઝળતા કટકા ને રાખનું
ભારે મૂંગું આક્રંદ
(કોઈ બજયોઝજયો અબોલ છંદ!)

## હૈયા–મૂડી

દાન વાઘેલા

વા વાયો ને વાત એક ઊડી............
તમે પહેલાં સપનામાં જરા એટલું બોલ્યા કે—
મેં તો પહેરી છે તારા નામે ચૂડી!

૦ વા વાયો ને......

ટેકરીએ પહેરી જાણે લીલી લીલી ઓઢણી
ને આષાઢે ઘેરી રહેલી વાદળી;
ઝાંઝરનાં જેવું ક્યાંક ઝરણું હાલ્યું ને
ક્યાંક અચરજની છૂટી છે ગાંઠડી!
મોરલાનો ટહુકારો મધરાતે થાય એમાં—
નીંદરડી ઝૂરે આકૂડી!

૦ વા વાયો ને......

કોણ જાણે કેમ હવે આંબાના પોપટાએ
લીંબડાને સમપણથી જોડયા!
અરધું સમજ્યા ને કોઈ અરધું નાસમજ્યા
ર્યાં મહેંદીના રંગ ક્યાંક ઘોળ્યા!
જંગલના વણઝારા પોઠ લઈ જાય પહેલાં—
ગીરવે મૂકી છે હૈયા–મૂડી!

૦ વા વાયો ને......

## બાર ત્રિપદીઓ

**હેમેન શાહ**

(૧) હવે તડકો નેવે મૂકે સંયમો,
સમુદ્રો, પહાડો અને તટ ઉપર
છવાયો છે કામાંધ પ્રેમી સમો.

(૨) પરિપુષ્ટ જે અંધકારો થયા,
પડયું તીક્ષ્ણ પગલું સૂકાં પાન પર,
સુસજ્જિત તરત કાળિયારો થયા.

(૩) શિશુ જેમ સૌને પ્રથમ સ્પર્શ કર,
અતીતોનું ધુમ્મસ વિખેરી હવે
નવા સૂર્ય સાથે પરામર્શ કર.

(૪) અહીં કયાં સફરના જુદા કક્ષ છે,
વહે પાંદડાં જળના પાટા ઉપર,
કડી સમ મુસાફર ખુદાબક્ષ છે!

(૫) લઘુમતમાં ટકવાને સક્ષમ હતો,
ન જળની અસર હેઠ આવ્યો કદી,
કિનારો હમેશા જ નિમર્મ હતો.

(૬) હરી ડાળના શા મનોરથ કહો,
સરોવરને પૂછે, " જગત સર્વમાં
વધુ કોણ સુંદર? યથાતથ કહો."

(૭) કતારોમાં ઊભેલ આ વંશ છે,
વ્યસ્થિત તરુ–છોડની ઓઢણ,
બગીચો તો જંગલનો અપભ્રંશ છે!

(૮) આ પતઝડ કયા યુગનો આરંભ છે?
રહેંસાય, લૂંટાય, દેવી નગર
સૂકાં ઝાડ જાણે કે વધસ્તંભ છે.

(૯) કશે પણ મૂકી દો, પરંતુ મળે,
શરૂ થાય ગાથા ફરી ફૂલની,
વરસ બાદ પાછો એ તંતુ મળે.

(૧૦) મૂકે ના શરત આવી કપરી કોઈ,
પ્રતિદિન સવારે વીણે તારલા,
ઝૂકેલી વયોવૃદ્ધ શબરી કોઈ.

(૧૧) નથી ચાલતું તારું વર્ચસ તો,
દિગન્તોની જોયા પછી દીધંતા,
અગર સ્વપ્ને થોડો કરે હ્રસ્વ તો!

(૧૨) સકળ પ્રકૃતિ શું સમર્થન નથી?
સમયને અનુરૂપ લાવણ્ય હો,
કળાનું બીજું કંઈ પ્રયોજન નથી.

## હીરોસીમા, નાગાસાકી

**કૃષ્ણ દવે**

નજર પડે ના એવું ઓકે કોણ દૂરથી તાકી તાકી,
અહીં ક્ષણેક્ષણ હીરોસીમા, અહીં ક્ષણેક્ષણ નાગાસાકી.
એક પછીથી એક અડગ ડગ ભરતું ચાલ્યું કોણ? અને આ
એક પછીથી એક બધા રસ્તાઓ ઊભા થાકી થાકી.
ભૂખ અને આ સમય જાતને સતત પીસતા રહ્યાં છતાંયે
આખો કાળ વીતાવી કાઢયો, મેં દિવસોને ફાકી ફાકી.
મેં જ યજ્ઞની વેદીમાંથી પ્રગટાવેલી આ જવાળાઓ,
હું જ ભસ્મ થઈ બેઠો સઘળે કંઈ જ રહ્યું ના ઉવટ બાકી.

## ધીરા-અધીરા

રાજેન્દ્ર શાહ

ક્યારેક તું મલયવાયુની લ્હેર જેમ
આવી સમીપ કરતી મૃદુ ગંધ-સ્પર્શ.
ત્યાં મ્હોરતો શિશિર-શીતલ અંગ મ્હારે
ઉમાભર્યો સહજ કિંશુક-રંગ-હર્ષ.
નાચી રહે નયન છાન્દસ વેણુ કણ્ઠે,
ને હું વિહંગમ રમું ગગને ઉમંગે.
ક્યારેક તો અલસ નીરવ હું ઘડીક
હોઉં સમાહિત ઉરે; ત્યહીં તું અચિન્ત,
ઉત્તાપથી પ્રબલ વેગની અન્ધ આંધી
જેવી મ્હને સકળ ઓરથી છાવરન્ત
ચોધાર વા તડિત-રશ્મિની સંગ વારિ
રેલી મ્હને વહન મધ્ય રહે તું ધારી.
હું આમ કૈંક ઋતુક્રાન્તિ સમાન ઘેલી
ત્હારી વિલોકું કિલકિંચિત-રમ્ય કેલિ.

—

ધીરાધીરા – ક્યારેક તુષ્ટ અને ક્યારેક રુષ્ટ એવી દયિતા.
કિલકિંચિત – દયિતાનો આનંદ-વિકાર,– હાસ્ય, રુદન, ક્રોધ, ઉલ્લાસ ૪૦ ભાવ.

## બાજી

જગદીશ વ્યાસ

તાંબાના ઝાડ પર

પિત્તળનાં પાન ન આવે મારા ભાઈ!
અને રૂપાની ડાળ પર

ન આવે સોનાનાં ફૂલ.
જે છે તે છે.

સાચુકલા પતંગિયાને આવવું હોય તો
સાચુકલા બાવળના ઠૂંઠા પર પણ આવે.
બાજી પતંગિયાના હાથમાં હોય છે.

## ચહેરા

'રાઝ' નવસારવી

ઘણાયે લોકજીભે આમ તો ચર્ચાય છે ચહેરા
બહુ ઓછા હશે એવા કે જે સમજાય છે ચહેરા.

કરું છું શોધ જેની એ જ દેખાતો નથી ક્યાંયે
નહિતર આમ તો અહીં કેટલા દેખાય છે ચહેરા!

છે પસ્તાવો ખરેખર એમને દિલના ગુનાઓનો,
નયનનાં નીરથી તેથી જ પાવન થાય છે ચહેરા.

હવે વાતાવરણ દુનિયામાં છે જ્યારે તબાહીનું,
તમે લો સાચવી, જો એક–બે સચવાય છે ચહેરા.

ભલાઈ કે બુરાઈનાં છે દર્પણ આમ જોવામાં,
રહે છે કેવા છાનાં 'રાઝ' ક્યાં પરખાય છે ચહેરા.

## વિખૂટો થઈ શકું?

દિલીપ મોદી

માણસોથી હું વિખૂટો થઈ શકું?
શું વગર ભીંતે હું પડઘો થઈ શકું?
હું જો ધારું તો તમાશો થઈ શકું,
કોઈ ચર્ચાસ્પદ હું કિસ્સો થઈ શકું.
પ્રેમ! નાહક તું મને લલકાર મા,
રણભૂમિમાં વીર યોદ્ધો થઈ શકું.
બાજુ બે: સંબંધના સિક્કા તણી,
પોતીકો અથવા પરાયો થઈ શકું.
મુંજ તરસના વ્યાપની શંકા ન કર,
બુંદમાંથી એક દરિયો થઈ શકું.
— તો કરું હું રાત કચ્ચરઘાણ આ,
સૂર્ય ડૂબ્યા બાદ તડકો થઈ શકું.
વાત લખવાની ગઝલ આવે દિલીપ,
વ્યસ્ત છું હું તો ય નવરો થઈ શકું.

V.

## સૉરી, યોગિની...!

યોગિની શુક્લ

સાલું, છેક આવું તે હોય, યોગિની ?
દરિયો તોડ્યો પરપોટો ફોડ્યો
રેત પીધી મોજાં ઓક્યાં
જીવવાનું ચાલુ રાખ્યું
ચાલવાનું દોડવાનું હાંફવાનું સ્થિર થઈ જવાનું
ઓડકાર ખાવાનો છીંક રોકવાની
નખ દાંતથી ઉખાડવાનો
આળ જડબામાં વાગોળ્યા કરવાની
લીમડાની મંજરીને મસળવાની
ચાંદો સૂંઘવાનો સૂરજ સૂંઘવાનો
માણસ સૂંઘવાનો મડદું સૂંઘવાનું
ઈશ્વરને એકવેરીઅમમાં પૂરવાનો
માછલીને કહેવાનું તડપ, સૉરી, તડપ.
ધડાએ ધડાએ ક્રેક્ટસ.
નાભિએ કમળની દાંડી.
અક્ષર મને કોરે લક્કડખોદ ખચાક ખચાક.
ઊંધી ગરોળી તરફડે.
I HATE I HATE I HATE
I LOVE I LOVE I LOVE
ઊંબરે મોતીઓની પાળ હળહળ.
આઠ અપ્સરા ડોલે ઝળહળ.

રામગિરિ પર યક્ષ ઝળહળ.
યક્ષકન્યા કટગ્લાસમાં પીએ વ્હિસ્કી.
સોનાનો વાળ
તરતો તરતો જાય રાજકુંવરની પાસ.
સચ્ચિદાનંદ આનંદક્રીડા કરે સોનાના પારણા
માંહી ઝૂલે
મોરપિચ્છ ટહુક ટહુક ટહુકે
વાયસું ઉડાવન્તિઅએ પિયુ દિટ્ઠઉ સહસત્તિ
સોજા રાજકુમારી સોજા
આવ રે ક્લેપ્ટિનમનો મારો દાંત દુઃખે
કોઈ વૈદડાને તેડાવો રે
ક્યાં છે તારો ચહેરો ?
MASK MASK MASK
ચીર છાતી ચીર
થૈ થૈ નાચે કઠપૂતળી
તું પિંજર ખાય પિંજર પીએ
પિંજર શ્વસે પિંજરમાં રહે
પિંજર તારી અંદર
પિંજર તારી બહાર
સૉરી, યોગિની...!
સાલું એ તો એવું જ હોય!

## એક ભગવી ગઝલ | યોગેશ વૈદ્ય

ઉકેલું કેમ હોવામાં પડેલી ગૂંચવણ, સંતો.
અરીસો દાખવે છે મૌન રહેવાનું વલણ, સંતો.

સતત ધુમ્મસભર્યાં અજવાશ વચ્ચે હાથ વીંઝાતા,
વિખેરી નાખવા બસ એક આછું આવરણ, સંતો.

અકળનો એકડો ઘૂંટ્યા કરે છે જિંદગી આખી,
ઉઘાડી આંખની વસ્તી જ આખી છે અભણ, સંતો.

ત્વચા સાથે સંબંધાઈ ગયેલી એક શ્રદ્ધાને,
ભીતરડે આજ સંશયથી સભર વાતાવરણ, સંતો.

## —ફૂલ થઈ શ્વાસે...

હરેશ 'તથાગત'

બચેલા શ્વાસ ગિરવે મૂકવો છે કોઈ પણ પાસે,
પછીથી ઝૂલવું છે દોસ્ત મારે ફૂલ થઈ શ્વાસે!

નથી હું વૃક્ષ તો યે શું ખરે છે રોજ મુજમાંથી?
વિચારું એટલું ત્યાં પાનખર પથરાય હર શ્વાસે!

સગે સપને અમે સ્પર્શ્યું બધા સંબંધ દુનિયાના,
રચાઈ, તૂટતા, પાછા રચાવા મૂઢ આભાસે!

જનમનાં પ્રેમકાગળમાં નથી કંઈ આગવું-સુંદર,
નવું જ મળ્યું ઘણું જોવા અમોને મૃત્યુના ત્રાસે.

વધે છે શું-ઘટે છે શું? રહે છે એકસરખું શું!
તરત સમજાઈ જાશે આવશે જ્યારે મરણ પાસે.

## હોઈ શું શકે?

સુરેન્દ્ર જી. કડિયા

ખૂટી પડે બનાવ બીજું હોઈ શું શકે?
નહિતર તો આ તનાવ બીજું હોઈ શું શકે?

દોરાઉં છું મુસીબતોના કાફલા વડે,
આગળ હશે પડાવ બીજું હોઈ શું શકે?

દાબી દીધેલ ડૂસકાં સમું છે આ નગર,
આંસુનો એ અભાવ બીજું હોઈ શું શકે?

અંગત બધી યે વાત કહું છું હું બેધડક,
મારો હશે સ્વભાવ બીજું હોઈ શું શકે?

# મોકલી છે

કિશોર મોદી

હર વિષાદે આપવીતી મોકલી છે;
મેં સંહૃદયે આપવીતી મોકલી છે.

પળનિપળ સંતાપ વચ્ચે મેં દદડતી
સ્વેદધારે આપવીતી મોકલી છે.

કો ધખેલા રણની વણબૂઝી તરસની
ભરબપોરે આપવીતી મોકલી છે.

સાવ રે મધદરિયે મંઝિલ ખોઈ બેઠો,
દશદિશાએ આપવીતી મોકલી છે.

શ્હેરમાં વરસાદી મોસમ ચોતરફ છે,
આંસુની મેં આપવીતી મોકલી છે.

દર અસલ સાંજે ફૂલોની પાંખડી પર
કંઈ લખીને આપવીતી મોકલી છે.

જોખલો, દીવો અને વાતાસંના એ
સૂનકારે આપવીતી મોકલી છે.

એક તારા નામના લાઘવપણામાં
એકલાએ આપવીતી મોકલી છે.

મેં અખાની જેમ અંતરને વલોવી,
શબ્દશબ્દે આપવીતી મોકલી છે.

હર ગઝલ નરદમ નિખાલસ હોય છે, અહીં
તો કિશોરે આપવીતી મોકલી છે.

# મને સાંભરે

નીતિન વડગામા

જંગલની અધવચ્ચે આવી સૂરજનો રથ એમ ડૂબતો મને સાંભરે.
રોજ પછી તો પર્ણકુટિમાં આવીને અંધાર ઊગતો કેમ વિસરે ?

નીંદરના આકાશ મહીં તો સપનાનાં પારેવાં ઊડે મને સાંભરે.
ઊગમણા સૂરજને ફૂટી કિરણની કૂંપળ ફૂટે એ કેમ વિસરે ?

રોજ પલાંઠી વાળીને જીવતરનું ભણતર લીધું'તું એ મને સાંભરે.
પડખે બેસી ફરી અટકચાળું ને પાછું કૈંક કાનમાં કીધું'તું એ કેમ વિસરે ?

સહિયારા ભાણે તો કાયમ બેઉ આપણે જમતા'તાં એ મને સાંભરે.
પહાડ અને ટેકરીઓ સાથે સંતાકૂકડી રમતા'તાં એ કેમ વિસરે ?

ઝાડ નીચે બેઠાં ને સઘળી ડાળ પછી તો કલરવતી એ મને સાંભરે.
પિંજરમાં સારિકા પાછી અંદર અંદર થનગનતી એ કેમ વિસરે ?

છેવટ સૌની સાખે ભીની આંખે અઢળક ભેટયા'તાં એ મને સાંભરે.
વિજોગની ઘડીઓ ઉછેરી એમ દુઃખડાં વેઠયા'તાં એ કેમ વિસરે ?

# બે ગઝલ

મહેશ જોશી

(૧)

આકાર જેવો લાગે આકાર ફરીથી,
પંખીની જેમ આવ્યો ઉદ્ગાર ફરીથી.

એક રંગચક્ર જેવું છે વૃક્ષની ઘટામાં,
અંદરથી કોઈ ઊઠયો ટહુકાર ફરીથી.

તૃષ્ણાના ચરણ ચાલી પહોંચી ગયા મરુમાં,
ઝરણાના ખળભળાટે ઝંકાર ફરીથી.

સન્નાટો શેરીઓનો પહોંચ્યો અમારી ભીતર,
ટપકે છે રક્ત જેવું થઈ ધાર ફરીથી.

(૨)

આમ અધવચ ઊભવું-ખોંખારવું-ચાલ્યા જવું,
નામ અર્ધવિરામ આગળ મૂકવું ચાલ્યા જવું.
તાર પર ચાલી જતી વીજળીની માફક ગુપ્ત રહી,
મારી વચ્ચોવચ્ચ આવી થોભવું, ચાલ્યા જવું.
જર્જરિત ભીંતે છુપાયા કૈંક સારંગીના સૂર,
ચોતરફ ઝાંઝરની સંગત બેસવું, ચાલ્યા જવું.
રાતભરના શ્રમ પછી મોસુઝણે વેશ્યાની જેમ,
ઊગવું સૂરજ થઈ ને ડૂબવું, ચાલ્યા જવું.
એક કિલ્લાનો ઝરુખો થઈ અને તાકી રહો,
જીર્ણ થઈ ભૂતકાળ આડા ફાટવું, ચાલ્યા જવું.
જો કહો છો માઈકમાં તે આખરે બકવાસ છે,
હાથ ખંભા પર મૂકીને બોલવું, ચાલ્યા જવું.

# મા

કિશોરસિંહ સોલંકી

મા
હવે ક્યારેય તારો વ્હાલભર્યો શબ્દ સાંભળીશ ના!
તેં એકાએક
સાવ છેક
કાપી નાખ્યો નાળબંધ
હું આખરી તને
ન આપી શક્યો મારો કંધ!

હે મારા શ્વાસની પ્રથમ હવા
તને અચાનક ક્યાંથી આવ્યું આમંત્રણ,
આમ જવા?
અત્યારે હું પાછો ફરું છું મારામાં-તારામાં!
પાણીમાં પડેલા ઢેફાની જેમ
મારા વર્ષોના ટુકડા ઓગળવા લાગે છે,
હું તારા ખોળે
મારું શૈશવ ફેંફોળે!

મા
તારો વાત્સલ્યભર્યો હાથ
મારા માથા ઉપર વરસે મૂશળધાર
તને આભ કે ધરાની ઉપમા આપી શકું
કેવી રીતે મા?
તું ના ઉપ-મા
તું તો મા એટલે મા
બીજા બધા વગડાના વા!

મારી નસેનસમાં ધબકતું લોહી
તારી હૃદય-ફૂલડીમાથી તેં રેડ્યું છે મારામાં!
મારા માટે તેં શ્વાસમાં લીધી છે હવા
અને તારા થકી ઊગ્યો છે મારામાં
હાડકાંનો માળો!

હવે બંધ બેસાડી શકતો નથી કોઈ તાળો!
હાડપિંજર હું
પિંજરનું મુક્ત પંખી હવે તું!

ધરતીમાં ધરબાયેલા દાણાની જેમ
હું તારા ઉદરમાં ફૂટ્યો, ઉછર્યો, ફાલ્યો-ફૂલ્યો
પામ્યો વૃક્ષત્વ!
તેં તારા અજ્ઞાત કરથી મઢ્યું
મારા ઉપર ચામવસ્ત્ર
આપ્યું મને પૂર્ણત્વ!
હું-તું બનીને જન્મ્યો, જીવું-
તારી માટીનું અવિભક્ત અંગ
હવે મને ક્યાંથી મળશે 'આવો બેટા'નો
છલકાતો માતૃત્વ સંગ?

જાણે કે, કશુંક ઉતરડાઈ ગયું છે, મારામાંથી
આખેઆખું

મા
ગામ, પાદર, શેરી, આંગણું, ઘર
વગડો, ખેતર, શેઢો ને દરેદર
શોધ્યા કરું તને, નજર નાખે રાખું.
પણ બધું જ ખાલી ખાલી
હું ચાલું, અટકું, જોઉં, રોઉં તારાં સ્મરણ ઝાલી
જાણે કે, હું ખોઈ બેઠો છું સર્વસ્વ મારું
તેં જે મને ભેટ આપ્યું હતું, એ તારું.

મા
હવે હું, હું ક્યાં છું?
હું તો તું છું, મા!
તો પછી મરનાર કોણ?
હું કે તું?

---

[૧-૮-'૮૮ના રોજ માતાનું અવસાન-નિમિત્ત : આકાશવાણી]

કવિલોક સપ્ટેમ્બર-ઓક્ટોબર ૧૯૮૯

## એક ગઝલ

બાલુભાઈ પટેલ

જેટલાં તૂફાન દરિયામાં હતાં;
એ બધાં મારી જ નૌકામાં હતાં;

જાણભેદુ સઘળા દ્વિધામાં હતા;
હાથ કોના મારી હત્યામાં હતા?

વાતમાં જે વેદના રણકી હતી;
એ બધા ભાવાર્થ ચ્હેરામાં હતા.

ફૂલ તોડયાનો હું અપરાધી બન્યો,
મારા બંને હાથ ખિસ્સામાં હતા.

આવ્યા એ પીછો કરીને ઘર સુધી;
'બાલું' જે ભયસ્થ નો રસ્તામાં હતાં.

## પિંગળ હશે

ધૂની માંડલિયા

સોનવરણી મૃગનું એ છળ હશે
પ્યાસ, પાછી વળ, નર્યું મૃગજળ હશે.

આમ તોફાને ચડે ના ઉંબરો,
આજ નક્કી એમનો કાગળ હશે.

ચામડીનો સ્વાદ અંતે શોક છે,
રૂપનું બસ આટલું પિંગળ હશે.

નીંદની એકાદ લીલી ડાળ પર,
કોઈ સ્વપ્નાનું અગોચર ફળ હશે.

કાલ સુધી જે હકીકતમાં હતી,
આજ એની એ જ, પણ અટકળ હશે.

## સમુદ્ર

શિલ્પીન થાનકી

મને આલિંગે છે લવણયુત ઉચ્છૃંખલ હવા,
કરોડો વર્ષોથી સમદર-તટે છું સતત હું.
સમુદ્રે મ્હોરેલી રવિ-ટશર-લાલાશ સઘળી
વિલોપાતી ધીરે ક્ષિતિજ પર આઘે જલ મહીં,
ગયાં પંખીવૃન્દો પ્રથમ પહરે ભક્ષ્ય લહવા
ફરે પાછાં કાંઠે લય સરજતાં ચક્ષુ-નભમાં.
નિહાળું છું ગ્રીષ્મે અદબળક લીલા લહરની,
નિહાળું વર્ષાએ બળકટ તરંગો ગરજતા.
ધસે છે ગેજિન્દા લહર-સરસા ચન્દ્ર મઢવા,
સુણું હૈસો-હૈયા હલક નરવે કંઠ છલકી.
કરોડો વર્ષોથી સમદ-તટે છું સતત હું,
મને આલિંગે છે લવણયુત ઉચ્છૃંખલ હવા.

## ચિંતા નથી!

નિર્મિશ ઠાકર

દશ્ય ડોકાયા કરે છે બારણે
આયનો ચકચૂર છે, ચિંતા નથી!

ઘાસ સ્પર્શાતુ રહે છે આંખથી
હાથ છો મજબૂર છે, ચિંતા નથી!

સાવ ખાલી હું નથી, મારા વિશે
પ્રશ્ન કો તવ ઉર છે, ચિંતા નથી!

સોડ તાણી શબ્દ સૂતા છે, હજી
ચેતનાઓ દૂર છે, ચિંતા નથી!

વેદના? આવો! ચિતા આ ભડભડે
ને હવા ભરપૂર છે, ચિંતા નથી!

# પાંચ ગઝલ

સુરેશચંદ્ર પંડિત

(૧)

ખાસ કારણે સબબ માણસો હોય છે,
આમ તો ખૂબ ગજબ માણસો હોય છે.

ચણ ચણીને કબૂતર ઊડી જાય છે,
એવા હુન્નરકસબ માણસો હોય છે.

મંચ નાટક કલાકાર એની કલા,
સૌમાં બેમતલબ માણસો હોય છે.

હોય અવસર તમાશો કે ઘટના નવી,
એની મરજી મુજબ માણસો હોય છે.

(૨)

મનમોજી મસ્ત ફકીર સમી,
રૂપ મોસમની મગરૂબ મરમી.

મદહોશ મુસાફિર બાદલિયા,
છલકે ઘટથી ઘટ રંગઅમી.

ફફડે અણસાર અવાજ કરે,
એ મહોબતની ગત બેરહમી.

એ શું કે ફૂલથી ફૂલ તમે.
પરવર પરવર હો આપ 'ઉમી.'

(૩)

તારાથી દૂર સહજ ગરિમા,
અતિ આપસમાં અંતે અણિમા.

પળને હોય નહીં બંધન,
આરો ઓવારો કે સીમા.

શ્વાસે ઝલકે ઝીણાં સગપણ,
ખાલી ખાલી ધીમા ધીમા !

(૪)

ભીના ભીના ગુલમ્હોરે ઉપર,
વરસાદ વહે ઘનઘોર ઉપર.

ગરમાળે પીળાં ફૂલ ઝૂમે,
ઝરમરતી બાદલ કોર ઉપર.

વરસાદ પડે અથવા ન પડે,
વીજ ચમકે એક કિશોર ઉપર.

મતલબ પૂછો મા કાન ધરો,
કલબલ ધીમા કલશોર ઉપર.

મીરાંના ધ્યાન સમી મોસમ,
મનમોર ઉપર ચિત્તચોર ઉપર.

(૫)

સ્વમુખે પ્રણયની ગઝલ પઢી,
એક ઓર આગે કદમ બઢી.

રંગ કેમ આવે નહીં કહો?
થાકયો છું મહેંદી લઢી લઢી.

સૂચવે તમારી ગલી મને,
રાત ખુશનુમા તારલા-મઢી.

હમવતન તરફ પ્રેમથી જુઓ,
હું અને તમે પણ જૂનાગઢી.

આપના મિલનની તમા જુઓ,
વિરહમાં થયા હાડકાં અઢી.

નામદાર ગુસ્સે થશો નહીં,
શીખે છે મહોબત નવી રૂઢિ.

# સાંજ ઢળી ને

શૈલેષ ટેવાણી

સાંજ ઢળી ને ઢળ્યાં નેણલાં
એવાં અટકી અટકીને ઝીણું ઝરમરિયાં
ઈ તો પરદેશ બેઠાં ઝૂરતાં
અમે બારણે ઝૂકી ઝૂકી વરસિયાં
ડૂસકાં તારલિયા થઈ તગતગે રે.
— સાંજ ઢળી ને૦

અમે છાતીએ ચંપાયા મેહૂલા
ભીતર ઊમટ્યાં ને આંખે ઝળુંબિયાં;
એનાં કેશનાં ભમ્મરિયાળાં પૂર
અમે આયને આભાસ દેખી ઝૂરિયાં
માંહી જીવતરની ઝાળુ ઝગઝગે રે,
સાંજ ઢળી ને ઢળ્યાં નેણલાં.
એક ખટકો ઢોલિયાને ખટકિયો
કેંક દિલથી ફૂટે છે લોહી તરસિયા;
ચૂડલો ને ચાંદલો બોલિયા
અમને નીરખનારો લાવો, જેને મોહિયાં
ભાત્યું ભરેલો સાળુ અંગે રે.
— સાંજ ઢળી ને૦

ઊડયાં સપનાનાં ભોળા કપોત,
બાંધી દોરીથી દિવસો વછૂટિયાં;
એને જઈ જઈ દેજો સંદેશ
અમે ઉજ્જડ સીમના રખોપિયાં,
દિલમાં કેવળ પંછાયા ફગફગે રે.
— સાંજ ઢળી ને૦

## ઝળઝળિયે ઝબકતાં વર્ષો

દિલીપ જોશી

કોઈ વ્યાધિગ્રસ્ત ડૂમો આછરે છે
પાંપણોના તટ ઉપર આકાશ છે
ક્યાં વિહરવા
મોકળું મેદાન છે?
ચેતના તો વૃક્ષને પણ હોય છે!
આપણી અવહેલનાની રોજનીશી
સૂર્ય-ચંદર-તારલા લખતા રહ્યા!
ભક્ષવેદી પર નજૂમી શું કરે?
એક પડખે ઓરડો છે
એક પડખે ટૂંટિયું વાળી સૂતેલું શહેર છે.
માત્ર ફરફર છે સમયની!
સ્વપ્ન ભરતી-ઓટ જેવાં
આંખમાં અણથાક છલકાતા રહે
એકલી ટોળે વળે છે સજીવતા
દ્રશ્ય હટવાથી જ
બદલાતું રહ્યું છે આયનાનું
સ્મૃતિ કે પ્રતિબિંબ પારો
ભૂંસવાં સહેલાં નથી
શ્વાસમાં સંગોપી દીધેલી છબી...
કોઈ વ્યાધિગ્રસ્ત ડૂમે આછરે છે...

## જ્ઞાન

દિલીપ જોશી

રે જીવ મ્હેકે તે સાચું મહકવું
છોને છલછલ છલકે હો બગીચા.
રે જીવ પલળે તે સાચું પલળવું
છોને ચોમાસાં થાય ઊંચાંનીચાં!

રે જીવ તરસે તે સાચું તરસવું.
છોને ચૂમે તળાવ પાની-પાની;
રે જીવ સ્પર્શે તે સાચું પરશવું
છોને ઐયાશી હોય છાનીમાની.

રે જીવ મલકે તે સાચું મલકવું
છોને કંકણ તૂટયાની ઘડી વા'તી;
રે જીવ છલકે તે સાચું છલકવું
છોને પાંપણ અષાઢ બની જાતી!

રે જીવ ઝનકે તે સાચું ઝનકવું
છોને વીણાના તાર, બધા તૂટે!
રે જીવ ખટકે તે સાચું ખટકવું
છોને કાંટાઓ કાળઝાળ ખૂટે!
રે જીવ અટકે તે સાચું અટકવું
છોને પૃથ્વી અંકાશ ચાલ ચાલે!
રે જીવ છટકે તે સાચું છટકવું
છોને અગ્નિ વાયુ ય હાથ ઝાલે!

## શક્યતા

શૈલેષ ટેવાણી

આંખને સંભાળથી લૂછી શકું,
એક એવી ક્ષણ મને પૂછી શકું.

હું સમયને શબ્દમાં ગૂંથી શકું,
આ વિમાસણ વેગળી મૂકી શકું.

કોઈ પંછી થઉં ગગન ગૂંજી શકું,
વાદળોની વાત પણ પૂછી શકું.

આમ હું યે ક્યાંક પણ ઊંઘી શકું,
કોઈ સપનું મોજથી ગૂંથી શકું.

## વરસાદીના તડકા જેવું

નિરંજન ભટ્ટ

વરસાદીના તડકા જેવું; હું તમે ને આપણે બે,
છાંયામાં પણ ભડકા જેવું; હું તમે ને આપણે બે!

પડછાયો તો હું તો ભાળું એક અંતરમાં ઊભો આવી,
અંતરને તો હું વલોવું ક્યાંથી લાવું એમ બતાવી?

હું, ભવોભવ ભટક્યા જેવું; હું તમે ને આપણે બે?
વરસાદીના તડકા જેવું; હું તમે ને આપણે બે?

એક આંખે તો વરસે પાણી બીજી આંખે પ્રેમ,
વાતો કરવી હવે કાલની એની એમ ને એમ.

આજ ફરું છું અટક્યા જેવું; હું તમે ને આપણું બે?
વરસાદીના તડકા જેવું; હું તમે ને આપણે બે?

## હું માણસ છું

નિરંજન ભટ્ટ

માણસ કરતાં હું જ સવાયો લાગું છું હું — હું માણસ છું,
બેતાબ બનીને હું ખેંચાયો લાગું છું હું — હું માણસ છું.

હું ય કરું ના એવું તો કંઈ ના જ ખબર છે એની તો બસ,
હેવાન બનીને ના હેવાયો લાગું છું હું — હું માણસ છું.

હરતાં, ફરતાં કે નિંદરમાં રે'વું છે તો સાવ સૂનામાં,
હું ય મજાનો થૈ રઘવાયો લાગું છું હું — હું માણસ છું!

વિશ્વાસ મને તો ના આવે છે એનો તો પણ શું કરવું?
વિશ્વાસ મહીં તો છેતરાયો લાગું છું હું — હું માણસ છું.

એમ 'નિરંજન'ના રૂઠે છે દિલ કંઈ મારું એ ય બિચારું,
એથી તો ના હું જ જવાયો લાગું છું હું — હું માણસ છું!

## મળે

પ્રફુલ્લા વોરા

એક કુંકુમનું જો મને પાનું મળે,
જીવવાને તો પછી બહાનું મળે.

હું હલેસું, નાવ ને દરિયો ય હું,
લાંગરી શકવા જો ઠેકાણું મળે.

થાક લાગ્યો છે એ ઘરની શોધમાં,
જ્યાં મને મારું જ સરનામું મળે.

રંગ બદલી જાય છે, સૌ લોક જ્યાં,
ત્યાં પછી ક્યાં કોણ પોતાનું મળે?

તો હવે અળગા થવું નહિ જાતથી,
બિંબ દર્પણમાં કદી સાચું મળે.

## કાગળ નથી

વૃશાબ 'હમદમ'

મનની ઇચ્છા એ કોઈ મૃગજળ નથી,
એ હકીકત છે કોઈ અટકળ નથી.

સાવ તો ફોગટ નથી ફેરો હવે,
બંધ છે બે બારણાં સાંકળ નથી.

કઈ રીતે કરવી પ્રતીક્ષા એમની,
કોઈ સંદેશો નથી કાગળ નથી!

દિલ મહીં અંધારપટ છાયો હશે,
જિંદગીમાં એટલે ઝળહળ નથી.

કઈ રીતે કરવી પ્રતીક્ષા એમની,
મન અરીસા જેટલું નિર્મળ નથી.

## અર્થાત્ આપણે

અહમદ અજમેરી

યુગોની એક ક્ષણ અર્થાત્ આપણે,
ક્ષણના બનેલ જણ અર્થાત્ આપણે.

શબ્દો અવાજ ગીત ટહુકો કે મૌન શૂન્ય,
પર્યાપ્ત કાંઈ પણ અર્થાત્ આપણે.

દરિયાની શોધમાં નીકળી પડેલ કોઈ,
સહરાનો રેત કણ અર્થાત્ આપણે.

કારણ અકારણે, ટોળે વળી જવું,
સદીઓનું શાણપણ અર્થાત્ આપણે.

## 'અમેનગર'ની ગઝલ

અહમદ અજમેરી

તૂટેલા નગરમાં ઝૂકેલા નગરમાં,
અમે સાવ કેવા વસેલા નગરમાં.

અહીં પાનખર ને નહીં ક્યાંય ઘરને,
અમે આમ ઊભા તપેલા નગરમાં.'

હતી રિક્ત છાયા અમે અમને જોયા,
ન શ્રાવણ ને દાઢી વધેલા નગરમાં.

ન પંખી ન પાંખો કરી ભીની આંખો,
અમે પેટ પકડી હસેલા નગરમાં!!

અમે પણ અચાનક બનીને અવાચક,
ઊભા, સાવ ચોંકી ઊઠેલા નગરમાં.

નગરમાં નગર ક્યાં? કશું માતબર ક્યાં?
અમે મૂક એકલ બચેલા નગરમાં.

# છ ગામનો ગરાસ

રાજેશ વ્યાસ 'મિસ્કીન'

(ગઝલગુચ્છ)

૧

આમ તો છે ગામ મારું ભાલ નળ કાંઠાનું ગામ,
પણ બધા વચ્ચેના અક્ષર છું, 'નર્યું' ભાઠાનું ગામ.

હા તરસ માતાજી નીકળતાં રહ્યાં વરસોવરસ,
એટલે ચહેરેમહોરે થઈ ગયું ચાઠાનું ગામ.

સાવ ખારોપાટ ખારોપાટ બસ દરિયા લગી,
પણ જરા ચાખો તો લાગે શેરડી–સાંઠાનું ગામ.

ગામ છે તો હોય ઉકરડો ય સાચી વાત પણ,
છેકથી છેક જ સુધી વરસો કઠણુ-માઠાનું ગામ.

દર્દ કાઠાં, જીવ કાઠો, મોત પણ કાઠું મળે,
ટૂંકમાં મિસ્કીનજી આ ગામ છે કાઠાનું ગામ.

૨

આવ્યું રે અટકળનું ગામ,
રેશમિયું, ઝળહળનું ગામ.
અમી પછેડી નપાણિયાની,
મૂળમાં તો ઝાકળનું ગામ.
કાળીભઠ ધરતીની નીચે
સોનેરી વાદળનું ગામ.
તળિયે ચોંટયા જીવ સમાણું,
રહ્યાં સહ્યાં અંજળનું ગામ.
કડીઓ છુટ્ટી પડી ગઈ પણ,
એ જ હજુ સાંકળનું ગામ.
ભાગી છૂટયો મિસ્કીન તો પણ
નામ પડ્યું નિષ્ફળનું ગામ.

૩

મારું ભાળું–ભોળું ગામ,
એ જ હજુ નધરોળું ગામ.
ડૂબકી દા બસ રમું ટેસથી,
આખ્ખા ડિલે ચોળું ગામ.
ગંધ માંદણાની મધમીઠી,
મનસોતું ઝબકોળું ગામ.
સ્હેજે પણ ગાંજ્યું ના જાતું,
ચહેરેમોહરે મોળું ગામ.
દોડીને આવ્યું પાંપણ લગ,
અને થઈ ગયું ટોળું ગામ.
શ્હેરેથી ચશ્માં લઈ આવ્યું
સમજે કાળું–ધોળું ગામ.

૪

ઢાળઢોળે જતી નજરનું ગામ,
એ જ હા એ જ માવતરનું ગામ.

રાતના ભાંગતા ગજરનું ગામ,
ઉજમાળી અવરજવરનું ગામ.

ચાંચ પાકી રે ગઈ પીળુ સોતી,
ઊમટ્યું હકડેઠઠ ખબરનું ગામ.

વીંઝણે આભલા ભરે ભરપોર,
ટેરવે ફૂટતી ટશરનું ગામ.

વાવ, કુવા, તળાવ, પાતાળે,
છેક ક્યાં જઈ ચઢ્યું ખબરનું ગામ.

વૃદ્ધ આંખે પડાવતું અક્ષર,
નામ, સિરનામાં ને કવરનું ગામ.

૫

છે તરસ જિલ્લાનું છેવાડાનું ગામ,
દાદા-પરદાદાઓના વાડાનું ગામ.

કં કડબ, કુંવળ અને રાડાનું ગામ,
ગોઈદડલે રમતા એ રોજડાનું ગામ.

જોતરોનું હરપળે ખેતર-ખળે,
સારા-માઠા અવસરે ધાડાનું ગામ.

જળવગરનું ઝૂઝતું છાતીકઢું,
વાવ ને કુવા વિશે ખાડાનું ગામ.

મોકળે મન ભેટતું દોડી અને,
ઉજમાતું ઉર્જળા દાડાનું ગામ.

કેવું મારી સાથ મોટું થઈ ગયું!
બાળપણના નકરા ઉપાડાનું ગામ

૬

ટીંબાઓની વચ્ચે રે પથરાયું ગામ,
જીવતર વિશે છે કેવળ છતરાયું ગામ.

આ ઊમટયાં આ ગાજ્યાં ને આ વરસ્યાં રે,
આભ સમાણા સપનામાં રોળાયું ગામ.

અગવડમાતાના પરચા એવા ભારે,
ઘડી પડી દોરે-ધાગે બંધાયું ગામ.

પડી ગયો'તો પગ શ્હેરી કુંડાળામાં,
તે દિ'થી ગાંડુ-ઘેલું-રઘવાયું ગામ.

## હજી શક્યતા છે!

ભરત ભટ્ટ 'તરલ'

સ્વીકારી નથી કે નથી એને ઠેલી;
ઘણીવાર ઘરછા ધરે છે હથેલી!

ભૂલાયું છે સઘળું એને ભૂલવામાં;
ભૂલાતી નથી હા, હજી એ જ ડેલી!

તને હું ઉદાસીનું કારણ પૂછું છું-
અને તું ચીંધે છે સૂકાયેલ વેલી!

મેં એવી જગાએ ઉદાસી મૂકી છે;
બધાંયે નવાજે છે જેને હવેલી!

હજી રેતીમાંથી ય ભીનપ વહે છે-
હજી, શક્યતા છે કે ઊગે ચમેલી!

## ત્યાંથી જુદા થવાય

લલિત ત્રિવેદી

ઘરની થોડી હવાને બગીચામાં લઈ જવાય,
કે ગુલમહોર પાસે ઘરને રોપી યે શકાય.

એકાદ બે તિરાડ પડે આપણામાં ક્યાંક,
એમાંથી એકબીજાને જોવાનું રોજ થાય.

પગલે ને પગલે પગ મૂકું પગલાના માપના,
હાથોથી હાથ પકડ્યા વગર ચાલી ના શકાય.

મન જે ક્ષણે જુદું પડે ત્યાં હોય એક વળાંક,
ત્યાંથી સમય જુદો મળે, ત્યાંથી જુદા થવાય.

રોપી છે બોનશાઈ સ્વરૂપે મેં આંગણે,
કે સાંજને એવી રીતે ય જો જીવી શકાય.

ઘટનાને ક્યાંક ક્યાંક મહારો હવે લલિત,
જોજે કે મન શરીર સાથ હળતુંમળતું થાય.

## અનામી ફૂલ

જગદીશ ત્રિવેદી

કંઈ બધી નદીઓ ગામ બહાર
વહેતી હોતી નથી-
નગરહૃદયની વચ્ચેથી પણ
મંદ મંદ મલકતી સરકતી હોય છે.

બધાં આંસુ
હર્ષાશ્રુ કે શોકાશ્રુ નથી હોતાં-
અકારણ આંસુઓ પણ હોય છે-
પાંગરી ઊઠે છે જેમાંથી
કોઈ એકાદ અનામી ફૂલ!

## અધરો બની ગયો

લલિત ત્રિવેદી

આંધો રહી ગયો અને અધરો બની ગયો,
ઘર જેવો એક જણ હવે કમરો બની ગયો.

ભરપૂર શ્વાસે પૂર જીવેલો એ આદમી,
અવસાનનોંધનો હવે ફકરો બની ગયો.

ઘરથી પરાગ સ્હૂંઘે જવા નીકળ્યો હતો,
રસ્તામાં શું બન્યું કે એ પથરો બની ગયો!

એ બાગના ખૂણાનો એક થાંભલો હતો;
એક સાંજ મળી ત્યારથી ગજરો બની ગયો.

શ્વાસો ટપકતા રોજના આ જલદીપાટમાં,
રાખો લલિત નખશિખ જો નકરો બની ગયો.

## ઘરે આવ્યો નથી !

ભરત ભટ્ટ 'તરલ'

ખારવાનો શીળુવત વ્હેરો ઘરે આવ્યો નથી;
ને તરસ ઝટકાવવા દરિયો ઘરે આવ્યો નથી !
વૃક્ષ-પ્રચ્છાતું હજી યે ચિત્રવત ઊભું જ છે;
ડાળથી છૂટયા પછી ટહુકો ઘરે આવ્યો નથી !
ઓઢવેલી ચાર દીવાલોને ક્યાંથી ઘર કહું ?
હા, હજી યે સીમનો રસ્તો ઘરે આવ્યો નથી !
પાયાના પથ્થર પીગળતા જાય છે, ઓ દોસ્તો;
સારું છે કે શેરીનો તડકો ઘરે આવ્યો નથી !
ના, કશું ખૂટે છતાંયે, એ જ ખૂટે છે હજુ;
આયખું ખૂટયાનો કાગળિયો ઘરે આવ્યો નથી !

## ત્વચા તૂટશે તો....

ભરત ભટ્ટ 'તરલ'

ત્વચા તૂટશે તો સડક થઈ જવાશે;
અહલ્યા મટીને ખડક થઈ જવાશે !
પ્રતીક્ષા લગાતાર કરતાં જવાથી;
ચલો; દોસતો બેધડક થઈ જવાશે !
અહીં બેસવાનું ન છે ઊભવાનું;
હટી જા, વ્યથા ! ઊભડક થઈ જવાશે !
ફરી એક પીળું પરણ આ ખર્યું છે;
ફલક પર ફરીથી કડક થઈ જવાશે !
શબ્દ છેડશો ના ગઝલ ઓષ્ઠ વચ્ચે;
હા, ઠુમરી સ્વરૂપે થડક થઈ જવાશે !

## શબ્દ પધાર્યા છે

લલિત ત્રિવેદી

વસંત ઓગળી છે ક્યાંક આ પ્રવાહીમાં,
હજુ ગુલમ્હોરનો છાંયો મળે છે શાહીમાં.
અમે જો ફાંસ કહીએ તો ફળ ઊગે છે કેમ ?
ને ફૂલ કહેતાં પડે ફાળ કંઈ ગુનાહીમાં ?
ન આવ્યા આપ અણી પર શબ્દ પધાર્યા છે,
ને રાત સ્વયં ઓગળી ગઈ છે શાહીમાં.
શરીર ને મનની છાવણીઓમાં હતું કલ્પાંત,
ને કોઈ આવ્યું નહીં કોઈની પનાહીમાં.
કલમ લડે છે ધડ લડે છે એમ શાહીઝાણ,
આ લલિતસીંધ નામના પ્રખર સિપાહીમાં.

## ગઝલ

ખુશાલ 'કલ્પનાન્ત'

હોઉં છું જ્યારે અસલ મિજાજમાં !
પી જઉં છું હું ગરલ મિજાજમાં !
કરું છું જો હુકમ મિજાજમાં;
તો કરે છે એ અમલ મિજાજમાં !
શ્વાસ ચાલે છે અમારી સાથ એ;
આમ જારી છે મજલ મિજાજમાં !
રૂપનો રૂઆબ છલકે નજરમાં;
આંખ એની થઈ સજલ મિજાજમાં !
એ ગયા રિસાઈને મિજાજમાં;
તો લખી મેં પણ ગઝલ મિજાજમાં !

## વધુ ને વધુ

માર્ગરેટ એટવુડ

(કેનેડિયન)

હમણાં હમણાં અવારનવાર મારી ધાર
ઓગળતી જાય છે અને હું બની જાઉં છું
વિશ્વને એકત્રિત કરવાની એક ઇચ્છા, તેમાં તું
પણ આવી જાય, બને તો
પ્રાણવાયુ સાથે ટાઢાગાર છોડના જાદૂની જેમ
લીલી લીલી હાનિમુક્ત દહનક્રિયા વડે જીવી જાઉં.

હું નહીં વાપરું
તને, કે નહીં
ખલાસ કરું, અને છતાંયે તું રહેવાનો
મને વીંટળાઈને, સંપૂર્ણ
હવાની જેમ.



કમનસીબે મારે પાંદડાં નથી.
મારે આંખ છે તેને બદલે
અને દાંત અને અન્ય લીલી ન હોય તેવી
ચીજો ખાતરના દ્રાવણને નકારી કાઢતી.

તો સંભાળજે, હું સાચું કહું છું,
હું તને પૂરતી ચેતવણી આપું છું :

આ પ્રકારની ભૂખ પોતાના
અવકાશમાં જે કંઈ હોય તે બધું
ખેંચી લાવે છે; તે વાતે ન તો આપણે
છેડોછૂટકો કરી શકીએ કે ન તો શાંત રીતે
વૈજ્ઞાનિક ઢબે ચર્ચા કરી શકીએ.
આનું કોઈ કારણ નથી, માત્ર
ભૂખ્યા કૂતરાનું હાડકાં વિશેનું તર્કશાસ્ત્ર.

("ધ એનિમલ્સ ઈન ધેટ કન્ટ્રી"માંથી – ૧૯૬૮)

અનુવાદ : નીતા રામૈયા

# બીજાં બાળકોનાં મૃત્યુ

માર્ગરેટ એટવુડ

શરીર મરણ પામે છે
થોડું થોડું
શરીર દફનાવે છે પોતાને જ
પોતાને જ જોડી દે છે
છૂટા મૂકેલા મગજ સાથે, શેતૂર
ને મોરિંગડી સાથે, અગાઉ બાંધેલા
ઘરના ઉપરછલ્લા
પાયા ઉપરથી
કાંટાળા પવનમાં
દોડી જઈને

આ માળખું, વિભિન્ન અંગોની બનેલી
આ મારી જાત, આ બિસ્માર હાલતનું ઘર
બાંધવામાં મેં શું આ બધાં વરસો વિતાવી દીધાં?

મારા બંને હાથ, મારી બંને આંખ, મારા શોક પાળતા
શબ્દો, મારાં છિન્નવિછિન્ન બાળકો —
હું જ્યાં જઉં છું ત્યાં, માથોડાઢંક ઝાડીથી
ઢંકાયેલી કેડીની લગોલગ, અડબાઉ ગુલાબ
— મારો પાલવ પકડી રાખે છે
— મારા પગ પકડે છે પોતાની આંગળીઓથી

("ધ જર્નલ્સ ઑફ સુઝાના મૂડી"માંથી – ૧૯૭૦)

નોંધ : ઓગણીસમી સદીની અધવચ્ચે ઇંગ્લૅંડથી સ્થળાંતર કરીને વિષમ પરિસ્થિતિમાં જીવવાની મથામણ સાથે કૅનેડામાં સ્થાયી થતી સુઝાના મૂડીના આત્મકથનાત્મક પુસ્તકના આધારે લખાયેલાં અનેક કાવ્યોમાંનું આ એક કાવ્ય

અનુવાદ

નીતા રામૈયા

# તે લડાયક દેશો

માર્ગરેટ એટવુડ

૧

પ્રાણીઓ લુપ્ત થવા માંડયાં છે
ગાળાં વધવા માંડયાં છે
સમુદ્ર કચરાથી ઠસાઈ રહ્યો છે
હવા ખલાસ થવા આવી છે

આ બધું જોતાં
આપણે ભલા રહેવું જોઈએ,
ચેતી જવું જોઈએ, એકબીજાને માફ કરવા જોઈએ
તેને બદલે આપણાંમાં તડાં પડયાં છે, આપણે
સ્પર્ધીએ છીએ જાણે હુમલો કરતાં હોઈએ તેમ,

ભલી ભાવનાથી આપણે
ભેટસોગાદ લાવીએ છીએ તો પણ
આપણા હાથમાં તે બની જાય છે
ફેસામણી, ચાલબાજી

૨

તારા દૂરબીનની અંદર તું મને રાખે છે
મારા ઉપર નિશાન તાકવું તું છોડી દે
બદલામાં હું તને તાબે થઈશ
આ હવાઈ ફોટોગ્રાફ
(લાલ રંગની નિશાની કરેલા
તારા સંવેદનશીલ વિભાગ)
મને ખૂબ ઉપયોગી જણાયા છે

જો તો ખરો, આપણે એકલા છીએ
નીચે બિછાવેલા ખેતરમાં, ન જકડી શકાય
કે ન ખાઈ શકાય તેવા બરફમાં

૩

અહીં કોઈ લશ્કર નથી
અહીં કોઈ સંપત્તિ નથી

છે અહીં ઠંડી ને વધતી જતી ઠંડી

એકબીજાના શ્વાસની, હૂંફની
આપણને જરૂર છે, ઊગરી કેમ જવાય
તે માટેની જ લડત
આપણને પાલવે, મારી સાથે
તું ચાલતો રહે, લગભગ થવા આવ્યો છે
સમય / જો આપણે તે
કરી શકીએ તો
(બને તો) ગઈ વસંતે કર્યું તેટલું

(“પાવર પોલિટિક્સ”માંથી – ૧૯૭૧)

અનુવાદ : નીતા રામૈયા

## શબ્દની કરામત

માર્ગરેટ એટવુડ

મારી દીકરી જમીન ઉપર બેઠી રમે છે
પ્લાસ્ટિકના અક્ષરોથી,
લાલ, ભૂરા ને પીળા,
શીખે છે શબ્દની રમત
જોડણી કરતાં કરતાં,
શબ્દની કરામત અને તેનો જાદૂ

°

અને મને નવાઈ લાગે છે એ વાતની કે
કેટલી બધી સ્ત્રીઓએ દીકરીને નકારી છે,
પોતાની જાતને કોટડીમાં પૂરી છે,
પડદા પાડ્યા છે
શબ્દના રાજમાર્ગે ચાલવા

°

બાળક કવિતા નથી,
કવિતા બાળક નથી.
જો કે, આમાં આ અથવા તે જેવું
હોતું નથી.

o

લડાઈ કે પ્રસૂતિપીડામાં
સપડાયેલી સ્ત્રીની વાર્તા તરફ
પાછી વળું, તેના સાથળ દુશ્મનોએ
એવી રીતે બાંધેલા છે કે
તે જન્મ આપી ન શકે.

o

સ્ત્રીપૂર્વજ : સળગતી ડાકણ,
તેના મોઢે ચામડું વીંટાળેલું
શબ્દોને ટૂંપો આપવા.
એક શબ્દ પછી એક શબ્દ
પછી એક શબ્દ શક્તિ છે.

o

ગરમ હાડકાં અને ભાષા
જ્યાંથી છૂટાં પડે તે અણીએથી, જ્યાંથી
ખડક તૂટીને ખૂલે અને અંધકાર
લોહીની જેમ વહેવા લાગે, તે ઘડીએ ગ્રેનાઈટ
પીગળવા લાગે અને
પોતે પોલાં છે એવું હાડકાં સમજે ત્યારે શબ્દ
ફૂટે છે ને બેવડાય છે ને બોલે છે
સત્ય અને શરીર
પોતે જ મોઢું બની જાય છે.
આ એક ઉપમા છે.

o

તમે કેમ કરતાં શીખો છો શબ્દની કરામત?
લોહી, આકાશ અને સૂરજ,

તમારું પોતાનું નામ પહેલાં,
તમારું પહેલું નામસંસ્કરણ, તમારું પહેલું નામ,
તમારો પહેલો શબ્દ.
(" ટ્રૂ સ્ટોરીઝ "માંથી—૧૯૮૧)

અનુવાદ : નીતા રામૈયા

## આશા વિનાની

માર્ગરેટ એટવુડ

આજે હું લાગણી–પોચટ જણાઉં છું અને પોતાને જ, બારીએથી, પાણીપોચી જમીન તરફ નજર કરતાં કરતાં ધ બુક ઑફ જોબ*ની ચિંતા સેવતી વખતે. ધર્મ, ધાર્મિક કાંટાથી વીંધાયેલું બળીઝળી ગયેલું હૃદય, છાતીની દીવાલ જાણે પ્રદર્શન માટે ખુલ્લી. શા માટે આંતરડાંમાં કૃમિ હોય છે? શા માટે આ બધા વિસ્ફોટ, રસ્તા ઉપર, કાંડામાં, લોહીનો આછોપાતળો વિદ્યુતપ્રવાહ!

મજબૂત ને કાબેલ લોકોને ભૂલી જાવ, હું ગોળીબારના બાકોરામાંથી ઊકળતું સીસું એક હાથે ઢાળવી શકું, ટેવાઈ ગઈ છું તે કામથી અત્યાર સુધીમાં, હું ભાગ્યે જ જોઉં છું દાઝી ગયેલા ચહેરા છેક ત્યાં, સોયની ધાર જેવા નોળિયાને હોય તેવા દાંતવાળાં ખુલ્લાં મોઢાં અને આસપાસ ગુસ્સાથી ફરકતા વાવટા. કામના દિવસોમાં એ જ તો કરું છું, હુમલાઓ દરમ્યાન, પણ આજે રવિવાર છે અને હું છું આશા વિનાની, આપણે છીએ આશા વિનાના. આશાને જરૂર છે ભવિષ્યકાળની, જે તમને લોભી અને સંગ્રહખોર બનાવે છે: તમે જે બચાવો છો તે ભવિષ્ય છે પણ વાદળના ગડગડાટની જેમ તે માત્ર એક પડઘો છે, ઊંધી દિશામાં ચાલતું એક સ્વપ્ન. કશુંક વધુ મેળવવાની અપેક્ષા સેવો ત્યારે આશા બંધાય છે, અને અહીં કશુંક વધુ છે પણ શું?

બહાર, ત્રાસ વકરે છે, ઊભરાય છે, શેરીએ શેરીએ ફેલાય છે અને તેથી આપણે અહીં રહીએ છીએ, એક નાનકડી ચીજને — હજુ કરમાઈ નથી ગઈ કે નથી મરણ માટે નોંધાઈ — વળગીને અને વધુ વળગીને, આ મુઠ્ઠીભર શબ્દો; સાથોસાથ. જેમ છે તેમ આ સારું છે, આથી વધુ સારું કશું જ ન હોય અને તેથી જ કોઈ આશા રખાય નહીં, પણ હું બેસું છું આશા બાંધીને. દૂર દૂર, કેન્દ્રમાં ચાલતા યુદ્ધની પેલે પાર, એક નદી છે, અને કેટલાંક વૃક્ષો, સૂર્યતેજમાં, અને કેટલીક ટેકરીઓ.

(" મર્ડર ઈન ધ ડાર્ક "માંથી – ૧૯૮૩)

* એક વખત ધાર્મિક આસ્થા ગુમાવ્યા પછી મહામુસીબતે ફરી આસ્થા કેળવ્યાની કથા કહેતું ખ્રિસ્તી ધર્મનું એક નાનું પુસ્તક

અનુવાદ : નીતા રામૈયા

## મુક્તકો

'જગનો અણુઅણુમાં હું વ્યાપી નથી શક્યો,
અંતર ઘણાં ય છે કે જે માપી નથી શક્યો.
હું એ બધી જ ઊર્મિઓની માફી માગું છું,
શબ્દોનું રૂપ જેને હું આપી નથી શક્યો.'

o

'શ્વાસમાં ફૂલો લપેટી ના શક્યો,
હું સુગંધોને સમેટી ના શક્યો,
હાથ ફેલાવી ઊભાં 'તાં વૃક્ષ સૌ,
હું હતો ઠૂંઠો કે ભેટી ના શક્યો.'

–હેમેન શાહ

કાવ્યસંગ્રહ : 'ક, ખ કે ગ.' (પ્રકાશન ૧૯૮૯)માંથી, પૃ. ૯૦ અને ૬૨ અનુક્રમે.

## સંવેદનની આરત

### હીરા રા. પાઠક

આ બન્ને મુક્તકોનું સામ્ય જોયું ? એની આરતનું. 'આર્ત' (સંસ્કૃત) પરથી આરત એટલે વ્યથા, દુઃખ, પીડા; તે પરથી 'આરત'–નો બીજો અર્થ છે આતુરતા, ઝંખના, આરજૂ. કવિ બન્ને ભાવે બન્ને મુક્તકોમાં સંવેદન મુદ્રિત કરે છે. અર્થાત્ કવિની તે સંવેદનામાં વ્યથા રહેલી છે : વળી તેમાં ઊંડી ઝંખના ય પડેલી છે. બન્ને મુક્તકોના મૂળ મુદ્દાના એ સંમિશ્ર ભાવ છે.

એમ હોવાનું કારણ, એ છે સંવેદનશીલ કવિહૃદયનો સ્પંદ : કોઈક અનેરા અસંતોષનો અફસોસ : કોઈક દિવ્ય – લોકોત્તર તૃષાનો શોષ. આમ જુઓ તો એ છે તમામ સંવેદનશીલોનો વિશેષ. પણ કવિનો સવિશેષ.

અને છતાં બન્ને મુક્તકોમાં એ કવિની વ્યથા ને આતુરતા હોવા છતાં કંઈક થોડી અલગ અલગ વિષયે છે; માટે જ તો એ બે જુદાંજુદાં મુક્તકો નીવડયાં છે ને ?

પ્રથમ મુક્તકને આરંભે જ કવિ પોતાની એક રંજ રજૂ કરે છે : વિશ્વના અણુએ અણુમાં, ન વ્યાપી શકાયાની. કવિનું હૃદય પ્રેમનો એકાત્મભાવ સર્વ સંગે અનુભવવા કરે છે : પ્રેમની વ્યાપનશીલ સંજીવની વડે, તે વિશ્વનું એક અજબ એકમ રચવા ઝંખે છે. એ એકમ. છે એકતાનું. પણ માનવી સંગે એણે એવી એકતા હજી ક્યાં અંકે કરી છે? અનુતાપની વેદનાનો એ નકાર છે.

એ પછી બીજી પંક્તિ : પ્રથમ પંક્તિના ભાવનું એ પરિણામ : તે બીજી પંક્તિના ભાવનું શું વિધાન છે?

'અંતર ઘણુંય છે કે જે
માપી નથી શકચો.'

આ પંક્તિનું 'અંતર' પદ એટલે કે શબ્દ, ઘણો અર્થ-સમૃદ્ધ છે. શ્લેષથી તે અહીં બબ્બે નહિ, પણ ત્રણ–ત્રણ અર્થો ઊઘાડી આપે છે : અને તે ત્રણે ય કાવ્યના ભાવને ઇષ્ટ હોઈ તેને ગાઢો બનાવે છે. જુઓ : ૧. 'અંતર' એટલે અંતઃકરણ, મન. ૨. 'અંતર' એટલે જુદાઈ, ભેદ, તફાવત, તે પરથી; ૩. 'અંતર' એટલે અંતરાય, છેટું, અવકાશ. અત્રે કવિને આ ત્રણે ય અર્થોનો ખપ છે.

૧. આ જગતમાં અનેક 'અંતરો' કહેતાં અંતઃકરણો, હૃદયો પડેલાં છે. વિવિધ અને રહસ્યસભર માટે જ કૌતુકથી ભરપૂર. તેને હું ક્યાં માપી શકચો છું? અર્થાત્ તેનું અવલોકન-આકલન મેં ક્યાં કર્યું છે? જે સમજે છે તે કયાસ કાઢી શકે છે : તે જ અન્ય સંગે તાદાત્મ્ય પણ સાધી શકે છે. કવિની એવી વ્યાપક સહૃદયતા અંગેની આરત છે. તેની અંતર્યામી દૃષ્ટિ આંતરસંચારિણી બની માનવ-હૃદયને વાંચે છે. આ આંતરચક્ષુને કામે ન લગાડયાનો ખેદ છે.

૨. આ વિશ્વમાં માનવી માનવી વચ્ચે કંઈ અફાટ 'અંતર' કહેતાં તફાવત, ભેદ રહેલા છે. એનાં બન્ને પરિણામો : કાં તો તેથી સંભવિત અનંત રૂપગુણવાળી સૃષ્ટિ : અથવા તો, એકથી અન્યનું અલગપણું, જુદાપણું. ઇષ્ટાનિષ્ટ ઉભય બધેનો તેથી કરીને પ્રવર્તતો પ્રભાવ. હવે કવિ જો એ જુદાઈ કે ભેદ વેધક દૃષ્ટિથી વાંચી-ઊકેલી શકે, તો માનવચેતનાનો તાગ પામી શકે: અરે! એથી માનવીની જુદાઈને તે મિટાવી પણ શકે, કદાચ. કવિને એ હૈયાઉકલત ક્યાં લાધી છે? તેનો વસવસો છે.

૩. માનવને પારખવો, પ્રીછવો અને પ્રેમ વડે સમગ્ર વિશ્વની એકતા યોજવી એ કવિધર્મ : તે ક્યાં બજાવી જાણ્યો છે? જેથી જગતજનોનાં હૈયાં એટલે કે અંતરનું 'અંતર' કહેતાં અંતરાય તે છેટું કરી શકાય. એ નિરંતરાય ન કરી શકાયાનો કવિહૈયે ખટકો છે.

આ મુજબ 'અંતર' શબ્દ અર્થગર્ભ બની રહીને તેમાં કવિપ્રેરણાનો પુટ પ્રતીત થાય છે. એ અર્થમાં તે ભાવસમૃદ્ધ પદ છે.

પણ માટે, આપણે કવિને એક વાત પૂછીએ? આવી પ્રેમની વ્યાપનશીલતા અને ઔદાર્યભર્યું

માહાત્મ્ય આ જગતમાં કોણ ઝંખે? કવિહૃદય સિવાય તે સંભવે ખરું કે? આ સર્વસ્પર્શી વેદનશીલતા તે જ શું કવિચેતનાનું મોંઘું વરદાન નથી?

મુક્તના પૂર્વાર્ધમાંનો ભાવ આપણે જોયો; તે કવિનો જગત સાથેના સંબંધનો છે. હવેના ઉત્તરાર્ધની બે પંક્તિઓમાંનો કવિનો અશક્તિ ને લાચારીનો ભાવ, તેની સિસૃક્ષા અંગેનો છે. કહે છે:

'હું એ બધી ઊર્મિઓની
માફી માગું છું,
શબ્દનું રૂપ જેને હું
આપી નથી શક્યો.'

માનવહૃદય સતત ઊઠતા ભાવોનો સભર કોશ છે. એવી અનેક કવિતોચિત લાગણીઓ હૃદયમાં જન્મી પણ ક્યારેક એવું પણ બન્યું કે એ મર્મસભર ઊર્મિઓ શબ્દદેહ પામી ન શકી, તેને કવિતાકાર સાંપડ્યો નહિ; તેથી તે વ્યર્થ ગઈ, એવું કવિને લાગી આવે છે. કવિની સ્વની એ સંજોગગત બાધાનું એને દુઃખ છે. જાણે કે એ પોતાનો સર્જનપ્રમાદ ન હોય! તેમ કુદરતે બક્ષેલી એ ઊર્મિઓની પોતે આવજત ને બરદાસ્ત કરી શકેલ નથી. તેનું શબ્દસ્વાગત ચૂકી ગયાનો અપરાધભાવ કવિને પીડે છે. એવો તો એ પીડે છે કે કવિહૃદયનો અનુતાપ પીગળી ઊઠીને ક્ષમાયાચનારૂપે પ્રત્યક્ષ થાય છે. કવિની એ ભાવાતુર (ardent) પદ્ધતિનો ઉદ્ગાર છે.

આ ગઝલી મુક્તક છે; તેનો ખાસ કસબ છે: અને તેની વિશિષ્ટ તરાહ છે; તે નોંધીએ: તેની ચારમાંથી, ૧લી બીજી અને ૪થી પંક્તિને અંતે પુનરાવર્તન પામતો રદીફ 'નથી શક્યો' આવે છે. જે કાવ્યની કેન્દ્રસ્થ લાગણીની વાચા બનીને આવેલો છે હા. ત્રીજી પંક્તિમાં અપવાદ લેખે – અને વળી ગઝલી મુક્તકની રૂઢિ લેખે – એ રદીફ જળવાયો નથી. અન્ય ગઝલકારોએ પણ એ અપવાદને ચાહીને અપનાવેલો છે. તેને કવિકસબની અશક્તિ લેખવાની નથી; પણ કવિની અશક્તિની લાચારીના ભાવની પરાકાષ્ઠા રૂપે આદર કરવાનો છે. અમૃત ઘાયલ, મનહર મોદી વ.માં જોશો તો આ અપવાદની ભાવછટાની લીલા જાણવા મળશે. હવે પછીના કવિના મુક્તકમાં તો એ કસબનું અતીવ ભાવમધુર ચિત્રણ જોવા મળશે.

આ મુક્તના કાફિયા એટલે કે પ્રાસ, રદીફને આરંભે આવેલા છે; તે એક સહજ સરલ કસબ છે. અને રદીફની પૂર્વે આવીને તેનાં છોગાં બનીને શોભે છે. આ કાફિયા પંક્તિને સચોટ કરનારી શોભા બની રહે છે. જેમ રદીફની બાબતે તેમ કાફિયાની બાબતે યે અહીં ત્રીજી પંક્તિનો અપવાદ છે; જો કે આગળની પંક્તિઓના 'વ્યાપી–આપી' પ્રાસોની સાથે ત્રીજી પંક્તિમાંનું 'માફી'નું પદ સાવ ન જ ચાલી શકે એવું નથી. કંઈક પ્રાસાભાસની ગરજ સારે તેવું તે પદ છે.

આ ગઝલમુક્તકમાં કવિહૃદયનો દિવ્ય અસંતોષ (Divine discontent) વાચા પામ્યો છે. એ જ કવિબિરુદનો બાંપોકાર.

કવિનું બીજું મુક્તક પણ પ્રથમની માફક ગઝલી મુક્તક છે. વળી રદીફકાફિયા પણ એવાજ ભાવાર્થે અને એ જ ભંગિએ ચાલે છે. એથી એનાં રદીફકાફિયા પણ લગભગ એ જ તરાહે અને અપવાદે ચાલે છે. એ રીતે હાલની ગઝલ-પ્રણાલિને કવિ અનુસરે છે. આ. સહેજ શબ્દાન્તરે રદીફ રજૂ થાય છે. પૂર્વને 'નથી શકયો,' તે પછીનામાં 'ના શકયો' એવા સ્વલ્પ શબ્દાન્તરે રજૂ થાય છે. વળી આગળના ગઝલમાપની તુલનાએ હવેના મુક્તકની પદરચના જરા નાની ટૂંકી છે; એટલો ફેર છે. અત્રે હેમનની ગઝલોનાં રદીફકાફિયા અંગે એક નિરીક્ષણ નોંધી શકાય: સામાન્ય રીતે તેની રદીફોમાં બોલાતા સરલ ઉદ્ગારોની સાહજિક છટા છે; તો તેના કાફિયા-માં–પ્રાસપદોની પસંદગીમાં, અવનવીનતા છે; જે બન્ને તેની સર્જનાત્મક તાજગી ચીંધે છે.

આ બીજા મુક્તકમાં પણ કેન્દ્રસ્થ ભાવ, અશક્તિની વ્યથા ને ઝંખનાનો જ છે; પણ જરા જુદા વિષયે. આ મુક્તકનો આરંભ કવિ કરે છે, સ્વલક્ષી અસંતોષ નોંધવા માંડીને :

'શ્વાસમાં ફૂલો લપેટી ના શકયો,'

એ કલ્પનાનો શો સંકેત? જીવનમાં ફૂલોની માવજત કે બરદાસ નથી થઈ શકતી તેનો ખેદ છે. ફૂલ છે જીવનના સૌંદર્યનું, તેની સૌરભનું, અને તેની મુલાયમતાનું પ્રતીક અને સૌરભ તો ઉત્તમ ભાવનાની સંજ્ઞા પણ ધરાવે છે. એ ત્રણેય તત્ત્વો કવિતાનાં પ્રાણભૂત તત્ત્વો છે, જે કવિ હૃદયમાં સદૈવ ચમકતાં હોય છે. આપણે પ્રથમ મુક્તકમાં, કાવ્યાત્મક ઊર્મિઓને કવિતાનું રૂપ ન આપી શકાયાની વ્યથા છે. તો આ મુક્તકમાં ઉદ્ભવેલી કાવ્યાત્મક ભાવનાઓનું સેવન ન થઈ શકયું તેની ઓછપ અનુભવાય છે. કવિને પોતાની એ અધૂરપનું ભાન છે. જગત-ભરની સુવાસને સમેટી – ભેગી કરી લઈને પોતાના હૃદય સંપૂટમાં સંભરી શકાઈ નથી.

એ છે કવિને કળાતી પોતાને પીડતા અભાવ-ની અકારી વેદના. વાત સાચી છે. કોઈ પણ સુવાસ અંતે તો માનવતાની સુવાસનો જ સંકેત છે ને? જે માનવતા અનેક ભાવો ને ગુણોથી વિભૂષિત બને છે.

કવિનો ચરાચર પ્રત્યેનો પ્રેમ એ પણ એવી એક માનવતાભરી ચેતનાની સુવાસ જ છે ને? તેને હાંસલ કરવી તે કવિહૃદયની ધન્યતા છે. પણ તેની જ અશક્તિ ને તેની જ વેદના છે. નીચેની બે પંક્તિઓમાં તે ભાવના અભાવનો અતીવ સુંદર સચોટ એકરાર મળે છે.

'હાથ ફેલાવી ઊભાંતાં વૃક્ષ સૌ,
હું હતો ઠૂંઠો કે ભેટી ના શકયો.'

કેવી હૃદયસ્પર્શી રજૂઆત! વિશ્વની છે એ વસમી વક્રતા. કે અલ્પ ચેતન વૃક્ષ ડાળડાળખી જેવા બાહુ પ્રસારે છે. સમગ્ર અવકાશ અર્થે તે પોતે આલિંગનાતુર ન હોય તેમ. અને ચેતનાસભર માનવી કે જે પ્રેમાતુર હોય : અને છતાં પોતાના પ્રેમનો પ્રતિસાદ ન પાડી શકે. એવી કોઈ નિયતિની સજા છે.

અહીં વૃક્ષ જીવંત ને ધબકતા હૃદયનું પ્રેમાતુર હરિયાળું પ્રતીક છે : ત્યારે કોઈ અકલિત કરુણ

કારણ કે માનવ હૈયાસૂની ચેષ્ટાનો ભોગ બનેલો છે. પ્રેમનો પ્રતિસાદ ન દઈ શકયાની ભોંઠપ ને અપાત્રતાનો શાપ સહી રહ્યો છે. કવિએ આ સચોટ કલ્પન વડે જે ભાવોત્કટ ચિત્ર ધર્યું છે તે હૃદયાર્દ્ર કરનારું છે. આ કલ્પનની ભાવનાહિતા મુક્તકની પરાકાષ્ઠા બની રહે છે. અને પ્રથમ મુક્તકમાં પણ ત્રીજી પંક્તિની પરાકાષ્ઠાની જેમ આ મુક્તકમાં પણ તેમ બની રહે છે. કંઈક વધારે કાવ્યચમત્કારો દાખવી શકે છે.

જેમ ગૂંગો પોતાનું સ્વપ્ન ઉચ્ચારી શકતો નથી, જેમ અંધ જગતનાં સુભગ દર્શનોથી ઓઝલ રહે છે, તેમ ઠૂંઠો પ્રેમનો પ્રત્યવાય અનુભવે છે. આ અંતરાયથી રુંધામણની લાચારી અને અસાહાય્યતાની વસમી વ્યથા વેઠવાવારો છે.

પણ ફરી આપણે કવિને પૂછીએ : જે કોઈ પોતે ન હોવાની લાગણીને સંવેદી શકે, એવા સદ્યોવેદી ને સૂક્ષ્મવેદી હૃદયોને માટે સભર હોવાનો સંભવ શું સદાસર્વદા નથી રહેતો? કારણ સાચા અભાવમાં જ ભાવનો સદા સંભવ-સંભરેલો છે.

આ બન્ને મુક્તકોમાંની ઉમદા કવિરટણા સરાહના કરવા જેવી નથી!

તા. ૧૩-૭-૮૯



## એક રચના

**કિશોર મોદી**

આ જીવનમાં કોઈનું સાંનિધ્ય લઈને, આ અખિલાઈમાં ખોવાઈ જવું છે,
પોતીકી પરછાંઈનું સાંનિધ્ય લઈને, અણદીઠી છાંઈમાં ખોવાઈ જવું છે.

ચેતનારૂપે મને કોઈ જગાડે, ગામની વાસંતી ઘટનાને સુહાવી,
રોજ સૂરજ-શાઈનું સાંનિધ્ય લઈને, મ્હોરતી જાઈમાં ખોવાઈ જવું છે.

ચિત્ત વૃંદાવન સમું આનંદી ઊઠે, છો નગર મેવાડનું વેરાન લાગે,
યાદની શરણાઈનું સાંનિધ્ય લઈને પણ મીરાંબાઈમાં ખોવાઈ જવું છે.

એ રીતે તારા વગર જીવી જવાશે, મૌનનું એકાંત પાછું ઝલમલે છે,
એકલી તનહાઈનું સાંનિધ્ય લઈને ખુદાની તનહાઈમાં ખોવાઈ જવું છે,

ખુશ્બૂમય ઘટનાનું નભ થઈ જા તું કિશોર, શબ્દનો સંગાથ પણ કેવો મળ્યો છે.
કોઈ છપ્સિત જાઈનું સાંનિધ્ય લઈને, અહીં ગઝલ-શાઈમાં ખોવાઈ જવું છે.

# ફૂલ જેવી કોમળ અને પથ્થર જેવી સઘન કવિતા

## પથિક પરમાર

'પીળાં પર્ણનો ટહુકો'

૧૯૫૬થી સાહિત્ય-સાધનાનો આરંભ કરનાર કવિશ્રી આર. જે. નિમાવતે ગુજરાતી સાહિત્યના સાતમા દાયકા દરમ્યાન અનેક કાવ્ય રચનાઓનું સર્જન કર્યું છે. ઇસુની આ સદીના આઠમા દાયકામાં તેઓ એક પ્રગતિશીલ કવિ તરીકે પોતાના પ્રયોગશીલ અભિગમો લઈને બહાર આવે છે.

છેલ્લા દોઢ દાયકા દરમ્યાન વિવિધ ગુજરાતી સામયિકોમાં પ્રકાશિત થયેલી તેમની વૈવિધ્યપૂર્ણ રચનાઓમાં કેટલીક ઉત્તમ રચનાઓનું સંકલન કરીને તેઓ જુલાઈ, '૮૭માં 'પીળાં પર્ણનો ટહુકો' નામનો કાવ્યસંગ્રહ લઈને આપણી સમક્ષ ઉપસ્થિત થયા છે, જેમાં તેમની પ્રયોગશીલ અભિવ્યક્તિના દર્શન થાય છે. આ કાવ્યસંગ્રહમાં ૬૪ ગઝલો, ૫ ગીત અને ૩ ગદ્ય કાવ્ય મળીને કુલ ૭૨ રચનાઓ સંપાદિત કરવામાં આવી છે. સંખ્યાબંધ કાવ્યોમાંથી પયેલ આ સંપાદન પ્રમાણમાં અલ્પ છતાં ગુણવત્તાની દૃષ્ટિએ 'વિશેષ' લઈને આવે છે.

આ સંગ્રહની ગઝલો પર દૃષ્ટિપાત કરતાં તેમાં વિષયનું વૈવિધ્ય વર્તાય છે. માનવ-જીવનનાં વિવિધ પાસાંઓને, સ્થિતિ-પરિવેશોને, તેઓ સૂક્ષ્મ રીતે અવલોકીને રચનારીતિની નવીન ભાત દ્વારા પોતાની સર્જકતા પ્રગટાવે છે. તાજગીસભર અને કૌવતપૂર્ણ પ્રતીકો-કલ્પનો દ્વારા ભાવાભિવ્યક્તિ સાધે છે. તેમની 'ઇતિહાસ ફેરવું' ગઝલના અંતિમ શેઅરમાં પ્રગટતો મિજાજ જુઓ :

"ઘડિયાળના કાંટા સમી મારી ગતિ નથી.
મરજી મુજબ હું કાળનો ઇતિહાસ ફેરવું."

પર્ણનો ટહુકો, મૌનનો અંધાર, અજવાની આગ, લાગણીનો ફાગણ, અર્થનાં જંગલ, સંબંધનાં દર્પણો, કલ્પનાના કાંગરા, યાદનો અજવાસ, રિક્તતાના હાથ, એષણાની પાંખ, છળનાં હરણ જેવા ષષ્ઠિના પ્રત્યયો દ્વારા યોગ પામતાં કલ્પનો આસ્વાદ્ય પ્રતીતિકર બની રહે છે. આ શબ્દયુગલો મૂર્ત + અમૂર્ત કે અમૂર્ત + મૂર્તના ધ્વનિપૂર્ણ અને શ્રુતિગમ્ય કલ્પન-ચિત્રોને ઉપસાવે છે. ષષ્ઠિના પ્રત્યયોનું ભારણ ન વરતાય એ રીતે અતિરેકવિહીન આ કલ્પનો અવનવી ભાતો લઈને આવે છે. એ માટે કવિ જુદીજુદી રચનારીતિ દ્વારા આ કલ્પનાની અભિવ્યક્તિ સાધતા માલુમ પડે છે.

આ કવિની કવિતામાં નગરસંવેદનાનું, પ્રકૃતિનાં વિવિધ તત્ત્વોનું, જીવનનાં અવનવાં રૂપોનું અને માનવ-જીવનની કરુણતાનું આલે-

વૈવિધ્યસભર રીતે થયેલું દેખાય છે. 'કાચના ઘર' શીર્ષકની ગઝલમાં કવિ 'ફફડતી, રઝળતી, કણસતી, ભટકતી અને સબડતી' જિન્દગીનું આલેખન કરે છે. જ્યારે 'માણસ' શીર્ષકની ગઝલમાં — 'ગાડીના ડબ્બે ટીંગાતા, રસ્તાની વચ્ચે ભીંસાતા, ઊની રેતીમાં શેકાતા, લીલાછમ સ્વપ્ને રૂઝાતા, કણકણ માટે રીબાતા,' માણસની અવસ્થાને આલેખે છે.

આ સંગ્રહની કલ્પનાસૃષ્ટિ પર દૃષ્ટિપાત કરતાં, તેમાં 'બંધ મુઠ્ઠી'માં ઊગતા અને આથમતા સૂરજનું ચિત્ર પ્રાપ્ત થાય છે. 'અંધકારોનાં રહસ્યો જાણવા,' 'દશ્યો સઘળાં,' દર્પણે ટહુકા કરતાં સંભળાય છે.' 'લાગણીનાં ખેતરે ઊભો રહેલો ચાડિયો,' 'એષણાની પાંખ લઈને પટકાય છે,' 'હેમંતી દિવસોમાં બર્ફીલો રસ્તો,' 'વસંતમાં વર્ણાગી થઈ લહેરાતો રસ્તો,' જેવા મળે છે. ફૂલો પોતાના હાથમાં 'વસંતના નકશા લઈને ફરે છે,' આંગળી છોડીને સમય ચાલ્યો જાય છે ત્યારે 'યાદનો અજવાસ' ભીંત પર છલકાય છે. આવી નૂતન કલ્પનાસૃષ્ટિ અહીં દૃષ્ટિગોચર થતી જણાય છે. નગરસંવેદના કવિ આ રીતે પ્રગટાવે છે :

"લાગણીની વાત ક્યાં કરવી હવે,
બંધના એલાનથી ભડકે નગર."

તેમની કવિતામાં આવતાં પુરાણકલ્પનો જીવનની નિર્મમતાનો અહેસાસ કરાવે છે. 'ચોપાટ' શીર્ષકની ગઝલમાં તેઓ કહે છે :

"કાચલીનાં આવરણ ભેદી જુઓ,
પાંડવોની પાયમાલી નીકળે."

શબ્દ અને અર્થનું સાતત્ય જાળવીને આ કવિ શબ્દ અને અર્થનું સંનિધિકરણ સાધી અનુભૂતિને વ્યક્ત કરવા માટે શબ્દ કેટલો પોકળ બની રહે છે તેની વાત કરે છે. ક્યારેક શબ્દના પડઘા અને અર્થના ઝગડાતું, ક્યારેક અંધકારમાં ડૂબી જતાં શબ્દની અને ઝળહળતા અર્થની, ક્યારેક શબ્દના દરિયાની ને અર્થનાં જંગલની, ક્યારેક શબ્દનાં વનની અને અર્થની પીળાશની જે ભાવાભિવ્યક્તિ સાધે છે તેમાં પરસ્પરવિરોધી એવી સહોપસ્થિતિનું દર્શન થાય છે. જેમ કે 'સાવ પોલા શબ્દ જેવી જિન્દગી,' 'અર્થને પામી શકો તો હેમ છે,' એ જ રીતે 'અંધાર અને અજવાસ,' 'મૌન અને ભીંસ,' શૂન્યતા અને કલરવ' 'લીલા સ્વપ્ન અને લોહીઝાણ ઘટના,' 'મઘમઘતા અને કરમાઈ ગયેલાં ફૂલોનું' જે ભાવવિશ્વ આલેખે છે તેમાં લીલાપૂર્ણ સૃષ્ટિનો અનુભવ થાય છે.

આ સંગ્રહની ગઝલોમાં 'ફેરવું,' 'જિન્દગી,' 'રસ્તો,' 'વસંતના,' 'માણસો,' 'ભીંત પર,' 'અવકાશમાં,'— જેવા રદીફો અને અજવાસ, વહેમ, ઝળહળતા, કારણ, ખાલી, પોલાણ, થરકે જેવા કાફિયાઓ પ્રયોજાયેલા જોવા મળે છે. તો ક્યાંક ક્રીડા, ઘટના, પડઘા, જેવા આકારાંતી કાફિયાઓનો પણ વિનિયોગ જોવા મળે છે. 'ભીનાં સ્મરણ' શીર્ષકની ગઝલમાં કવિ કાફિયાને પુનરાવર્તિત કરીને ભાવને સઘન બનાવતા જણાય છે. દા. ત.,

'વેલડું ચાલ્યું ગયું છે ક્યારનું સંબંધનું,
ઘૂઘરા એના હજુ સંભળાય છે સંભળાય છે."

આ રીતે 'સાથ સાથ' શીર્ષકની ગઝલમાં કવિ ગઝલના આ રદીફને પડધાવે છે.

'રાધાની આંખલડી' એ ગીતમાં કવિ રાધા અને કાનજીના પ્રેમનું સર્વજનીસ પ્રણય-વિશ્વ નિરૂપે છે. 'પાળિયાની ઉક્તિ' શીર્ષકની ગદ્ય રચનામાં શિયાળે ઠૂંઠવાતા, ઉનાળે શેકાતા, અને ચોમાસે ટાઢા બોળ થતા પાળિયાનું કરુણ ચિત્ર ઉપસાવે છે. પાળિયાને એમ થાય છે કે હું પાળિયો હોવાને બદલે ખેતરનો ચાડિયો હોત તો ફાટેલ પહેરણ ને માથારૂપે માટીની માટલી તો મળત! પાળિયાનું આ દર્શન માનવ-જીવનની કરુણતાને વાચા આપે છે.

કવિશ્રી આર. જે. નિમાવત એમના આ પ્રથમ કાવ્ય-સંગ્રહમાં નૂતનતાની નાંદિ સંભળાવે છે. શ્રી દિલીપ રાણપુરાએ નોંધ્યુ છે તેમ–" જન સામાન્ય સ્તરે ઊભા રહીને આસ્વાદી શકાય, કવિતાને કિતાબોથી દૂર લઈ જઈને કંઠમાં આરોપી શકાય તેવા કેટલાંક સરળ છતાં સંશક્ત કવિઓ ગુજરાત પાસે છે તેમાં શ્રી નિમાવત પણ છે." અને શ્રી બટુક વોરાએ નોંધ્યું છે તેમ "શ્રી નિમાવતની મનોભૂમિ વાસ્તવિકતા સાથે ગાઢ રીતે મિશ્ર થયેલી છે. માત્ર કલ્પનાઓ નહિ પણ જીવનનો ધબકાર તેની કલમમાં અને વાક્‌ધારામાં મને જોવા મળ્યો છે."– એની પ્રતીતિ આ સંગ્રહની કૃતિઓ વાંચ્યા પછી થયા વગર રહેતી નથી. ફૂલોથી કોમળ અને પથ્થરથી સઘન જેવી કૃતિઓ લઈને આવતા શ્રી નિમાવતના આ પ્રથમ સંગ્રહને આપણે આવકારીએ અને એમની પાસેથી આથી યે સુંદર બીજા સંગ્રહો પ્રાપ્ત થાય એવી અપેક્ષા રાખીએ.



## કવિમિત્રોને

કવિલોક-સંચાલિત 'વિશ્વ કવિતા કેન્દ્ર'માં વિદ્યમાન અને વિગત કવિઓની છબીઓ, સંક્ષિપ્ત પરિચય અને સ્વહસ્તાક્ષરમાં એક કાવ્યરચનાનો સંગ્રહ ઊભો કરવાનું વિચારાયું છે. સૌ કવિમિત્રોને વિનંતી કે પોતાની કેબિનેટ કદની છબી, સંક્ષિપ્ત જીવનપરિચય અને ફૂલસકેપ કાગળ પર સ્વહસ્તાક્ષરમાં એક કાવ્ય નીચેના સરનામે મોકલી આપે :

'વિશ્વ કવિતા કેન્દ્ર'

'કાંચનાર', શાહીબાગ અંડરબ્રિજ સામે, અમદાવાદ–૩૮૦ ૦૦૪

વિગત કવિઓ વિશેની ઉપરોક્ત સામગ્રી જેમની પાસે હોય તેમને પણ તે મોકલી આપવા ખાસ વિનંતી છે.

(૧) અવિરત પ્રગતિના પંથે આગળ વધતું ગુજરાત :

રાષ્ટ્રની આઝાદીની લડતમાં મહાત્મા ગાંધીજી અને સરદાર પટેલની રાહબરી નીચે ગૌરવપૂર્ણ યોગદાન આપનારા અને સ્વાતંત્ર્ય પછીના ભારતના નવઘડતરમાં સહભાગી બની રહેલા ગુજરાતે અલગ રાજ્યની સ્થાપના પછીના સમયગાળા દરમિયાન પ્રગતિપથનાં અનેકવિધ સોપાનો સર કર્યાં છે.

ગુજરાત રાજ્યની સ્થાપના બાદ રાજ્યે વિવિધ ક્ષેત્રોમાં સાધેલી પ્રગતિની ઝલક આ રહી :

ઉદ્યોગ :

રાજ્યમાં ૧૨૦૦ મધ્યમ અને મોટાં ઔદ્યોગિક એકમો; ૮૮,૦૦૦ કરતાં વધારે લઘુક્ષેત્રના ઉદ્યોગો; ૭૫૦ લાખથી પણ વધુ કામદારોને રોજી – ઔદ્યોગિક ઉત્પાદન રૂ. ૩૦,૦૦૦ કરોડ જેટલું; ખાણ અને ઉત્પાદન ક્ષેત્રના પ્રોજેક્ટમાં રાષ્ટ્રની રૂ. ૧,૩૦૯ની સરેરાશ સામે રૂ. ૨,૬૯૧ ના રોકાણ સાથે માથાદીઠ આવકમાં પ્રથમ સ્થાને; હીરા ઉદ્યોગમાં ૫૦,૦૦૦ એકમોમાં આઠ લાખ કામદારોને રોજી; હજીરા ખાતે રૂ. ૫૮૦ કરોડનું ગેસ પ્રોસેસીંગ અને રૂ. ૩૦૫ કરોડનું સ્પોંજ આયર્ન સંકુલ.

શિક્ષણ :

બિન-આદિવાસી શાળાના ધોરણ ૧ થી ૪ના ૩૬.૮૧ લાખ તથા આદિવાસી વિસ્તારની શાળાઓના ધોરણ ૧ થી ૭નાં ૧૦.૬૬ લાખ બાળકોને વિના મૂલ્યે પાઠ્યપુસ્તકો અપાયાં – પછાત વર્ગોનાં બાળકોને મફત ગણવેશ – ઓપરેશન બ્લેક બોર્ડ, વિવિધ શિષ્યવૃત્તિઓ, અશાલેય શિક્ષણ તથા નવોદય વિદ્યાલયોનો પ્રારંભ."

અનુસૂચિત જાતિ અને જનજાતિનાં અને અન્ય પછાત વર્ગનાં બાળકો વિજ્ઞાન, ટેકનોલોજીનું શિક્ષણ મેળવે તેવી સવલતો યુક્ત ૧૫ આદર્શ નિવાસી શાળાઓની શરૂઆત – સાક્ષરતા અભિયાન હેઠળ ૧,૪૦,૦૦૦ નિરક્ષર પ્રૌઢોને સાક્ષર કરાયા.

પીવાના પાણીનું સફળ આયોજન

રાજ્યનાં ૧૫,૮૮૨ ગ્રામો, ૫૩ નગર પંચાયતો તથા ૨૯ જેટલાં શહેરો માટે પીવાના પાણીનો રૂ. ૧૫૧.૮૮ કરોડનો માસ્ટર પ્લાન. દસ હજારની વસતિવાળાં ૧૨,૦૦૦ ગામોને પાણી-પુરવઠા યોજના પૂરી કરાઈ, પીવાના પાણી અંગેના ટેકનોલોજી મિશન અન્વયે ૧૯૯૦ના અંત સુધીમાં ગ્રામ વિસ્તારોમાં રોજનું માથાદીઠ ૪૦ લીટર પીવાનું પાણી પૂરું પાડવાનું આયોજન.

## સરદાર સરોવર ( નર્મદા ) યોજના

રાજ્યની જીવાદોરી સમી નર્મદા યોજના સાકાર થતાં ૧૨ જિલ્લાનાં ૬૨ તાલુકાનાં ૩,૩૪૪ ગામોમાં ૧૮.૬૯ લાખ હેક્ટર જમીન માટે સિંચાઈની સવલતો ઉપલબ્ધ થશે. ૧૩૧ શહેરો અને ૪,૭૨૦ ગામોને પાણીનો લાભ મળતો થશે. માનવ અને પશુજીવન વનીકરણ, જાહેર આરોગ્ય, મત્સ્યપાલન જેવાં પાસાંઓ પર્યાવરણ સુરક્ષામાં આવરી લેવાયા. ગુજરાતના આશરે ૧૦૦૦ અને મહારાષ્ટ્રનાં ૮૬ કુટુંબોનો પુનઃ વસવાટ કરાવાયો.

## ગૃહનિર્માણ

ઇન્દિરા આવાસ યોજના અન્વયે અનુસૂચિત જાતિ અને અનુસૂચિત જનજાતિ માટે ૧૯,૨૭૦ આવાસો બાંધવા માટે રૂ. ૧૮૩૩.૦૭ લાખનો ખર્ચ; ભૂમિહીન ખેતમજૂરોને ઘરથાળના પ્લોટ ઉપર મકાનો બાંધવા નાણાકીય સહાય; ઓછી આવકવાળા લોકો માટે ગૃહ નિર્માણ બોર્ડ દ્વારા છેલ્લાં ત્રણ વર્ષ દરમિયાન કુલ ૧૦,૧૭૬ આવાસોનું નિર્માણ કરાયું.

## મહિલા વિકાસ

બધી જ કક્ષાએ વિનામૂલ્યે કન્યા કેળવણી અપાઈ રહી છે. રાજ્યમાં મહિલાઓને આર્થિક રીતે પગભર કરવા માટે મહિલા આર્થિક વિકાસ નિગમ દ્વારા વિવિધ બેન્કેબલ યોજનાઓ, પ્રાદ્યોગિક અને વિજાણુ તાલીમ, માર્જિન મની સહાય યોજના, વિના ટેન્ડર યોજના વગેરેનો અમલ; સ્વરોજગારી માટે નાના ગૃહઉદ્યોગો ચલાવવા બેંકો પાસેથી રૂ. ૫૩.૫૦ લાખના લોન ધિરાણ-સામે રૂ. ૨૧ લાખની સબસીડી. ૮૪૫ મહિલાઓને વિજાણુ ઉદ્યોગો માટે તાલીમ; રૂ. ૨.૧૦ લાખનું સ્ટાઈપેન્ડ અપાયું; જમીનવિહોણા ખેતમજૂર; ૧૩,૫૩૧ બહેનોને પ્રસૂતિ સહાય માટે રૂ. ૫૬.૪૦ લાખ ચૂકવાયા.

## કૃષિ

નાના અને સીમાંત ખેડૂતોને મફત પીવાના પાણીના કૂવાઓ કરી આપવા "જીવનધારા" યોજનાનો અમલ; પાક વીમા યોજના હેઠળ રૂ. ૨૧૦ કરોડના દાવાઓની મંજૂરી; વીજળીદરોમાં રૂ. ૯૭ કરોડની ખેડૂતોને રાહત; લગભગ ૧,૨૪,૩૪૫ આદિવાસી ખેડૂતોને આધુનિક સાધનો સાથે સઘન અને અદ્યતન તાલીમ; ખેતમજૂરો માટેના જૂથ વીમા યોજના અન્વયે આશરે ૧૦,૬૯૪ જેટલા લાભાર્થીઓને લાભ અપાયો. કૃષિ પંચ અને કૃષિ ભાવ સ્થિરતા નિધિની રચના; જમીન ડૂબમાં જતી હોય તેવા ખેડૂતોને વૈકલ્પિક જમીન ખરીદવાના કાયદામાં ફેરફાર.

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ (ફોન : ૪૪૭૬૬૦)
મુદ્રણસ્થાન – સ્વાતિ પ્રિન્ટિંગ પ્રેસ, અમદાવાદ-૩૮૦૦૦૭

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શિશિર : ૨૦૪૬ : સળંગ અંક ૧૯૨ : દ્વિજ અંક ૧૨૦

નવેમ્બર-ડિસેમ્બર ૧૯૮૯

તંત્રી ધીરુ પરીખ

**કાવ્યો**



**ગદ્ય**



**અનુવાદ**



**આસ્વાદ**



**અવલોકન**



સલાહકાર : રાજેન્દ્ર શાહ, નિરંજન ભગત

○ દેશમાં વાર્ષિક લવાજમ રૂ ૪૦, પરદેશમાં પાઉંડ ૭ અથવા ડોલર ૧૨ આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦

● આ અંકની છૂટક કિંમત રૂ ૭

○ 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી એપ્રિલ, જૂન, ઓગસ્ટ, ઓક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું : 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯

લવાજમ મોકલવાનાં અન્ય સ્થળ : (૧) વિજય સ્ટોર્સ, ૯૨, કલ્યાણભવન ગ્રિલીફરોડ અમદાવાદ-૧ યા સ્ટેશન રોડ આણંદ: (૨) સૌરભ પુસ્તક ભંડાર, રિલીફરોડ, પાદશાહની પોળ સામે, અમદાવાદ-૧; (૩) ગ્રંથાગાર, મ્યુનિસિપલ માર્કેટ સામે નવરંગપુરા, અમદાવાદ-૯; (૪) સાહિત્યનિવાસ, ધર્મેન્દ્રસિંહજી કૉલેજ સામે, રાજકોટ-૧

પ્રકાશક અને મુદ્રક · ધીરુ પરીખ (ફોન · ૪૪૧૬૬૦)
મુદ્રણસ્થાન – સ્વાતિ પ્રિન્ટિંગ પ્રેસ, અમદાવાદ-૩૮૦૦૦૧

# નવું લવાજમ

ગ્રાહક મિત્રો,

છેલ્લા કેટલાક સમયથી મુદ્રણસામગ્રીના ભાવોમાં સતત વધારો થતો રહ્યો હોવા છતાં અમે 'કવિલોક'નું લવાજમ વધાર્યું નહોતું. પરંતુ તાજેતરમાં કાગળના ભાવમાં બેહદ અને છાપકામના ભાવમાં સામાન્ય વધારો થયો છે. આ પરિસ્થિતિમાં 'કવિલોક'ના લવાજમમાં થોડો વધારો કરવો અનિવાર્ય બન્યો છે. સૌ ગ્રાહકો આ વધારાને સહ્ય ગણશે એવી અમારી અપેક્ષા છે.

૧૯૮૯ ઓક્ટોબરથી 'કવિલોક'નું નવું લવાજમ નીચે પ્રમાણે રાખેલ છે. ગ્રાહકો અને એજન્ટોએ તેની નોંધ લેવા વિનંતી છે.

વાર્ષિક લવાજમ રૂ. ૪૦-૦૦

આજીવન લવાજમ રૂ. ૪૦૦-૦૦

પરદેશમાં (હવાઈમાર્ગે) ડૉલર ૧૨ અથવા પાઉન્ડ ૭

લવાજમ બહારગામની બેંકો પરના ચેકથી સ્વીકારાતું નથી. મનીઑર્ડર કે ડ્રાફ્ટથી લવાજમ મોકલવું.

# કવિલોકનાં પ્રકાશનો

## ક્ષમાપ્રાર્થના

કવિલોક ટ્રસ્ટે પ્રકાશિત કરેલાં નીચેનાં બે ગ્રંથો માટે ખૂબ જ માગ આવે છે; પરન્તુ તે હાલ સ્ટોકમાં ન હોવાથી પૂરા પાડી શકાતા નથી તે બદલ ક્ષમાપ્રાર્થી છીએ.

૧. સાત મહાકાવ્યો ૨. પંચમહાકાવ્યો

## ગણતરીની નકલો

નીચેનાં પુસ્તકોની હવે ગણતરીની નકલો જ બાકી છે, તો તે અપ્રાપ્ય બની જાય તે પહેલાં વસાવી લેશો :

**૧. ગદ્યકાવ્ય** – પાકું પૂઠું, ભારે કાગળ, રૂ. ૨૪–૦૦

(ગુજરાતીમાં ગદ્યકાવ્યને લગતી શાસ્ત્રીય ચર્ચા કરતું પ્રથમ પ્રકાશન, ગદ્યકાવ્યોના નમૂના સાથે)

**૨. આપણાં ઋતુકાવ્યો** – પાકું પૂઠું, ભારે કાગળ, રૂ. ૩૦–૦૦

(મધ્યકાલથી આજ સુધીના આપણા નીવડેલા કવિઓનાં વિવિધ ઋતુલક્ષી કાવ્યોનો સંચય)

**૩. નવ્ય કવિ શ્રેણી** – **'પરંતુ'** (વિનોદ જોષી), **'પાર્થિવ'** (જગદીશ વ્યાસ), **'જળની આંખે'** (યજ્ઞેશ દવે), **'જીભ ઉપરનો ધ્વજ'** (પ્રફુલ્લ પંડ્યા), **'અરીસાઘર'** (બારીન મહેતા) — નેચરલ શેઈડના ભારે કાગળ પર છપાયેલ આ પ્રત્યેક કાવ્યસંગ્રહની કિંમત માત્ર રૂ. ૭–૦૦

**૪. પ્રસંગસપ્તક :** (રાજેન્દ્ર શાહનાં સાત સંવાદકાવ્યો) કાચું પૂઠું, રૂ. ૧૫–૦૦

**૫. 'આગિયા' :** (ધીરુ પરીખનો હાઈકુસંગ્રહ) પાકું પૂઠું, ભારે કાગળ, રૂ. ૧૫–૦૦

**૬. 'અંગપચીસી' :** (ધીરુ પરીખનો છપ્પાસંગ્રહ) કાચું પૂઠું, રૂ. ૮–૦૦

## પ્રાપ્તિસ્થાન

**ગ્રંથાગાર :** જવાહરલાલ નેહરુ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦૦૦૯

**સાહિત્યમિલાપ :** ધર્મેન્દ્રસિંહજી કૉલેજ સામે, રાજકોટ–૩૬૦૦૦૧

શિશિર સં. ૨૦૪૬ કવિલોક નવેમ્બર-ડિસેમ્બર ૧૯૮૯

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितमाविराविर्म एधि ।

## કવિતા, કાનની કળા

કવિતા કાનની કળા છે.

મોટેથી કવિતાનો પાઠ કરવાથી કવિતા એ કેવી એક આખી અવાજોની સૃષ્ટિ છે તેનો આનંદ મળશે. પછી અંદરના કાન એવા ટેવાઈ જશે કે મનમાં મૂંગા મૂંગા પંક્તિઓ યાદ કરીએ – અથવા મૂંગા મૂંગા વાંચીએ ત્યારે પણ – કવિતાનો સ્વરદેહ સુરેખપણે શ્રુતિગોચર થશે અને એમાં જે કાંઈ શ્રવણમાધુર્ય હશે તે હૃદયને સ્પર્શી જશે.

કવિતાના શ્રવણમાધુર્યનો મુખ્ય આધાર પુનરાવૃત્તિ ઉપર — એક જ જાતના અવાજો ફરી ફરી આવે તેની ઉપર હોય એવું જોઈ શકાય છે. એકના એક સ્વરો કે વ્યંજનો ફરી ફરી દેખાતા હોય એવી શબ્દોમાંની સ્વરવ્યંજનસંકલના એક જાતનો આહ્લાદ આપી રહે છે એટલું જ નહીં, છંદોરચના પણ અવાજોના અમુક એકમના પુનરાવર્તન પર આધારિત છે.

છંદ એટલે આનંદ. છંદને માટે સંસ્કૃતમાં બીજો એક શબ્દ છે : વૃત્ત. અવાજોના અમુક એકમનાં જેમાં ફરી ફરી આવર્તનો થાય છે તે વૃત્ત. દીર્ઘ સ્વરવાળા 'ગુરુ' અક્ષરોને ગા અને બાકીના લઘુને લ કહીએ, તો 'વનમાં તરુમાં હસતી રમતી' એ પંક્તિ લલગા લલગા લલગા લલગા એમ લલગાનાં ચાર આવર્તનોની બનેલી જણાશે. બધા જ છંદોમાં કશુંક ફરી ફરી આવ્યાં કરે છે અને તેથી જ તો એ આનંદ આપનારા બની રહે છે.

ઉમાશંકર જોશી

['શબ્દની શક્તિ'માંથી]

# અસમિયા કવયિત્રી નલિનીબાલા દેવી

## કૃષ્ણવદન જેટલી

બાર વર્ષની ઉંમરે (૧૯૦૯) પરણેલી નલિનીબાલા દેવી એક વર્ષ બાદ સાસરે ગઈ. પાંચ સંતાનોની તે માતા બની. પછી એકાએક તેના પતિ જીવેશ્વર ચાંકાકતિ દેવલોક પામ્યા. આ આકસ્મિક દુર્ઘટના બાદ નલિનીબાલા દેવીના પિતા કર્મવીર બરદલૈ પુત્રીને તેનાં બાળકો સાથે પોતાને ઘેર લઈ આવ્યા. વિધવાના સફેદ વસ્ત્રમાં નલિનીબાલા પોતાના પિતાને ત્યાં ગૌહાટીમાં આવી ત્યારે તેના સર્વે કુટુંબીજનો રડવા લાગ્યા. તેની નાની ચીસ પાડી બોલી, "બેટી! તું આવા સફેદ કપડાં પહેરી મારી સામે ન આવતી. તું રેશમી લેંઘા વગેરે પહેરજે." પરંતુ નલિનીબાલાના પિતાશ્રીએ આ દુઃખ પચાવી લીધું હતું. તેમણે ધીરજથી કહ્યું: "શા માટે તે સફેદ વસ્ત્ર ના પહેરે? આજ સુધી મેં મારી બેટીને મનપસંદ અલંકારોથી સજાવી હતી. આજથી હું નલિનીને 'મહાશ્વેતા'ના રૂપમાં જોઈશ. મારી બેટી સદા શ્વેત પરિધાનમાં તપસ્વિની જેવી મહાશ્વેતાનું રૂપ પ્રાપ્ત કરશે. મારું જીવન ધન્ય બનશે." આમ કહી પિતાશ્રી બરદલૈએ "શ્રીમદ્ ભગવદ્-ગીતા"નું પુસ્તક વિધવા પુત્રીના હાથમા આપ્યું અને બોલ્યા, "લે, બેટી! આ શ્રીમદ્ ભગવદ્-ગીતા તારી જીવનસંગિની બની તને માર્ગદર્શન આપ્યા કરશે." પિતાની આ વાણીએ નલિનીબાલાના જીવનમાં નવી રોશની પ્રગટાવી. કવિશ્રી કલાપીએ કહેલ "છે વૈધવ્યે વધુ વિમલતા બહેન, સૌભાગ્યથી કંઈ"–શબ્દો નલિનીદેવીના જીવનમાં સાર્થ બન્યા. દુઃખપૂર્ણ સંસારમાં તેણે પ્રકૃત જ્યોતિનું સંધાન મેળવ્યું. આદર્શ પિતાના શાંતિમય આશ્રયમાં ગંભીર ધ્યાનરતા મહાશ્વેતા તપસ્વિની નલિનીબાલા ભગવત્-ચિન્તનમાં લીન થઈ. થોડાક સમય બાદ તેના બે પુત્રો પણ અકાળ મૃત્યુ પામ્યા. આ દુઃખોના મારથી તેનું અંતર રડી રહ્યું, પરંતુ તેનો શોક કાવ્યસ્વરૂપે વહેવા લાગ્યો. તે મીરાંબાઈ સમી અસમની મહાન કવયિત્રી બની.

અસમની શ્રેષ્ઠ કવયિત્રી નલિનીબાલા દેવીનો આ જીવનપ્રસંગ છે. નલિનીબાલા દેવીનો જન્મ કામરૂપ જિલ્લામાં આવેલ બરપેટા શહેરમાં ઈ. સ. ૧૮૯૮માં માર્ચ મહિનાના શુક્લપક્ષની ચૌદશે થયો હતો. તેમના પિતા કર્મવીર નવીનચંદ્ર બરદલૈ કેવળ અસમના નહિ, પણ ભારતવર્ષના એક ધુરંધર રાજનીતિજ્ઞ હતા ભારતની સ્વાધીનતાનું આંદોલન અસમમાં વ્યાપક બનાવવાનું શ્રેય કર્મવીર બરદલૈને છે. તેમનું કુટુંબ ગૌહાટીમાં રહેતું. ઘરમાં ધનવૈભવની ખોટ ન હતી. નલિનીબાલા બરદલૈની પ્રથમ બાળક–પુત્રી–હોવાથી કુટુંબમાં તે સૌની લાડકી હતી. આમ તેનું બાળપણ વૈભવવિલાસમાં વીત્યું હતું.

તે જમાનામાં સ્ત્રી-કેળવણીની સારી વ્યવસ્થા ન હતી. અસમમાં કેવળ દિબ્રૂગઢ શહેરમાં એક

પ્રાથમિક કન્યાશાળા સ્થપાઈ હતી. બરદલૈ તેમની બે પુત્રીઓને સારું શિક્ષણ આપવા ઇચ્છતા હતા. આથી તેમણે ઘરમાં જ શિક્ષણ આપવા સારા શિક્ષકોની નિમણૂક કરી. થોડા સમયમાં જ સરસ શિક્ષણ મળે તેવી વ્યવસ્થા કરી. આઠ વર્ષની ઉંમરમાં તો નલિની સંસ્કૃત અને કાવ્યમાં પારદર્શિતા પ્રાપ્ત કરી વિશુદ્ધ ઉચ્ચારણ સાથે સંસ્કૃત વાંચવાની શક્તિ મેળવી શકી અને જટિલ કાવ્યછંદોથી પરિચિત થઈ કઠણ શબ્દો અને વ્યાકરણનું જ્ઞાન મેળવી કાવ્યની વ્યાખ્યા કરવા લાગી. સંસ્કૃત ઉપરાંત અસમી ભાષા, ઇતિહાસ, ગણિત, ભૂગોળ વગેરેની કેળવણી પણ તેણે મેળવી હતી. બાળપણથી તેણે કવિતા લખવાનું શરૂ કર્યું હતું અને પ્રારંભિક કૃતિઓ 'પિતા' 'સંધ્યા' વગેરે તે સમયનાં બાલસામયિકોમાં પ્રગટ થઈ હતી. નલિનીના પિતા બરદલૈ સારા સંગીતજ્ઞ અને ગાયક હતા. તેથી તેમણે બાળકોને સંગીતનું શિક્ષણ પણ આપ્યું હતું. નલિનીએ પિતા પાસેથી બરગીત, ઘોષા, આધુનિક સંગીત અને વાદ્યનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. બરગીતોના સૂરનું પૂરું જ્ઞાન તેમણે લગ્ન બાદ પતિ પાસેથી મેળવ્યું. નલિનીને ઘરકામ પણ કરવું પડતું અને તે કાંતણ, વણાટ અને ચિત્રકલામાં પણ હોશિયાર હતાં. તેમના ગ્રંથ "વિશ્વરૂપા"માં બધી સ્ત્રીઓની છબિઓ તેમણે રેખાંકિત કરી છે.

૧૯૨૧ના ભારતના મુક્તિ આંદોલનમાં નલિનીબાલાના પિતાશ્રીએ અસમમાં આંદોલનમાં ભાગ લઈ તેને મજબૂત કર્યું. નલિનીબાલાએ પણ પિતાજીને સાથ આપ્યો. ૧૯૩૬માં તેમના પિતા દેવલોક પામ્યા અને એ જ વર્ષે નલિનીબાલાનો ત્રીજો પુત્ર પવિત્રપ્રાણ પણ દેવલોક પામ્યો. પિતાશ્રીના મૃત્યુ બાદ નલિનીબાલા દેવીને સામાજિક જીવનનું આહ્વાન મળ્યું. ૧૯૨૮માં નલિનીબાલા દેવીનો પ્રથમ કાવ્યસંગ્રહ 'સંધિયાર સુર' પ્રગટ થયો હતો. હિન્દીની પ્રખ્યાત કવયિત્રી શ્રી મહાદેવી વર્માની કવિતા જેવી આમાં રહસ્યવાદી કવિતા છે. તેમાં વ્યંજનાપૂર્ણ મનોરમ ઉચ્ચ દર્શનની ઝાંખી થાય છે. ૧૯૪૯માં 'સપોનેર સુર' બીજો કાવ્યસંગ્રહ પ્રગટ થયો. ૧૯૪૭માં દિલ્હીમાં અખિલ ભારતીય લેખક સંમેલનમાં કવયિત્રીને આમંત્રણ મળ્યું. એ અવસર પર 'સંધિયાર સુર'નો અંગ્રેજી અનુવાદ મોકલવામાં આવ્યો હતો. ઈ. સ. ૧૯૪૭થી અસમ સરકારે નલિનીબાલા દેવીને સાહિત્યિક પેંશન મંજૂર કરી આપ્યું અને આ રીતે તેમનું સંમાન કર્યું. તે સાલથી તેમની ખ્યાતિ ભારતભરમાં ફેલાઈ ગઈ. ૧૯૪૬માં તેમણે બનારસ હિન્દુ વિશ્વવિદ્યાલયમાં પ્રવચન આપી નામના મેળવી. ૧૯૪૭માં અસમ પ્રાદેશિક મહિલા સમિતિ-નગાંવ અધિવેશનનાં તે સભાતંત્રી બન્યાં. ૧૯૪૮માં 'સ્મૃતિતીર્થ'નામે તેમની ગદ્યરચના (તેમના પિતાનું જીવનચરિત્ર) પ્રગટ થઈ. ૧૯૫૨માં તેમના પ્રમુખપદ નીચે "મઈના પારિજાત" નામની શિશુ-સંસ્થા સ્થપાઈ. આમ, ઉત્તરોત્તર તેમની કીર્તિ ફેલાતી ગઈ. ૨૫ જાન્યુઆરી ૧૯૫૫માં અખિલ ભારતીય કવિસંમેલનમાં તેમણે 'આહ્વાન' કવિતા સંભળાવી ખૂબ પ્રશંસા મેળવી. ૧૯૫૭માં એક વર્ષ માટે ભારતની

કેન્દ્રીય સરકાર તરફથી તેમને વૃત્તિ મળી હતી. ૧૯૫૬માં તેમને સંસ્કૃત સંજીવની સભા તરફથી "કાવ્યભારતી"ની ઉપાધિ અર્પવામાં આવી અને ૧૯૫૭માં તે સમયના રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રબાબુને હસ્તે તેમને "પદ્મશ્રી"ના ઇલકાબથી સન્માનવામાં આવ્યાં.

સાહિત્યસેવા જ નલિનીબાલા દેવીનું જીવનવ્રત છે. સવારનો સમય તે સાહિત્યસાધનામાં ગાળે છે. તેમનાં કાવ્યોમાં જ તેમનું જીવનદર્શન છુપાયું છે. તેમના મતાનુસાર "પવિત્ર, શુદ્ધ અને નીતિગત ભાવથી પોતાનું કર્તવ્ય કરી શાંતિપૂર્ણ જીવનપથથી ભગવત્-ચિંતન અને સત્યમય અનુભૂતિનો લાભ માનવને મળે છે." સ્વદેશની સેવાને તે ઈશ્વરસેવા સમાન ગણે છે. "યુગદેવતા"માં પ્રકાશિત તેમનાં કાવ્યો આની સાક્ષી પૂરે છે. તે નવીન લેખકો અને કવિઓને હંમેશાં પ્રોત્સાહન આપતાં. તેમની કવિતા ભારતીય અધ્યાત્મવાદની ભૂમિકા પર રચાયેલ છે. મનોરમ શબ્દચયન, સુગઠિત છંદ અને ગંભીર પ્રતીતિ સાથે અંકિત કરેલ અતીન્દ્રિયવાદી ભાવધારાને લીધે નલિનીબાલા દેવીનાં કાવ્યોએ અસમિયા સાહિત્યજગતમાં ચેતન આણ્યું અને અભૂતપૂર્વ પ્રશંસા પ્રાપ્ત કરી. તેમણે ચાર કાવ્યસંગ્રહો, બે ગદ્યકૃતિઓ અને ચાર બાલનાટકો પ્રગટ કર્યાં છે. તે ઉપરાંત તેમનું કેટલુંક સાહિત્ય અપ્રકટ છે.

પુત્રશોક અને વૈધવ્યદુ:ખમાં ધીરજ ન ખોતાં કવયિત્રીએ ભગવાનને આત્મસમર્પણ કરી સંસારનાં બધાં શોકતાપ, આશીષ–નિર્માલ્ય રૂપે ગ્રહણ કરી સાંત્વના મેળવવા કોશીશ કરી છે. તેમનું વૈયક્તિક દુ:ખ આધ્યાત્મિક રૂપ લે છે. નૈસર્ગિક પ્રકૃતિના વિશાલ પ્રાંગણમાં પ્રતિબિંબિત સનાતન સૌંદર્યની ઝલકની ઉપલબ્ધિ વૃક્ષ અને છોડો, લતાઓ, ધરતી, આકાશ વગેરેના માધ્યમ દ્વારા કવયિત્રીને થઈ છે. સાંસારિક વર્ણ–વૈચિત્ર્યના અંતરાલમાં આત્મગોપનકારી સત્ય, શિવ અને સુંદર સાથ મિલન જ તેમની અંતિમ આકાંક્ષા છે. જીવનની વિરહ-ભૂમિ પર પ્રિયતમની સાથેનું મિલન તેમનું ઇપ્સિત લક્ષ્ય છે. આધ્યાત્મિક વેદનાના કારુણ્યે તેમની કવિતાને તુહિનસિક્ત પુષ્પો જેમ રમણીય બનાવી છે. તેમની કવિતાનો બીજો સૂર છે સ્વદેશપ્રેમ. જન્મભૂમિના પ્રત્યેક રજકણને કવિત્રી પવિત્ર માને છે. પ્રાચીન ભારતીય સંસ્કૃતિ, તેમાં ફાળો આપનારા અને ઘડનારા મહાપુરુષો અને આદર્શો પ્રતિ તેમની કવિતામાં ગહન શ્રદ્ધા છે. તેમના પર કવિવર રવીન્દ્રનાથ ઠાકુરનો પ્રભાવ સુસ્પષ્ટ વર્તાય છે.

તેમના પ્રથમ કાવ્યસંગ્રહ 'સંધિયાર સુર–સંધ્યાના સ્વર–(૧૯૨૮)'માં ૪૦ કાવ્યો છે. કાવ્યસંગ્રહના નામમાં જ એક નિરાશા અને હતાશાનો ભાવ મૂર્ત થાય છે. દુ:ખ-શોક-તાપ-ક્લિષ્ટ કવયિત્રી સાંસારિક ઘાતપ્રતિઘાતથી જર્જરિત થઈ પ્રભુશરણે આવે છે અને તેમણે શાંતિનો માર્ગ પસંદ કર્યો છે. સૃષ્ટિસર્જક ભગવાન સાથે એકાત્મ થવામાં જ માનવની મુક્તિ છે. તે કહે છે :

"જીવનવ કોનો દિને
નવરિલ તોમાક મનત

આજિ એઈ આવેલિર વિદાય પરત
ગહીન એંધારે ઢકા
સીમાહીન સાગર પારત
તોમાલૈ પરિ છે મનત."

"જીવનમાં કદી તમારી યાદ આવી નથી. આજ સાંજે વિદાયવેળાએ ગહન અંધકારથી આવૃત અસીમ સમુદ્રતટ પર તમારી યાદ આવી રહી છે."

સાંસારિક વિરહયાતના કવયિત્રીને સૃષ્ટિકર્તાની યાદ આપે છે. સાથે સાથે મિલનની ગંભીર આકાંક્ષા તેમના અંતરમાં પ્રભુપ્રેમનો પ્રબળ સ્રોત વહેવડાવે છે. જીવો સાથે ભગવાનનો નિબિડ સંબંધ છે. સાંસારિક સુખભોગમાં મસ્ત જીવ કોઈકોઈ વાર ભગવાનને ભૂલી જાય છે, પણ ભગવાન કોઈને ભૂલતો નથી. તે અદૃશ્ય રહીને નીરવ રૂપે જીવોના કલ્યાણ માટે તત્પર રહે છે. "અનાહૂત" કાવ્ય આ ભાવ પ્રગટ કરે છે. પ્રભુના વિશાળ અંતરમાં ક્ષુદ્ર માનવ પાસેથી કાંઈ પ્રતિદાન – બદલો મેળવવાની ઇચ્છા નથી. તેણે તો જગતના પાલનનો ભાર જાતે સ્વીકાર્યો છે. નલિનીબાળા કહે છે :

"અરુણ રહન સના પૂત અર્ઘ્ય લૈ
તોમા લૈ બાટચોલા નાછিলো સમૂલિ;
কিন্তু তুমি হলে অমৃত হাতেরে
সিচিছিলা শিরত নির্মালি."

"અરુણ રંજિત અર્ઘ્ય લઈને હું તમારી રાહ જોતી ન હતી. પરંતુ તમે તમારા અમૃત–હાથથી મારા શિર પર નિર્માલ્યનું સિંચન કર્યું."

'સંધિયાર સુર'નાં કાવ્યોમાં નવધાભક્તિનો મૂર્ત પ્રકાશ મળે છે. અર્ચન, વંદન, સખ્ય, દાસત્વ, શ્રવણ, કીર્તન, સ્મરણ, આત્મનિવેદન આ ભાવો તેમાં પ્રકટ થાય છે, 'યત્ર જીવ તત્ર શિવ'નો મહામંત્ર મેળવી કવયિત્રી 'જ્યાં જ્યાં નજર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની'નો અનુભવ કરે છે અને કહે છે :

જીવનર પ્રતি પાતે પાતে
અંકা তথু চরণর রেখা.

'જીવનની પ્રત્યેક બાજુએ તારા ચરણની રેખા અંકિત છે.' આ સંગ્રહનું પ્રસિદ્ધ કાવ્ય 'પરમ તૃષ્ણા' છે. આ કાવ્યને આપણે અસીમનું અભિજ્ઞાન કહી શકીએ. આ કાવ્ય બાબત હેમ બરુઆના મત મુજબ તે ભવ્ય આધ્યાત્મિક ખોજનું કાવ્ય છે. તેઓ કહે છે :

A metaphyisical anguish adds eloquence to Nalini Devi's best Poems, in Param Trisna it is clearly peroeptible.

એ કાવ્યના અંતમાં કવયિત્રીએ કહ્યું છે :

"માનુહર દુચকর
અસીમ સૌંદર્યતૃષા
સુખ આશা হেঁপাহ ভুকর
নহয় ই মরতর
ખন্তেকীয়া জীবনর
સુખ આશা পরম পদর
রূপ তৃষা চির সুন্দরর."

"માનવ નયનોની અસીમ સૌંદર્યતૃષ્ણા તથા સુખ અને આશા રૂપી હૃદયની આકાંક્ષાઓ, આ મર્ત્યલોકના ક્ષણિક જીવનનો હેતુ નથી. પણ પરમપદ પ્રાપ્તિના સુખની આશા તથા ચિર સુંદર રૂપની તૃષ્ણા જ (તેનો હેતુ) છે."

એ કાવ્યના આરંભમાં નલિનીબાલા કહે છે :

"આજિર નોહોવા તુમિ સુન્દરી પૃથિવી
જનમર યુગમીયા તુમિ,
તુમિ મોર અનન્તર શાન્તિર જિરણી
અતીતર સ્વપ્નલીલા ભુમિ."

"હે પૃથ્વી! તું આજની જ નહિ પરંતુ જન્મથી જ ચિરંતન સુંદરી છે. તું મારી અનંત શાંતિનું વિશ્રામસ્થાન અને અતીતની સ્વપ્નલીલામયી છે."

'પુતલી' એક શોકપૂર્ણ કાવ્ય છે. નલિનીબાલાએ તેમના પુત્ર 'પવિત્ર'ના મૃત્યુ પર આ કાવ્ય રચ્યું છે. પુણ્યવાન માણસ મૃત્યુ બાદ સ્વર્ગલોકમાં જાય છે, પરંતુ સ્વર્ગમાં પોતાના પુત્રની ક્રિયા વગેરેની કલ્પના કરતાં તેમણે આ કાવ્યમાં જન્માંતરવાદ અને કર્મફલવાદની ઝલક દર્શાવી છે. તે કહે છે : "બે દિન માટે જ માનવ દેહનો પરિત્યાગ થાય છે. આત્મા સાથે અનંત સંયોગ જોડાયેલ છે. આ મિલન અને વિયોગ ક્ષણભંગુર છે." આત્માના અમરત્વના તત્ત્વદર્શનમાં પણ તેમનું માતૃહૃદય જાગીને પૂછે છે :

"ધેમાલિ સામરિ થૈ સંધિયા પરત,
ગોવા તુમિ કાર કાવલૈ ?
ધુલિ બાલિ মચিকোনে মোর દરે બારુ
બુકুত સাવটি તুলি লয় ?"

"સંધ્યા ઢળ્યા બાદ રમતો પછી તું કોની પાસે જાય છે ? ધૂળરેતી ખંખેરી સાફ કરી મારી માફક તને કોણ છાતીએ ચાંપે છે ?"

આમ, તત્ત્વચિંતને કવયિત્રીને નારીહૃદયની સાચી ભાવનાથી અલગ નથી કર્યાં.

'જન્મભૂમિ' આ સંગ્રહનું રાષ્ટ્રિય ભાવનાત્મક કાવ્ય છે. સ્વદેશપ્રેમી કવયિત્રીનો પ્રેમ મૃત્યુ બાદ ફરીથી આ દેશમાં જન્મ ઇચ્છે છે અને માનવજન્મ ન મળે તો તે પક્ષી, તારા, ફૂલ, નદી, મેઘ વગેરે બની દેશની સેવા કરવા ઇચ્છે છે. આ ગરીબ દેશ તેમને મન પ્રભાસતીર્થથી પણ અધિક પવિત્ર છે.

કવયિત્રીએ આ કાવ્ય સંગ્રહમાંના વિષાદના સ્વરનો સ્વીકાર કરતાં કહ્યું છે : "રચા દુટિ ગીત મોર વિષાદ સુરર જીવનર સાંજર પરત– જીવનની સંધ્યા–વેળાએ વિષાદસ્વરના બે-ચાર ગીતો રચ્યાં છે.

નલિનીબાલા દેવીનો બીજો કાવ્યસંગ્રહ 'સપોનેર સુર–સ્વપ્નોના સ્વર' (૧૯૪૩) બાવન કાવ્યો ધરાવે છે. સંગ્રહના આરંભમાં તેમણે કહ્યું છે :

"વાસ્તવ અને સ્વપ્નો સાથે જ માનવજીવનનો ગતિપથ બન્યો છે. માનવ કઠોર વાસ્તવ જીવનમાં રહેવા છતાં સુવિધા મળતાં જ સ્વપ્નરાજ્યની સુધા પીવા માટે લાલાયિત થઈ દોડે છે. એ અનંત આલોકમય અભાવ–રાજ્યને માટે જડતાનું આવરણ ભેદી ક્ષણમાત્ર માટે જ ઉન્મુક્ત કલ્પના–તરંગિણીમાં શુભ્ર સઢ ચઢાવી, ચિન્તામય અસીમ સમુદ્રમાં, તે માનસનૌકાને વહેવડાવવા ચાહે છે. આ જ મનુષ્યચિત્તનો ચિરંતન ધર્મ છે. મુક્ત ચિંતામાં મનુષ્ય આત્માને અનાવિલ મુક્તિનો આસ્વાદ

મળે છે. દેહ બંધનની વચ્ચે મુક્તિનું મહાગાન તે સાંભળે છે. ક્ષણમાત્રને માટે પોતાના પ્રાણનો રણઝણતો સ્વર સાંભળે છે. આમ, વાસ્તવને ભૂલી સ્વપ્નરાજ્યમાં તરંગિત થતા પ્રાણના નિભૃત ખૂણામાં પ્રસ્ફુટિત થનારી એકએક અસંલગ્ન અનુભૂતિઓ જ 'સપોનેર સુર'માં વ્યંજિત થઈ છે.

'સંચિયાર સુર' જેમ 'સપોનેર સુર' પણ વેદના-જર્જરિત કવિહૃદયના શોકનો ઉચ્છ્વાસ છે. વેદનાપૂર્ણ અંતરના આવેગથી તરબોળ આ કાવ્યોમાં કરુણાનો ભાવ પ્રકાશિત થાય છે. સંસારના શોકતાપથી પીડિત કવયિત્રી પરમ બ્રહ્મનો 'નિબિડ પરશ' લઈ તેની સાથે તાદાત્મ્ય સાધી મુક્તિ પામવા કામના કરે છે. "મારા અંતિમ જીવનની સંધ્યાવેળાએ તમારો નિબિડ સ્પર્શ લઈ હું તમારી પાસે હસીને આવી કશું."

અતીતના કોઈ જન્મમાં છોડેલા ભગવાનના સાન્ધ્ય નીડમાં જ કવયિત્રીનું શાંતિપૂર્ણ સ્થાન છે અને તેથી તે ત્યાં જવાની અસીમ આકાંક્ષા રાખે છે. જ્યારે જીવનનાટકની સમાપ્તિથી કર્મોનાં બંધન તોડી ભગવાન તેમની કામના પૂર્ણ કરશે ત્યારે 'સસીમેર રૂપ તૃષા અસીમેત સુર પાવ ખહિ ગલે જરીમરમર – પ્યારની દોરી તૂટવાથી સસીમની રૂપતૃષ્ણા અસીમમાં લીન થઈ જશે!

'મુક્તિ' કાવ્યમાં જીવનની નિરાશાથી આવૃત્ત કવયિત્રી મુક્તજીવનની મહામુક્તિ ઇચ્છે છે. તે કહે છે :

'બાજિ છે મુક્તિર
મહાશંખ ધ્વનિ
વિવેક દ્વાત
દેવતા આહિ છે નામિ,
અન્તર્યામી રથ–રશ્મિ ધરિ
ફૂકારે આહ્વાન ધ્વનિ
પાંચ જન્ય બાજે બારે બારે
કંપે ત્રિભુવન —
રોધિ ધ્વતિ કાર શક્તિ
લાગે મુક્તિ ! મુક્તિ !

"મુક્તિનો મહાશંખ વાગી રહ્યો છે. વિવેક મંદિરમાં દેવ અંતર્યામી. રશ્મિ રથ પરથી આહ્વાન ધ્વનિ પુકારતા ઊતરી રહ્યા છે. પાંચજન્ય વારંવાર વાગી ઊઠે છે ત્રિભુવન કંપી ઊઠ્યું છે. આ ધ્વનિને રોકવાની કોની શક્તિ છે? તેને મુક્તિ જોઈએ છે! કેવળ મુક્તિ!"

કવયિત્રીના કાળનાં કુસુમ જાણે પ્રભાતના તુહિનકણ અને મલયસ્પર્શથી સંસારને સૌરભનું વિતરણ કરવાના હેતુથી પ્રસ્ફુટિત થયા છે. તેને વિશ્વાસ છે. આ જીવનનો અંત નથી.

'મરણ નહય શેષ
જીવન સમાધિ.
ચાર આછે જીવતર
અસીમ પરિધિ.'

'મૃત્યુ જ જીવનની અંતીમ સમાધિ નથી. તેનાથી આગળ પણ જીવની અસીમ પરિધિ વિસ્તૃત છે.'

'માનુષ જીવન ઓરિ
સખંડ કરમ સૌંત
મહાલીલા મહા પ્રકૃતિર.'

'માનવજીવન અખંડ કર્મોનો સ્રોત છે. મહા પ્રકૃતિની મહાલીલા છે! હે માનવ, મૃત્યુની સાથે તારા જીવનનાટકનો યવનિકાની પડદો પડતો નથી.

શૂન્ય જગતના અંધકાર વચ્ચે કવયિત્રી જીવન-પ્રદીપની સંચારિણી દીપશિખા પ્રજ્વલિત માનવ-અંતરને ઉદ્દીપ્ત કરવા ઇચ્છે છે.

'સંધિયાર સુર'ની માફક 'સમોનેર સુર'માં પણ દેશના પ્રાણને જાગ્રત કરનાર કાવ્યો છે. 'મુક્તિ દૂત', 'તુમિ યદિ અસમીયા', 'ભારતી', 'યુગવેણુ' 'યુગદીક્ષા' વગેરે કાવ્યોમાં ઓજ-ગુણ પ્રભાવશાળી છે.

કવયિત્રી અસમના લોકોને ઉદ્દેશી કહે છે:

"તમે અસમના, અસમીયા છો. મુગલ પઠાણ આદિ વીરોની સંસ્કૃતિ સામે સ્વદેશ માટે યુદ્ધ કરી જન્મભૂમિને સ્વાધીન રાખનારા છો. આજે પણ અતીતનું સ્મરણ કરી મારી ચિરપ્રિય નિરૂપમા રાની જનનીની સ્વાધીનતા અતૂટ રાખો. હે ભાઈઓ, જાગો, હે વીર સંતાનો જાગો,.. ફરીથી મોતીઓના ગુચ્છા લગાડી ગગનચુમ્બી સ્વર્ણ-કલશ-ચિરસ્મરણીય, ચિરસ્થાયી મનોરમ 'જયદોલ'નું નિર્માણ કરો.

'જાગૃ હિ' કાવ્યમાં કવયિત્રી મુક્તિનો આ-જન્મ અધિકાર ગજવે છે. તે કહે છે:

'ઉત્તિષ્ઠત! જાગ્રત! રવે પ્રતિ ધ્વનિ
ઉઠે બારે બારે
અન્તસ્થલ ભેદી ભાંગી થાય શત દ્વિધા,
શત બંધનર.
આજુરિ છિંગિ ખોજે સબલ બાહુરે
દઢ લોહાર શિકલિ
જાગિ ઉઠે સુપ્ત શક્તિ તરંગે આઘાતિ
ઉલ્લાસર અજેય પૌરુષ
લાગે મુક્તિ મુક્તિ.'

'અંતસ્થલ ભેદીને વારંવાર 'ઉત્તિષ્ઠ જાગ્રત', ('ઉઠો જાગો') સ્વરનો પ્રતિધ્વનિ જગાડી રહે છે. શત શત દ્વિધાઓ–શત શત બંધન છિન્ન થઈ જાય છે. સશક્ત ભુજાઓથી મજબૂત લોહશૃંખલા છિન્નભિન્ન કરવા ઇચ્છે છે. ઉલ્લસિત અજેય પૌરુષમથી સુપ્ત શક્તિ તરંગિત થઈ જાગી ઊઠે છે. તેને જોઈએ છે મુક્તિ! કેવળ મુક્તિ!"

"રવીન્દ્રતર્પણ" કાવ્યમાં નલિનીબાળા દેવી-એ કવિગુરુ રવીન્દ્રનાથ ઠાકુરને પોતાના આદર્શ ગણ્યા છે અને કહ્યું છે કે રવીન્દ્રનાથની મહત્તા દેશની મર્મવાણી પ્રકાશિત કરનારાના રૂપમાં જ પ્રતિભાખિત થઈ છે. આ સંગ્રહના અંતમાં 'ગીતિકા' નામે કેટલાંક ગીતો પણ જોડ્યાં હતાં.

'પરશમણિ' (૧૯૫૪) કાવ્યસંગ્રહમાં અતી-ન્દ્રિયવાદ અથવા રહસ્યવાદનો પ્રવાહ વહી રહ્યો છે. તેના આમુખમાં કવયિત્રીએ કહ્યું છે:

'સત્ય ઉપલબ્ધિ અથવા અનુભૂતિની વસ્તુ છે. જીવનની એક મધુર ક્ષણમાં પ્રાપ્ત પરમ સત્યનું સંધાન જ મારો પારસમણિ છે.' આ સંગ્રહમાંનાં કાવ્યો કવયિત્રીના અશાંત જીવનમાં મળતાં વિવિધ સ્વરોના વિવિધ ભાવોનું ચિત્રણ

છે. પારસમણિ તેમનો દેવતા છે. જે વિશ્વમાં ચરાચરનો પ્રાણ છે, ચિર સુંદર છે, જેના સ્પર્શથી માનવ પૃથ્વીમાં જ સ્વર્ગનો અનુભવ પ્રાપ્ત કરે છે, સ્વર્ગીય પ્રેમના અસ્તિત્વને અનુભવે છે તેમને 'પરશમણિ'ના સ્પર્શથી જીવનની ઉપલબ્ધિ થાય છે. તપસ્યા જ શરીરી આત્મામાં નૂતન શરીરનું સૃજન કરે છે, માનવ-આત્મામાં અનંત પ્રેરણા ભરે છે. તપસ્યાની નિરવ સૃષ્ટિમાં નવીન શરીરની સંપૂર્ણતા સાધિત થતાં અનુભૂતિ ઉત્પન્ન થાય છે. પ્રજ્ઞા પ્રબુદ્ધ થતાં શરીરી આત્મા 'બોધિ'નો સ્પર્શ અનુભવે છે અર્થાત્ દિવ્ય શરીરી બની જાય છે. માનવ-આત્મા 'પરશમણિ'નું સંધાન કરે છે, અનંત વેદના વચ્ચે પસાર થઈ શાંતિ શોધતો કોઈ અજાણ આકુલ સ્પર્શ માટે તે આગળ જાય છે.

'યુગનું' યાત્રીદલ યુગયુગથી કોને શોધી રહ્યું છે? મરુ મૃગ-તૃષ્ણાથી લડતા પિપાસાની શાંતિ-જળનું સંધાન કરી તે વ્યાકુલ થયું છે. (પરંતુ) એ મરુ પુષ્પ ક્યાં ખીલે છે?' ... તેનું સંધાન જીવને ત્યારે થશે 'જે દિવસ જીવનના બધા નિબંધ, નિયમ, આડંબરનું મિથ્યા આયોજન, ધર્મભેદ, જાતિભેદ, વેદપુરાણ વિધિ-ભેદ, દેશકાલ પાત્રહીન બની દૂર થશે.' તે સમયે બધાં તે એક જ સત્ય અને એક જ જ્યોતિ જોશે અને તે છે ચિર સુંદરની 'પરશમણિ'-રૂપી જ્યોતિ.

'પૂજા', 'ઉપચાર', 'દેવદાસી', 'નવ-ચેતના', 'સ્પર્શ પરશ', 'પ્રતિદાન' વગેરે કાવ્યો આ સંગ્રહનાં ઉત્તમ અતીન્દ્રિયવાદી કાવ્યો છે.

આ સંગ્રહમાં રાષ્ટ્રિય ભાવનાં કાવ્યો પણ છે. બે પ્રકારનાં: એક તો આસામને કેન્દ્રમાં રાખી રચાયેલ અને બીજાં ભારતવર્ષને કેન્દ્રસ્થ રાખનારાં. આસામના સપૂતોને સ્મૃતિ-અંજલિ આપનારાં કાવ્યો પણ આ સંગ્રહમાં છે. 'મહાનદર આત્મ-કહાની'માં બ્રહ્મપુત્રા નદીની કીર્તિગાથાનું વર્ણન છે. 'ઋષિ', 'નવોદય', 'ભારતરત્ન જ્યોતિર'–'જવાહર–' 'પ્રશર દેવતા–' (મહાત્મા ગાંધી), 'સ્વાધીનતા' વગેરે ભારત-દેશના પ્રેમને પ્રગટ કરે છે. 'છન્દ જન્મ'માં કાવ્યમાં આદિ છંદની જન્મકથા છે અને 'નારી'માં આદર્શ નારીનું સ્વરૂપ, 'કવિ નવ હૈ মাটির সপোন – કવિ, નવી માટીનું સ્વપ્નું'-માં કવિની સાધનાનું વર્ણન છે.

નલિનીબાલા દેવીનાં રાષ્ટ્રિય કાવ્યોનો સંગ્રહ છે – 'યુગદેવતા" (૧૯૫૭). મહાભારત રચનાકાર પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણ, ભારતીય સંસ્કૃતિના જન્મદાતા મહામુનિ કવિ વ્યાસ દેવ, યુગદેવતા અહિંસા ધર્મના મંત્ર સ્રષ્ટા ભગવાન બુદ્ધ દેવ, વીસમી સદીના યુગનિર્માતા, નવભારતના રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધી. અને પૂર્વભારત – આસામની ધર્મસંસ્કૃતિના ગુરુ શંકર-દેવ છે. આવા લોકોના મહાન જીવનના મહિમાના સ્મરણમાં જ "યુગદેવતા"નો ઉદ્ભવ થયો છે. પ્રાચીન ભારતવર્ષથી માંડીને પરાધીન અને સ્વાધીન ભારતવર્ષની વિવિધ સમસ્યાઓ અને યાન-પ્રત્યાઘાતની છબી આ સંગ્રહમાં પરિસ્ફુટ છે. રાષ્ટ્રિયતા અને માતૃપ્રેમની ભાવનાની પ્રેરણાના સાથોસાથ આધ્યાત્મિક સંવેદના પણ

તેમાં સમાયેલી છે. આ સંગ્રહનાં કાવ્યોનું વિષય-વસ્તુ ઘણું જ વિસ્તૃત છે. 'યુગદેવતા' દ્વારા જ પદ્મશ્રી નલિનીબાલા દેવીની ગતિશીલતા પ્રગટ થાય છે. આ કાવ્યસંગ્રહ દ્વારા તેમણે યુગનું સાચું પ્રતિનિધિત્વ ધારણ કર્યું છે. વિષય-વસ્તુની વિચિત્રતા, ભાવોનું ગાંભીર્ય, સ્વદેશ-પ્રેમનું પ્રાધાન્ય, તથા મિત્રાક્ષરયુક્ત વિવિધ છંદોથી કાવ્યસંગ્રહ સમૃદ્ધ છે. અસમના કવિ લક્ષ્મીનાથ બેઝબરુવા અને કવીન્દ્ર રવીન્દ્રનાથ ઠાકુરની કવિતાંનો પ્રભાવ આ સંગ્રહમાં વર-તાય છે.

"સ્મૃતિતીર્થ" (૧૯૪૮)માં નલિનીબાળાએ તેમના પિતા કર્મવીર નવીનચંદ્ર બરદલૈનું જીવનચરિત્ર આલેખ્યું છે. 'વિશ્વરૂપા'(૧૯૭૨)-માં તેમણે દુનિયાની પ્રસિદ્ધ સન્નારીઓનાં જીવન-ચરિત્રો લખ્યાં છે.

'શેષ પૂજા', 'પારિજાત', 'અભિષેક' અને 'પ્રહ્લાદ' (૧૯૫૪) રંગમંચ પર ભજ-વાય તેવી બાલનાટિકાઓ છે.

નલિનીબાલા દેવીની ભાષા અનુપમ અનુભૂતિ પર આશ્રિત છે. તેમણે બંગાળી અને સંસ્કૃત સાહિત્યનો સારો અભ્યાસ કર્યો હતો તેથી તેમની રચનાઓમાં તત્સમ સંસ્કૃત શબ્દોનો સમાવેશ અધિક છે, છતાં તેમની શૈલી ક્લિષ્ટ નથી બની. તેમની ભાષા અત્યંત પરિષ્કૃત, મધુર અને કોમળ છે, કારણ કે તે હૃદયની વેદનાથી સ્પંદિત થઈ છે. તેમનાં કાવ્યોમાં આજે ગુણની માત્રા પણ વધુ છે. શ્રી હેમ બરુવા તેમને વિશે કહે છે :

"The language she employs is for the most part simple, free of power of suggestion, and in the process of it she spiritualises her hunger, melting its hardened crust."

છંદોસંબંધી કવયિત્રી નલિનીબાલાએ પોતાની માન્યતા આ પ્રમાણે દર્શાવી છે : 'ભાવના અને છંદના ક્ષેત્રમાં કવિ ગુરુ રવીન્દ્રનાથના ભાવો અને છંદોએ મારા મનને વિશેષ રૂપે પ્રભાવિત કર્યું છે. સાધારણ છંદોથી જ મેં કવિતા-રચનાનો આરંભ કર્યો હતો. મેં કોઈને ગુરુ માનીને તેના આદર્શને ગ્રહણ કરવાની ચેષ્ટા કરી નથી. પરંતુ ધીરે ધીરે મારાં કાવ્યો મુક્ત છંદમાં આત્મપ્રકાશ વેરવા લાગ્યાં. આ મુક્ત છંદ રવીન્દ્રનાથ ઠાકુરના મુક્ત છંદ જેવો છે કે નહિ તે હું કહી શકતી નથી. પરંતુ રવીન્દ્રનાથ ઠાકુરના મુક્ત છંદે મને બહુ આકર્ષિત કરી છે. તેથી જો કોઈને ગુરુ કહેવાના હોય તો તે તેમને જ કહેવા પડશે. છંદમુક્ત હોવા છતાં પણ એક સામંજસ્યપૂર્ણ મેળમાં જ મને અધિક તૃપ્તિ મળે છે." નલિનીબાલા દેવીએ ખાસ કરીને રવીન્દ્રનાથ ઠાકુરની 'બલાકા'ની છંદશૈલી અપ-નાવી છે. લાક્ષણિકતા અને ચિત્રમયતા પણ તેમનાં કાવ્યોમાં પ્રધાન ગુણ છે.

પદ્મશ્રી નલિનીબાલા દેવી અસમિયા ભાષાના કાવ્યસાહિત્યના ઉજ્જવળ નક્ષત્રોમાં અન્યતમ છે. આપણે તેમને અસમની મહાદેવી વર્મા-(હિંદી કવયિત્રી) કહી શકીએ. શુભ્રવસ્ત્ર પરિ-હિતા હસમુખા નલિનીબાલા દેવીને જોતાં જ મનમાં એક પવિત્ર ભાવ જાગતો. તેમનાં કાવ્યોમાં

પ્રગટ વેદનાનો ક્ષણિક આભાસ પણ તેમના અસ્તિત્વ પર નહોતો જણાતો.

શ્રી હેમ બરુવા તેમને 'a mystic poet par excellence' અત્યંત ઉત્કૃષ્ટ રહસ્યવાદી કવિ' કહે છે અને વધુમાં લખે છે, "કાવ્યના ક્ષેત્રે આવનાર તે પ્રથમ મહિલા ન હતાં, છતાં તે મહિલા કવિઓમાં પ્રથમ વર્ગમાં પ્રથમ હતાં તે વાત નિઃશંક છે.' તેમની કવિતા વેદનાના કરુણ સ્વરથી ઓતપ્રોત છે અને તેમાં પાષાણ-ને પણ દ્રવીભૂત કરવાની અપરિમેય શક્તિ છુપાયેલી છે. ભાવપક્ષ અને કલાપક્ષનો તેમણે સુંદર સમન્વય સાધ્યો છે. અસમિયા ભાષાના કાવ્યગગનમાં નલિનીબાલા દેવી હંમેશાં ચમકતાં રહેશે.



## સાભાર સ્વીકાર

**આનંદધારા :** નાથાલાલ દવે, સરલ સુગેય, ભાવસભર, સુમધુર ભક્તિગીતોનો સંગ્રહ, પ્રકા. સાહિત્ય-ભારતી, ૧૦૧૬, કૃષ્ણનગર, ભાવનગર; કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૪૪, રૂ. ૧૬-૦૦

**સાક્ષુ; સોહમ્ સૂર :** ગઝાલા ઝવેરીનો ભજનસંગ્રહ; પ્રકા. પી. સી. ઝવેરી, ડી/૩૪, ગણેશપ્રાસાદ, તારદેવ, મુંબઈ-૪૦૦ ૦૦૭; કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૬૦, રૂ. ૧૦-૦૦

**સૂર્યનો દસ્તાવેજ :** મન્યાઝ ઝોલવીનો પ્રથમ ગઝલસંગ્રહ; પ્રકા. પોતે, કાર્ગો મોટર સર્વિસ, સ્ટેશન રોડ, ઝોલ-૩૮૮૧૭૦; કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૧૦૪

**રીમઝીમ રીમઝીમ :** દિલિપ કસારનાં બાલકાવ્યોનો સંગ્રહ; પ્રકા. ભારતી કસાર, બ્લોક નં. ૯૧/૨, સેક્ટર-૧૪, ગાંધીનગર-૩૮૨૦૧૬; કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૫૨, રૂ. ૧૮

**છાલક :** દિવ્યાક્ષી શુક્લનો પ્રથમ કાવ્યસંગ્રહ; પ્રા. સ્થાન : એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., ૧૬૪, શામળદાસ ગાંધીમાર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૨; કાચું પૂઠું, ક્રાઉન પૃ. ૧૧૦, રૂ. ૨૦

## ક્ષીણ થતી જતી ક્ષણે

ઉશનસ્

એક તો પાછલી રાત અને આ આસો વદનો ચાંદો,
ક્યાં એને જોયો 'તો પ્હેલો? ફંફોસી રહું યાદો:
યાદ આવે છે આછેઆછે
સમયમહીં કોઈ ગામ;
ચોકમહીં ઊતર્યા ચાંદામાં
ઓળાતું 'તું ધામ,
નરી ચાંદીનો હતો ચંદ્રમા અર્ધાથી જરી જયાદો.

સામે છે તે નજર ન આવે,
પર્દા પાર પિયારી;
વીતી ગયાને વળગે રે મન
ઊંચે કંઠે ઉદાસી:
પૂર્ણવલયને ક્ષય! ખપીખપીને ચંદ્ર ગયો રૈ આધો.

આમ કશુંક જે અતીતે આખું
તે અવ આછે સ્મરતાં,
ઓછું ઓછું ને આછું આછું
અળપે, ખપતાં, ખરતાં,
દૂર ખાટલે ક્ષય દરદી-શો કાળ કણસતો માંદો.

## હે સજનવા!

દાન વાઘેલા

અહીં શણગાર મૂક્યો છે, અહીં એકતાર મૂક્યો છે;
સજનવા! સૂર સાથે જોખમી વ્યવહાર મૂક્યો છે!
કહો વંટોળને કે હોય તે ડમરીઓ લઈ આવે;
સજનવા! પ્રીતનો આ દીપ તારે દ્વાર મૂક્યો છે!
દિશા ધ્રૂજે, ગગન વિહ્વળ બને તો યે જશું આગળ—
સજનવા! સાદ તારો સાંભળી સંસાર મૂક્યો છે!
જીવન કંગાળ છે પણ શબ્દનો વૈભવ અનોખો દાન;
સજનવા! દબદબાભર યાદનો દરબાર મૂક્યો છે!

## સમયસપ્તક

### શશિશિવમ્

૧

સમય નેણુથી ટીપે ટીપે સરતો જાય અનન્તે;
ક્ષિતિજ પારના કયા સાગરે વિરમે એ તો અન્તે!
સમય રેતના રણુકણુકણુથી તપ્ત થઈને ઊડતો;
સાગરના મોજે અફળાતો તળિયે જઈને બૂડતો.
સમય પાણીસરિતામાં વહેતો ભળે માટીમાં નીચે;
ફરફરતો આકાશ લીલુડો ડાળખી ઊંચે ઊંચે.
સમય થોરના કાંટા કાંટા અગણિત થઈને ફૂટતો.
વગડામાં ઓચિંતા વીંધી તનમન માંહી ખટકતો.
સમય મહિષ જાડોપાડો સચરાચર સઘળું ચરતો;
ભેળે ભૂંડો ખેત, નજરમાં કશુંય ના એ ધરતો.
સમય મહા અજગર ભરડો લઈ ગળતો નર ને નારી;
વીંટળાતો જઈ મહા વૃક્ષ જે ઊર્ધ્વમૂલ, ગતિ ન્યારી.
સમય સાગરે સાત રાતદિન મંથન ભીષણ ઘૂઘવે;
અમી-હલાહલ હાથ લઈને મત્ત થઈને ફૂંફવે.
સમય શ્વાસથી સરે દૂર અવકાશે કયહીં સમાતો!
પ્હાડોમાં ખીણોમાં કયાં કયાં જઈને એ અથડાતો!
સમય બાહુથી ઊફરો મૂકી રહેતી ખાલી ખાલી;
ફળ એકે ના ઝૂલે આશ નયનોની ઝૂરે ડાળી.
સમય પર્ણથી રૂમઝૂમતો થઈ શીતલ કદી ફરકશે!
લઈ પુષ્પના રંગ ભોળુડાં નયનો માંહી મહકશે!
સમય સમયની પારના લોકે ખાંધે ઊંચકી જાતો;
ઝળહળતે પરકાશ તિમિર વિણ અન્તે ત્યહીં સમાતો.

૨

સમય સળગતો ભડકે ભડકે તનમન સાથે બાળે;
રક્ત આહુતિ ઘૃતની જ્વતલની પેશીઓ ઝાળે.

## ક્ષીણ થતી જતી ક્ષણે

**ઉશનસ્**

એક તો પાછલી રાત અને આ આસો વદનો ચાંદો,
ક્યાં એને જોયો 'તો પ્હેલો? ફંફોસી રહું યાદો:
યાદ આવે છે આઘેઆઘે
સમયમહીં કોઈ ગામ;
ચોકમહીં ઊતર્યાં ચાંદામાં
ઓળાતું'તું ધામ,
નરી ચાંદીનો હતો ચંદ્રમા અર્ધાથી જરી જયાદો.

સામે છે તે નજર ન આવે,
પર્દા પાર પિયારી;
વીતી ગયાને વળગે રે મન
ઊંચે કંઠે ઉદાસી;
પૂર્ણવલયને ક્ષય! ખપીખપીને ચંદ્ર ગયો રૂંહે આધો.

આમ કશુંક જે અતીતે આખું
તે અવ આઘે સ્મરતાં,
ઓછું ઓછું ને આછું આછું
અળપે, ખપતાં, ખરતાં,
દૂર ખાટલે ક્ષય દરદી-શો કાળ કણસતો માંદો.

## હે સજનવા!

**દાન વાઘેલા**

અહીં શણગાર મૂકયો છે, અહીં એકતાર મૂકયો છે;
સજનવા! સૂર સાથે જોખમી વ્યવહાર મૂકયો છે!
કહો વંટોળને કે હોય તે ડમરીઓ લઈ આવે;
સજનવા! પ્રીતનો આ દીપ તારે દ્વાર મૂકયો છે!
દિશા સૂઝે, ગગન વિહ્‌વળ બને તો યે જશું આગળ–
સજનવા! સાદ તારો સાંભળી સંસાર મૂકયો છે!
જીવન કંગાળ છે પણ શબ્દનો વૈભવ અનોખો દાન;
સજનવા! દબદબાભર યાદનો દરબાર મૂકયો છે!

## સમયસપ્તક

### શશિશિવમ્

૧

સમય નૅણુથી ટીપે ટીપે સરતો જાય અનન્તે;
ક્ષિતિજ પારના કયા સાગરે વિરમે એ તો અન્તે!
સમય રેતના રણુકણુકણુથી તપ્ત થઈને ઊડતો;
સાગરના મોજે અફળાતો તળિયે જઈને બૂડતો.
સમય પાણીસરિતામાં વહેતો ભળે માટીમાં નીચે;
ફરફરતો આકાશ લીલુડો ડાળખી ઊંચે ઊંચે.
સમય થોરના કાંટા કાંટા અગણિત થઈને ફૂટતો.
વગડામાં ઓચિંતા વીંધી તનમન માંહી ખટકતો.
સમય મહિષ જાડોપાડો સચરાચર સઘળું ચરતો;
ભેળે ભૂંડો ખેત, નજરમાં કશુંય ના એ ધરતો.
સમય મહા અજગર ભરડો લઈ ગળતો નર ને નારી;
વીંટળાતો જઈ મહા વૃક્ષ જે ઊર્ધ્વમૂલ, ગતિ ન્યારી.
સમય સાગરે સાત રાતદિન મંથન ભીષણ ઘૂઘવે;
અમી-હલાહલ હાથ લઈને મત્ત થઈને ફૂંફવે.
સમય શ્વાસથી સરે દૂર અવકાશે કયહીં સમાતો!
પ્હાડોમાં ખીણોમાં કયાં કયાં જઈને એ અથડાતો!
સમય બાહુથી ઊફરો મૂકી રહેતી ખાલી ખાલી;
ફળ એકે ના ઝૂલે આશ નયનોની ઝૂરે ડાળી.
સમય પર્ણથી રૂમઝૂમતો થઈ શીતલ કદી ફરકશે!
લઈ પુષ્પના રંગ ભોળુડાં નયનો માંહી મહકશે!
સમય સમયની પારના લોકે ખાંધે ઊંચકી જાતો;
ઝળહળતે પરકાશ તિમિર વિણ અન્તે ત્યહીં સમાતો.

૨

સમય સળગતો ભડકે ભડકે તનમન સાથે બાળે;
રક્ત આહુતિ ઘૃતની જ્વતલની પેશીઓ ઝાળે.

ધુમ્રગોટનાં આંસુ અટવાતાં અગ્નિનાં નયને;
હસ્તપદ્મને ઊડે ઝરેરા કણસે મંત્રો વયણે.
હાડ સમિધનાં એકેએકે કુંડહૃદય હોમાતાં:
સ્નાયુ પિંડના લાલ ઘાટિલા શ્યામ વરણ થઈ જાતા.
પૂર્ણાહુતિ શ્રીફળનું મસ્તક ફાટે ફટાક સાંજે;
આરતીનાં આંતરડાં અમળાતાં ને ઘંટા બાજે.
પુષ્પોનાં ઉરઅર્પણ દીપકનાં નયનો ક્યાં બાઝે!
શાન્તિમંત્રના શબ્દ ભસ્મઉર જયજયકારે ગાજે.

૩

સમય બહેરો મૂગો જોગી અવધૂત ભભૂત લગાયો;
કાપાલિક સુખરક્ત પીતો ઉજડી ઉમંગ હરખાયો.
સ્તુતિ વિલાપો આક્રંદ ના કાને કશીય ધરતો;
ઉષ્ણ આંસુઓનાં જળ પીએ સદા તૃષિત ના ઠરતો.
હિમગિરિ શિખરે શૃંગ સરીખો અવિચલ અડોલ રાજે;
મનોગતિના વેગે સઘળે ડમરુ ભીષણ બાજે.
નયનપક્ષ્મ ના હલે ન ખૂલે ત્રિલોક તોયે ધ્રૂજે;
ત્રિશૂલધારી રીઝે-ખીજે દેવોને ના કંઈ સૂઝે.
સ્મશાનભસ્મે જટા ભરેલી દિગંતને જઈ સ્પર્શે;
નજર ફેંકતાં ક્રુદ્ધ નયન અણધાર્યા અગ્નિ વરસે.
વિરાટ બ્રહ્માંડો બાહુની ભીંસે પલમાં કચડે:
અટ્ટહાસથી ગગન ધ્રુજે દંષ્ટ્રા જગને ભચડે.

૪

સમય શામળો છોગાળો લટકાળો ક્યારે આવે!
બંસીધર વીંધેવીંધ ક્યારે નિજ શ્વાસે ભીંજાવે!
ના કદંબ, આંગણના લીમડે ક્યારે સંગ ઝુલાવે!
ના કાલિંદી, પથ્થરિયા પાનમ જળમાં ઝંપાવે!
ના મયૂર, હોલો ગભરુનું પિચ્છ મુકુટ સોહાવે
નથી ગાવડી, બળદ વેદિયો લીલાં ઘાસ ચરાવે!

નથી કરાળ, આ ફૂર્સ બાવળિયું ક્યારે ઉર પમરાવે !
ના ગોકુળ, પથરાળી ધરતીને ક્યારે લહેરાવે !
ના વૈજંતી મોતનમાળા, છીપલા પર મન મોહે !
નથી પૌંડ્ર, આ ઝીણું શંખલું રડવડ હસ્તે સોહે !
ના વ્રજગોપ રસિક, વાગડિયા સંગ રાસ લે હેલે !
ના કેસૂડાંરંગ, આંસુએ ફાગણ ક્યારે ખેલે !
ના માખણિયા હાથ, રૂંછડા આંટણિયા લે બાથે !
નયનોના આકાશે ક્યારે અંગુલિયે લે સાથે !
ના ગોવર્ધન, ડુંગર ડેઝરિયો ટચલી ઉદ્ધારે !
નથી ભોગ છપ્પન, લઘુ આંગણ ક્યારે ધેંશ શિરાવે !
નથી સુદામો, ખાલી કરને નયન ભરીને ન્યાળે !
રંક આંગણે પગલી પાડી કર્મન હળવાં બાળે ।
સમયં શામળો છોગાળો લટકાળો ક્યારે આવે !
બંસીધર વીંધેવીંધ ક્યારે નિજ શ્વાસે બીંજાવે !

## ૫

કમલ ઊઘડે સમયદલે પોયણ પાને ફરફરતો;
પાનમજલમાં સૂર્ય સમયકિરણે ઝલમલ સરવરતો.
પલાશ બાવળ ગોર લીલુડો સમય પર્ણ થઈ ફરકે;
ડુંગરધારે મોર સમયકલગી રૂપાળી ઠમકે.
લીલાં ગગન ખેતરે ઝૂલે સમયડૂંડલાં ઝૂલે;
ગાયોની ઘંટડીઓ રણકે સમય શિંગડે ડોલે.
સમય નિશીથ નયનમાં ઝીણું ઝીણેરું ટમટમતો:
ચન્દ્રકિરણથી લઈ સુધારસ સમયકુંદ મઘમઘતો.
આમ્રમંજરીએ ટહુકે વન સમયઘટાએ છાયે;
ગગનવેલ ફૂલો આંગણમાં મ્હેકે સમય છવાયે.
દિશાદિશાના પવન હેમની સમયરજે ઝરમરતો:
ત્રિલોકનાં રૂપે રૂપે ઝળકોળી મુદમય કરતો.

કવિલોક નવેમ્બર-ડિ

૬

સમય કાળમીંઢો પર્વત નિષ્ઠુર ના જરી પીગળતો;
પૃથ્વીથી આકાશ પ્હોંચતો તસુભાર ના ચળતો.
પ્રલંબ બાહુ વિસ્તારીને જગ આખાને ભીંસે;
માનવભક્ષી રક્તપિપાસુ દાનવ વિફર્યો રીસે.
રડી રડી ચોધાર આભલું ભરે આંસુ ના ભીંજે;
કરે સૂર્ય અભિષેક હેમનો યુગયુગથી ના રીઝે.
વલવલતી ધરતી દૂઝે ને નિશદિન પાય પખાળે;
રતરતના વૈભવ ધરતી લવલેશ જરી ના ભાળે.
લાડ કરે પવનો આળોટે ચરણ ન તરણું હાલે;
દશદશ દિગ્ગજ બાળક-શા ઝૂલે પણ ના પંપાળે.
અગન ઊદર્યો પેટાળે પેસે ભભૂકતો શત ઝાળે;
ઊડે ભસ્મ થઈ સ્વયં, ન ફરકે પક્ષ્મ કશું ના ભાળે.
ઘોરે પડ્યો અનન્ત અઘોરી કાપાલિક નિશ્ચેતન;
ત્રિલોકને બાળે ઓગાળે શું ચેતન અવચેતન!

૭

સમય લપસતો પુષ્પે પુષ્પે અંગ રંગઝબકોળે:
હરિયાળી પર આળોટી ને લીલુડે અંઘોળે.
સમય શ્વાસથી અબોલ સરકે ગગન ધબક લઈ જાતો:
ફાળ ભરે આડોઅવળો ને સળક વિશ્વ લ્હેરાતો.
શરદચાંદનીએ નીતરતો અંતર અમીરસ ભરતો:
ફાગણનો એ છેલ રંગીલો વગડો કેસરી કરતો.
પિચ્છકલાપે ઠમકે ગ્હેકે નીલેરો રઢિયાળો;
વસંતના કંઠે ટહુકાવે આમ્રઘટા મરમાળો.
ઝરમર ઝરમર વરસે મીઠા મલ્હારમાં ભીંજવતો;
મ્હેક દઈ ધરતીની સાગર મ્હેકાવી ઊછળતો.
બાળકની કાગળની હોડીમાં બેસી હરખાતો;
તરતો સરતો નજરું ભોળી અનન્તમાં લઈ જાતો.
ઝૂલે ટોડલે તોરણમાં સોનલ રજ આંગણ વેરે;
નયનોમાં મલકાતો મધુરો, અંતરિયાળો હેરે.

# અલમ્

તનસુખ ઓઝા

(૧)

અલં, બસ, હવે ઘણું ય કર્યું છે; ન આ ટાંકણે ?
ખરે સમય દીધ ઘાવ, લઈ અંતરે પ્રેરણા;
હથોટ દઈને હથોડી સહ, છીણતાં, છીણતાં,
અનેક ક્ષણ સાથ જીવ રસ, ભાવ, એકાગ્રતા.

કર્યાં સત શિવે, સદા વિવિધરૂપ સૌંદર્યનાં,
નિઃસર્ગમય ચિત્ર દૃશ્ય, પશુ પંખી ને વૃક્ષ સૌ;
કરાલગિરિ ખીણ, કોતર. બખોલ ને ક્ષિતિજો,
સુહાવત જ સૂર્ય, ચંદ્ર ઉદયો ય અસ્તાચલે.

વિશાળ જલ ઓઘ, મૌજ કરતાં જતે નર્તનો,
પ્રિયા, પ્રિયતમા સહે સફર હો કરે વર્તનો;
સપ્રેમ લઈ ભાવ પ્રેમ રસનીતર્યાં કલ્પનો,
લઈ દઈ જ સર્વ જે સંવિત આત્મ તત્ત્વો તણા.

રચ્યું, અક્ક, બાવલું ઈસુ, બુદ્ધ, ગાંધી તણું,
વિરાટ રૂપ આ ધર્યું, લઘુક માનવે વામણું ?

(૨)

અલંકર, કવિ હવે અતિ અલંકૃતિ ના ઘટે,
ગ્રહી, નિરખ ચાંદલે ટમકતી જ આભા થકી;
જટાજૂટ શિવે સ્વયં અમર ચંદ્ર આકારમાં,
સ્વરૂપ રસ ચંદ્ર બીજ કણ તારલા સાથમાં.

ગ્રિવા સુહત ભંગમાં ત્રિવલિ સાથ જો સ્કંધમાં,
સુહે બૃહત વૃક્ષને કટિ પ્રદેશ વંકાયલો;
રચેલ, અહ, યજ્ઞવેદ સહ ને પલાંઠે ધરી,
સુવજ્ર સમ સંયમે નિગળીતી જતી આંખમાં.

પ્રભા છવાયા અનંત ગણુ તારકોથી ભર્યાં;
રહે ત્યમ જડાયલા હૃ-દય અંતરે ભાવના;
નમેલ નિજ ચક્ષુના ભર પ્રભા દ્વિસુ પોપચાં;
ભર્યાં રસ દ્રવેલ જે જગત પ્રેમ ઓઘેછલ્યાં.
ન લંકૃત જ હેમના કર પદે કદિ ગ્રિવમાં,
સદા મનુજ જાતિને ચિતવતા ઉરે બુદ્ધ કે?

(૩)

અલંકર કરો ઘણું ય સરજ્યું તમે વિશ્વમાં,
ન છો જગત માનતું દરશનો કરી આપને.
કરી ટમકતી જ તે પિયળ ભાલમાં ભીલડી,
ભલે ચમકતાં રહે નયન અંજને; ખંજનો,
ભર્યાં સતત ગાલમાં; ગુલ છ ખ્વાબ ભુલાવતાં;
ગ્રિવે કનક મૌક્તિકે ગ્રથિત માળ મંદાકિની;
સ્વરૂપ ધરતી, અહો, કનક કંકણો દ્વિ કરો,
સમા કમળ પે શું કે કટિભરી રહી મેખલા?
પદાર્પણ થયાં અનેક-વિધ લંકૃતિ ધારતાં,
લગોલગ લગાવિયાં અલમ કાર્ય અભૂતે સદા;
મહાન શિવનાદ કોઈ નૃત કાર્ય તૈયારીમાં.
ધરી શિરપરે 'ઘટે મનન ચિંતનો તત્ત્વનાં.
લહી સહુ કૃતાર્થતા જગત નાશની? ના, નહીં;
અલંકર, શિવાર્ક શક્તિ થઈ પાર્વતી લાસ્યમાં?

(૪)

અલંકર કરંત જે ધ્વનિ નિનાદ વિણા થકી,
ધર્યો છ ખૂંપ સૂર્યનાં કિરણનો જ તત્ત્વે રચ્યો:
અને હૃદય ચાંદલે ભભૂકતી શું ભક્તિ ખરે,
મનોનયન ચિંતને મનન તત્ત્વનાં તારવી;
ભર્યાં છ કવિવિદ્દતા જનન કેંક, રે, મૌક્તિકો,
સુહે સતત ઉજ્જવલી સભર કીર્તિદા ચેતને

ત્રિવા અમૃત સૂરના ભરપટે શું સારિગમો,
ઝૂલે વિવિધ રાગને રસ ભરેલ વૈકુંઠના;
સ્તનો સભર, પ્રેમ કાવ્ય ગગનાંગણે દેવતા,
કરે બજત ગાન જે સકલ તાર તંત્રી તણા.

સરસ્વતી કરે બજે પદ પદ્મભૂષા અને,
મયૂર મદમસ્ત, સ્વાર થઈ ઘૂમતા શૌર્યથી !

## ફરી સજીવન થાઉં

શૈલેશ ટેવાણી

કેમ ચઢ્યો ઓથાર સજન રે, શાનો છે ઓથાર ?
ક્યાંય નહિ અણસાર તમારો, કેમ પછી ઓથાર ?
ખાલીખમ્મ બજાર નગર ને
સૂનો મ્હેલ થઈ જાઉં,
જળમાં પડે તિરાડ એવી હું
મૂળથી નહી સૂકાઉં.
કોઈ નહિ આધાર સજન, હું ઝાડ નથું નોધાર ?
કેમ ચઢ્યો ઓથાર સજન રે, શાનો છે ઓથાર ?
તમે લખેલો કાગળ તે હું
નિશદિન ફરી વંચાઉં,
રે મારામાં અક્ષર ક્યાં છે ?
હું કોરી વંચાઉં.
અવર લખો તો પ્રશ્નપત્રમાં વિરહ તણો ટૂંક સાર,
મારા વિના આ દુનિયાને તમથી શું વહેવાર ?
હું ચૂકી અવસર અભાગી
ઉંબરમાં હિજરાઉં,
તમે પધારો એવી વેળા
ફરી સજીવન થાઉં.
કાં લઈ લો આ પાર આ નૌકા કાં ખેંચો આ પાર,
જાણે પારાવાર રે આજે ફરી ફરી ઓથાર.

## વસંત બની વૈરાગી !!

દાન વાઘેલા

વસંત બની વૈરાગી !
પાંદ-પાંદ ખડખડ ખડ હસતાં
પવન સહિત ગયા ભાગી !
જુઓ વસંત બની વૈરાગી......

ઘટાઘોમ જંગલમાં કેવો કર્યો કારમો જાદુ !
લ-લપટેલું ગવંન ચડાવ્યું કેવું સરળ ને સાદું !
વૃંદાવનનો વાંક નથી...!
તો કેવી વાંસળી વાગી ?
જુઓ વસંત બની વૈરાગી......

રણની રાતીચોળ રેતીએ તિલક કર્યું તસતસતું !
અહાલેકના નાદ વચાળે કયું નામ ધસમસતું ?
મૂંગા-મંતર મૂળ પૂછે...!
આ કેવી મૂંઝવણ માગી ?
જુઓ વસંત બની વૈરાગી......

## એવી રે અટકળમાં...

રાજેશ પંડ્યા

અમે આંગળી વ્હેતી મૂકી એવી રે અટકળમાં
કંકુ જેવો સાદ પડયો ને તરંગ સૂનાં જળમાં.
તળિયા સુધી જઈને ઝામણ નખ પછી ફુત્કાર કરે કે ફીણ ફીણ દે દંશ.
અવાવરું ટીપામાં ફંગોળાય પવનના પવન પાતળા કેટકેટલા વંશ.
કોઈ ડાળખી આંખે ઝૂકી એવી રે અટકળમાં.
અમે વાંસળી જેવી લખતાં ફૂંક પછી કાગળમાં.
પાંપણને ઊંચકવાં માટે હાંફ જરૂરી હોય ચરણને ઢાળ ઊતરવા કંપ.
એક કબુતર આંખો વચ્ચે ચીસ થયાની ઘટના અથવા અટકળ ઓઢી જંપ.
અમે શ્વાસમાં આળોટીશું એવી રે અટકળમાં
સૂરજવત્ સન્નાટો આખ્ખી રાત ફરે ઝાકળમાં.

# ઝમઝીરમાં[1] વૈશાખી બપોર

હર્ષદ ચંદારાણા

પ્રિન્સેસ,
મને તું ના કહે
આ શિંગવડો[2]માંથી
બહાર નીકળવાનું.

મેં પહેરી લીધાં છે
જળનાં વસ્ત્રો—
આ
વૈશાખી બપોર સામે
લડવાનાં
શસ્ત્રો.



મને ના લલચાવ
કાંઠાનો બગીચો બતાવી.

એ આમ્રફળો,
એ નાળિયેરો—
હરિયાળીનો ઘેરો...

એ બધાનો સ્રોત તો
આ
શિંગવડો જ છે.
પડી રહેવા દે મને
અને ઉછેરવા દે
આ શિંગવડોને જ
મારામાં

એક આખો
બગીચો.



સરસ્વતી ધોધ તો
શિંગવડોએ
ઉગાડેલું
પોતાનાં જળનું
ઊર્ધ્વમૂળ વૃક્ષ છે.

આ ધારાઓ
        તેની ડાળીઓ
ફીણ-ફીણ
        તેનાં પર્ણો
વમળો
        તેનાં ફળ.



એથી તો હું
ધોધથી દૂ...ર
ઉપરવાસ
પડ્યો છું.

શાંત, સ્થિર અને
પથરાયેલાં જળમાં—
થંભી ગયેલી
આર્દ્ર પળમાં

---

ીરમાં જામવાળા પાસે આવેલ સ્થળ.   ૨. શિંગવડો નદી

# ચાર ગઝલ

અશોકપુરી ગોસ્વામી

(૧)

ભીંત જેવી ભીંત અડવાથી પડી,
જોઈ લ્યો બદનામી કેવી સાંપડી.

વિસ્મૃતિ વરદાનની માફક હતી,
વ્યર્થ આ વીંટી ફરી પાછી જડી.

પગ પગેરું શોધવા નીકળે અને,
પગ સદંતર ખોઈ બેસે મોજડી.

શું થયું એ પૂછવા જેવું નથી,
મલ્લ સામે કાચની પૂતળી લડી.

આ ગઝલનો અર્થ એ પણ થઈ શકે,
જળની અંદર માછલી જાણે રડી.

(૨)

ખરેખર કહું તો આ અપવાદ છે,
પ્રથમ વાર વરસેલો વરસાદ છે.

તમે રાત પડખું ફરીને સૂતાં,
અને તે પછીનો આ સંવાદ છે.

ચમકદાર ચહેરા હસે છે સતત,
છતાં કેમ લાગે કે વિખવાદ છે?

મને પ્રેમ કરવો ગમે છે, છતાં;
શરત પણ હજી કેમ એકાદ છે?

ગઝલ! આહ કે વાહ સરખાં જ છે.
ગમે તે સ્વરૂપે તો એ દાદ છે.

(૩)

કોઈ ન પારખી શક્યું એવી લકીર છું,
હું બાદશાહ છું? કે પછીથી ફકીર છું?

હું પણ મને મૂકી અહીં ચાલ્યો જઈશ પછી,
પ્હેરણની જેમ કોઈનું પ્હેર્યું શરીર છું.

કેદી છું દેહમાં એ ભેદની ખબર પડી,
ઈંડા મહીંથી હુંય નીકળવા અધીર છું.

પ્રતિબિંબ પૂર્વજન્મનાં જોયાં છે ત્યારથી,
આંખોથી અંધ છું અને કાને બધિર છું.

રોકી શકાય એવી હવે શક્યતા નથી,
જાણે કમાનમાંથી હું નીકળેલું તીર છું.

(૪)

ચલ ફરી તું; એક-બેથી ગણ હવે,
ભૂલ પાછળનાં બધાંયે રણ હવે.

ઝાડને કૂંપળ ફૂટી; મનમાં થયું,
ઝાડ ગણગણતું ગઝલને પણ હવે.

એટલે ફાટેલ વસ્ત્રો સાંધીએ,
કોઈ ના દેખે ત્વચાના વ્રણ હવે.

કાચના માણસ બહુ છે મશ્કરા.
હાથમાં લઈને ઊભો છે ઘણ હવે.

તું ગઝલ ગણવાનું ભૂલી જાય છે,
હું અને તું બે નહીં પણ ત્રણ હવે.

## જરૂર છે કવિની

પન્ના નાયક

નિયત ક્રમ અનુસાર
સવારે
સરોવરને કિનારે
પગ ચાલે છે.

પવનની લહર
પાણીમાં
ઓકળીઓની અવનવી ભાત પાડે છે.
કોઈ એને જોતું નથી.

રાતનો વરસેલો વરસાદ
લીલાંછમ ઘાસના દરિયાને
ભીના પરિમલમાં ફેરવી દે છે.
કોઈ એને શ્વસતું નથી.

તટે ઊભાં તરસ્યાં વૃક્ષો
નવા જ ઊઘડેલા તડકાને
ગટક ગટક પીએ છે.
કોઈ એને સાંભળતું નથી.

સરિયામ દેખાતા રસ્તા પર
અદૃષ્ટ વળાંક પાસે
પારિજાતની ડાળ પરથી
કશુંક અબોલ ટપ ટપ ટપકે છે.
કોઈ એને સ્પર્શતું નથી.

સાદી સીધી સરળતાની ભીતર
એક સૂક્ષ્મ ગર્ભાશય
ફાલીફૂલી મહોરી રહ્યું છે.
કોઈ એને અનુભવતું નથી.

જરૂર છે કવિની...

## પથરાય છે

શિવજી રૂખડા

લ્હાય છે:
ન્હાય છે.

ભીંજાય છે;
સુકાય છે.

તળ ઊંડાણમાં;
દમ ઘૂંટાય છે.

પતંગી દોર પણ;
હજી ગૂંચાય છે.

સોણલામાં તડ પડી;
ધાટ ક્યાં સચવાય છે.

બારી વગરનું આ જગત:
વિના હવા મૂંઝાય છે.

આ કેલેન્ડરો ભીંતો ગળે;
એમાં કાળ પણ હોમાય છે.

યાદની આ મસ્ત ફૂંકો ચલમ;
કેફ રોમેરોમે ફેલાય છે.

હા, તમારું આગમન કારણ બન્યું;
જોરથી આંધી હજી ફૂંકાય છે.

ઝીલનારે ગગને ઝીલી હતી પણ હર્ષથી;
કોઈ ઝરણું લાગણીનું એમ ક્યાં ઝીલાય છે!

છે ઝરણ, દરિયો, નદી ને વીરડો તો યે તરસ:
હર પળે આગળ વધી આ કંઠમાં પથરાય છે.

# બાંગો-કાષ્ઠે

શિલ્પીન થાનકી

[૧]
લીધી લાંબી લેખણ,
ઊંડી દોત, ઉકાળ્યો રંગ મજેઠો,
બાંગો બખિયાતોડ તવારીખ લખવા બેઠો.

પરથમ પેલ્લી સરસ્વતીને પૂછી નાખી,
ધરતીસે આકાશ તલક ધણ્ટારો કીધા,
ઓઘડ ભોળાનાથ સૂતને સમરી સાંગોપાંગ
પવીતર ફકરાઓ આરમ્ભી દીધા,
હડાફ કરતો લેખણહારો અતીત મધ્યે પેઠો.

બચરક બચરક બચપણ સૂંઘ્યું,
ચુમ્મા ચુમ્મા યૌવન,
ડગમગ ડગમગ ડોસાપણ, ને
આખરમાં અસ્તાયન.

વ્હાલા વાચક! અથવા શ્રોતા!
કુછ ભી સાર સમેટો.

[૨]
બાંગો બળવાખોર બિચારણ વાવે રણમાં.

અરછટ બરછટ ભોમ વચાળે
એમ વદીને અંગ અંગમાં હણહણવન્તું
જોમ ભરી યાહોમ કરીને
બાંગો મટિયામેટ કરે છે,
બાર વરસ એતાબ વીતશે,
તે કેડે બેબાક દરખડાં અમ્બરચુમ્બી થશે—
વિચારે બાંગો તાબડતોબ કરે છે.

કેવી અદ્‌ભુત વિચાર કલિયાં
મઘમઘતી એ જણમાં!

રણ તો પીળાં પચાક—એવા પરમ સાચને
બાંગોજી ના પામ્યો, એને કોણ પમાવે?
ગુલ્ફી માફક અપાર તડકે
ઓગળતો બાંગોજી, એને કોણ જમાવે?

કેન્દી-દેહી દ્રવીભૂત બાંગો પર મખિયાં ઊડે,
બાંગો ક્યાંય નથી બણબણમાં.

# ભીની ગંધ માફક

વારિજ લુહાર

સ્પર્શ સંકેલાય ભીની ગંધ માફક,
તું પછી ફેલાય ભીની ગંધ માફક.

ને તિરાડો જેટલું દોડી જવાયું,
દૃશ્ય એ ભજવાય ભીની ગંધ માફક.

તે સપાટી જેટલું ઊંચે જવાયું,
મત્સ્ય જ્યાં વીંધાય ભીની ગંધ માફક.

સાંજ લખવા કેટલો અજવાસ પામ્યો,
તું પછી વંચાય ભીની ગંધ માફક.

એક ખૂણો ફૂલનો મઘમઘ થવાથી,
ઋતુ ઉલેચાય ભીની ગંધ માફક.

# આદિથી અંતે

### સંજુ વાળા

ચરણચિહ્ન તારાં મળે કાળખંડે
છતાં કેમ અટવાય છે વ્યૂહ મધ્યે?

છડેચોક ફરતી નિગૂઢ વાયકાઓ
અલૌકિક પુરાવાની પગછાપ ઝંખે.

અલગ કરતી ઓળખનાં વસ્ત્રો ઉતારી
ચલો એકસાથે પલળીએ આ તડકે.

બધે ચીતરેલાં જ જળ તગતગે છે,
કહો કેટલું છે ઊતરવાનું ઊંડે?

સળંગાતી ક્ષણનાં રહસ્યો ઉકેલી
નિરાધાર ફસડાઉં અગંત અજંપે.

અનાદિ તરફ આંગળી ઊંચકી ત્યાં
પડ્યા સોળ લીલા સુકુમાર અંગે.

અસંખ્યોમાં ઊભા રહી આંખ મીંચી
ઘણી વાર પહોંચાયું આદિ થી અંતે.

# સ્વપ્ન-ભંગ

### અંકુલેશ દેસાઈ

...સહસા સ્મિત વડે હૂંફાળા
મૂંગા શબ્દ બન્યા ઉજમાળા.

ખળખળવાને સૂર મળ્યો'તો,
અપરિચયનાં ખૂલતાં તાળાં.

વર્તુળાઈતી પરિચયતા,
કંકર તેં ફેંક્યા સર્માળા..

ચૂરેચૂરા એ ઘટનાઓ
ને સ્મરણો ખૂંચ્યાં અણિયાળાં.

સંબંધોના છળમાં ડૂબકી,
પ્રશ્નો વાગ્યા છે ખટકાળા.

શંકા, પ્રશ્નો, અફવાઓ સૌ...
એકલતાના છે સરવાળા.

તારી મારી વીતી જે પળ,
સમય–સમંદરનાં પરવાળાં.

# ગઝલ લખ

### હરીશ વટાવવાળા

હૃદય પર પ્રથમ લખ; ગઝલ લખ,
અગર જળકમળવત્, ગઝલ લખ.

સ્મરણવત્ અધરલગ શબ્દ તવ–
સ્વજન લગ સજળવત્, ગઝલ લખ.

કુવર પર શબ્દ તવ, અમર કર,
સુહર જયમ સતત લખ, ગઝલ લખ.

હૃદયસર અરવરવ પ્રલય કર,
નયનલગ પલકવત્ ગઝલ લખ.

તડપવત્ નજર લગ, સ્મરણ તવ,
સતત લખ અલખ લખ, ગઝલ લખ.

# સાત સમંદર

### પ્રકાશ જોષી

સાત પળોને ઘેરી ઊભા સાત સમંદર,
પાળ અજાણી પહેરી ઊભા સાત સમંદર.

હાથ ઉપરનાં ટીપાં છલકે નાદ થઈને,
મૌન મજાનું ખેરી ઊભા સાત સમંદર.

નાવ તણાઈ કાંઠે, સૂરજ સાંજ થયો છે,
પાંખ હવે ખંખેરી ઊભા સાત સમંદર.

ચાલ તને બાંધું હું કોઈ તાલ તરંગે,
ઢોલ બધા ઢંઢેરી ઊભા સાત સમંદર.

કાશ, નદીને ઊગે લીલુંછમ્મ કશું ને
પાન ફળીમાં વેરી ઊભા સાત સમંદર

# 'થાય છે કે'

ફિલિપ ક્લાર્ક

આ સૂકી ગએલી વનરાઈ
અને દોડતાં ઝરણાંને જોઈ
ઓગળી જાય છે, સઘળા અજંપા.
ફૂલોનાં હસતાં વદન નિરખી
ચહેરા પર ફરકી જાય છે, ફોરમભીની લહેરખી.
ઘરની પાછળ ખીલેલાં વૃક્ષો
એ...જ...હવે તો સ્વજનો...
થાક્યા-પાક્યા દિવસનો એ જ હવે વિસામો.
આ વેરાન ભૂમિ અને પથરાએલા રાગો
વેદનાઓને બનાવી દે છે બેવડી.
નથી ડૂબી શકતાં કે નથી તરી શકતા
ભવરણની ભીડમાં અડબડિયાં ખાતા ખાતા
એક તીવ્ર વલોપાતને પાણી સાથે પેટમાં ઉતારી દઈએ છીએ
જોયાનું દુઃખ અને સાંભળ્યાની વ્યથા
કોને કહીએ ન કહી શકાય એવી કથા ?
સવારે ફૂટતાં આશાનાં કિરણો
બપોરે કાળઝાળ બની જાય છે,
સાંજે થાકયાપાકયા મુસાફર જેવાં ઢળી જાય છે.
પછી નિરાશાની ગલીઓમાં ઘૂંટાયા કરે છે અંધકાર
કોની પીઠ અને કોનું ખંજર ?
કોની વચ્ચે કેટલું અંતર ?
કેટકેટલા રસ્તા !
પણ પગ રહી જાય છે અધ્ધર
અને સઘળા રસ્તા સાપની જેમ સરકી જાય છે;
પછી લીસોટાને તાકતા બેસી રહીએ છીએ.
"છ" ને વારંવાર તાજો કરાવી હળવાં બની ચાલ્યાં જતાં સ્વજનો.
પરિસ્થિતિમાંથી બહાર નીકળી શકાતું નથી.

વધતો જાય છે, સ્મરણોની સેવાળનો વિસ્તાર.
શ્વાસે શ્વાસે સરતા શ્વાસ.
નિખાલસતાની ભીંત પર ઊગી નીકળેલું જંગલી ઘાસ.
ક્યાંથી આવ્યું બીજ ?
કોણે સીંચ્યું પાણી
અને દીવાલમાં ઊગી નીકળ્યો આ પીપળો ?
કેટલી યે વાર કાઢી નાખ્યો, પાછો ઊગી નીકળે છે.
જેની યાદમાં જ જીવન વીતવાનું હોય
એને કેવી રીતે ભૂલી જવાય ?
છતાં કંઈ જ ન બન્યું હોય એમ
માણસો આવે છે, જાય છે, પવન વાય છે, વૃક્ષો ડોલે છે,
વાહનો દોડે છે, વ્હીસલો વાગે છે,
ફૂલો મ્હેંકે છે, પંખીઓ ગાય છે.
એક કોરાયા કરે છે કાળજું
ના...ના... કહેતા રહીએ છીએ અને ઝીંકાય છે " ઘા "
આ બધું બનતું હશે ત્યારે પ્રભુ ક્યાં જતો હશે ?
થાય છે કે કદાચ શેતાનને ચાર્જ સોંપી પ્રભુ......

## મ્લાનસરની સરવાણી

લલિત ત્રિવેદી

હાથ દેખાડી નહિ શકે પાણી
છે હવે અંજળીઓ પણ કાણી.

જેમ પાણી બને બરફમાંથી,
કાશ ! થાતું હો લોહીનું પાણી.

ખૂબસુરત હરણ–શી કુંવરીઓ,
રાણી ના થૈ તો થૈ ગઈ શાણી.

દેહમાં ગળથૂથી વહે ખળખળ...
આંગળી મ્લાનસરની સરવાણી.

## પોતાના અંધાપા વિશે

દુષ્યન્ત પંડ્યા

હજી જીવન અર્ધુંયે નવ વીત્યું તમિસ્રે ભરી
વિશાળ દુનિયા મહીં, નયનજ્યોત ત્યાં ગૈ ગઈ
અને મરણ-શી ગણું ઢબુરવી પડે આ લઈ
નિરર્થ પ્રતિભા; વિચાર મનમાં પડે આ સરી,
છતાં હું કરવા ચહું સરજનારની ચાકરી
હિસાબ અરપૂં ખરે, અગર એ ઉપાલંભ દે—
પ્રકાશ વિણ દેવ શું દિનહિસાબ માગે લઈ ?
વિમૂર્ખ પરિપૃચ્છતો : ગણગણાટ મૂંગો કરી
વદે ધૃતિ: ન દેવને મનુજ કૃત્યની કૈં પડી,
ન દાન નિજનાં તણી: મૃદુ ધુરા વહે નાથની
ગણાય જન દાસશ્રેષ્ઠ; સ્થિતિ નાથના રાજવી;
સહસ્ર ગણ ઓઘ એક વિભુનો પડ્યે વેગથી
જમીન દરિયા પરે અણુવિરોધ ધાતા રહે :
ખડા હુકમ ઝીલવા, કરત ચાકરી એય તે.

(Miltonના 'On His Blindness'નો અનુવાદ)

## બલાકા-૨૬

વિશ્વનો વિપુલ વસ્તુપુંજ
રમે અટ્ટહાસ્યને ઉમંગ;
વેણુકણ ધૂલિ
દઈ કરતાલી
નિત્ય નિત્ય
કરે નૃત્ય
દિશાએ દિશાએ દલેદલે
આકાશે બાલક જેમ અવિરત કોલાહલે.

મનુષ્યની અનવધિ અલક્ષ્ય ભાવના
અસંખ્ય કામના
નાચી ઊઠે રૂપમત્ત વસ્તુને આહ્વાન,
એની સંગ રમણામાં દઈ નિજ તાન.

સ્વપ્ન જે કૈં અવ્યક્ત આકુલ
શોધવાને મથે, કૂલ
તણાઈ જતાં અકળ અતલ પ્રવાહે
પ્રાણપણે ધરણીને ધરવા એ ચાહે.
કાષ્ઠ લોહ સુદૃઢ મુષ્ટિમાં
ક્ષણકાલ પણ સ્થિર થવાને મિટ્ટીમાં.
ચિત્તની કઠિન ચેષ્ટા વસ્તુરૂપે
સ્તૂપે સ્તૂપે
ઊઠે છે રે માથું ઊંચું કરી–
એ જ તો નગરી.
એ કેવલ નહીં ઘર,
નહીં માત્ર ઈંટના પ્રસ્તર.

અતીતના આવાસથી મુક્ત કંઇક અશ્રુત જે વાણી
શબ્દે શબ્દે વહે કાનોકાન
તે આપણી વાણીનો આધાર
શોધે લોકાલયને કિનાર કિનાર.
આલોકતીર્થના પથે તેજહીન એ જ યાત્રીદલ
ચાલ્યે જાય અશ્રાન્ત ચંચલ.
એમના નીરવ કોલાહલે
અપ્રકટ ભાવનાઓ જે કંઇ ને ફૂટે દલેદલે.
ચિત્તની ગુહાનો મુજ કરી પરિહાર
કરે પાર
અદૃશ્યનો અન્ધ મરુ, વ્યગ્રઊર્ધ્વશ્વાસે
અંબરની અસહ્ય રે પ્યાસે.
કોણ જાણે ક્યારે...
કઈ પાર હશે યુગાન્તરે.

દૂર દૃષ્ટિ-ભાસે,
પામશે એ નિજ રૂપ અપૂર્વ ઉજાશે.
આજે એણે ક્યાંથી ખોલી પાંખ
એની તે દૃષ્ટિ થશે નહીં ઝાંખ.
અકસ્માત એને પ્રાપ્ત થશે કોઈ કવિ.
મહીને રાખશે કોઈ છવિ
ગૂંથી લેશે એને કોઈ પ્રાસાદમંદિરે,–
રાજપુરે
જેનું આજ કોઈ દેશે ન કોઈ એંધાણ.
એને કાજ રચે ક્યાંક સ્થાન
અરચિત દૂર યજ્ઞ-સ્થલે
કામના-ઉગ્ર તુમુલે.
કયો ભાવિ જીવન-સંગ્રામ
રણશૃંગે પોકારી રહે છે એનું નામ?

—રવીન્દ્રનાથ ઠાકુર
અનુ. રાજેન્દ્ર શાહ

## બલાકા-૨૫

જે વસન્તે એકદિન કેટલોય કર્યો કોલાહલ,
લઈ દલદલ
અમારું પ્રાંગણ ભરી દીધેલ પ્રપૂર્ણ કલહાસે–
દાડિમે, કાંચને, પુંજપુંજ પારુલે પલાશે,
નવીન પલ્લવે વનેવન
વિહ્વલ કરેલ દઈ નીલામ્બર રક્તિમ ચુંબન,

અમારે એકાન્ત આજ એનું નિઃશબ્દ આગમન
અનિમેષે
નિઃસ્તબ્ધ રહેલ બેસી ધરના વિવિક્ત પ્રાન્તદેશે
જોઈ રહે દિગન્તમાં પરોવી નયન
શ્યામશ્રી મૂર્ચ્છિત થઈ નીલિમ ગગને
જ્યહીં પામે છે નિધન.

—રવીન્દ્રનાથ ઠાકુર
અનુ. રાજેન્દ્ર શાહ

## બલાકા-૨૬

આ વખતે ફાગણને દિન સિન્ધુતીર-કુંજ-વીથિકાએ
મ્હારી આ જીવન-લતિકાએ
ઊઘડયાં જે કંઈ કેવલ વિકમ્પને નૂતન પર્ણ

હૃદય-વ્યથા સમાન રક્તવર્ણ,
દક્ષિણ પવને એને ક્ષણે ક્ષણે સ્પર્શી દીધ
હિલોલ હિલ્લોળ.

જાગ્યો માત્ર મર્મર કલ્લોલ.
આ વેળ કેવળ ગીતને મૃદુ ગુંજન
વેળા વહી ગઈ મ્હારી કાનન-નિકુંજને પ્રાંગણ.
હવે જે સમય રૂપની અગને આવે મ્હારા
ફાગણના દિન
દક્ષિણ પવને ફરકાવી નિજ સઢને રંગીન,
તે વેળ આ સિન્ધુતીરે કુંજવીથિકાએ
જાણે મ્હારી જીવનની લતિકાએ
ખીલી રહે પ્રેમનાં સોનલવર્ણ ફૂલ,
જાણે કે આકુલ
નવીન સૂર્યની આભા એ કારણે કાનન-પ્રાંગણે
મારી પ્રસન્નતા જન્મ લઈ
તાળી દઈ, તાલી દઈ
નાચી રહે ગીતનાં ગુંજને.

## બલાકા-૪૧

જે કથા બોલવા ચાહું,
બોલી શકું ના હું,
તે એ જ કેવલ—
ચિરકાલીન આ વિશ્વ નયન આગળ
નીરખું હજારવાર
મારે દ્વાર.
પરિચિત નહીં એનો આ જે ચિરપરિચય
સહજે એનાથી નિત્ય ભરેલ છે ગભીર હૃદય
એ કથા હું કહી શકું એટલી સરલ વાણી
મ્હારાથી અજાણી.

દૂર-સીમાન્તનું ગાન રણકંત એકાકી ઓ
છાયામય વંહ:

નદીના આ ઢાળવાળા તટે
ખંતે ખેડુ ખેડને કરંત;
ઊડી ચાલી જાય હંસ
પેલી પાર જનશૂન્ય તૃણશૂન્ય વેળુ-તીર કને.
હોય કે ન હોય વહને
ક્લાન્તસ્રોત કૃશ નદી, નિમેષ-નિહત
અર્ધ-ઉઘડ્યાં – ઢળ્યાંશાં જેમ હોય દગ.
વળાંકવાળો છે પંથ
બહુશત વર્ષતણાં પદચિહ્ન પડ્યાં એને અંક,
જાય ગોચરની ધારે ધારે, ફસલ-ખેતર થકી ધરી
અભિન્નતા,
નદીસહ કુટીરની વહે કુટુમ્બિતા.
તેજોજ્જ્વલ આ ફાલ્ગુને આ ગ્રામ ને
ઓ નિર્જન મેદાન,
પેલા નૌકા-ઘાટ ઉતરાણ
પેલા નીલ નદી-રેખા, દૂરને પુલિન-પચ્છન્ન-
જલ-ખોળે
સારસયુગલતણી કાકલિ કિલ્લોલે,
જે સ્થળે ભરાય મેળો – આ બધીય છવિ
કેટલાયે દિન જોઈ, કવિ !
કેવલ આ જોઈ રે'વું, આ પંથે વહન
ચાલી જવા,
આ ઉજ્જ્વલ કાન્તિ, આ હવા,
એવું જ અસ્ફુટ ધ્વનિ તણું ગુંજરણ,
વહી જતા મેઘ તણી–
અકસ્માત નદી-બ્હેણ ભણી
– છાયાનું નિઃશબ્દ સંચરણ,
આનંદ-વેદના મહીં રહી રહી જીવનને જે
કરે ઉદાસ,
હૃદય ઢૂંઢે છે આજ એનો જ પ્રકાશ.

—**રવીન્દ્રનાથ ઠાકુર**
અનુ. રાજેન્દ્ર શાહ

# આત્મજ્ઞાનીની સ્વગતોક્તિ

અનુ. રંજના દ્વિવેદી

હું ?
હું ચાલું છું એકલો
મધ્યરાત્રિરત ગલીઓ કંતાય છે
પગ તળે મારા.
આંખ બીડાતાં મારી
સ્વપ્નરત મકાનો જાણે
જાય છે હોલવાઈ.
એક તરંગમાત્રથી મારી
આકાશે ઝૂલે છે ચંદ્રની ચીરી
દિવ્ય ડુંગળી સમી.

હું
ધારું તો જઈને દૂર બનાવું
ઘરો સાંકડા, વૃક્ષો ગુમ.
નજરની દોર પર મારી
ઝૂલે કઠપૂતળી-મનુષ્યો
અજાણ્યા પોતાના આછેરા અસ્તિત્વથી
કરે છે મોજ.
નથી ખબર તેમને કે ધારું હું તો
પલક ઝપકતા
થાય નાશ તેમનો.

હું ખુશમિજાજમાં
બક્ષું ઘાસને લીલાશ,
સુંદર નભને ભુરાશ,
અને તેજસ્વી સૂર્યને
તેની સ્વર્ણિમતા.
છતાં કડક મિજાજમાં મારા
વસે મારી
કડક આણ
રંગ-ફૂલના દેશનિકાલની.

હું
જાણું છું
જન્મી તું મારા મગજમાં;
સત્યને આ નકારતી
ઊભી છે તું લગોલગ મારી.
પ્રેમ-બળ થકી
દૈહિક સત્યનો દાવો કરતી.
તથાપિ સત્ય તો એ જ કે
આ સૌંદર્ય અને બુદ્ધિ તારી હે પ્રિયે
સોગાદ છે તારી તને.

(સિલ્વિયા પ્લાથના કાવ્ય —'Soliloqny of the Solipsis'નો અનુવાદ)

# શ્લોકચતુષ્ક

यास्यत्यद्य शकुन्तलेति हृदयं संस्पृष्टमुत्कण्ठया
कण्ठः स्तम्भितबाष्पवृत्तिकलुषश्चिन्ताजडं दर्शनम् ।
वैक्लव्यं मम तावदीदृशमहो स्नेहादरण्यौकसः
पीडयन्ते गृहिणः कथं नु तनयाविश्लेषदुःखैर्नवैः ॥६॥

'જાવાની જ શકુન્તલા અવ'
બને હૈયું ઘણું ખિન્ન જો.
ડૂમો કંઠ ભરાય આંસુ અટકયે,
ચિંતાથી ઝાંખું દીસે
સ્નેહેથી વનવાસી જો વિકલ છે
મારા સમો આમ તો
સંસારી સહતા જ આઘ વિરહે
પીડા શી પુત્રી જતાં.

ययातेरिव शर्मिष्ठा भर्तुर्बहुमता भव ।
सुतं त्वमपि सम्राजं सेव पूरुमवाप्नुहि ॥७॥

પતિને તું થજે વ્હાલી શર્મિષ્ઠા-શી યયાતિને!
પામી તે પૂરુને તેમ, પ્રતાપી પુત્ર પામજે.

अभिजनवतो भर्तुः श्लाघ्ये स्थिता गृहिणीपदे
विभवगुरुभिः कृत्यैस्तस्य प्रतिक्षणमाकुला ।
तनयमचिरात्प्राचीवार्कं प्रसूय च पावनं
मम विरहजां न त्वं वत्से शुचं गणयिष्यसि ॥१९॥

પતિ-કુળ ઊંચેરે સંમાન્યા ઠરી ગૃહિણીપદે,
વિભવથી વડાં કાર્યે એના ક્ષણેક્ષણ વ્યસ્ત હૈ,
પ્રસવ ઝટ, જેવો પ્રાચી ભાનુ, પાવન પુત્રને,
મુજ વિરહ કેરો, વત્સે, શોક ના ધરજે જરી.

अर्थो हि कन्या परकीय एव
तामद्य संप्रेष्य परिग्रहीतुः ।
जातो ममायं विशदः प्रकामं
प्रत्यर्पितन्यास इवान्तरात्मा ॥२२॥

કન્યા ખરે છે ધન પારકાનું,
તેને વળાવી પતિ-ઘેર આજે,
થયું ઘણું અંતર શાન્ત મારું
જેવું થતું થાપણ પાછી સોંપ્યે.

(અનુવાદ : ધીરુ પરીખ)

[કાલિદાસ-વિરચિત 'અભિજ્ઞાનશાકુન્તલમ્', અંક ૪]



# લવકતી યાદનું ચિત્રાત્મક આલેખન

ભાનુપ્રસાદ પંડ્યા

## યાદોનાં ફૂલોમાં

આકાશ, વાદળ, વર્ષા ને યાદ....
જાણે ફૂલનો પરાગ!
અંગ અંગ પર વરસે વરસાદ;
તન....વદન....નયન....મન....
મનની દુનિયામાં મનગમતો સંગ
ને સંગની વાતે ફોરમતાં
ફૂલોનો મઘમઘતો રંગ
જાણે વરસે ઉમંગ!
ગીતોના ગુંજનનો મીઠો આનંદ
કેવો રે મહેકે
આજ લીલેરી પળમાં
આંખે ઊગેલ યાદોનાં ફૂલોમાં!
મીઠેરું લવકે લગીર પડખેની શૂળોમાં!

—પીયૂષ પંડ્યા 'જ્યોતિ'

ચિત્તમાં જાગી ઊઠતી યાદોની હલચલને કોની સાથે સરખાવીશું? હૃદયમનમાં થતા સ્મૃતિ-ઝંકારના સંવેદનનો અણસાર કઈ રીતે પામી શકાય? અમૂર્તને મૂર્ત કરવાની કળા કવિ પાસે હોય છે. અહીં કવિ યાદને આકાશ, વાદળ અને વર્ષાની જોડાજોડ મૂકે છે. આકાશનો ગુણ વિસ્તાર છે, વાદળ ઊંચે રસળે છે અને વર્ષા જલવર્ષણ કરે છે! યાદ પણ વિસ્તરે છે, વાદળ ઘટાની જેમ ગોરંભાય છે અને ચિત્તમાં સરે છે, ઝીણાં ઝીણાં પ્રસંગચિત્રોનાં બિન્દુઓનું એ વર્ષણ કરે છે! એટલે અહીં કવિ પીયૂષ

પંડ્યાએ યોગ્ય રીતે જ યાદના આપણા મનોમય રૂપને મૂર્ત કરી આપવા આકાશ, વાદળ અને વર્ષાની સન્નિધિ ( Juxtaposition ) સાધી આપી છે. પણ કવિએ એને આકાશ, વાદળમાં દૃશ્ય રૂપ આપ્યું, વર્ષા દ્વારા સ્પર્શક્ષમતા પ્રસ્તુત કરી, તો પછીની એક પંક્તિ મૂકીને તેમણે સ્મૃતિસંવેદનની સૂક્ષ્મ તાસીરનો સરસ અણસાર આપ્યો છે: 'જાણે ફૂલનો પરાગ.' યાદને 'ફૂલનો પરાગ' કહીને તો કવિએ ઘ્રાણેન્દ્રિયને જાગ્રત કરી દીધી! કોઈ પુષ્પના સામીપ્યનો સંકેત આપ્યો એ સામીપ્ય કોઈ માનવપુષ્પનું છે!

કાવ્યનું સંવેદન પ્રણયની સ્મૃતિનું છે એ ત્યાં તરત પામી શકાય છે. પેલા અંગ અંગ પર વરસતા વરસાદની અનુભૂતિના વિદેશ દ્વારા પ્રિયજનને ભીંજવતી મધુરસ્મૃતિનો પ્રણયરોમાંચ પણ ત્યાં સદ્ય વ્યંજિત થઈ જાય છે. કવિ અંગાંગનાં રોમાંચ તરફથી ક્રમશઃ સૂક્ષ્મતર—સૂક્ષ્મતમ એવા અંતરતમ સ્તર સુધી પહોંચે છે. એટલે જ કશા વિસ્તાર વિના, ક્રિયારૂપનો પ્રયોગ કર્યા વિના, માત્ર ચાર સોપાનોનો કવિ ઉલ્લેખ કરે છે:

'તન...વદન..નયન...મન.'

જલવર્ષણથી અભિષિક્ત થયેલું તન, એનાથી વિશેષ ભાવાંકિત થતું વદન, વદનમાં તરલચંચળ થતાં નયન અને એ નયન પાછળનું મન... આમ યાદ દ્વારા કેવળ બાહ્ય રોમાંચની વાત નથી થઈ પણ પ્રિયજનનું સમસ્ત અસ્તિત્વ આંદોલિત થઈ ઊઠ્યું છે એમ સૂચવ્યું છે. કવિ પ્રણયનું સ્મૃતિસંવેદન નિરૂપતાં કેન્દ્રગામી ગતિ કરી રહ્યા છે. તેઓ હૃદયના હર્દલક્ષમાં પ્રવેશવા ઉદ્યુક્ત થાય છે, એ બધું આસ્વાદવામાં આપણને આનંદ આવે છે.

પ્રિયજન પ્રત્યક્ષ નથી, એ તો છે 'મનની દુનિયામાં.' યાદ એટલે જ મનની દુનિયા! ત્યાં જ એ સ્પૃહણીય સાન્નિધ્ય સ્મૃતિ દ્વારા પ્રાપ્ય છે. એની વાતોમાં પણ પુષ્પનો મઘમઘાટ છે. પણ કવિ એને 'રંગ'રૂપે જુએ છે. પ્રણય પોતે જ અનોખી મસ્તીના જૂજવા રંગ ધરાવે છે. નર્મદે એને 'રંગીની' કહીને ઠીક ઓળખાવેલ છે. પરંતુ રંગમાં જ ઉમંગ વરસે છે. આમ 'વરસતા વરસાદ' સાથે 'વરસ ઉમંગ' સંયોજાતાં આપણને ક્રિયારૂપનું ઔચિત્ય સમજાય છે.

એ ઉમંગ સ્વયં ગીતનો મીઠો આનંદ બન રહે છે. માત્ર સ્મરણ થતાં વ્યાપેલો આનંદ મીઠું ગીત થઈને ગૂંજી રહે છે! વર્ષા છે એટલે આસપાસ બધું લીલુંછમ સૌંદર્ય પથરાયું છે. પ્રિયજનની યાદથી કવિનું ભીતર પણ હરિયાળું થયું છે, એટલે કવિને સમય પણ લીલોછમ દેખાય છે! આથી 'આજ લીલેરી પળમાં આંખે ઊગેલ યાદોનાં ફૂલોમાં!'નું રહસ્ય સમજાય છે. પણ કવિએ યાદોનાં ફૂલોને આંખે ઊગેલ શા માટે કહ્યાં? ત્યાં જ ચમત્કૃતિ છે. જે કંઈ યાદોએ સંકોરી આપ્યું એ જ જાણે પ્રત્યક્ષ ઝાંખુંપાંખું દેખાયું! પ્રિયજનની અનેક ચેષ્ટાઓ, ભાવમુદ્રાઓ અંકિત થવા માંડી એને 'ફૂલો' સિવાય બીજું શું કહી શકાય!

'યાદોનાં ફૂલો' આ રીતે દૃશ્યકલ્પન થવા જાય છે.

સ્મૃતિસંવેદનનો આટલો ઉલ્લાસપૂર્ણ, પ્રસન્નતાયુક્ત અને રોમાંચિત ચિતાર આપ્યા પછી કાવ્યની છેલ્લી પંક્તિમાં કવિ જે એકાએક વેધક વળાંક લાવે છે, એમાં પ્રણયની કસક અનુભવાય છે :

'મીઠેરું લવકે લગીર પડખેની શૂળોમાં !' યાદોનાં ફૂલની પડખે શૂળો છે, સ્મૃતિમૂલક પ્રણયસંવેદનમાં પણ આછું દર્દ છે. એ વ્યથાની ઝાંયનો અણસાર તમાં અપાયો છે. કવિએ 'લવકે' જેવું ક્રિયારૂપ યોગ્ય રીતે યોજીને એ વેદનાને મૂર્ત કરી આપી છે. પ્રીતિનું સ્મૃતિસંવેદન થોડા પણ લવકારથી ચૂંટાયેલ ન હોય એવું બને ખરું ? કાવ્યરચનાનો આ વળાંક સંવેદનને વાચ્ય બનતા રોકે છે, એ એની વિશેષતા છે.

સરલ પદાવલિમાં, ચિત્રાત્મક અભિવ્યક્તિ સાધતું પણ ભીતરના અગોચરને ગોચર કરવા મથતું આ નાનકડું કાવ્ય એના આવા સૌંદર્યાત્મક અંશોથી આપણને પ્રસન્ન કરે છે.



## સર્જકમિત્રોને

સર્જક મિત્રોને વિનંતિ છે કે પોતાની કૃતિ સાથે જવાબી કાર્ડ, પરબીડિયું કે ટિકિટ ન બીડવાં. સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ માસમાં અપાય છે. અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી.

# પુદ્ગલે ચીતરાતું આકાશ

## હરીશ વટાવવાળા

[કાવ્યસંગ્રહ : 'સૂરજનું ઓળખપત્ર' : ગિરીન જોષી, પ્રકાશક : કંકાવટી સાંસ્કૃતિક મંડળ, જામનગરથલી આવૃત્તિ : પ્રથમ, ૧૯૮૮, કિંમત : રૂ. ૧૮, પૃ. ૮૨

કવિ તેના શબ્દથી ઓળખાયો છે. શબ્દથી તે પોંખાયો છે અને શબ્દથી તે દિશાઓ ઓળંગી ગયો છે / જાય છે, ત્યારે જ શબ્દ દિશાઓ વીંધીને કવિહૃદયમાં બિરાજે છે અને સર્જાય છે કવિતા.

આ શબ્દ આવે છે ક્યાંથી? જ્યારે કવિ-મનમાં શબ્દવિદ્રોહ થાય ત્યારે જ નવો શબ્દ જન્મે છે. નવા શબ્દની શોધ માટે કવિ હંમેશાં ચિંતિત હોય છે. શબ્દના ગર્ભમાં જઈ કવિ નવો શબ્દ લઈ આવે છે. આ શબ્દાવતરણનું કારણ, સામાજિક જીવનમાં અરાજકતા, વિસંગતિ, વિરૂપતા અને માનવમૂલ્યોના હ્રાસથી ત્રસ્ત કવિનો આર્તસ્વર જ નવ્ય કવિતાનો અવતાર છે.

કવિતા જીવનની ક્ષણ છે, કાવ્ય જીવન છે. તેથી જ કવિનો પ્રયત્ન જુદાં જુદાં કાવ્યો દ્વારા તેવી કવિતા સર્જવાનો પ્રયત્ન કરે છે. જે જીવન-નો પર્યાય બની શકે. આજુબાજુ જિવાતા જીવનમાંથી કવિ કવિતાનું સર્જન કરે છે, પરંતુ આ સર્જન માટે જેમ મરજીવો દરિયામાંથી મોતી શોધી લાવે તેવી મથામણ અનુભવે છે. કવિ-કર્મ માટે સભાન બનેલો કવિ શબ્દક્ષમતા તાગી જોવાનો પ્રયત્ન કરે છે.

કવિમાં સૂક્ષ્મ સંવેદનશક્તિ હોય તો જ બળવત્તર શબ્દ તેની પાસે આવે છે, ત્યારે ધ્વનિત થતા લય અને શબ્દમાધુર્યની તાજગી-મય આસ્વાદ્ય છાલક વાગે છે. શબ્દની તાજગી કવિતાને સુગંધિત કરી ચહુ દિશામાં પ્રસરી જાય છે.

કવિ ગિરીન જોષીના ત્રણ કાવ્યસંગ્રહ 'ફિંગર પ્રિન્ટ' (૧૯૮૦), 'ડાયમેન્સન' (૧૯૮૫) અને 'સૂરજનું ઓળખપત્ર' (૧૯૮૮). 'સૂરજ-નું ઓળખપત્ર'ની કવિતાને પામતો હતો ત્યારે કવિ શબ્દની કેટલા નજીક / દૂર ગયા તેની શોધ આરંભવા ઇચ્છાવશ થયો. તેમની અછાંદસ કૃતિઓ તપાસતાં ચિંતન, મનન, આધ્યાત્મિકતા, માનવમનના ઊંડાણને તાગવાનો અભિગમ વિરહ, વેદના, વ્યથા, પ્રણય, એકરાર, રીસ, જિજીવિષા, મૃત્યુ, ઈશ્વર / પ્રિયા પ્રતિ ભક્તિ ઈશ્વર સામે સીધો ઝગડો, ઇન્દ્રિયવ્યત્યય શબ્દા-વલી તેમજ તાજગીસભર શબ્દની છાલક ગિરીન-ના કવિત્વનો પરિચય આપે છે. અને એટલે જ —

'કોઈ મને આપો,
એક નાજુક ફૂલ શી હથોડી
અને મખમલી ટાંકણું

મારે શબ્દને કાળજે
કોતરવું છે
એનું નામ
મોરપીંછની લિપિમાં. (પૃ. ૧૦)

કવિએ શબ્દમાં પોતાપણું રાખી, અનુભવની એરણ પર શબ્દને ઘડી નવી ચેતના, નવું સ્વરૂપ, નવી ભાવસૃષ્ટિ સતત શોધતા રહીને ચીલો ચાતરવાનું કાર્ય કરવાનું છે. માત્ર અભિવ્યક્તિની નવીનતાથી કે શબ્દોની ચમત્કૃતિ વડે કવિતાના ઇતિહાસમાં નોંધપાત્ર અર્પણો થતાં નથી. કવિવર રવીન્દ્રનાથ ટાગોરે કહ્યું છે કે, 'જે કાવ્યનું સૌન્દર્ય ખૂલે નહીં તે કાવ્ય કોઈ કવિને યશ આપે નહીં.' એટલે જ કવિએ હંમેશાં બળવત્તર શબ્દની શોધમાં સતત ચિંતનશીલ રહેવું જોઈએ.

નાજુક ફૂલ-શી હથોડી વડે શબ્દના કાળજે મોરપીંછની લિપિમાં નામ કોતરવા નીકળેલો આ કવિ લાગણીથી ભર્યોભાદર્યો છે, પણ એનાં મૂળ કેટકેટલાં ઊંડાં અને કઈકઈ દિશા તરફ પથરાયાં હશે તેનો તાગ મેળવવો ઘણો જ કઠિન છે. ખુદ કવિ પણ જાણતો નહીં હોય! પરન્તુ વિચ્છેદ સમયે વેદનાનો અનુભવ થાય છે – 'અલ્લડ છોકરી' કાવ્ય દ્વારા :

'ગઈ કાલે......
એક અલ્લડ છોકરી
પાંચીકે રમતી હતી
તે પાંચીકા હવે
પથ્થરની દીવાલમાં
ચણાઈ ગયા છે.
અને છોકરી જડાઈ ગઈ છે બારસાખમાં
– અને સામેની બારી મારી આંખમાં.'
(પૃ. ૫)

કાવ્ય પ્રતીકાત્મક છે – પાંચીકા, દીવાલ, પથ્થર, બારસાખ અને બારી જેવાં હાથવગાં પ્રતીકો દ્વારા કવિએ વિદાય પછીની વેદનાને ઘૂંટી છે.

'ગઈ કાલે......'માં કવિ મુગ્ધ કન્યા તરફ આકર્ષાયા હતા એ ભૂતકાળનો સમયગાળો પંક્તિની પાછળ મૂકેલાં ટપકાં દ્વારા વ્યક્ત કર્યો છે.

છોકરી પણ કેવી ?! 'એક અલ્લડ છોકરી' અને તેય તે 'પાંચીકે રમતી હતી'માં રહેલી શૈશવવૃત્તિ, મુગ્ધતા, અલ્લડતા અને નિર્દોષતા વ્યક્ત થાય છે. હવે આ પાંચીકા પથ્થરની દીવાલમાં ચણાઈ ગયા છે. તેથી કવિ પીડા અનુભવે છે. કારણ કે, પથ્થરની દીવાલમાં જડાઈ ગયેલા પાંચીકા હવે બહાર નીકળીને 'અલ્લડ છોકરી'ના હાથમાં રમતા થવાના નથી અને એ છોકરી હવે અલ્લડ રહી નથી અને પાંચીકે રમવા જેવી નથી. તેનું તો લગ્ન થઈ ગયું છે એટલે પેલી અલ્લડતા તેનામાંથી ભાગી ગઈ હશે! થોડું ઠરેલપણું આવ્યું હશે! એટલે બારસાખ ઉપર છેલ્લે સ્મૃતિચિહ્નરૂપે મારેલા કંકુવર્ણા થાપા જ કવિ માટે રહ્યા છે. અહીં કવિનું હૃદય પીડાની શૂળથી કેટલું વીંધાઈ ગયું છે, તે પીડાના દુઃખને / વેદનાને 'અને છોકરી જડાઈ ગઈ છે બારસાખમાં' દ્વારા વ્યક્ત કરી છે. આ પંક્તિ 'અને'થી શરૂ થાય છે. એ ઘણું સૂચક છે. 'અને'માં અતીતની સ્મૃતિ તરલ. ગહન મનન

દ્વારા વ્યક્ત થાય છે. પછી કવિ તરત જ વર્તમાનની ક્ષણોમાં આવીને ઊભા રહે છે. 'છોકરી જડાઈ ગઈ છે'માં 'છે' દ્વારા કવિ ગઈ કાલને આજના સંદર્ભે પોતાની વેદના વ્યક્ત કરી છે.

કાવ્યનો ઉઘાડ છેલ્લી પંક્તિ દ્વારા થાય છે. '–અને સામેની બારી મારી આંખમાં'માં કવિની વિરહવેદનાની પીડા ચાક્ષુસ થાય છે. 'અને'-ની આગળ ડેશ સ્મરણ અને સ્મૃતિ વચ્ચેનો સમયગાળો દર્શાવે છે.

ગઈ કાલે જે અલ્લડ છોકરી હતી તે આજે 'બારસાખે જડાઈ ગઈ છે' એટલે કે બારસાખે કંકુના થાપાની એક સ્મૃતિ મૂકી ગઈ છે. એ થાપામાંથી કંકુ નહીં પણ લોહી દદડી રહ્યું છે તેવી અનુભૂતિ કવિને સતત થતી હોય એમ લાગે છે.

હવે તો પેલી બારી કે જ્યાં રોજ એ કન્યા આવીને બેસતી હતી, વાળ ઓળતી હતી, જીભ બહાર કાઢીને, ઠીંગો બતાવીને મશ્કરી કરતી હતી, કિલકિલ કરતું ખિલખિલાટ મુગ્ધ હાસ્ય વેરાઈ જતું હતું. એવી મુગ્ધ કન્યાને આ કવિ દૂરથી જ સેવતા હતા. હવે એ બારી અને બારસાખે જકડાયેલા થાપા માત્ર સ્મૃતિચિહ્નરૂપે જ રહ્યા છે. અહીં કવિની વેદના અને મુગ્ધ કન્યાની રમતિયાળ વૃત્તિ અને અલ્લડપણું કુશળતાપૂર્વક અને અસરકારક રીતે પ્રકટ થયું છે.

કવિએ કેવું સહજ સુંદર ચિત્ર કલમના કેમેરા વડે સ્નૅપ કર્યું છે! આવી સહજતા, સરળતા, તરલતા, નિખાલસતા ગિરીનની કવિતામાં ઠેર ઠેર જોવા મળે છે. તેમની રચનાઓ તપાસતાં કવિની આગવી સર્જકતાનો સારો ખ્યાલ આવે છે અને શબ્દથી પોતાનું પોતા વડે શબ્દનું ઉત્ખનન – સંલેખન કરવામાં નોંધપાત્ર સક્રિયતા દાખવી છે.

કાવ્યમાં ખૂબ જ ઓછા શબ્દો દ્વારા માત્ર ભાવની સૂક્ષ્મતા, ગહનતાને લાગણીની તરલ સપાટી પર તરતા મૂક્યા છે. તેમાં કવિની વિલક્ષણ કવિત્વરીતિનો ઠીક ઠીક અંદાજ મળે છે; ત્યારે સુરેશ જોષીની કવિતા 'કવિનું વસિયતનામું'ની પંક્તિઓ યાદ આવે છે —

'કિશોરવયમાં એક કન્યાના
ચોરી લીધેલા સ્મિતનું પક્વ ફળ
હજી મારી ડાળ પરથી ખેરવવું
બાકી છે.'...

કવિ ગિરીન જોષી આધ્યાત્મિક મિજાજના છે, તો રોમેન્ટિક પણ એટલા જ છે – 'હું તારા રૂપની વ્યાખ્યા / કરી શકતો નથી / તને જોયા પછી / મારા શબ્દોએ / સન્યાસ લઈ લીધો છે. મારે રોમે રોમે / સ્પર્શનાં મોરપીંછ ઊગી નીકળે.' (પૃ. ૯)

કવિએ અંધકારને અને એકાંતને આકાર વગરના કહ્યા છે. જેમાં તેમનું કવિકર્મ સિદ્ધ થતું આપણે જોઈ શકીએ છીએ – 'અંધકારને / આકાર નથી હોતો / તેમ એકાન્તને પણ. / એ બંને ઘણી વખત / એકબીજામાં ભળીને / ફરે છે બિલ્લીપગે, / અવાજ વગર / જેમ તારો અભાવ ફરતો રહે છે / મારા રોમેરોમમાં (પૃ. ૧૨). આ કાવ્યમાં સંવેદનની સચ્ચાઈ સાથે

મારે શબ્દને કાળજે
કોતરવું છે
એનું નામ
મોરપીંછની લિપિમાં. (પૃ. ૧૦)

કવિએ શબ્દમાં પોતાપણું રાખી, અનુભવની એરણ પર શબ્દને ઘડી નવી ચેતના, નવું સ્વરૂપ, નવી ભાવસૃષ્ટિ સતત શોધતા રહીને ચીલો ચાતરવાનું કાર્ય કરવાનું છે. માત્ર અભિવ્યક્તિની નવીનતાથી કે શબ્દોની ચમત્કૃતિ વડે કવિતાના ઇતિહાસમાં નોંધપાત્ર અર્પણો થતાં નથી. કવિવર રવીન્દ્રનાથ ટાગોરે કહ્યું છે કે, 'જે કાવ્યનું સૌન્દર્ય ખૂલે નહીં તે કાવ્ય કોઈ કવિને યશ આપે નહીં.' એટલે જ કવિએ હંમેશાં બળવત્તર શબ્દની શોધમાં સતત ચિંતનશીલ રહેવું જોઈએ.

નાજુક ફૂલ-શી હથોડી વડે શબ્દના કાળજે મોરપીંછની લિપિમાં નામ કોતરવા નીકળેલો આ કવિ લાગણીથી ભર્યોભાદર્યો છે, પણ એનાં મૂળ કેટકેટલાં ઊંડાં અને કઈકઈ દિશા તરફ પથરાયાં હશે તેનો તાગ મેળવવો ઘણો જ કઠિન છે. ખુદ કવિ પણ જાણતો નહીં હોય! પરન્તુ વિચ્છેદ સમયે વેદનાનો અનુભવ થાય છે— 'અલ્લડ છોકરી' કાવ્ય દ્વારા :

'ગઈ કાલે......
એક અલ્લડ છોકરી
પાંચીકે રમતી હતી
તે પાંચીકા હવે
પથ્થરની દીવાલમાં
ચણાઈ ગયા છે.
અને છોકરી જડાઈ ગઈ છે બારસાખમાં
– અને સામેની બારી મારી આંખમાં.'
(પૃ. ૫)

કાવ્ય પ્રતીકાત્મક છે – પાંચીકા, દીવાલ, પથ્થર, બારસાખ અને બારી જેવાં હાથવગાં પ્રતીકો દ્વારા કવિએ વિદાય પછીની વેદનાને ઘૂંટી છે.

'ગઈ કાલે.... ..'માં કવિ મુગ્ધ કન્યા તરફ આકર્ષાયા હતા એ ભૂતકાળનો સમયગાળો પંક્તિની પાછળ મૂકેલાં ટપકાં દ્વારા વ્યક્ત કર્યો છે.

છોકરી પણ કેવી ?! 'એક અલ્લડ છોકરી' અને તેય તે 'પાંચીકે રમતી હતી'માં રહેલી શૈશવવૃત્તિ, મુગ્ધતા, અલ્લડતા અને નિર્દોષતા વ્યક્ત થાય છે. હવે આ પાંચીકા પત્થરની દીવાલમાં ચણાઈ ગયા છે. તેથી કવિ પીડા અનુભવે છે. કારણ કે, પથ્થરની દીવાલમાં જડાઈ ગયેલા પાંચીકા હવે બહાર નીકળીને 'અલ્લડ છોકરી'ના હાથમાં રમતા થવાના નથી અને એ છોકરી- હવે અલ્લડ રહી નથી અને પાંચીકે રમવા જેવી નથી. તેનું તો લગ્ન થઈ ગયું છે એટલે પેલી અલ્લડતા તેનામાંથી ભાગી ગઈ હશે! થોડું ઠરેલપણું આવ્યું હશે! એટલે બારસાખ ઉપર છેલ્લે સ્મૃતિચિહ્નરૂપે મારેલા કંકુવર્ણા થાપા જ કવિ માટે રહ્યા છે. અહીં કવિનું હૃદય પીડાની શૂળથી કેટલું વીંધાઈ ગયું છે, તે પીડાના દુ:ખને / વેદનાને 'અને છોકરી જડાઈ ગઈ છે બારસાખમાં' દ્વારા વ્યક્ત કરી છે. આ પંક્તિ 'અને'થી શરૂ થાય છે. એ ઘણું સૂચક છે. 'અને'માં અતીતની સ્મૃતિ તરલ, ગહન મનન

દ્વારા વ્યક્ત થાય છે. પછી કવિ તરત જ વર્તમાનની ક્ષણોમાં આવીને ઊભા રહે છે. 'છોકરી જડાઈ ગઈ છે'માં 'છે' દ્વારા કવિ ગઈ કાલને આજના સંદર્ભે પોતાની વેદના વ્યક્ત કરી છે.

કાવ્યનો ઉઘાડ છેલ્લી પંક્તિ દ્વારા થાય છે. '— અને સામેની બારી મારી આંખમાં 'માં કવિની વિરહવેદનાની પીડા ચાક્ષુસ થાય છે. 'અને'-ની આગળ ડેશ સ્મરણ અને સ્મૃતિ વચ્ચેનો સમયગાળો દર્શાવે છે.

ગઈ કાલે જે અલ્લડ છોકરી હતી તે આજે 'બારસાખે જડાઈ ગઈ છે' એટલે કે બારસાખે કંકુના થાપાની એક સ્મૃતિ મૂકી ગઈ છે. એ થાપામાંથી કંકુ નહીં પણ લોહી દદડી રહ્યું છે તેવી અનુભૂતિ કવિને સતત થતી હોય એમ લાગે છે.

હવે તો પેલી બારી કે જ્યાં રોજ એ કન્યા આવીને બેસતી હતી, વાળ ઓળતી હતી, જીભ બહાર કાઢીને, ડીંગો બતાવીને મશ્કરી કરતી હતી, કિલકિલ કરતું ખિલખિલાટ મુગ્ધ હાસ્ય વેરાઈ જતું હતું. એવી મુગ્ધ કન્યાને આ કવિ દૂરથી જ સેવતા હતા. હવે એ બારી અને બારસાખે જકડાયેલા થાપા માત્ર સ્મૃતિચિહ્નરૂપે જ રહ્યા છે. અહીં કવિની વેદના અને મુગ્ધ કન્યાની રમતિયાળ વૃત્તિ અને અલ્લડપણું કુશળતાપૂર્વક અને અસરકારક રીતે પ્રકટ થયું છે.

કવિએ કેવું સહજ સુંદર ચિત્ર કલમના કૅમેરા વડે સ્નૅપ કર્યું છે! આવી સહજતા, સરળતા, તરલતા, નિખાલસતા ગિરીનની કવિતામાં ઠેર ઠેર જોવા મળે છે. તેમની રચનાઓ તપાસતાં કવિની આગવી સર્જકતાનો સારો ખ્યાલ આવે છે અને શબ્દથી પોતાનું પોતા વડે શબ્દનું ઉત્ખનન – સંલેખન કરવામાં નોંધપાત્ર સક્રિયતા દાખવી છે.

કાવ્યમાં ખૂબ જ ઓછા શબ્દો દ્વારા માત્ર ભાવની સૂક્ષ્મતા, ગહનતાને લાગણીની તરલ સપાટી પર તરતા મૂકયા છે. તેમાં કવિની વિલક્ષણ કવિત્વરીતિનો ઠીક ઠીક અંદાજ મળે છે; ત્યારે સુરેશ જોષીની કવિતા 'કવિનું વસિયતનામું'ની પંક્તિઓ યાદ આવે છે —

'કિશોરવયમાં એક કન્યાના
ચોરી લીધેલા સ્મિતનું પક્વ ફળ
હજી મારી ડાળ પરથી ખેરવવું
બાકી છે.'...

કવિ ગિરીન જોષી આધ્યાત્મિક મિજાજના છે, તો રોમેન્ટિક પણ એટલા જ છે – 'હું તારા રૂપની વ્યાખ્યા / કરી શકતો નથી / તને જોયા પછી / મારા શબ્દોએ / સન્યાસ લઈ લીધો છે. મારે રોમે રોમે / સ્પર્શનાં મોરપીંછ ઊગી નીકળે.' (પૃ. ૯)

કવિએ અંધકારને અને એકાંતને આકાર વગરના કહ્યા છે. જેમાં તેમનું કવિકર્મ સિદ્ધ થતું આપણે જોઈ શકીએ છીએ – 'અંધકારને / આકાર નથી હોતો / તેમ એકાન્તને પણ. / એ બંને ઘણી વખત / એકબીજામાં ભળીને / ફરે છે બિલ્લીપગે, / અવાજ વગર / જેમ તારો અભાવ ફરતો રહે છે / મારા રોમેરોમમાં (પૃ. ૧૨). આ કાવ્યમાં સંવેદનની સચ્ચાઈ સાથે

ચિંતનાત્મકતાયે અનુભવાય છે. પરંતુ 'બિલ્લી પગે' કહ્યા પછી 'અવાજ વગર' કહેવું જરૂરી ખરું ?

પ્રણયઉત્કટતા અને મુગ્ધ પ્રિયતમા વિશે કવિ કહે છે કે – 'જાણું છું / બંધ છીપમાં સ્વાતિબિંદુ / આકાર લઈ રહ્યું છે / છતાં આ તે કેવું કુતૂહલ કે / હું ઉતાવળો થયો છું અકાળે / અને / છીંપ ખોલવા તત્પર થયો છું ! (પૃ. ૩૨) છેલ્લે આશ્ચર્યવિરામ ચિહ્ન મૂકીને કવિ જાણે આપણને આશ્ચર્યચકિત કરી દે છે. તે કઈ છીપને અકાળે ખોલીને મોતી મેળવવા માગતા હશે! ફરીથી 'અલ્લડ છોકરી' કાવ્ય વાંચવા મન લલચાય છે.

તેઓ કોના સ્વપ્નામાં રાચતા હશે અને – 'મારું / કિનખાબી સપનું / સૂરજ ચીરી નાંખે છે. (પૃ. ૪૦) તેમ કહેતા હશે? જાણે પ્રિયતમા મળી ગઈ હોય અને રાજીના રેડ થઈ ગયા હોય તેમ – 'મારે આંગણે / ઊગી સોના જેવી સાંજ / ઉપર હીરે મઢ્યું ઝળહળ આભ / કસુંબલ ઘેન ઘૂંટે (પૃ. ૪૪) ગિરીનની કવિતામાં શબ્દ એના સંવેદનના એક સબળ અંશરૂપે પ્રતીત થાય છે. એની ચૈતસિક મનઃસ્થિતિમાંથી સાહજિક રીતે શબ્દમાં ગતિરૂપ પામતું સમયતત્ત્વ બની રહે છે.

તેમની કેટલીક રચનાઓ વાંચતાં કવિને 'ઈશ્વર સાથે સીધો ઝઘડો છે' તેવું પ્રતીત થાય છે – 'અને વૃદ્ધ વેશ્યા / જે સિફીલીસથી પીડાય છે / ત્યારે... / તેના કણસાટમાં / મને ઈશ્વર તારી / બૂ આવે છે / તું પણ આ વેશ્યાની જેમ / સતત સંભોગાયો છે / યુગો સુધી–/' (પૃ. ૪૪), – 'કિશન, / શું તારી પાસે / એલાર્મ નથી? / ... કે થઈ ગયો છે આઉટ ઑફ ઑર્ડર ? (પૃ. ૪૫), હું ય / સહજ ગુસ્સામાં / ઈશ્વરનો ધા કરી દઉં છું ! (પૃ. ૪૭), આકાશનું રહસ્ય / મારી મુઠ્ઠીમાં છે / બોલ કિસન, / મુઠ્ઠી ખોલું ? (પૃ. ૫૦), મેં અનેક ઈશ્વરનાં મુર્દાં / ઠાંસી ઠાંસીને ભર્યાં હતાં (પૃ. ૫૨), તારા નામના / ખોખલા શબ્દો... / ક્યારેક કોઈ તેને સંભોગે.. (પૃ. ૫૩), કિસન ! / ચકલી સતત ઝગડે છે, / પોતાના જ પ્રતિબિંબ સાથે / જેમ હું / ઝગડું છું તારી સાથે (પૃ. ૫૭), 'ઈશ્વરનો ધા કરી દઉં છું !' (પૃ. ૪૭), સરખાવો સુરેશ જોષીની રચના 'કવિનું વસિયતનામું'માં આવતી પંક્તિઓ સાથે – 'કાળમીંઢા ઈશ્વરના ચૂરેચૂરા કરવા બાકી છે.'

કવિ ગિરીનને ઈશ્વર સાથે સીધો ઝગડો કેમ છે ? તેનું કારણ એ છે તેમની ઈશ્વરને પામવાની ઉત્કટ ઝંખના. અને એટલે જ ઈશ્વરને સંબોધીને તેમણે કહ્યું હશે 'વેશ્યાના કણસાટમાં મને ઈશ્વર તારી બૂ આવે છે, તું આઉટ ઑફ ઑર્ડર થઈ ગયો છે, ઈશ્વરનો ધા કરી દઉં છું, અનેક ઈશ્વરનાં મુર્દાં... હું ઝગડું છું તારી સાથે.' આ બધી પંક્તિઓ તપાસીએ તો ઈશ્વર ન મળવાનો આક્રોશ છતો થાય છે.

કવિ આસ્તિક છે એટલે જ, 'હે કિસન ! / તારો ભાર ગમે તેટલો હોય / હું ફૂલની જેમ ઉપાડી લઈશ (પૃ. ૭૨) તેમની આ ચિંતન-

પ્રેરિત ચાલથી કાવ્યબાનીની એક વિશિષ્ટ મુદ્રા ઊપસે છે.

કવિ રોમૅન્ટિક, આધ્યાત્મિક અને ઈશ્વર સાથે સીધો ઝગડો કરનાર આસ્તિક પણ છે, પરંતુ મિત્રની જેમ તેઓ મૃત્યુની વધુ ને વધુ નિકટ રહ્યા છે તે તેમનો ચોથો રંગ છે.

'બસ, આમ અચાનક, / મારું... / આરસ-માંથી ચૂપ થઈ જવું / અને તારું ત્યાં ગોઠવાઈ જવું (પૃ. ૮), તારો શ્વાસ અને મારો નિશ્વાસ / એક બને તો જ હું / "સાઉન્ડ સ્લીપ" પામી શકું (પૃ. ૧૧), મને ગમતું (નવુંનકોર) (મૃત્યુ) મળ્યું નહીં (પૃ. ૧૫), મને બોલાવશે / એ પ્રતીક્ષામાં બેઠો છું / ધોળા વાળની છાપરી નીચે (પૃ. ૧૬), પણ આ – / છેલ્લું જ બસસ્ટૉપ છે (પૃ. ૧૭), અજાણી ફૂંક વાગી ને / પરપોટો ગયો ફૂટી (પૃ. ૨૬), મને લાગે છે કે / હવે ખુદ હું મારામાં નથી રહ્યો (પૃ. ૭૭), મને લાગે છે / કે કદાચ હવે / આવતી કાલથી / સૂરજ કાળો ઊગશે (પૃ. ૨૭), અને એટલે જ '– મૃત્યુ કદી / વિચારમગ્ન થઈને / ઊભેલું હોતું નથી' (પૃ. ૬૯), કદાચ તે એક દિવસ / મારે બારણે પણ ડોકાશે / ત્યારે / હું તો સજ્જ છું (પૃ. ૭૦), મને ગુલાબી મૃત્યુ ગમે છે (પૃ. ૭૫), પછી — 'મારા સ્વજનો / આજ મારી પાછળ દીવો કરે છે (પૃ. ૭૨) કવિમન આંતર-મનનાં સંકુલ સ્તરો ભેદતા જઈ શબ્દની સચોટતાથી તેનાં ચૈતસિક ચિત્રો આલેખવાની કળા આકર્ષક છે.

આ કવિએ સમાજમાં પોતાની મૌલિક અસ્મિતા, સ્થાન તેમજ મહત્ત્વને બરાબર સમજી લીધાં છે. અને એટલે જ વેદનાના અનુભવની મર્મવેધક રજૂઆત કરતી સુઘડ – ઋજુ કાવ્ય-શૈલીએ આ સંગ્રહ આકર્ષક લાગે છે. પરંતુ કાવ્યસંગ્રહની એક રચના તરફ કવિનું ધ્યાન દોરવાનું મન થાય છે —

મને લાગે છે
કે કદાચ
આવતી કાલથી
સૂરજ કાળો ઊગશે (પૃ. ૨૭)

સરખાવો – સુરેશ જોષીની રચના 'કવિનું વસિયતનામું'

કદાચ હું કાલે નહીં હોઉં – / કાલે જો સૂરજ ઊગે તો કહેજો કે / મારી બિડાયેલી આંખમાં એક આંસુ મુકવું બાકી છે...'

કવિ ગિરીન જોષી થોડાક શબ્દો પરથી કવિતા મેળવી શક્યા છે, એટલે કહેવાનું મન થાય કે, – 'But, Girin, you too!!!' (પૃ. ૮૨) Go ahead.



ચિંતનાત્મકતાયે અનુભવાય છે. પરંતુ 'ખિલ્લી પગે' કહ્યા પછી 'અવાજ વગર' કહેવું જરૂરી ખરું ?

પ્રણયઉત્કટતા અને મુગ્ધ પ્રિયતમા વિશે કવિ કહે છે કે – 'જાણું છું / બંધ છીપમાં સ્વાતિબિંદુ / આકાર લઈ રહ્યું છે / છતાં આ તે કેવું કુતૂહલ કે / હું ઉતાવળો થયો છું અકાળે / અને / છીપ ખોલવા તત્પર થયો છું ! (પૃ. ૩૨) છેલ્લે આશ્ચર્યવિરામ ચિહ્ન મૂકીને કવિ જાણે આપણને આશ્ચર્યચકિત કરી દે છે. તે કઈ છીપને અકાળે ખોલીને મોતી મેળવવા માગતા હશે! ફરીથી 'અલ્લડ છોકરી' કાવ્ય વાંચવા મન લલચાય છે.

તેઓ કોના સ્વપ્નામાં રાચતા હશે અને – 'મારું / કિનખાબી સપનું / સૂરજ ચીરી નાંખે છે. (પૃ. ૪૦) તેમ કહેતા હશે? જાણે પ્રિયતમા મળી ગઈ હોય અને રાજીના રેડ થઈ ગયા હોય તેમ – 'મારે આંગણે / ઊગી સોના જેવી સાંજ / ઉપર હીરે મઢ્યું ઝળહળ આભ / કચું-બલ ચેન ઘૂંટે (પૃ. ૪૪) ગિરીનની કવિતામાં શબ્દ એના સંવેદનના એક સબળ અંશરૂપે પ્રતીત થાય છે. એની ચૈતસિક મનઃસ્થિતિમાંથી સાહજિક રીતે શબ્દમાં ગતિરૂપ પામતું સમયતત્ત્વ બની રહે છે.

તેમની કેટલીક રચનાઓ વાંચતાં કવિને 'ઈશ્વર સાથે સીધો ઝઘડો છે' તેવું પ્રતીત થાય છે – 'અને વૃદ્ધ વેશ્યા / જે સિફીલીસથી પીડાય છે / ત્યારે... / તેના કણસાટમાં / મને ઈશ્વર તારી / બૂ આવે છે / તું પણ આ વેશ્યાની જેમ / સતત સંભોગાયો છે / યુગો સુધી–/' (પૃ. ૪૪), – 'કિશન, / શું તારી પાસે / એલાર્મ નથી ? / ... કે થઈ ગયો છે આઉટ ઑફ ઑર્ડર ? (પૃ. ૪૫), હું ય / સહજ ગુસ્સામાં / ઈશ્વરનો ઘા કરી દઉં છું ! (પૃ. ૪૭), આકાશનું રહસ્ય / મારી મુઠ્ઠીમાં છે / બોલ કિસન, / મુઠ્ઠી ખોલું ? (પૃ. ૫૦), મેં અનેક ઈશ્વરનાં મુર્દાં / હાંસી હાંસીને ભર્યાં હતાં (પૃ. ૫૨), તારા નામના / ખોખલા શબ્દો... / ક્યારેક કો'ક તેને સંભોગે.. (પૃ. ૫૩), કિસન ! / ચકલી સતત ઝગડે છે, / પોતાના જ પ્રતિબિંબ સાથે / જેમ હું / ઝગડું છું તારી સાથે (પૃ. ૫૭), 'ઈશ્વરનો ઘા કરી દઉં છું !' (પૃ. ૪૭), સરખાવો સુરેશ જોષીની રચના 'કવિનું વસિયતનામું'માં આવતી પંક્તિઓ સાથે – 'કાળમીંઢા ઈશ્વરના ચૂરેચૂરા કરવા આણી છે.'

કવિ ગિરીનને ઈશ્વર સાથે સીધો ઝગડો કેમ છે ? તેનું કારણ એ છે તેમની ઈશ્વરને પામવાની ઉત્કટ ઝંખના. અને એટલે જ ઈશ્વરને સંબોધીને તેમણે કહ્યું હશે 'વેશ્યાના કણસાટમાં મને ઈશ્વર તારી બૂ આવે છે, તું આઉટ ઑફ ઑર્ડર થઈ ગયો છે, ઈશ્વરનો ઘા કરી દઉં છું, અનેક ઈશ્વરનાં મુર્દાં... હું ઝગડું છું તારી સાથે.' આ બધી પંક્તિઓ તપાસીએ તો ઈશ્વર ન મળવાનો આક્રોશ છતો થાય છે.

કવિ આસ્તિક છે એટલે જ, 'હે કિસન! / તારો ભાર ગમે તેટલો હોય / હું ફૂલની જેમ ઉપાડી લઈશ (પૃ. ૭૨) તેમની આ ચિંતન-

પ્રેરિત ચાલથી કાવ્યબાનીની એક વિશિષ્ટ મુદ્રા ઊપસે છે.

કવિ રોમેન્ટિક, આધ્યાત્મિક અને ઈશ્વર સાથે સીધો ઝગડો કરનાર આસ્તિક પણ છે, પરંતુ મિત્રની જેમ તેઓ મૃત્યુની વધુ ને વધુ નિકટ રહ્યા છે તે તેમનો ચોથો રંગ છે.

'બસ, આમ અચાનક, / મારું... / આરસમાંથી ગૂમ થઈ જવું ! / અને તારું ત્યાં ગોઠવાઈ જવું (પૃ. ૮), તારો શ્વાસ અને મારો નિશ્વાસ / એક બને તો જ હું / "સાઉન્ડ સ્લીપ" પામી શકું (પૃ. ૧૧), મને ગમતું (નવું નકોર) (મૃત્યુ) મળ્યું નહીં (પૃ. ૧૫), મને ઓશ્વાવશે / એ પ્રતીક્ષામાં બેઠો છું / ધોળા વાળની છાપરી નીચે (પૃ. ૧૬), પણ આ – / છેલ્લું જ બસસ્ટોપ છે (પૃ. ૧૭), અજાણી ફૂંક વાગી ને / પરપોટો ગયો ફૂટી (પૃ. ૨૬), મને લાગે છે કે / હવે ખુદ હું મારામાં નથી રહ્યો (પૃ. ૭૭), મને લાગે છે / કે કદાચ હવે / આવતી કાલથી / સૂરજ કાળો ઊગશે (પૃ. ૨૭), અને એટલે જ '– મૃત્યુ કદી / વિચારમગ્ન થઈને / ઊભેલું હોતું નથી' (પૃ. ૬૯), કદાચ તે એક દિવસ / મારે બારણે પણ ટકોરાશે / ત્યારે / હું તો સજ્જ છું (પૃ. ૭૦), મને ગુલાબી મૃત્યુ ગમે છે (પૃ. ૭૫), પછી — 'મારા સ્વજનો / આજ મારી પાછળ દીવો કરે છે (પૃ. ૭૩) કવિમન આંતરમનનાં સંકુલ સ્તરો ભેદતા જઈ શબ્દની સચોટતાથી તેનાં ચૈતસિક ચિત્રો આલેખવાની કળા આકર્ષક છે.

આ કવિએ સમાજમાં પોતાની મૌલિક અસ્મિતા, સ્થાન તેમજ મહત્ત્વને બરાબર સમજી લીધાં છે. અને એટલે જ વેદનાના અનુભવની મર્મવેધક રજૂઆત કરતી સુઘડ – ઋજુ કાવ્યશૈલીએ આ સંગ્રહ આકર્ષક લાગે છે. પરંતુ કાવ્યસંગ્રહની એક રચના તરફ કવિનું ધ્યાન દોરવાનું મન થાય છે —

મને લાગે છે
કે કદાચ
આવતી કાલથી
સૂરજ કાળો ઊગશે (પૃ. ૨૭)

સરખાવો – સુરેશ જોષીની રચના 'કવિનું વસિયતનામું'

કદાચ હું કાલે નહીં હોઉં – / કાલે જો સૂરજ ઊગે તો કહેજો કે / મારી બિડાયેલી આંખમાં એક આંસુ સુકવવું બાકી છે...'

કવિ ગિરીન જોષી થોડાક શબ્દો પસેથી કવિતા મેળવી શક્યા છે, એટલે કહેવાનું મન થાય કે, – 'But, Girin, you too!!!' (પૃ. ૮૨) Go ahead.



# સમયના સ્થિર બિંદુએ સ્થિત કલમ

## ઉષા ઉપાધ્યાય

"મનોગતા"*ની રચનાઓનો સર્જનસમય ઈ. સ. ૧૯૨૭ થી આજ સુધીનો છે. સમયના આટલા દીર્ઘપટને આવરી લેતા આ સંગ્રહનાં કાવ્યોમાં સમયના એક સ્થિર બિંદુ ઉપર ઊભેલા કવિમાનસની શબ્દરમણા દૃષ્ટિગોચર થાય છે. પ્રણય, પ્રકૃતિ, પ્રભુપ્રીતિ, ચિંતન, છંદ-અલંકાર, લય-પ્રાસ આદિ કવિતાનાં સઘળાં ઉદ્દીપનો અને ઉપકરણો અહીં હાજર છે પરંતુ તેમ છતાં આ સર્વને રમણીયત્વ અર્પનારી "કવિતા"ની હૃદ્ય ઉપસ્થિતિ અહીં કેટલી એ એક પ્રશ્ન રહે છે.

"મનોગતા"ની દીર્ઘ છંદોબદ્ધ રચનાઓ, ગીત, સૉનેટ, મુક્તક આદિનો અભ્યાસ કરતાં જણાય છે કે શ્રી જયાનંદભાઈની કવિતાનું ચાલક બળ ચિંતન અને તર્ક છે. સૌંદર્ય નહીં, પરંતુ શિવતત્ત્વની ઉપાસના એમને અભીષ્ટ છે. અને તેથી જીવન તથા જગતની વિવિધ ઘટનાઓ કે ઘટકો પરત્વેનો એમનો અભિગમ સંવેદનાત્મક કરતાં વિચારાત્મક વિશેષ રહ્યો છે. શિવ તત્ત્વ પ્રત્યેની પ્રતિબદ્ધતાએ એમને "બીજ-કલા" કે "મને પરંતુ ગમે ઉનાળો" જેવા કાવ્યોમાં પ્રકૃતિસૌંદર્યની કલાત્મક અભિવ્યક્તિને બદલે એમાં અનુક્રમે પૂર્ણતાની અભિલાષા અને પરોપકારની ભાવનાનું આરોપણ કરતી તર્ક-લીલા રચવા પ્રેર્યા છે. એમનાં ઘણાં કાવ્યોમાં આવું અભીષ્ટ જીવનદૃષ્ટિનુ આરોપણ જોવા મળે છે. આમ છતાં "મેહ પછીનો તડકો", "મન મૂકીને વરસ, મેહુલા!" તથા "ક્યાંથી પ્રગટી રહી સુવાસ" વગેરે ગીતોમાં ભાવાનુભૂતિનું સૌંદર્ય ચારુતાથી પ્રગટી શક્યું છે.

છંદપ્રભુત્વ અને તત્સમ શબ્દપ્રધાન ભાષાને કારણે એમનાં દીર્ઘ છંદોબદ્ધ કાવ્યોમાં ચિંતન-ની ગંભીરતા અને ઊંડાણને અનુરૂપ અભિવ્યક્તિ સધાઈ છે. પરંતુ પ્રમાણમાં એમનાં ગીતો અને મુક્તકમાં વધુ સાહજિક અને સુંદર અભિવ્યક્તિ સધાયેલી જોવા મળે છે.

કેટલીક રચનાઓને બાદ કરતાં બહુધા અભિધાયુક્ત નિરૂપણ, વિચાર-તર્કનું બાહુલ્ય, ક્યારેક છંદ જાળવવા ઉદ્ધનને માટે "'દ્ધન", અનુભવતોને માટે "'નુભવતો" તથા નિઃસારતા માટે "નીસરતા" જેવી શબ્દની તોડફોડ અને "વૈશદ્ય", "અનર્ઘ", રસવિત્તમે", "વ્યતિપાતનું વર્જન", "લયંકર" જેવા શબ્દ-પ્રયોગો મર્યાદારૂપ બની રહે છે.

આટલા દીર્ઘ સમય સુધી શબ્દની વણથક આરાધના કરતા રહેનાર શ્રી જયાનન્દ દવેની કાવ્યશ્રદ્ધા દાદ માગી લે એવી છે. આમ છતાં, માત્ર એટલા જ માટે આ સંગ્રહને વિવેચનાત્મક પરિભાષાના ઘટાટોપથી આભારી ગરવાઈ અર્પી શકાય નહીં. કવિતાને તો માત્ર કાવ્યત્વના ધોરણે જ મૂલવી શકાય. ☐

* વિક્રેતા : પ્રવીણ પુસ્તક ભંડાર, લાભ ચેમ્બર્સ, મ્યુ. કોર્પો. સામે, રાજકોટ, ડિમાઈ પૃ. ૧૩૮, કાચું પૂઠું, રૂ. ૧૯–૫૦

# હૃદયપત્ર પર વ્યોમલિપિ

## ઉષા ઉપાધ્યાય

શ્રી શૈલેષ ટેવાણીનો પ્રથમ કાવ્યસંગ્રહ "ઘૂઘવું છું સમંદર સમો" સંવેદનની તીવ્રતા અને કલ્પનખચિત અભિવ્યક્તિને કારણે ધ્યાનાર્હ બને છે. પુરોગામીઓ અને સમકાલીનોની કવિતાનાં લય, ઉપમાનો ને કલ્પનો માનસપટ પર ઝળુંબ્યાં કરતાં હોય એ સ્થિતિમાં તેનાથી મુક્ત થઈને કશુંક નવું ને પોતીકું પ્રગટાવવાનું કામ કદાચ અઘરું છે. પરંતુ કવિકર્મ એમાં જ રહેલું છે. અને એવું કવિકર્મ "ઘૂઘવું છું સમંદર સમો"ની રચનાઓમાં પ્રગટ્યું છે એ તેની વિશેષતા છે.

શ્રી ટેવાણીની '૭૯ થી '૮૭ સુધીના સમયગાળામાં વિવિધ સામયિકોમાં પ્રગટ થયેલી રચનાઓ આ કાવ્યસંગ્રહમાં સમાવિષ્ટ થઈ છે. અછાંદસ, ગઝલ અને ગીતના માધ્યમ દ્વારા અહીં પ્રણય, પ્રકૃતિ, અસ્તિત્વ, વતન, ભાષા અને કાવ્યસર્જન ઇત્યાદિ વિષયક ભાવસ્પંદનો વ્યક્ત થયાં છે. બહુધા "તમે" કે "તું"ને સંબોધીને રચાયેલી આ સંગ્રહની પ્રણયકવિતામાં વિયોગની વ્યથા, એકલતાની ઉદાસી અને સ્મરણોની શૂળથી વીંધાતા હૃદયની પીડા વિવિધ રૂપે અભિવ્યક્તિ પામ્યાં છે. સનાતન કાવ્યવિષય હોવા છતાં પ્રણય-વિષયક આ રચનાઓમાં અભિવ્યક્તિનું નાવીન્ય કેટલીક વખત સ્પર્શી જાય તેવું છે. ઉ. ત. "આગમન" કાવ્યની નિમ્નાંકિત પંક્તિઓ જોવા જેવી છે —

"મીણ જેવા સૌ ખડક છે મૌનના
શબ્દની ખળખળ નદી પણ આવશે."
(પૃ. ૫૯)

આ ઉપરાંત "તમે", "આગોહવા જુદાઈની", "અટકળ", "સ્હેજ હોય છે" વગેરે કાવ્યોમાં વિવિધરંગી પ્રણયસ્પંદનોનું સ્પર્શક્ષમ આલેખન થયું છે.

મનની છીપમાં અકબંધ સચવાઈ રહેલા વતનની સ્મૃતિને કવિ કેટલી તાજગી અને તીવ્રતા સાથે વ્યક્ત કરે છે એ પણ જોવા જેવું છે —

"પિંડીએ થાક ગઈકાલનો ખળભળે
હાંફતુ હાંફતું કો' સ્મરણ હરપળે."
(પૃ. ૮૩)

એ જ રીતે "પંખી" કાવ્યમાં ઊડાઊડ કરતા પંખીની ચપળતાને લય દ્વારા તાદૃશ કરી આપી "ચાંચે તરણું જાણે ડાંગ" કહીને એક સરસ ચિત્ર સર્જે છે.

આ કાવ્યસંગ્રહની રચનાઓમાં એક તીવ્ર ઊર્મિ-ઉછાળ અનુભવાય છે, જે સ્પર્શી જાય છે. વિષાદયુક્ત ઘેરી ઉદાસીની ક્ષણો તેમ જ નિઃસીમ સભરતા—ઉભયનું ચોટદાર નિરૂપણ અહીં થયું છે. આભને આંબવા મથતાં મોજાંઓનો ઉછળાટ, ક્ષતવિક્ષત થઈ વેરાઈ જતાં મોજાંઓનો પછડાટ અને [illegible]

વાટ જેમના લોહી સાથે વણાઈ ગયો છે એવા આ કવિના અવાજમાં અનુભૂતિની સચ્ચાઈનો રણકો છે. ઉ. ત., —

"સુક્કી નદીના તટ પર
લીલાં પર્ણ જેવો
ફરફરાટ ઊડ્યા કરતો હું
અને
તિરાડે તિરાડે
ઊભરી આવતી
મારી વ્યથા." (પૃ. ૩૪)

અહીં "સુક્કી નદી" અને "લીલાં પર્ણ" વચ્ચેનો વિરોધાભાસ પરિસ્થિતિની વક્રતાને વધુ તીક્ષ્ણ બનાવી વ્યથાનો કેવો ગાઢ અનુભવ કરાવી જાય છે! પરિસ્થિતિની આવી વક્રતાથી અકળાતા માનવના હૃદયની વ્યાકુળતા, અજંપો અને હતાશાનું શ્રી ટેવાણીનાં અનેક કાવ્યોમાં મર્મવેધક આલેખન થયું છે. માનવનિયતિની એ પણ કેવી વિચિત્રતા છે કે અનવરત સાધનાને અંતે પણ સિદ્ધિની, લબ્ધિની ક્ષિતિજો દૂર ને દૂર જ સરતી રહે છે! અને ત્યારે કઠોર વાસ્તવની પ્રતીતિ જે વેદના જગાવે છે તેને નીચેના શેરમાં કવિએ કેવી વ્યંજનાપૂર્ણ અને વેધક અભિવ્યક્તિ આપી છે!—

"દોસ્ત હું ય એવી અવળી ટપાલ છું,
સરનામું આમ આભ છે રેતીમાં છું તરત." (પૃ. ૬૬)

તથા

"દરિયો બની જવાનું હતું મન ઘણું અને
બધિર થોડું જળ છે પુરાતન આ વાવ છે." (પૃ. ૫૭)

અહીં કલ્પનાની તાજગી સાથે જ જક્સ્ટાપોઝ દ્વારા કવિએ લીધેલું કામ એમની કાવ્યસૂઝનું દ્યોતક બની રહે છે. અન્ય એક કાવ્યમાં વ્યથાની અનુભૂતિ અને અભાવની પીડાને એમણે આ રીતે બળકટ અભિવ્યક્તિ આપી છે—

"ગઈ કાલ અને આજની વચ્ચે
ત્વચા ફાટેલા ખાલીખમ વૃક્ષની જેમ
ક્ષણોના દૂઝતા વ્રણ સાચવી
ઊભા રહેવું." (પૃ. ૩૧)

અનેક આઘાતો ઝીલીને ક્ષતવિક્ષત થયેલી સંવેદનાનું "ત્વચા ફાટેલા ખાલીખમ વૃક્ષ" તથા "ક્ષણોના દૂઝતા વ્રણ" રૂપે સચોટ નિરૂપણ કરીને અમૂર્ત અનુભૂતિને તીવ્ર ઇન્દ્રિયસંવેદ્ય રૂપ આપતું આ કલ્પન શ્રી ટેવાણીના કવિકર્મકૌશલની સંતર્પક પ્રતીતિ કરાવી જાય છે.

પ્રસ્તુત સંગ્રહમાં વ્યથાની અને નિર્ભ્રાંતિની આવી તીવ્રતમ અભિવ્યક્તિ સાધતાં કાવ્યો છે, તો સભરતાનો એવો જ પ્રસન્નકર અનુભવ પણ અહીં છે. "છલોછલ" નામની ગઝલ એમની આ પ્રકારની એક ઉત્તમ રચના છે—

"ક્ષણ આ શબ્દ આ ને હું પણ છલોછલ
સ્મરણ આ કલમ આ ને તું પણ છલોછલ" (પૃ. ૪૧)

એ શેરથી આરંભાતી આ ગઝલમાં "છલોછલ"નાં આવર્તનો દ્વારા ઘૂંટાતી જતી સભરતાની અનુભૂતિ અંતિમ શેરમાં "પમરતો રહું

છું ઉભરતો છલોછલ" એવી ચરમસીમાએ પહોંચે છે. ક્રમિક ભાવવિકાસ દ્વારા અસ્તિત્વને છલકાવી દેતી પ્રસન્નતાનો સંસ્પર્શ અહીં આહ્લાદક બની રહે છે. "મોસમ છલકવાની આવી" એ ગઝલમાં પણ આ જ અનુભૂતિ સુંદર શબ્દરૂપ પામી છે.

તીવ્ર ઊર્મિ-સ્પંદનોની જેમ તાજગીપૂર્ણ કલ્પનો પણ આ સંગ્રહનું એક આકર્ષક પાસું છે. બહુધા ચાક્ષુસ્ અને ક્રિયાશીલ એવાં આ કલ્પનો કલ્પનાની ચમત્કૃતિ અને નાવીન્યને કારણે સ્મરણીય બની રહે છે. ઉ. ત.,–

"શેરીમાં
બુરખો ઓઢીને
પડ્યાં છે મકાન
મકાનોની વચ્ચે
મારું આ
નીચી મુંડીએ
થરથરતું ઘર." (પૃ. ૨૯)

નિઃસ્તબ્ધ રાત્રિના વિલક્ષણ રૂપને આલેખતાં "નિઃશબ્દતા" કાવ્યની ઉપર્યુક્ત પંક્તિઓમાં કવિએ અંધકાર ઓઢીને ઊભેલાં મકાનોનું વર્ણન કરતાં ઘરને "નીચી મુંડીએ થરથરતું" કહીને જડને ચેતનમાં પરિવર્તિત કરવાનો ચમત્કાર સર્જી કેવું સંવેદ્ય દશ્યરૂપ નિપજાવ્યું છે! "ઘટના" કાવ્યમાં સૂર્યોદયને વર્ણવતી પંક્તિઓમાં પણ ક્રિયાવેગ ધરાવતું એક રમ્ય ચાક્ષુસ્ કલ્પન રચાયું છે–

"દૂ...ર પૂર્વમાં કિરણોની ટોળી,
પૃથ્વી પર સવાર થવા અધિર." (પૃ. ૬૬)

આ ઉપરાંત–

"પૃથ્વીને
ફેણમાં ઊંચકીને પટકી દેવા
આતુર સર્પોનું ટળવળવું."
(પૃ. ૧૨)

"અસંખ્ય
ઇચ્છાઓના હંસ
સમયની નદીમાં
ગતિ સંકોરી બેઠાં છે." (પૃ. ૩૧)

"ખરી જતા તારાની જેમ
લપકી જતું
વનના કોઈ અજાણ્યા પક્ષીના ચીસનું તીર."
(પૃ. ૧૨)

વગેરે દશ્ય અને દશ્ય-શ્રાવ્ય કલ્પનો સંગ્રહની સમૃદ્ધિમાં ઉમેરો કરે છે.

સર્જનપ્રક્રિયા સંબંધી જે ત્રણેક રચનાઓ અહીં છે તેમાં "શબ્દ તણું માદળિયું" કાવ્ય સૌથી શ્રેષ્ઠ છે. અનુભૂતિવિશ્વની સંકુલતા, શબ્દની ઓજસ્વિતા અને સર્જનકર્મની સભર પ્રસન્નતા અહીં કલાત્મક અભિવ્યક્તિ પામ્યા છે. "લુહારની કોઢનું નાદવિશ્વ" કવિની એક પ્રયોગશીલ અને ધ્યાનાકર્ષક રચના છે. લોઢાને તપાવવું, ટીપવું અને પાણી ચડાવવું, હાંફતી ધમણ ને જામતો પ્રસ્વેદ–એ સર્વનું ચક્ષુ-કર્ણગમ્ય વિશ્વ સર્જવામાં શ્રી ટેવાણી અહીં પૂર્ણ સફળ રહ્યા છે. શબ્દના અર્થતત્ત્વ અને નાદતત્ત્વ ઉભયનો સક્ષમ વિનિયોગ અહીં જોઈ શકાય છે.

સમગ્રપણે વિચારતા શ્રી દેવાણી પાસે તીવ્ર સંવેદનશીલતા, તાજગીભરી મૌલિક કલ્પનાસૃષ્ટિ અને સારી લયસૂઝ છે, જેની પ્રતીતિ સંગ્રહની કેટલીક ઉત્તમ રચનાઓમાં થાય છે. પરંતુ જે એક સૌથી મોટી મર્યાદા જણાય છે તે એ કે કેટલીક વખત કલ્પનાની તાજગી અને અનુભૂતિની સચ્ચાઈ છતાં રચનાનો સુશ્લિષ્ટ પિંડ બંધાતો નથી. પરિણામે અભિવ્યક્તિ ત્રૂટક ને વેરવિખેર રહી જતી જણાય છે. દ. ત., "એકદા", "ઘટના" વગેરે તેમની આ પ્રકારની સુંદર કલ્પનો છતાં ત્રૂટક અભિવ્યક્તિને કારણે નબળી બનતી રચનાઓ છે. આ એક અપવાદને બાદ કરતાં "ઘૂઘવું છું સમંદર સમો"*ની રચનાઓ તેના રચયિતાના પ્રતિભાસ્પંદનો હૃદ્ય પરિચય કરાવી જાય છે. □

* મુખ્ય વિક્રેતા : પાર્શ્વ પ્રકાશન, અમદાવાદ–૧, ડિમાઈ પૃ. ૯૬; કાચું પૂઠું, રૂ. ૧૯–૫૦

---

## સાભાર સ્વીકાર

**આઠો જામની દિલદારી (દોર પહેલો) :** મનહર 'દિલદાર'; ડિમાઈ પૃ. ૧૧૨, કાચું પૂઠું, પ્રકા. શર્વરી પ્રકાશન, આઈ/૯, ભાલચંદ્ર એપાર્ટમેન્ટ્સ, વાસણા, અમદાવાદ–૭

**ક, ખ, કે ગ :** હેમેન શાહનો પ્રથમ કાવ્યસંગ્રહ; પ્રકા. ગુજરાત સાહિત્ય અકાદમી, દફતર ભંડાર ભવન, સેક્ટર ૧૭, ગાંધીનગર–૩૮૨ ૦૧૭, ડિમાઈ પૃ. ૯૨, કાચું પૂઠું, રૂ. ૨૦

**આંગળી વાઢીને અક્ષર મોકલું :** નયન હ. દેસાઈ; પ્રકા. સાહિત્ય સંગમ, બાવાસીદી, સૂરત; ડિમાઈ પૃ. ૮૮, કાચું પૂઠું, રૂ. ૧૮

**રૂમઝૂમ :** શાન્તિકુમાર કે. કડિયાનો પ્રથમ કાવ્યસંગ્રહ; પ્રકા. પોતે, ૩/૧૬, પત્રકાર કોલોની, વિજયનગર, નારણપુરા, અમદાવાદ–૩૮૦ ૦૧૩, ક્રાઉન પૃ. ૭૬, રૂ. ૧૫

**અસ્તુવસ્તુ :** નલિન પંડ્યા; બે દીર્ઘકાવ્યોનો સંગ્રહ; પ્રકા. રૂપાલી પબ્લિકેશન, પીરમહંમદશા મેન્શન, ઘીકાંટા ક્રોસિંગ, રિલીફ રોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૧; ક્રાઉન પૃ. ૩૦, કાચું પૂઠું, રૂ. ૫

**નવાજિશ :** કિસ્મત કુરેશી; મુખ્ય વિક્રેતા; સુમન પ્રકાશન, ૮૬, ડામર ગલી મુંબઈ–૪૦૦ ૦૦૯; ક્રાઉન પૃ. ૬૦, કાચું પૂઠું; રૂ. ૧૦

**નરસિંહ મહેતાની કાવ્યકૃતિઓ; અખાકૃત ચિત્તવિચાર સંવાદ :** સં. સં. ડૉ. શિવલાલ જેસલપુરા, પ્ર. સાહિત્ય-સંશોધન પ્રકાશન, ૧૩, તેજપાલ સોસાયટી, અમદાવાદ–૭, અનુક્રમે ડિમાઈ પૃ. ૪૪૮, કિં. રૂ. ૫૭; ડિમાઈ પૃ. ૧૨૦, કિં. રૂ. ૨૪.

# વ ક્રિલ

# પોસ્ટર કલર્સ

## મૃદુ, મુલાયમ, મનભાવન

**એ વધુ મુલાયમ અને વાપરવામાં સહજ અને સરળ છે.**
ફેવિક્રિલ પોસ્ટર કલર્સ, સરસ, ઘટ્ટ અને મુલાયમ છે. અને તેથી તેને સહેલાઈથી વાપરી શકાય છે. એ પોતાની એકરૂપતા અને ઘટ્ટપણું જાળવી રાખે છે. બોટલમાં આ ન તો સુકાઈને કડક થઈ જાય છે કે ન એના મૂળ પદાર્થો અલગ થઈ જાય છે.

**એ સરળતાથી એકમેકમાં ભળી જાય છે અને શેડ-મેકિંગમાં સહેલા છે.**
ફેવિક્રિલ પોસ્ટર કલર્સ એકબીજામાં સહેલાઈથી ભળી જાય છે. ભલે પછી તે પૅલેટ હોય કે પેપર. એ ખૂબ યોગ્ય રીતે મિશ્રિત થઈ જાય છે. મનપસંદ શેડ્સ બિલકુલ આબેહૂબ મળે છે.

**એ ખૂલતા (બ્રાઈટ) અને વધુ અપારદર્શક છે.**
ફેવિક્રિલ પોસ્ટર કલર્સમાં રંગની માત્રા વધુ હોવાને કારણે તેમાં પાણી ભેળવવાથી પણ તેનો મૂળ રંગ ફીકકો નથી પડતો, અને કાગળ પર તેની અપારદર્શિતા જળવાઈ રહે છે.

**એ સુકાઈ ગયા પછી પણ ફરી વાપરી શકાય છે. નકામા થતા નથી.**
પૅલેટ પર બચેલા કલર્સને પાણી ભેળવીને ફરીવાર વાપરી શકાય છે. તેથી રંગોનો બગાડ બહુ જ ઓછો થાય છે.

**એ વધુ ચાલે છે. તમારા પૈસાની પૂરી કિંમત ચુકવે છે.**
ફેવિક્રિલ પોસ્ટર કલર્સ ઘણા કિફાયતી છે. બીજા પોસ્ટર કલર્સની સરખામણીમાં તે વધુ ચાલે છે, કારણ કે આ કલર ઓછી માત્રામાં વધારે સપાટીને રંગે છે. આથી લાંબો સમય ચાલે છે.

**એની ઉપયોગિતા વિવિધ અને વિશાળ છે.**
ફેવિક્રિલ પોસ્ટર કલર્સ વિવિધ ટેકનિકથી અને દરેક સપાટીઓ પર વાપરી શકાય છે, જેવી કે પેપર, ચિનાઈ માટી, કાપડ, ધાતુ, લાકડું... ગમે તે પર.

૪૧ વિવિધ શેડ્સમાં ૨૫ ગ્રામ, ૩૦૦ ગ્રામ અને ૭૫૦ ગ્રામની બોટલો તથા 'ક્લાસિક કિટ' (૨૫ ગ્રામની ૬ બોટલો– મફત પૅલેટ અને બ્રશ સાથે) ઉપલબ્ધ છે.

ફેવિકોલ બ્રાન્ડ એડહેસિવ્સના નિર્માતા [illegible] નું ઉત્પાદન



# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

સંસ્થાપક

રાજેન્દ્ર શાહ

તંત્રી

ધીરુ પરીખ

શિશિર

૨૦૪૬

જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૯૦ સળંગ અંક ૧૯૩ દ્વિજ અંક ૧૨૧

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શિશિર : ૨૦૪૬ : સળંગ અંક ૧૯૩ : દ્વિજ અંક ૧૯૧

જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૯૦

તંત્રી ધીરુ પરીખ

**કાવ્યો**



**ગદ્ય**



**અનુવાદ**



**આસ્વાદ**



સલાહકાર : રાજેન્દ્ર શાહ, નિરંજન ભગત

- દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૪૦, પરદેશમાં પાઉંડ ૭ અથવા ડોલર ૧૨ આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦
- આ અંકની છૂટક કિંમત રૂ ૭
- 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઓગસ્ટ, ઓક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ (ફોન : ૪૭૭૭૧૦)
મુદ્રણસ્થાન – સ્વાતિ પ્રિન્ટિંગ પ્રેસ, અમદાવાદ-૩૮૦૦૦૭

# નવું લવાજમ

ગ્રાહક મિત્રો,

છેલ્લા કેટલાક સમયથી મુદ્રણસામગ્રીના ભાવોમાં સતત વધારો થતો રહ્યો હોવા છતાં અમે 'કવિલોક'નું લવાજમ વધાર્યું નહોતું. પરંતુ તાજેતરમાં કાગળના ભાવમાં બેહદ અને છાપકામના ભાવમાં સામાન્ય વધારો થયો છે. આ પરિસ્થિતિમાં 'કવિલોક'ના લવાજમમાં થોડો વધારો કરવો અનિવાર્ય બન્યો છે. સૌ ગ્રાહકો આ વધારાને સહ્ય ગણશે એવી અમારી અપેક્ષા છે.

૧૯૮૯ ઓકટોબરથી 'કવિલોક'નું નવું લવાજમ નીચે પ્રમાણે રાખેલ છે. ગ્રાહકો અને એજન્ટોએ તેની નોંધ લેવા વિનંતી છે.

વાર્ષિક લવાજમ રૂ. ૪૦-૦૦
આજીવન લવાજમ રૂ. ૪૦૦-૦૦
પરદેશમાં (હવાઈમાર્ગે) ડૉલર ૧૨ અથવા પાઉન્ડ ૭

લવાજમ બહારગામની બેંકો પરના ચેકથી સ્વીકારાતું નથી. મનીઑર્ડર કે ડ્રાફ્ટથી લવાજમ મોકલવું.

# કવિલોકનાં પ્રકાશનો

## ક્ષમાપ્રાર્થના

કવિલોક ટ્રસ્ટે પ્રકાશિત કરેલાં નીચેનાં બે ગ્રંથો માટે ખૂબ જ માગ આવે છે: પરંતુ તેઓ સ્ટૉકમાં ન હોવાથી પૂરા પાડી શકાતા નથી ને અદલ ક્ષમાપ્રાર્થી છીએ.

૧. સાત મહાકાવ્યો  ૨. પંચમહાકાવ્યો

## ગણતરીની નકલો

નીચેનાં પુસ્તકોની હવે ગણતરીની નકલો જ બાકી છે, તો તે અપ્રાપ્ય બની જાય તે પહેલાં વસાવી લેશો :

**૧. ગદ્યકાવ્ય** – પાકું પૂઠું, ભારે કાગળ, રૂ. ૨૪–૦૦
(ગુજરાતીમાં ગદ્યકાવ્યને લગતી શાસ્ત્રીય ચર્ચા કરતું પ્રથમ પ્રકાશન, ગદ્યકાવ્યોના નમૂના સાથે)

**૨. આપણાં ઋતુકાવ્યો** – પાકું પૂઠું, ભારે કાગળ, રૂ. ૩૦–૦૦
(મધ્યકાલથી આજ સુધીના આપણા નીવડેલા કવિઓનાં વિવિધ ઋતુલક્ષી કાવ્યોનો સંચય)

**૩. નવ્ય કવિ શ્રેણી** – **'પરંતુ'** (વિનોદ જોષી), **'પાર્થિવ'** (જગદીશ વ્યાસ), **'જળની આંખે'** (યજ્ઞેશ દવે), **'જીભ ઉપરનો ધ્વજ'** (પ્રફુલ્લ પંડ્યા), **'અરીસાઘર'** (બારીન મહેતા) — નેચરલ શેઈડના ભારે કાગળ પર છપાયેલા આ પ્રત્યેક કાવ્યસંગ્રહની કિંમત માત્ર રૂ. ૭–૦૦

**૪. પ્રસંગસપ્તક** : (રાજેન્દ્ર શાહનાં સાત સંવાદકાવ્યો) કાચું પૂઠું, રૂ. ૧૫–૦૦

**૫. 'આગિયા'** : (ધીરુ પરીખનો છપ્પાસંગ્રહ) પાકું પૂઠું, ભારે કાગળ, રૂ. ૧૫–૦૦

**૬. 'અંગપચીસી'** : (ધીરુ પરીખનો છપ્પાસંગ્રહ) કાચું પૂઠું, રૂ. ૮–૦૦

**૭. 'નિરુદ્દેશે'** : (રાજેન્દ્ર શાહનાં ચૂંટેલાં કાવ્યોનો સંગ્રહ) કાચું પૂઠું, રૂ. ૧૦–૦૦

## પ્રાપ્તિસ્થાન

**ગ્રંથાગાર** : જવાહરલાલ નેહરુ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯

**સાહિત્યમિલાપ** : ધર્મેન્દ્રસિંહજી કૉલેજ સામે, રાજકોટ–૩૬૦ ૦૦૧

વસંત, વિ. સં. ૨૦૪૬ **કવિલોક** જાન્યુઆરી–ફેબ્રુઆરી ૧૯૯૦

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितमाविरावीर्म एधि ।

## લયબ્રહ્મ

આપણે આ કાવ્યપ્રબંધ શું ગદ્યમાં કે શું પદ્યમાં – છંદોલયમાં તેના અંગોપાંગની એક નૃત્યમય આનંદયાત્રા જ છે; ને અંતે જાણે ને પાછો એક સમગ્રનો બૃહદ્ આનંદ પ્રાપ્ત કરી આપે છે; આ નૃત્યમય ગતિનું નિર્ણાયક ઘટક તે 'લય' છે; આ 'લય' ન હોય તો કાવ્યાનંદ શક્ય જ નથી, આ 'લય' જ આનંદનું કલાનુભૂત તત્ત્વ છે. આ લયાન્દોલ જ કાવ્યની યાત્રાની ગતિનો ક્રમ રહે છે અને આપણને આનંદના એક હિલ્લોલમાં ઉછાળે, ઝીલે છે. કવિતામાં લોલ કે લોલન–ડોલન તત્ત્વ છે તે કાવ્યમાં સર્વત્ર વ્યાપી રહ્યું હોય છે, લોલ જેવા એક બેંડેલા છેડે આવતા શબ્દમાં જ નહીં; રસિકોએ નોંધ્યું છે કે આ બ્રહ્માંડનું કાવ્ય પણ લયબદ્ધ રીતે ગતિશીલ છે; બધું જ બ્રહ્માંડમાં આ વિશ્વલય સમન્વિત ને આંદોલિત છે, બધું જ લયરીગમ છે ને નૃત્યમય છે. એવું જ કાવ્યનિર્મિતિમાં પણ બધું જ ગતિશીલ ને લયબદ્ધ રીતે પ્રવર્તે છે ને કાવ્યના છંદોલયને, અંતર્ગતના આ વિશ્વલય સાથે સીધો જ સંબંધ છે એમ જાણકારો કહે છે. એટલે કે છેવટે તો લયને પણ આપણે 'લયબ્રહ્મ' જ કહીશું. હવે આપણે કવિતાની આ નવી સમજમાં નીચે પ્રમાણે વ્યાખ્યા આપવા પ્રયાસ કરીશું કે 'Poetry is the best thought in the best words in the best order'. એટલે કવિતામાં શબ્દબ્રહ્મ વડે અર્થબ્રહ્મને તેના ઉત્તમ લયબ્રહ્મમાં વહેતો પામવાનો હોય છે. તો જ શબ્દસૃષ્ટિને બ્રહ્માની સૃષ્ટિથી સવાઈ ગણી શકાય. ભવભૂતિએ જ્યારે કવિઓએ વાગાત્મન્ બ્રહ્મમાં પ્રબુદ્ધ થયા પછી જ 'કવિતા કરવાની વાત' કહી છે તેમાં તેણે આ શબ્દ, અર્થ અને લયના સમસ્ત બ્રહ્મમાં પ્રબુદ્ધ થવાની વાત જ કરી છે. તેના બ્રહ્માનંદ સહોદર એવો કાવ્યાનંદ પામી શકાય નહીં.

ઉશનસ્

['કવિતા : સર્જન અને ભાવન'માંથી]

# ગુજરાતમાં સંતવાણીનો વિકાસ

## દામોદર ભટ્ટ – 'સુધાંશુ'

[ નોંધ : સદ્‌ગત દામોદરભાઈએ આ લેખ 'કવિલોક' માટે મોકલ્યો હતો; આજે તે પ્રકટ કરી રહ્યા છીએ ત્યારે તેમની હયાતી નથી તેનો રંજ છે. —તંત્રી ]

ભજનવાણી એ પરાવાણી છે. ભગવાનની નાભિવાણી છે. માટે ભજનવાણી એ હૃદયની સ્વાસ્થ્યવાણી છે. સંતોએ એ જાણી છે ને નાભિમાયલા નાદથી એ માણી છે. માટે સંતવાણી એ નિર્મળ ને નાદ–નિનાદમય છે.

વાણી એ અભિવ્યક્તિનો આવિષ્કાર છે અને એનું સૂક્ષ્મ સ્વરૂપ એ રણકારાત્મક નિનાદ છે.

વાણીનું દર્શનાત્મક અવતરણ અક્ષર કે વર્ણ : એ પછી તો એનો વિકાસ અને પછી વાક્ય. એ વાક્ય અર્થમય બને છે અને એના નાભિમધ્યના ને માનસી પ્રજ્ઞા છે તેનું જ્ઞાન માનવજીવનને ઉદાત્ત ભાવના પ્રત્યે દોરી જાય છે. આધ્યાત્મિક ઋચાઓમાં વાણીનું દર્શન ઓંકાર–ઓહમ્ દ્વારા થાય છે.

છાંદોગ્ય ઉપનિષદમાં કહ્યું છે, "ચરાચર જીવોની ઉત્પત્તિ – સ્થિતિ પૃથ્વીથી થાય છે. પૃથ્વીનું જળ કારણ છે, જળનો અન્ન વગેરે સાર છે. અન્ન વગેરેનો મનુષ્ય સાર છે, મનુષ્યનો વાણી સાર છે, વાણીનો ઋચા સાર છે. સામવેદ સાર છે, સામવેદનો ઓંકાર સાર છે."

વાણીને વ્યક્ત કરવામાં ગદ્ય–પદ્યસર્જને મુખ્ય ભાગ ભજવ્યો છે. એ લોકોના ભાવોદ્રેકનું માધ્યમ છે. પણ ગદ્ય પહેલું એ ચર્ચાત્મક વિવાદનો હજુ અંત નથી આવ્યો. પણ લોકહૃદય જ્યારે ભાવની ઉત્તુંગતાની પરિસીમાએ પહોંચે છે ત્યારે વાણીનું ગદ્ય સ્વરૂપ પદ્યભાવમાં પલટાઈ જાય છે, અને પદ્યનું ઊર્મિ, કલ્પન અને આવેગની ઘનવર્ષામાંથી પોતાનું વદન પામે છે. તે એ એક એવું સાકાર રૂપ કરે છે કે એ કાવ્યત્વમાં પલટાઈ જાય છે. એ કાવ્યત્વ તે પદ્ય અને એ પદ્ય ગેયતામાં જ્યારે ગૂંજી ઊઠે છે ત્યારે એ શબ્દ સૂરસત્વનું અનોખું રૂપ ધારણ કરે છે અને એ ઊર્મિધારાનું માધુર્ય પ્રાપ્ત કરે છે. માટે તો એવા પદ્યરૂપને ઊર્મિકાવ્ય કહે છે. એ ઊર્મિકાવ્યને આપણે લિરિક કહીએ છીએ.

ભજન એ લોકવાણીની સંતવાણી છે. તેના કાવ્યત્વમાં ઉચ્ચ કોટિની કવિતાવાણી છે અને આપણા ગુજરાતના મહાન નટ અને નાટ્યકાર તેમજ ઊર્મિકવિ શ્રી ચંદ્રવદન મહેતાએ ભજનને કાવ્યપ્રકારનું ઉત્તમ અંગ કહ્યું છે. આ જ ભજનકાવ્યને લોકસાહિત્યના પ્રખર સંશોધક અને વિદ્વાન આરાધક શ્રી ઝવેરચંદભાઈ મેઘાણીએ, તેમજ એમની પંથ-પરંપરાને સજીવન રાખનાર શ્રી જયમલ્લભાઈ પરમારે લોકજીવનનું આધ્યાત્મિક કાવ્ય-કલેજું કહ્યું છે.

કાવ્યોમાં વહતાં આખ્યાનો – આખ્યાયિકાઓ, કથાકાવ્યો, ખંડકાવ્યો, લાંબાં ભાવવાળી કાવ્યો કે અન્ય ભાવ-અભિવ્યક્તિનાં ઢાળો અનેક

માત્રામેળ ને અક્ષરમેળ માપમાં કાવ્યોનું ભાવ-સાતત્ય જાળવી રહ્યાં છે, ને ભાવમાધુર્યની ચરમ સીમાને સર કરે છે. પરંતુ ભાવવાહિતા કોઈ જુદી જ અગમ્ય દિશા તરફ માનવહૃદયને દોરી જાય છે, ને એ હૃદયના ઊંડા અગાધ કલેજાની ભોમમાં લઈ જાય છે ને અંતે શબ્દ-સૂર ને સ્વર દ્વારા ભાવપરિતૃપ્તિના લોકમાં લઈ જાય છે.

માટે જ ભજન એ કવિતાસત્ત્વનું પરમ સત્ત્વ-શાળી તત્ત્વ છે અને એ સંતવાણીનું સાત્ત્વિક ગૌરવ છે, કેમકે સાર્વત્રિક આધ્યાત્મિક અનુભૂતિ અને ચેતના-સંવેદના આત્મભાવની મૂર્છનામાંથી આવિષ્કાર પામે છે, જેની વાણીનો રણકો કૌવત-ભરપૂર ને જીવનને જાગતું કરનારો છે.

ભજન તો ભાષાનું નૂર છે. સંસ્કૃતનાં સામ-વેદની ઋચાઓ એ મંત્રાત્મક ભજનભાવનું જ રૂપ-સ્વરૂપ છે. એમાં માનવજીવનની દેવો પ્રત્યેની આરાધના ને ઉપાસના અંગેનું તપોમય ઉચ્ચા-રણ રહેલું છે. એની મંત્રાત્મકતા દેવો પ્રત્યેનો આર્ત્ત પુકાર છે. સામવેદ સૂરસ્વર સર્જનાત્મકતા ભજન-મંત્રોર્મિનું જ અવતરણ છે.

એ પછી ભાષાના ભેદભાવ વગર ભારતની અને વિશ્વની સર્વ ભાષાઓમાં એ ભજન-સર્જનની ભાવ-એકતા ઊતરી છે. એની વિમલ, નિર્મળ, સ્વચ્છ ગંગાસરણી છેક ઈશુ, બુદ્ધ, વચ્ચેના ધર્મનેતાઓ, ને છેક ગાંધીજીમાં ઊતરી આવી છે. પ્રાર્થના-ભક્તિરૂપે પ્રગટ થતી એ હૃદયવાણી ગદ્યાત્મક છતાં ભાવ-પ્રધાને એ ભજન પદ્યવાણી જ છે.

ગુજરાત, સૌરાષ્ટ્ર ને કચ્છ આવા સંતવાણી-થી આધ્યાત્મિક ભારતીના ભવ્ય વારસદાર બન્યા છે. જો કે ભજન-સર્જકતા એ સંતોની આરા-ધના અને ઉપાસનાની વાણી હોતા એમાં સંતો-ની સાત્ત્વિકતાની સ્વચ્છતા હોય છે. સાહિત્યક્ષેત્રના સર્જક કવિઓ પોતાના સર્જનમાં જે કલાની સ્નિગ્ધ શિલ્પતા કોતરવા માગતા હોય છે એવો પ્રયાસ સંતવાણીના સર્જકોમાં નથી હોતો. સંત-વાણીનાં સંવેદનોનો સ્વયંભૂ ઓથાર હોય છે. એ વાણીની સરવાણી પોતાનો વહનપથ આપ-મેળે કોરતી ને સમારતી સ્વચ્છ મીઠાં મોતીડાં જેવી બનતી, છલકતી ને છવરાતી ભાવમસ્તીના ઓઘમાં પલટાતી, જ્ઞાનપ્રજ્ઞાના અનેકવિધ સંગમો ને માનસરોવરો રચતી દશ્ય-અદશ્ય માનવ-હૃદયવનોમાં પેખાતી ને અટવાતી, સંસાર-મમતા-ની મલિનતાને ધોતી ને પખાળતી વિશ્વસાગરના આધ્યાત્મિક ઊંડાણોમાં લીન-વિલીન બની જાય છે. એની વાણી જ સ્વયંભૂ કલાની જ્યોત્સ્ના છે. એટલે તો કલાકંડારણીનું ટાંકણું જ એના હૃદયની ભાવ-સંવેદન ઉષ્મા છે. એમાં કદાચ કલાવિવેચકોને ફોદાફોડા કાઢવાનું અને ટાંચવાનું કલા-કારણ મળી જાય છે, પણ હૃદયભાવના અંતરરંજિત ભાવતત્ત્વમાં જે વાણીનું પરિબળ હોય છે તેમાં માથું મારવાથી કે ચંચુપાત કરવા-થી એની કલમ કુંઠિત બની જાય છે, અને એટલે જ સંતવાણીનું સ્વયંભૂ જ્ઞાનસત્ત્વ કવિતા-કલાનું પરમાત્મરૂપ-વાણી રૂપ ધારણ કરે છે ને ભજનકાવ્ય એનું અમૂલ સ્વરૂપ ધારણ કરે છે.

સંતવીરોને ભાષા, સીમા કે પ્રદેશની મર્યાદા નડતી નથી. કબીર, નાનક, તુકારામ, નરસિંહ,

મીરાં, ચૈતન્ય, ચંડીદાસ, સૂરદાસ, બ્રહ્માનંદ, રોહીદાસ, મહાસંત રામાનુજ ને રામાનંદ અને એવા અખિલ ભારતના ચૌદિશનાં જન્મધામો ભારતના અનેક પ્રાંત–પ્રદેશોમાં હશે, પણ તેમની હૃદયવેદિમાં ભક્તિભાવની આહુતિ એમની પોતાની છે તે સર્વમેધ જ્ઞાનયજ્ઞમાં પલટાઈ, દેશ, ખંડ કે પૃથ્વીની સીમિતતામાં બંદીવાન ન બનતાં વિશ્વચેતનાને ધારણ કરે છે.

શ્રીમદ્ વલ્લભાચાર્યજી ને તેમના સમકાલીન સંતોની ધર્મભાવનાએ એક અનોખી સામ્પ્રદાયિકતા સર્જી. એમના અષ્ટ કવિઓમાંના સૂરદાસ વગેરેએ હૃદયોર્મિનાં પદો રચ્યાં. સૂરદાસનું પદ-સ્વરૂપ આર્તવાણી, કરુણતાની પુકારવાળી કે સાક્ષાત્ દર્શનવાણીના પ્રકારનું છે. જન્મઅંધત્વ છતાં એમના આંતરચક્ષુની દ્યુતિ પ્રભુના પરમ પ્રકાશવતી છે ને એ દ્વારા એમણે પ્રભુસ્વરૂપોનાં સાક્ષાત્ દીદાર કર્યાં છે. આ હકીકત એમની ભક્તિશક્તિની અલૌકિક લીલા છે, ને એમની પદવાણીમાં નરી નિખાલસતા ઊપસી આવી છે. આવાં દર્શન-પ્રસંગો સંતવાણીની પરમ નિર્મલતા ને શુદ્ધતાનો અમર દાખલો છે.

કબીરની રહસ્યવાદિતામાં સંત કબીરનું આપ–વ્યક્તિત્વ ને નિજ પ્રતાપ છે. એ જે કાંઈ બોલે છે એમાં કર્મની અનુભૂતિનું અંતર-દર્શન છે. કબીરની સાખીઓમાં તેમજ ભજનભાષામાં ઘણી ઘણી સંદિગ્ધતા ને દુર્બોધતાનો, કેટલાકો તરફથી આરોપ છે છતાં આપણને એ સરલ ને મનન-ગમ્ય ભાસે છે. આનું કારણ એના કર્મરહસ્યની, માનવએકતાની, ઈશ્વરની ઝાંખી જીવ–શિવની એકલગની દ્વારા પામવાની, દંભ અને મમતાનું અંધત્વ દૂર કરવાની અને વેદ-વેદાંતમાં રહેલા અગમ્ય જ્ઞાનમનસાના રહસ્યને પરખવાની બાબતોમાં પડેલું છે. આમ, જાગૃત કર્મરહસ્યની ચેતના ને તીવ્ર સંવેદનાની અનુભૂતિ તેમની સંતવાણીમાં ભરપૂર છે.

જેમ કે :

'કહાંસે આયા કીધર જાયગા,
ખબર નહિ અપના ઘરકી,
સદ્‌ગુરુ મિલે તો જ્ઞાન બતાવે,
ખોલ દેવે અંતર-ખડકી.'

કટાક્ષમાં કહે છે :

'પાંચ હાથકી બની હવેલી,
ત્યાં અનેક વીર નર ભેળા હુવા,
મરતી–જીતી કો ભેદ ન જાણ્યો,
પછી નાહી–ધોઈને સુઆ.'

એમ પછી મસીદને ફટકારે છે, ને પીર–પયંગબરનો ભેદ ન જાણી બાંગ દઈદઈને સુઆની વાત કરે છે. પાંચ હાથના દેવરિયાં બનાવીને, ત્યાં ભુવારૂપે ધૂણી ધૂણીને સુઆની વાત કરે છે– વગેરે ઈશ્વરના મૂળતત્ત્વને ઓળખ્યા વિના બાહ્ય આચારની વાત કરે છે: પછી જુઓ : "દયા ધરમ નહિ મનમેં મુખડા કયા દેખો દરપનમેં" અને નશ્વરતા વધતી ભજનકડી :

'ડુંગર કા પાની, જોબન કે લટકે
ચલા જાવે એક પલમેં,
કહેત કબીરા સુનો ભાઈ સાધુ !
રહ ગઈ મનકી મનમેં !'

પ્રભુની અકળ કળા :

'સોનામાં તો સુગંધ ન ડાલી,
કસ્તુરી કરી દીનો કાળી,
કહેત કબીરા સુનો મેરે સાધુ,
અકળ કળા, પ્રભુ ! તારી !'

શરીરનો ચરખો તો એનાં કર્મોની અઘોર ગુંડમાં પણ "બોલે રામનામ ભજ તું હી"– રામરસનો પિયાલો મસ્ત ભાવે ચગાવતાં કહે છે :

'મીઠાં મીઠાં સબ કોઈ પીવે
ને કડવાં પીવે ન કોઈ,
પણ કડવાં જો પીવે તો
સબસે મીઠાં હોઈ.'

કબીરની નિગૂઢ વાણી પણ કેટલી સરલ ને ઘટ પોતવંતી છે, તે ઉપરના દાખલાથી સમજાશે.

કબીરની વાણી ગવાય ત્યારે વાણીની અગમ તોપના ચંભાને ગળેળતા ધ્વનિ-પ્રતિધ્વનિ પાડતા ગોળા છૂટતા હોય એવો ભરપૂર ભાસ થાય છે.

એની અસર જેમ ભારત પ્રાન્તેપ્રાન્તના ખંડો-માં થઈ છે તેમ ગુજરાત, સૌરાષ્ટ્ર ને કચ્છી ભાષા પર પણ પડી છે. ગુજરાતના ઘણા સંત-કવિઓ થયા છે જેમાં કબીર વગેરે અનેકની ગાયકી ગાજે છે. એનો એકાદ દાખલો ધીરા ભગતમાંથી લઈએ :

દેહની નશ્વરતા ને વિરલ વૈરાગ્ય તેમજ દેહ-રાણી ને આતમરાજાનો સનાતન વિયોગ ઉચ્ચારતું :

'એવો આતમ રાજા હાલ્યો રે
છોડીને કાયારાણી,
એવાં છેટાં છેટાં પડિયાં રે
નથી લીધાં અન્ન ને પાણી !'

કબીરની જેમ એ પણ કહે છે :

'સમજ્યા વિનાની સાધના કરે,
મન કુટે દિવસ ને રાત,
સિંહને કુલે મધ એહું ઈ કેમેય
ન આવે હાથ;
એવા મરજીવા મધ પીશે રે
કાયર નરનાં કામ નથી.'

કબીર જો "ચદરિયાને" ઉપમાવાણીમાં વણે છે તો ધીરો પણ અંગરખો સીવે છે. ધીરાનું 'તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહિ, અજા જુથ માંહે રે સમરથ ગાજે સહી'; એ જ પ્રમાણે : 'ભરપૂર ભાસે રે, બ્રહ્મજ્ઞાની! કેમ ભટકે ?'

આમ, ધીરાએ તો મબલખ કાફીઓ ઘૂંટી ઘૂંટી સંતવાણીને સાધી છે. સંત રવિદાસ પણ એને ભક્તિ કેડે વિચરતા બોલે છે :

'સંત વચનકા કર લે ગુજારા,
ને રામ સતગુરુ માંહી બોલે.'

મનની વસતિને રવિદાસ ગુરુજીની વહારમાં છોડે છે ને પુકારે છે :

'એક તારો રે, ગુરુજી ! એક તારો,
મારી મનની વસતિને કોઈ વારો'

અહીં તારવા, પાર ઉતારવાની વાત છે.

રવિદાસ "શબ્દ"ની આલમનું મૂળ સર્જન-સ્થાન શોધે છે :

'મૂળ શબ્દ કહાંસે ઊઠે?
કૌણ દેશ રહી બોલે?
કૌણ મંડલ શબ્દ કા વાસા?
તત્ત્વ વિચારી બોલે.'

કબીરની જેમ એ પણ પૂછે છે :

'સાધુડાં! ભેદ અગમના બુઝો
કહાંસે આયગા,
કહાં જાયગા કહાં તુમારા વાસા?'

રવિદાસ "પિયાલા"નું મસ્તાનીપણું મનસામાં માણે છે :

'અમર પિયાલો મારા સતગુરુએ પાયો,
મન મસ્તાના, જો ફરું દિવાના.'

"પ્યાલા"ને વધુ ચગાવતા એ ગાન કરી ગુંજે છે :

'પ્યાલો મેં પીયો રે, લીયો મેં લગન કરી.'

ચૈતન્યની બ્રહ્મભાવનામાં જે હૃદયતાનની એકતા છે એ માનવચેતનામાં હરિદર્શન પામવાના પ્રકારની છે, તો નરસિંહની એકતાન ભક્તિદર્શનામાં શામળિયા કે ગિરિધરસ્વરૂપની આકાંક્ષી ભક્તિ-એકાગ્રતાની તન્મયતા છે. નરસિંહ ગુજરાત-ભૂમિનો છે. ગિરિતળેટીને દામોદરકુંડની તીર્થભૂમિમાં જન્મ્યો છે, છતાં તેની ભક્તિ-એકતાની સબળતા, ખુદ ભગવાનને પણ તેના ગોલોકમાં સદા જાગૃત રાખી તેને સૂવા પણ દેતો નથી. તો મીરાંનો ગિરિધર-નિનાદ ભક્તિના નિખાલસ ભાવમાં દુન્યવી વેરઝેરને અમૃતત્વમાં ઓગાળી નાખી એના દુન્યવી રાણાને વિલાસી મમતામાંથી મુક્ત ગિરિધરગોપાલના ચરણમાં આળોટાવવાની છે.

સંતવાણી સાગર સમી સર્વતોમુખી છે. તે ભક્તિને ભજનો દ્વારા જૂજવાંપણાની સીમાઓને ભેદીને, જ્ઞાન, રહસ્યવાદ, ગુરુભાવ, આત્મપરમાત્મવાદની પૂર્ણતા, અવળવાણી દ્વારા પરિબ્રહ્મવાદ સમજાવવાની મનસા કલા, આર્તને આર્દ્રચેતનાથી, હૃદયના ગદ્‌ગદિત નાદથી પરમાત્માને શરણે જઈ તેના પ્રકાશની ઝાંખી પામવાની આરજવતા પામવાનું તપોમથન છે.

એના રાગ, તાન, સૂર, તાલ, સરોદ જગવતી વ્યંજના, સ્વરસંવાદ, શબ્દોની સાહજિકતા, વાસ્તવદર્શી રૂપકો, પ્રતીકો, ઉપમાઓ ને ઉત્પ્રેક્ષાઓ, તરેહતરેહના રંગભાવી ને શ્રવણેન્દ્રિયને સુણવા ભાવે તેવા હોય છે.

ભજન ગાવાનો ઉપાડ સાખીઓથી થાય છે ને સાખીઓની ચોગઠ તો હોવી જોઈએ ચાર સાખીઓમાં. પહેલી સાખી ગણેશ ને સરસ્વતીથી ઉપાડાય જે વાક અને અર્થથી જોડાએલી છે. આપણા સંસ્કૃત કવિઓનાં નાટ્યો, કાદંબરી અને બીજી રચનાઓ આ જ દેવોના નામથી પ્રારંભ પામે છે.

'સરસ્વતી સમરું શારદા ગુણપતિ લાગું પાય,
અવિચળ વાણી આપજો મતિ દેજો મોરી માય.'

પછી માતપિતા ને ગુરુને સાંભરી શિષ નમાવાય:

'પરથમ કોને સમરીએ અને કોનાં લિજીએ નામ?
માતપિતા ગુરુ આપણાં અલખ પુરુષનાં
લીજીએ નામ.'

ગણપતિ ગરીબના બેલી, સૂંઢાળા ને દૂંદાળા, મોટપ આપનારા, મલપતા આંગણે પધારનારા,

ધૂપદીપને. સુંગધ-અજવાળાની સાથે લાહુના ભોજનભાવથી ને પ્રેમથી જમનારા, એવા આંગણે પધારે તો આનંદમંગળનો પાર ન રહે. એવા જ બ્રહ્મચારિણી ભગવતી સરસ્વતી :

'ગુરુ-ગોવિંદ દોનું ખડે, કિસકું લાગું પાય ?
બલિહારી ગુરુદેવકી ગોવિન્દ દીયો બતાય.'

પછી એકાદી સાખી જ્ઞાનની :

'કબીર પંગડે દૂર હે બીચમેં ખડી હે રાત,
કયા જાનું કયા હોયગા ઊગમતે પરભાત ?'

આમ, આ પછી ગાયકી ઊપડે, સાથે મધુર-મંજુલ ઝીણા ઝંકારવન્તાં મંજીરાં, ઢોલકાંના તાલ ને થાપીઓ સાથે લલકારમાં હોઉં, આ બધાંનાં સંવાદિત આંદોલનોને સ્પંદનોથી ભરપૂર આરોહ-અવરોહ પરમાત્માના પરમને પામવા ગગનમાં ગરકાવ થઈ છવાઈ જાય.

રાતટાણું આ ભજનને ખાસ ફાવે ને ભાવે. જેમ જેમ રાતના પહોર ચડતા જાય તે તેનાં ઘુંટાએલા, ગળીને એકરસ થએલા ને નાદબ્રહ્માંડના ગગનમાં આરોહણ કરતા સૂર પરમાત્માનાં હૃદયસોપાનો સર કરવા લહેરાઈ ઊઠે.

આ પહોરોને પણ ગાનકલાના પોતીકાં ટાણાં હોય છે. રાત ચડતી જાય ને ગળતી જાય ને પ્રભાતના બ્રાહ્મ પહોરમાં પ્રવેશે ત્યાં સુધીમાં વિવિધ રાગની ને રાગિણીઓની આવર્તના એની સૂરાવલિમાં એકરસ બનતી જાય.

આ રાગરાગણીઓ લોકનાદમાં ઘુંટાઈને ભલે લોકસૂરાવલિ બનતી જાય પણ એનું આદિસ્વરૂપ તો શાસ્ત્રીય સૂરસંગીતનું જ. આ પ્રમાણબદ્ધ સંગીત ને સંગીતશાસ્ત્રની શુદ્ધ ચર્ચા, સંગીતના મહાપંડિતને વિદ્દજ્જન પંડિત શ્રી ઓંકારનાથજીએ ૧૯૩૭માં કરાચીમાં મળેલા ગુજરાતી સાહિત્ય પરિષદના અધિવેશનમાં સંગીત વિભાગના અધ્યક્ષસ્થાનેથી પૂર્ણરૂપે પુરવાર કરેલી જેમાં આ નિબંધ-આલેખક ઉપસ્થિત હતો.

ભજન, રાસ, ગરબી અને ગીતોના અનેક ગેય પ્રકારમાં સંગીતની શાસ્ત્રશુદ્ધતા તો એના આત્મારૂપે ઊભી છે. પણ આપણા સંતોની સંતવાણીએ ને ભજનગાયકોએ તેનાં ટાણાં-સમય પ્રમાણેના રાગવિભાગને નામ-વિભાગ કરી દીધાં છે. આરાધ, આગમ, પરચા, સંવાદ, આરાધી-સાવળુ આરાધી-સમાધ, આરાધી-ઝૂલણું, પ્રભાતી વગેરે સમયસમયના એની રીતે ને આપમેળે થયા છે.

આમાં પણ અનેક ધર્મ, સંપ્રદાય, પંથ કે ધર્મમાન્યતા વિવિધ ભાવો ને વાણીરૂપે ગવાતાં ભાતભાતના પ્રકારો છે. નિજીયા ધરમનાં, નિજારી પંથના, બીજવા ધરમના, મરજીવા-આરાધના, આકળી રણ-મરૂભોમમાં જાર કે અન્ય વૃક્ષો વાવીને પરચા દ્વારા સ્વપરિચય દાખવવાના, પ્રાર્થના અને આરતીના જીવન-ચરિત્રના, ખંડકાવ્યો જેવા વાર્તિક સ્વરૂપનાં, એકતાન ભક્તિનાં, અન્ય રીતે ધર્મની વાતોમાં, પરજનાં, સંતની વાતોનાં, સંવાદોનાં એમ જનની વિવિધતાના ભાવો ભરીને ગુજરાતી સંતવાણી ઘટાટોપ ઝુંડરૂપે પાંગરીને એક ભજન-કુંજનું નંદનવન બની રહી છે. કાવ્યપ્રકારની

લોકશક્તિનો આ કવિતાપરચો જેવોતેવો ન ગણાય. એને સમજનાર ને વિવેકથી જાણકારી ધરાવનાર વ્યક્તિએ "પ્યાલો" પીધો છે, એમ ગણવામાં આવે છે. ગુજરાતના મહાકવિ ન્હાનાલાલ, લોકસાહિત્યની અખલખ ખીણો ખોદનાર ને એમાં આજીવન ઘૂમનાર શ્રી ઝવેરચંદભાઈ મેઘાણી, ને લોકસાહિત્યની મશાલ સતત ઝળહળતી ને જાગતી રાખનાર શ્રી જયમલ્લભાઈ પરમાર આ "પ્યાલા"ના મસ્તરામો છે.

ખરેખર સંતવાણીનો "પિયાલો" તોરી દ્રાક્ષ જગવનારો છે. એના તોર, ખુમારી ને અવધૂતી મનસા નિરાળા પ્રકારના છે. કવિતાગાણ્ય તો એમાં છે. પણ એ ઉપરાંત ઊર્ધ્વતાનો ગુંબજમાં ઊડવાની પણ મરજીવ ખુમારી છે.

ગુજરાતમાં સંતવાણીના સંતસાધકો જાતેજન્મે જોઈએ તો સમાજના નમ્ર-નીચા થરના છે. જ્ઞાતિપણાનો વાદ એને કુદરતી રીતે જ નડ્યો નથી. જેના પર નિજ-ચેતનાનો નિરાલંબ પંજો પડ્યો હોય એને અભેદ પંથ સિવાયનો બીજો કોઈ મારગ નથી જ.

દાસી જીવણ, ભાણ, ભીમ, રવિસાહેબ વગેરે તો આપણા રોજના સ્મરવાજોગ ભક્તો છે. ઉપરાંત વૈષ્ણવ સંપ્રદાયના દયારામ, દયાનંદ, સૂરદાસ, બ્રહ્માનંદ અને અન્યો તો છે જ. આ સિવાયની નામાવલિ ઘણી લાંબી છે, જેમણે નિજને ગાવામાં સ્વકેન્દ્રિતતા સેવી છે.

પંડિત દેવાયત જે આગમ ઉચ્ચારવામાં નિપુણ ને સ્વયંભૂભાવનો પંડિત-સંતકવિ છે તેણે 'પોરો રે આવ્યો, સંતો ! પાપનો, ધરતી માગે છે ભોગ' ગાયું અને આજે એ ભજન ધરતીજીવનના કૂણામાં નાગફણી સમું ખોડાઈ ગયું છે.

ભોજા ભગતના "ચાબખા" તો ખાવામાં પણ મોટી મઝા છે. પૂરા સંસારી, કપટી ને કૌભાંડી, એના ચાબખાના માર ખાવામાં પણ મહત્તા ને મઝા માણે છે. પણ ચાબખા મારવામાં અંતે તો ગહનભાવે એની સંસાર-અસારતા પડી છે. આવા સંતો તો સૌરાષ્ટ્ર-કચ્છની ભજનવાણી સર કરીને બેઠા છે. સંત મેકરણ જાજરમાન સેવાના કાર્યને જ વરેલો પુરુષ છે, ને એના સેવકોમાં નિઃસ્વાર્થી અબોલ પ્રાણી-કૂતરો ને ગધેડો, મોતિયો ને લાલિયો: કચ્છની વાણીનો પ્રકાર :

'ધમણ ધીખન્તી રહી વીહી,
ખુઝી વ્યો ઇંગાર,
કડાકો હવે કાડમાં નાખી,
રખે લડી વ્યો લુહાર.'

ડાહોમેકરણ પોતાની ઓળખમાં "દાતા મેરે દતાતરી, ને મેકો મંગણહાર" આટલામાં બધું જીવનસમગ્રનું સેવાવિભૂતિત્વ આવી જાય છે.

દાસી જીવણ પોતાને દાસી કહેવડાવી ભક્તિભાવમાં લીન અને અમેય આસ્થાળુ બન્યો છે. પોતાની વહારે ચડવાની એની વિનવણી-વાણી આર્દ્ર કોટિની છે. અને એ આર્દ્રતાના હક્કે, નરસિંહ મહેતા જેવા પરમ આસ્થાળુ પુરુષનાં સાંસારિક કામો ભગવાને પોતાનાં ગણી કરી દીધેલાં એમ, આ સંતવાણીના ગાયકનાં કાર્યો

પણ પૂરાં કર્યાં છે : "વહેલા પધારો હરિ સંતોની વહારે" – વગેરે.

આ પ્રમાણે રવિ–ભાણુ ને ભીમ તેમજ ખીમદાસ પણ આપણાં રોજના જીવનમાં હાજરાહજૂર છે. આ સિવાય સંત અખો, ધીરો, ભોજો, ત્રિકમદાસ, ગણપત, લખમો માળી, સરવણ કાંપડી, લોડણ–ખીમરો, ગંગાસતી, ડુંગરપુરી, રૂખડ, હરજીભાટી, પાટના સંતો જેસલ–તોરલ, માલદે–રૂપાંદે, લીરલબાઈ, ગોરખ મછંદર ને ગેબીનાથ, ગોપીચંદ ભરથરી, સતી મંદોદરી, અમરબાઈ, ગંગારામ, ભૈરવનાથ, ગિરનારનો વેલોબાવો, જેઠીરામ, પીઠો ભગત, ગોપીચંદ આખ્યાનનો ગાયક ભોજલ, બાલદાસ, કલો ભગત, મીઠો ભગત, સંત નારણદાસ, ઈસરો બારોટ, ભૂધરો, છોટમ, ગંગેવદાસ, હમીરદાસ, સૂરદાસ (બીજા), સંત મેરૂ, હોથી, ધનો ભગત, નરભો, પ્રીતમ, દેવલ દે, પીઠો ભગત ને એ ઉપરાંતના નામી–અનામી સંત-ભક્તોની હારમાળા કલમ–કાગળની પૃથ્વીથી ન ઝીલાય તેવી છે.

સૌરાષ્ટ્ર–કચ્છ અને ગુજરાતની ભોમકાની એક સાંપ્રદાયિક લાક્ષણિકતા એ છે કે એમાં મોટા પંથના મહાનુભાવોની અખંડ પરંપરા ચાલી આવે છે. લાખોની સંખ્યામાં એના અનુયાયીઓની હારકતાર માય-સમાય ના એવી ભૂગર્ભમાં પડી છે. મહા પંથ–મોટો પંથ કે જ્યોતનો પંથ. જેના ભક્તિભાવનો આદિસૂર નૂર–તેજની એકતાને પામવાનો છે ત્યાં જાતીયતાનો લોપ થએલો હોય જ. પરચા પ્રત્યેની આસ્થા એની સુપ્ત જ્યોતને સ્વયંભૂ આતશથી પ્રગટાવે છે, જેને માત્ર એક અલંકાર જ ઓળખી શકે. એ જ્યોત પ્રગટ્યા પછી અન્ય કોઈ દીપકની જરૂર જ ન હોય.

એ મહાજ્યોત એકમયતાનો પ્યાલો એના દીવેલમાં ઉમેરાય છે ને એ સત જ્યોતની અમરસગ ત્યાં એક જ પંગતમાં કે એક જ ખુંગણ–પાથરણાંના આસન પર બિરાજેલાં આસ્થાળુ ભક્તોનાં દિલભેદ, જાતીયતાનો ભેદ, જ્ઞાતિભેદ, બધાંને ઓગાળી એક અમર જ્યોતમય કરી દે છે. એના મહન્ત સ્થાને – ગુરુ સ્થાને બિરાજેલ મહાપંથ–પાત પ્રત્યે કોઈ આશંકાના ભેદથી જોઈ ન શકે. એ જ્યાં મહાપંથના આસને આવ્યા હોય તેને ગુપ્ત–વાચક મળે છે. વાચક એ છુપા સંદેશા દ્વારા નહોતરું છે. આ વાચક મળે એ જ પાટમાં આવી શકે.

આ પાટના પંથીઓ જ્યોતની એકતાનતાને સ્વીકારી, તેમાં પરિપ્લાવિત થઈ પવિત્ર થયા છે. એના પરમ પુરુષમાં ઈશ્વરી અવતાર સમા મનાતા રામદેવપીર એના અનુયાયીઓ પણ મહા તેજસ્વી માનવ-ભક્તો છે. એના પરચા અને એ પરની આસ્થા–શ્રદ્ધા, સૌરાષ્ટ્ર, ગુજરાત, કચ્છ અને રાજસ્થાન સુધી અને એથીયે સીમાપાર એક કે બીજે સ્વરૂપે હયાત છે. હિન્દવા-પીરની રામદેવપીરની પૂજાને માનતા દિલ્હીના મુસ્લિમ પાદશાહો પણ કરતા એની પૂજા મંડળ,, પરસાદી, જ્યોત ને 'સમર્યે સાચા ધ્યે' એવા દેવ-અવતારના એ પરમ પુરુષમાં એના ભક્તો, ભક્તિભાવથી શ્રદ્ધા સેવતા.

પાપ-પાતકમાંથી આત્મપલટો ને કાયા-કાન્તિ પામેલા જેસલ બહારવટિયાનો પીર-જીવનમાં પલટો, ને સતી-સાધ્વી તોરલની ભક્તિદોરવણી સંતજીવન ને સંતવાણીનો મહા-વાર્તાપટ છે. એની કથાવાણી જ્યાં સધાતી હોય ત્યાં અભણથી માંડી ભણેલાઓની કાન-સૂરી એના કથાસૂર માણવા ઊભી થઈ જાય છે. એ કથાનો ઉગમ થાય ત્યાંથી કરુણ-ભરી ભક્તિભાવમાં નીતરતી વાણી છેવટ શ્રોતાઓને ભેખ ને ત્યાગમાં દોરી જાય છે.

'પાપ તારું પરકાશ, જાડેજા!' 'નહિ રે મેરુ ને નહિ મેદિની', 'તમે રે ચંપો ને અમે લાલ', 'જેસલ કરી લે વિચાર', 'રુદિયો રુએ ને મારું ભીતર જલે',...આમ એનાં બધાં ભજનોનાં જીવંત-સંતવાણીના સરોદ ને ગદ્-ગદિત ભાવોનું મોભાર-ઊંચું વિસ્તરણ આપણી સંતવાણીની સુરેખતા ને તીવ્રતા આલેખે છે. આ બધી ઊર્મિવાણી આજે ગળતી રાતની ગળતી પહોરધારામાં પલળી, કુમાશભરી ને વૈરાગ્ય-પ્રેરિત બને છે ત્યારે આજુબાજુની ઘેરાતી નિદ્રા, જાગૃતિના અંજપા અનુભવે છે. પાટના આ સંતી જનજીવનમાં હજુ જાગતા ને નરવા શ્વાસ લેતા જીવંતાજાગતાં છે.

આપણો નાથ સંપ્રદાય જેનો ઉગમ મહા-રાષ્ટ્રમાં છે તેનો પ્રવાહ પણ સંતવાણીને ઘડવા જોરદાર નીવડ્યો છે, ભક્તિ-તપ ને સાધનાનાં કર્મનાં સદારત આનાથીના સંત તપસ્વીઓ એકએકથી ચડિયાતા છે. નવનાથ સંપ્રદાય તો ભારતીય ઇતિહાસમાં આગમનાં એંધાણો મૂકતો ગયો છે. મછન્દરનાથ ને ગોરખનાથ આ બંને-ની ત્યાગ-તપ-જ્ઞાનની અસર જનજીવન પર ઑર ઊતરી છે. આપણા વૈરાગ્યવાન રાજવી-ઓ ભરથરી-ગોપીચંદ ને આ નવનાથ અઢળ-ગી સાધુઓ સારી રીતે સ્પર્શી ગયા છે. ભર્તૃહરિ ને વિલાસી ને વૈભવશાલી જીવનમાંથી ઉદાસી સંતપંથે વિચરતા કરવામાં ગુરુ ગોરખનો, નાટ્યપલટારૂપેનો ફાળો જરાય ઓછો નથી. 'ભેખ રે ઉતારો' રાજા ભરથરીનું કટુ વાણી-નું ગગનટોપનું ગીત ને રાવણહથ્થાવાળાં ગાતા 'દનડા સંભારો રાણી...' વાળું રાવણ-હથ્થા સાથે ગવાતું ભજન વૈરાગ્યની આગ સમાં છે.

ગોરખનાં ઘણાંબધાં ભજનો અર્થ-ઉકેલમાં કપરાં છે, પણ એણે કોયડામય રહસ્યો ગાઈ ઉચ્ચારીને સંતવાણીની બળકન્દા જ પોતને ખૂબ ખીલવટભર્યું કર્યું છે:

'અલેક! મેરી સુરતા સમજતી નાહી રે', 'એક પછી નજરે નહિ આયા', 'અગમધૂત ગગનોંમેં લાગી', વગેરે તેમજ અવળવાણીનાં 'વાણી વાણી રે મારા સતગુરુની વાણી, જીવતાં પરણાવી, બાવેમુઆ ઘેર આણી', 'ગોરખ જાગતા નર સેવીએ' વગેરે, ને ઉપ-રાંત અનેક ભજનો ગોરખવાણીનાં છે.

મહાત્મા કે સંત મૂળદાસે (કદાચ એ કલાપી-ના ખંડકાવ્ય માંહેના મહાત્મા મૂળદાસ હોય) વૈરાગ્ય અને ભક્તિને ભેળા કરી સંતવાણીને કરુણ-સ્પંદિત રાખી છે. એ સેવાભાવી સંતની 'સુંદડી'નું ભજન આત્માની આરપાર ઊતરી

જાય તેવું છે. સંત-ઓધારણ સુંદડીમાં, જે અસલ પૃથ્વી-તત્ત્વોની બનેલી છે, તેને વણવામાં આવી છે. તેમાં તાણવાણાને અને બીજા રંગણુદાઓને બાંધણીરંગમાં રૂપકો આપવામાં આવ્યાં છે. આમાં વેદ-ઉપનિષદ, ગીતા ને છેવટ બ્રહ્મજ્ઞાનનાં રૂપકો છે. આ વાણીને આત્મામાં ઉતારવા જેવી છે. એને પરભાષામાં ઉતારવી અઘરી છે.

સહજાનંદ સંપ્રદાયે—સ્વામીનારાયણ સંપ્રદાયે—સંત કવિઓ જ સર્જ્યા છે. આપણા સરળ બોધક કવિ દલપતરામ એ સંપ્રદાયની પ્રખર કાવ્ય-ફલશ્રુતિ છે. નિષ્કુળાનંદ, બ્રહ્માનંદ અને બીજા ઘણા સ્વામી સંતોએ વાણીની જોરદાર ઉપાસના કરી છે. તેઓએ સહજાનંદ સ્વામીનાં જીવન, આત્મવિભૂતિ, રૂપ-ગુણ ને શણગારરૂપકોના ગુણ ગાયા છે. તદુપરાંત જ્ઞાન-વૈરાગ્યના સદ્બોધ સંબોધતાં પદ-ભજનો ગાયાં છે. આમાં નિષ્કુળાનંદે એની જ્ઞાન-વૈરાગ્યની આગવી શબ્દચેતના અચ્છી તરહથી ઉપસાવી છે. 'ત્યાગ ન ટકે ન વૈરાગ્ય વિના ...'નું તેમનું અચ્છું શિખરભજન ખૂબ કરુણાવાણીનું સફળ સર્જન છે. ગાંધીજીએ તો એ ભજનનું અર્થગાંભીર્ય બરાબર સમજીને આશ્રમભજનાવલિમાં તેને અનોખું સ્થાન આપ્યું છે. આ ઉપરાંત ગુજરાતમાં એવા અનેક મોખરાના, સંતભારતી ગિર્વાણના ઉપાસકો છે.

આ બધા ઉપર સીધી કે આડકતરી રીતે ભારતના અનેક સંતવીરોની ગંભીર અસર છે. કબીર, દાદુ, તુલસી, રોહીદાસ, નાનક, ચૈતન્ય, મીરાં, અન્ય પ્રાન્ત-પ્રાન્તના શાયરી જગવનારા સંતો વિગેરેની અસર છે.

કબીરે અવળવાણીના અનેક પ્રયોગો ચિત્રાત્મક શૈલી અને વાસ્તવિક નીતિરીતિથી કર્યા છે, ને તેની અસર ધીરો, રવિદાસ, રાવત-રણસી, ખીમડો, દેવાયત પંડિત, સંત અખો અને અનેક બીજાઓ ઉપર આછી ઊંડી છાપ રૂપે પડી છે...

'નાવમેં નદીયાં ડૂબ જાય' એ કબીરની અસલ વાણી તો ધીરો ગાય છે : 'વસ્તર પર વાડ સુકાણી, સમદરને શોષી ગયાં ફીણ' —આ બધી ઉલટી વાણી પણ એ દ્વારા મહાતત્ત્વને પામવાની જ તલસ.

આમ, અગમવાણી ને અવળવાણી જે જ્ઞાન-શિક્ષણ આપવાનું અગમકોટિનું વાહન છે તેને ઉલટી કલાના અશક્યવત આલેખને નિરૂપીને ચોટદાર ચિત્રાકારે રજૂ કરવામાં આવી છે. મૂળે તો દેહ-પ્રાણ-આત્માનું વાસ્તવિક વહન હોવું જોઈએ. તેને માનવસંસાર કેવી ઊંધી રીતે વહાવી રહ્યો છે તેનું જ અવળવાણીમાં નિરૂપણ છે.

એ જ પ્રમાણે મીરાંના અજંપાભર્યા ભક્તિ-વાદનું સંતત્વ આપણા અનેક ભક્તગાયકોમાં ઊતરી આવ્યું છે. આજંવતા ને તલસાટનો અગ્નિ મીરાંની જેમ દાસી જીવણમાં, રવિદાસમાં અને બીજા અનેકોમાં ઊતરી આવ્યો છે. પણ એને આપણે ભાવનું અનુકરણ કહી શકીએ નહિ; ભાવોની આજંવતા ને આકાંક્ષા માનવ

સ્વભાવનું ઊર્મિલ તંત્ર છે. એટલે એ એકમાં હોય તો એનાં જેવું બીજા અનેકોમાં સરખી કે અસરખી ઊર્મિરૂપે ઊઠતું હોય છે.

આપણી સંતવાણીનો વિકાસ આદિ કવિ નરસિંહ મહેતાથી લઈએ તોપણ તેમાં વિકાસના અવકાશે નૂતન રૂપવિધાનો રચવામાં કદી કચાશ રાખી નથી. નવા ભાવ ને નવા ભાષાપ્રયોગોમાં ઘડાતી એ સંતવાણીએ ગુજરાતી ભાષાવિકાસનું સુંદર નવલું પોત નિપજાવ્યું છે. એની અસર ગદ્ય-ઘડતર ઉપર પણ સીધા કે આડકતરી રીતે પડી છે.

શબ્દ સંસારવાણીના વ્યવહારનું સાધન છે. પણ એ જ શબ્દ નવો સ્વાંગ સજીને કવિતકલ્પનામાં આવીને ઊભો રહે છે ત્યારે તેની પાત્રતા નવા સૂત્રધારરૂપે આવીને ઊભી રહે છે ને તે કલ્પનામાં સંકળાઈને નવું વિભૂતિરૂપ ધારણ કરે છે. કવિતામાં એ સાદો શબ્દ મુનિવર—ઋષિવરનું તપોમય સ્વરૂપ ધારણ કરીને કવિતાસ્વરૂપ ને અર્થચ્છટાને અર્થગાંભીર્યનું નવું રૂપ – તારતમ્ય બક્ષે છે.

મુસ્લિમ સંતશાયરીની વાણી પયગંબરી સ્વરૂપ ધરીને આપણી ગુર્જરભોમમાં ને ગુર્જર ગિરામાં પધારી છે. એના સંતફકીરોએ ભજનના દશ્યરાગોમાં, ગઝલોમાં અને અનેક લોકમાનસમાં જચે ને પચે એવી ભજનગિરામાં અર્પી છે. મન્સુર, સતારશા, કમાલ, દીનદરવેશ, દરિયાવ સાહેબ, મસ્તાનુશીદ, નઝીર, કાસમ, ખુશરો, ઈશાક વગેરેએ મસ્ત ગઝલોમાં, રૂબાબી વાતસ્વરોમાં અને ચાલી આવતી ભજનગાન શૈલીમાં મુક્ત મને ગાઈ છે, અને એથી ગુજરાતની સંતવાણી બળુકી ને બાજંદી છે.

સૂફીવાદ એ ભક્તિવાદ છે. પ્રભુને પામવા માટે આર્તસ્વર ને આર્જવ પુકાર વ્યંજના જે છે તેમાં પ્રભુપ્રેમના પુરુષને પ્રિયા કે સનમ નામે નાભિપુકારનો સાદ કરવો કે પ્રભુને પિયા સ્વરૂપે પુકારી વિરહની વ્યથાને ગાવી એ આ બન્ને પ્રકારના ભક્તિવાદમાં પરખાઈ આવે છે. કૃષ્ણ-ગોપીભાવની માધુરી ને વ્યથાભર્યાં વલખાં, એ આપણા સંતવરોમાં છે, તો સનમ સાકીમાં ફના થતો સૂફીવાદ નૂરતા પામીને નૂરીજન થવાનો અંતરતમ ઊંડાણનો પ્રયાસ છે.

આવી સંતવાણી અનેક યુગગામી બનતી છેક આધુનિક ગુજરાતના કવિઓમાં પ્રવેશી ગઈ છે. વાણીનું, સંતવાણીનું આ સદ્ભાગ્ય છે. કવિશ્રી ન્હાનાલાલે એની આર્જવતામાં પુકાર નાખ્યો છે—'મારાં નયણાંની આળસ રે..', અને એ વાણી વિહરતી, કલ્લોલતી, આનંદતી, તરંગો અને મોજાંની વિપુલતામાં મહાસાગરો રચતી ગુજરાતના ન્હાનાલાલ યુગ અને છેક આધુનિક યુગમાં આવીને વિસ્તરીને વિકાસ પામી રહી છે.



## જરીક સામું જોયું

રાજેન્દ્ર શાહ

આપણે જરીક સામું જોયું,
પામ્યાં ને કૈંક ખોયું
અજાણતાં.
કિયે તે રાગ ઉર મોહ્યું?
કે વેદનાએ સોહ્યું;
ન જાણતાં.

(વૈતાલીય)

અટકી ગતિ નીલ કુંજમાં;
પણ પાંખો પ્રગટી વિહંગની!
અવ શી ક્યને અનન્તની
રતિ ન્યાળું વિલસંત ઓજમાં.

જોયું જરીક સામસામે,
રહેલ નિજ ધામે,
અજાણતાં.
તોયે પ્રોવાયલાં પ્રાણે,
પુરાણી પિછાણે?
ન જાણતાં.

(વૈતાલીય)

વચમાં અવકાશ હો ભલે,
પણ એથી નહિ અંતરાયની
મુજને કળ, અગ્નિસોમની
સ્થિતિ છે સંયુતિની પલેપલે.

## યાદ આવે છે

પન્ના નાયક

દીવાનખાનાની બારી પાસે
સ્થિર ઊભી છું.
દીવાનખાનું છે,
બારી છે,
પણ
નવા ઘરમાં
નવા સંદર્ભમાં
મને યાદ આવે છે
જૂના ઘર સામેનાં
વૃક્ષ-મિત્રો
જેની સાથે
મેં કેટકેટલી
વાતો કરીને
મારું મન હળવેલું.

હું જેમ એમને યાદ કરું છું
એમ
એ મને યાદ કરતાં હશે?
કે
પછી
મને ભૂલીને
નવા વસનાર સાથે
એમણે
મૈત્રી-કરાર કર્યો હશે?

## બે રચના | પ્રીતિ સેનગુપ્તા

**૧**

પાન વગરનું વૃક્ષ હું, બાંધે ક્યાંથી કોઈ માળો ?
પંખીઓ દિવસોની માફક ઊડી જાય ને
ખાલી ડાળીમાં અટવાતો રહે સમયનો ગાળો.

ફાટી પડતું આભ ઉપર, હું બે હાથોથી રોકું,
પળને ટોળે ના દેખાતું એક્કે વાદળ નોખું.
બેઠો બેઠો, એક ખૂણેથી લહિયો કરતો
કોરે કાગળ લઈને નકશો ચીતરવાનો ચાળો.

ઊભરે તો પુલો ડૂબે ને કાંઠા એકાકાર,
નહીં તો સુક્કી નદી, રેતનો બળબળતો વિસ્તાર.
વહું, સૂકાઉં કે અટવાઉં—એ મૂંઝવણમાં
ખોઈ બેસું સંબંધોના સમીકરણનો તાળો.

**૨**

નજીક જેવી ટેકરીઓની ભીડ જોઈને મનમાં થાતું,
આહા, જલદી દોટ મૂકીને ભેટું—
પણ પગ માંડું ત્યાં વાટ ખૂટે નહીં, મારગમાં રહી
જાતું બંને વચ્ચે રણમાં છેટું.

ઊંડા કોતરમાં કેડીઓ વીંટળાતી-વિખરાતી,
મનની પોઠો ને વણઝારો વળાંકમાં અટવાતી—
જરાક મળતાં-છૂટાં પડતાં વંટોળો અફવાના
ઊડે, વધે વધારે, જેમ જેમ સમેટું—
ને પગ માંડું ત્યાં વાટ ખૂટે નહીં, મારગમાં રહી
જાતું બંને વચ્ચે રણમાં છેટું.

ક્યાં છે ચાંગળું પાણી, ક્યાં છે છાંયો કે પડછાયો,
ડગલે પગલે રેતીના સંત્રીનો નડે ઓછાયો.
કણ કણનાં તીરો છૂટે, સળગે રણ સળગે હવા,
બચાવું શ્વાસ, શ્વાસને મન પર માંડ લપેટું—
પણ પગ માંડું ત્યાં વાટ ખૂટે નહીં, મારગમાં રહી
જાતું બંને વચ્ચે રણમાં છેટું.

# વૃદ્ધ દંપતી

જયન્ત પાઠક

વૃદ્ધ દંપતી
આથમતા સૂરજના પીળા તડકામાં
ફરવા નીકળ્યું છે,
સવારથી તે સાંજ સુધીના
લંબાતા પડછાયા સાથે મૂગું મૂગું વાત કરીને
પગ સાથે મનને પણ છૂટું કરવા નીકળ્યું છે.

બન્ને એકબીજાને લગલગ અડીને ચાલે છે
વૃદ્ધાવસ્થા – થોડું લથડીને ચાલે છે.

બહાર એક જ રસ્તે દેહ બે જેમ
અંતર બે ભીતરમાં એક જ ગતમાં તેમ.

o

આછું આછું અજવાળું દેખાય
એક-બીજાને ઓઢી ઢળેલાં–દેખાતી શય્યા ય!
અલસતા એ, એ સુખનાં બગાસાં
હોઠ એ–મીઠી ચાસણીનાં પાતળાં પતાસાં!
પથારીમાંથી ઊભાં થવું એટલે સ્વર્ગમાંથી ઊતરવું નીચે
પૃથ્વીના કોલાહલ વચ્ચે;
છાનામાના અડકી લેવું, આંખોથી, આંગળીઓથી
જરાક પાછું ભડકી લેવું મરમીવાણ વડીલોથી.

એકબીજાનું હેત, રાત લગ છેક –એકલાં લઈને ફરવું
વ્હેવારુ વાતોની-વચ્ચે છાતીસરસો
ગડી વાળીને ગોઠડીઓનો રૂમાલ રેશમી
દાબી ફરવું ન!

માથે સૂરજ-શા શોભે છે ખૂંપ!
બાળકની આંગળીની અંગે હૂંફ!
ખોળો મેલો ધૂળે, મેળે ફરવું ને ફેરવવું

ઝીણું ઝીણું ગાવું-ઝીલવું
ડૂસકાંનું દડદડ દડવું !
કેટકેટલાં અહો વાદળાંમાંથી
કેટકેટલા પ્રગટ્યા સૂરજ રંગ !
આડા-અવળા વાંકા-ચૂંકા પંથ
કેટકેટલા લીધા-છોડ્યા, નીકળ્યાં સોંસર
ઘૂમ્યાં ગલીમાં અંધ !

o

વૃદ્ધ દંપતી
આથમતા સૂરજના પીળા તડકે
સ્મરણ-મરણની લાંબી સડકે—
ચાલે ધીમે ધીમે ડગલે
આગળ...પાછળ...પાછળ...આગળ...

## ધોરી રસ્તો અને કેડી

ઉશનસ્

રસ્તે રમતા રામ રળ્યા મેં, કેડી કેડી કન્હાઈ,
રસ્તો ચરણે ચાંપ્યો, કેડી ફોરી સાવ, નવાઈ !
રસ્તે જો નીકળું તો પ્હોંચું
પરિચિતને સરનામે,
કેડીએ પ્હોંચું ક્યાંક કુતુકે
નામ વગરના ગામે;
પથને દીધ નક્કર પગ, કેડી અધ્ધર-અર્ધહવાઈ !
પથ પર થઈને કાળ વહે છે
જાણીતો ઘડિયાળે,
કેડી પર એ કંદૂક જેવો
જાય ઊછળતી ચાલે;
રસ્તાને હદ, અનહદ કેડી છટકી જાયે ક્યાંહીં !

નગરોએ બાંધ્યા છે રસ્તા,
વગડે ઊઘડી કેડી,
વેડી જેવી જાય જે મારી
શ્વાસપુલક ઝંઝેડી;
વંકાયા વ્હાલપના કોઈક મચકોડે અંકાઈ !

# એક કાવ્ય

ફિલિપ ક્લાર્ક

સુકાઈ ગએલી તરસ
અને તરડાઈ ગએલા હોઠ
ખોપરીના ખંડેરમાં
અકળાયા કરે શબ્દોની વણઝાર
એક અકથ્ય વેદના
કરોળિયાના જાળાની જેમ
ગૂંથાયા કરે છાતીના પોલાણમાં.

કોઈને કશું કહી શકાતું નથી
કોઈના પેટમાં ક્યાં ટકે છે કશું ?
કોની સાથે બોલવું અને કોની સાથે ન બોલવું
મૂગી બની જતી વ્યથા.
કોણ લઈ જશે મંઝીલ તરફ
કોણ ધકેલી દેશે ખીણમાં ?
આશંકા ઘુમરાયા કરે આશાની એશટ્રેમાં...

સ્વાર્થ ચરતાં સરી જતાં સ્વજનો
અંતર વલોવાય છે
પણ કશું નક્કી થઈ શકતું નથી.
કોઈ શા માટે તોડે છે મર્યાદાની પાળને ?
કોઈ શા માટે કાપે છે બેસવાની ડાળને ?
ખોટાને ખોટું કહી શકાતું નથી
મજબૂરી ઝંખનાની ઝાડીમાં મારે છે તરફડિયાં...

વ્યથા એ જ કથા
ચાર દીવાલો વચ્ચે સૃષ્ટિ ગોઠવતાં ગોઠવતાં
ચાલી જાય દૃષ્ટિ
પછી અંધારાનો હાથ ફર્યા કરે વાંસામાં.
કોઈના ચહેરા જોવા ગમતા નથી

તરવરતા હાવભાવને જોઈ બની જવાય વિહ્વળ
અને અંગ અંગ બંધાઈ જાય સભ્યતાના દોરડામાં
કોણ ક્યારે અને શું પૂછશે
અધરાતે મધરાતે બારણાં ખટખટાવતી અટકળો
દુઃખ તો વહ્યા કરે છે નસોમાં
અને સુખ અડપલાં કરી ચાલ્યું જાય છે.

## એક પોપટ

લલિત ત્રિવેદી

પાંખને શીર્ણ જોયા કરે આમ્રકુંજેથી ઊડી ગયેલો એ પોપટ હવે,
એકનો તેર થાતો રહે આમ્રકુંજથી ઊડી ગયેલો એ પોપટ હવે.

કે એ ભૂખ્યો નથી કે એ તરસ્યો નથી–માડીને એના ટૌકા વિશે કાંઈ કહેતા નહીં.
સાવ સર્વાનુકૂલિત પઢે આમ્રકુંજેથી ઊડી ગયેલો એ પોપટ હવે.

શું ભવોભવ હતાં પોપટી રાણી ને રાજા પોપટ અને લીલા આંબાનાં વન?
આ ભવે રોજ જન્મેમરે આમ્રકુંજેથી ઊડી ગયેલો એ પોપટ હવે.

પ્હેલા વરસાદની કોઈ વાછંટનાં ટીપાં ધીંગાં બની જાય છે કોક દી',
તો સીતારા....સીતારા....ભજે આમ્રકુંજેથી ઊડી ગયેલો એ પોપટ હવે.

ક્યાંય લીલાશની ગંધ આવે નહીં એવી સજ્જડ રીતે એ રહે છે હવે,
ક્યાં છે સળિયા કે આવું શ્વસે આમ્રકુંજેથી ઊડી ગયેલો એ પોપટ હવે?

## જોઈએ

ઉશનસ્

ખૂણ જોઈએ અને પ્રગાઢ જોઈએ,
આંસુ આવી જાય એ અષાઢ જોઈએ;

પર્યાવરણમાં જોઈએ લીલો લીલો પ્રભુ,
એના ય ઉપર ઝૂમવા એક ઝાડ જોઈએ.

કોઈ બી ઘર ચાલશે, પણ આટલી શરતઃ
આંગણે ઝરણું, પછીતે પ્હાડ જોઈએ.

ભીંતથી ભયભીત છું ને છત થકી છળ્યો,
આંખને આકાશું ક્યાં? તિરાડ જોઈએ.

મૌનમાં તો આપણે એક જ, શું બોલવું?
ઝૂરવાયે દૂરતા કે આડ જોઈએ.

શબ્દ મેં તો એટલે વચ્ચે મૂકી દીધો;
છંદમાં જ લાડલીને લાડ જોઈએ.

## રામજીભાઈ વરસાદના દિવસમાં

લલિત ત્રિવેદી

જિંદગી જેવી છત્રી લઈ નીકળ્યા રામજીભાઈ વરસાદના દિવસમાં,
જાતને સાચવી સાચવી નીકળ્યા રામજીભાઈ વરસાદના દિવસમાં.

ધખધખેલી ત્વચા ભેદીને મર્મસ્થાનો લગી ઊતર્યાં છાંટા અષાઢના,
સાવ માટીનું ઢેકું થઈ ઓગળ્યા રામજીભાઈ વરસાદના દિવસમાં.

ને પલળતા પલળતા તણાયા ને ફેંકાયા ખાબોચિયાના કિનારા લગી,
આઉદ્દસ તરબતર રામલાને મળ્યા રામજીભાઈ વરસાદના દિવસમાં.

શ્વેત જર્જર ખખડધજ એ સીના ઉપર વાળ કાળા બચેલા પલળતા હતા,
ઠે...ઠ દસકાઓ પાછળ જઈ ઊછળ્યા રામજીભાઈ વરસાદના દિવસમાં.

છત્રી ફેંકી અને નભતળે ખાબકયા રામજીભાઈ વરસાદના દિવસમાં,
આજ ખાંગા થઈ જાત પર ત્રાટકયા રામજીભાઈ વરસાદના દિવસમાં.

## ફરકયું કે મોરપિચ્છ....

નિર્મિશ ઠાકર

વનમાં ફૂટી રે એક વરણાગી વેલ
એને પાન-પાન ગોકુળિયું ગામ;
ઊડે પતંગિયું ને પડઘાતું પાનમાં
શું રાધાના શમણાનો શ્યામ!

ફૂલો વચાળે જે ફરકયું કે મોરપિચ્છ,
લ્હેરાયા ગોપીઓના રાસ;
ડોલ્યાં રે વૃક્ષ મંદ વાયુમાં લીન,
ક્યાંક વાંસળીના પીધા સહવાસ.

વરસ્યા કે સાત રંગ વાદળીથી, ચીતરાયું
રાધાના અંતરનું ધામ;
વનમાં ફૂટી રે એક વરણાગી વેલ,
એને પાન-પાન ગોકુળિયું ગામ.

## ગીત

'પ્રણય' જામનગરી

ઊભો કાંઠો મૌન બનીને વૃક્ષ સમો હું સાવ,
તારી આંખોના દરિયામાં વહેતી મૂકી નાવ.

જળની સાથે પ્હેલીવ્હેલી પ્રીત કરી છે આજે,
મોજેમોજું મનમોજીલું વહે ઘૂઘવતા સાજે;
હાથેં જાતો હરપળ આંહીં કેટકેટલા દાવ!

ક્યાં કાંઠો છે! ક્યાં તોફાનો! ક્યાં છે ભીની રેત!
ક્યાં છે તરવું! ક્યાં છે ડૂબવું! ક્યાં છે પેલાં હેત!
વહેવું કોને કહેવાતું એ અમને તું સમજાવ.

ઝાંખીપાંખી સાંજ ઊભી છે સૂરજની લઈ ખોટ,
નથી શકાતી મૂકી પવન-શી દશે દિશામાં દોટ;
તારી પાસે હોય હળાહળ તો અમને પિવડાવ.

## નીકળું છું

મનીષ પરમાર

ભૂરી ભૂરી સાંજ જેવી યાદમાંથી નીકળું છું,
અંધકારોના થરકતા સાદમાંથી નીકળું છું.

સાવ હું કોરી નદીને ઘાટ ભીંજાયો ઘડીમાં,
ઓઢી તમને, ગરજતા વરસાદમાંથી નીકળું છું.

રંગની દીવાલ વચ્ચે કેદ વરસોથી રહ્યો છું,
હું ધીમે ધીમે કમળના પાંદમાંથી નીકળું છું.

રોઈ લેતો હોઉં પકડીને મને દીવાલ જેવો,
એકધારો આંસુના ઉન્માદમાંથી નીકળું છું.

-ત પડવાના ધુંમાડા સાવ ઊના તાપવાના,
-ારે સૂર્યના સંવાદમાંથી નીકળું છું.

## ગઝલ

શ્યામ સાધુ

એક સરખો બાગમાં સંસાર છે,
ફૂલ પાસે ખારનો પરિવાર છે.

આભને આંબી જવાની હોડ કાં?
શું ધરાનો સાંકડો વિસ્તાર છે?

લાગણીની વાતને છેડો નહીં,
સાંજના વાતારણમાં ભાર છે!

આંગણેથી કોણ એ ઝાંખી ગયાં?
નેહ નિતર્યા આપણા ઘરબાર છે?

કેટલા ઉન્માદમાં જીવી ગયો?
નાવની ચારે તરફ મજધાર છે.

## એક ગીત | નટરાજ અંબાભટ્ટ

શૈશવનું નામ છે સુંવાળું,
બાકી બીજું તો બધું આળું.
દડબડતા અડબડતા દિવસો તો આમતેમ
ચાલણગાડીની જેમ ચાલે,
લાલચટક ચૂમીની રોજ રોજ કેટલીએ
ઊગે ચણોઠડી ગાલે.
આકાશી ખોળામાં પહેલું પરોઢ જોઈ
હૈયાને લાગે હૂંફાળું.....

સાફો ને ઘરચોળું પહેરીને વરસો તો
અત્તરિયા વરસાદે ન્હાલ્યાં,
ઓરતાને ઇચ્છાઓ એક પછી એક
એમ ઉંબર ઓળંગીને ચાલ્યાં,
મ્હેંદીના મ્હેકતા ઊતરેલા રંગને
બાઝ્યું કરોળિયાનું જાળું.

નેજવું કરીને કંઈક ખોળે છે સાંજ
એમ ઊભી'તી લાકડીના ટેકે;
પગલાં પાડીને ફરી આવશે પરોઢ
એમ મધરાતે મોરલો ગ્હેકે.
જીવતરની ધૂળમાં ખોયાં સંભારણાંને
ચારણીમાં લઈને હું ચાળું.

## એક જાંબલી નદી | રમણીક સોમેશ્વર

આંખ કરું જ્યાં બંધ
વહે છે એક જાંબલી નદી
નદીને નહીં કાંઠો નહીં કાયા
નદીમાં કોરાં નીર સમાયાં
ઝલમલ રંગબીરંગી છાયા
લીલા–પીળા કદી વાદળી
ઘેઘૂર રંગ છવાયા
જંગલ જંગલ વહે નદીમાં
દરિયો પણ લહલહે નદીમાં
વહે નદીમાં નદી, અને
એ પોતે પાછી સ્થિર
નદીમાં ભીનાં–કોરાં નીર
આંખ કરું જ્યાં બંધ
વહે છે એક જાંબલી નદી.

# કેતકી કોની સંભાળ છે?

લલિત ત્રિવેદી

ખીલતી ખિલખિલાટ રતુમડી કેતકી બહુ રમતિયાળ છે,
સાતતાળી.... જ્વારા ફૂણા.... કેતકી ફળિયું છે, ડાળ છે.

એક પનઘટ અને એક ગાગર અને ભીનું ભીનું બદન....
સ્વપ્નમાં એક ઘરચોળું છે કેતકી લોલ લટકાળ છે.

ગોરમા! ગોરમા! એકદંડી એ એકાંતનો મ્હેલ છે.....
છે પ્રતીક્ષા, સ્વયંવર નથી, કેતકી સાવ વરમાળ છે.

વસ્ત્રને ભેદતી કારમી રાતની કાળી કાતિલ નજર....
ઘોર કંપારી છે ફફડતી કેતકી હરણ છે, ફાળ છે.

રતુમડું મીઠડું પુષ્પ એક કાંટાળી વાડમાં તરફડે.....
કોઈ રાક્ષસ અને ચીખતી કેતકી કોની સંભાળ છે?

# હું પૂછું દરિયાને

રમણીક સોમેશ્વર

હું પૂછું દરિયાને
દરિયો મને પૂછતો વાત

કેમ કિનારો સૂનમૂન?
એને લાગ્યો શો આઘાત?

રેતીની ભીનાશ ઉપર
શું જોયું મીન તડપતું?

કે કાગળની હોડીમાં
કોઈ સપનું મેલ્યું તરતું?

મનના ખૂણામાં જાગી
શું છાની-છપની વાત?

કેમ કિનારો સૂનમૂન
એને લાગ્યો શો આઘાત?

યાદ અચાનક આવી ગઈ
શું કોઈ અષાઢી મોસમ?

કે આ વહેતો પવન
ઈશારા કરી ગયો કંઈ મોઘમ?

રેતીના પટ પર શોધે
કોનાં પગલાંની ભાત?

કેમ કિનારો સૂનમૂન
એને લાગ્યો શો આઘાત?

# અજાણ્યા ટાપુ પર

દિલીપ જોશી

પરવાળાનું પારદર્શક અજવાળું
પાતાળઝરાની જેમ
ટેકરીઓનાં પીળચટ્ટા ઘાસને ઘેરી વળે
વાદળ
વિક્ષુબ્ધ નાયિકાનો રંડાપો અનુભવે
છિનાળ દૃષ્ટિથી
દૂરનો દરિયો ફરી વળે
નજરના કિનારે કિનારે
પંખીના એકલવાયા પદચિહ્નથી
આકાશ તિરાડાઈ ઊઠે
પગલી પડે પવનમાં
વહેલી સવારનો ગભરુ લય
ખીણમાં ઢોલવાય
થોડુંક હલે ઘાસ
આળસ મરડે ડાળીઓ
પવનથી મુખરિત દિશાઓ
દરિયા સુધી વિસ્તરે
મત્સ્યના ડોળાઓ
નક્ષત્રો કોરી ખાય
મોજાંની પછાડે પછાડે
એકલવાયું વહાણ
નશાતૂર લાગે
ફાટેલા શઢમાં ડોકાય
જર્જરિત ઘરના અવશેષો
પડી ગયેલા ચહેરા
હડી કાઢે પોતપોતાની ગલીઓમાં
પવન ફફડે
પહેરણને બથોડિયાં લેતો
નાભિ નસ્કોરાં ખોલાવે
અજવાળું અકળાવે
મોતી જેવું ચળકે પૃથ્વી
ભાગ્ય હલેસાતું જાય
ફરફરે ધજાની જેમ ઘરો
પાસે ને પાસે આવતો જાય
નાયિકાનો બાહુપાશ
મોહાંધ માલમોની ઊઘડતી જાય
લીલી ટેકરીઓ જોઈ ભૂખ
પુરાણી હવેલીઓના કિચૂડાટી ખોલાવે
પ્રવેશદ્વારો
પજવે
પરસેવાની મદીલ ગંધ
ક્યાંક તબલાં પર થાપી પડે
ક્યાંક ઊઘડે રમની બોતલો
ઊછળે સમુદ્રની જેમ શ્વાસો
પરપોટા અને પરસેવાનાં યુદ્ધો ખેલાયાં કરે
આમ જ...
વર્ષોથી... યુગોથી...
ટાપુઓ તગતગતા રહે
રેશમી જાજમોમાં લપેટાઈ
લાલ ઓઢણીઓમાં ડોકાઈ
લીલાં તોરણો લટકાવી
ટેકરીઓ મસ્તક નમાવી

જોયાં કરે
લાચાર
ખીણના સંચારને
લંગર ઊપડવાના રવથી
દરિયો ક્રમક્રમે
છુટ્ટે નહીં બાહુપાશ
આંચકાઓ, હેડકીઓ, અંગારાઓ ધમધમે

નર્સેનસમાં
ફરી સીમ સરકતી જાય, ઘાસ ડૂબતું જાય
પરવાળા ચમકતા જાય
દિશાઓ એક થતી જાય
ઝળઝળિયાં ઝોલે ચડે
સપનાની પાંખે.....

( આંદામાન-નિકોબારની એક સ્મૃતિ )

## હું

મદનકુમાર અંજારિયા "ખ્વાબ"

દરિયો નથી, નથી જ ને હું છું ટાપુની જેમ !
લે, ના હોવું, એ જ નીકળી આ હોવાની નેમ !

હું–હું વચ્ચે હોવાને
કોરું પડવાનું સૂઝ્યું !
મને–નદીને, બન્ને કાંઠે
પરપોટાવું સૂઝ્યું !

સામે દરિયો, અહીં રેત પર આલેખ્યું મેં–'પ્રેમ' !
લે, ના હોવું, એ જ નીકળી આ હોવાની નેમ.....

સાવ ટેરવાને જ અડીને
પાંગરતો નખ હું !
તું સામે, ને તુજ પડછાયાને
ભરતો બખ હું !

હું આશ્લેષ–ઇલાકાનો રે ! ચીતરેલ હાકેમ !
દરિયો નથી, નથી જ ને હું છું ટાપુની જેમ.....

# પરપોટાતા પથ્થરનું ગીત

મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

ફૂટે તોયે ના ફૂટે તે પરપોટો તે પથ્થર ઉર્ફે પ્રાણજીવન !
ખૂટે તોયે ના ખૂટે તે પરપોટો તે પથ્થર ઉર્ફે પ્રાણજીવન !

જીવતર નામે એક બગીચામાં
ઉચ્છ્વાસોના ધતૂરા, ધત્તેરી કી !
અવસરના રૂપકડા ડેરા ચાખ્યા,
થૂ થૂ ! તૂરા તૂરા, ધત્તેરી કી !
માયાની માલણ ચૂંટે તે પરપોટો તે પથ્થર ઉર્ફે પ્રાણજીવન !

મન મૂજી અસવાર ઉભડક
તન-તેજલ તોખાર તબડક તબાક તબડક !
ભોળી લગામ ભડક્યું પ્રાણી
એટમજી બેઠા તે હેઠા ધબાક ધબડક !
લુચ્ચડલાલાને લૂંટે તે પરપોટો તે પથ્થર ઉર્ફે પ્રાણજીવન !

કોઈ ભરી ભંડૂકે-તાબડતોબ ધસે–
આ બાજુ ને સૌ ધડબડ–ધડબડ !
પરપોટાજી એમ વદે કે કોઈ નથી રે
કોઈ નથી, શાની છે ગરબડ !
અંતે કપાળ ખુદ ફૂટે તે પરપોટો તે પથ્થર ઉર્ફે પ્રાણજીવન !

મેં મારાથી જનમ–અબોલાં લીધાં ના
મુજ લોહી મહીં ખુડબુડિયાં બોલે !
શું બોલે છે ?—તું પૂછે ને કંકણ-રણક્યાં
હાથોનાં ઝબઝબિયાં બોલે !
પછી તરત છક્કા છૂટે તે પરપોટો તે પથ્થર ઉર્ફે પ્રાણજીવન !

## સર્યાં વર્ષ ભાગે....

હરિહર જોશી

ટનન ટનન ડંકા ગુંજતા પ્લેટફોર્મ
કટકટ ખટ ઝૂકે સિગ્નલે પાસ ઊભું.
અલપઝલપ તીણી વ્હીસલ પડઘાતી
ભક છુક ભક છુક...સંભળાતું સમીપે.
ટગર ટગર ટીકે, 'પ્યાઉ'ની ઓરડી ત્યાં
ચહલપહલ વ્યાપે, પ્લેટફોર્મ સફાળું.
ચિરપરિચિત જાગે, આવતાં રેલગાડી,
પલભર અટકે; ને વેરતી ધૂમ્રસેરો.
અપરિચિત ચહેરા, દોડતા રેલપાટા,
અવરજવર થંભે ત્યાં પડી જાય સોપો.
મરક મરક ઊભી ઓરડી પાસ ઝૂલે,
ચકળવકળ ટીકે છાપરું દૂર મેલું.
લઘરવઘર સૂર્ય બેસતો 'ક્લોક રૂમે',
લચક લચકતી કો' ગ્રામ્ય નારી પ્રવેશે.
બદન પર લપેટી ઓઢણી જીર્ણ મેલી,
સરર સરકતી એ...જાય...એ જાય. દૂરે!
શિશુ બચુકડું દોડે સાથમાં એક શ્વાસે.
પવન ઝપટ વાગે બોલતો કાગ ઊંચે,
શ્રમિત નયન જાગે તૂટતી ગાઢ તંદ્રા.
ન જન. ન વન. ગાડી નૈં, સર્યાં વર્ષ ભાગે,
હૃદય પર છવાઈ સ્મૃતિઓ શેષ જાગે!

## અફવા અકળ

અજય પુરોહિત

હાથમાં ગુલમ્હોર છાતીએ કમળ;
હર પ્રસંગોમાં સુગંધિત છે વમળ.
ક્ષુબ્ધ ખાલીપો; ક્ષણિક તારું સ્મરણ–
સાંજનું ઊંડાણ કેવું છે અતળ!
એક ચ્હેરો જોઈ દર્પણમાં ઢળ્યો;
પારદર્શક હું થયો અફવા અકળ.
નામ તારું મેં લખ્યું ઝાકળ ઉપર–
મેં ફૂલોથી વાત એ રાખી પડળ.
મન મનાવી લીધું એ નિર્ણય પછી–
ગીરવે મૂકી બધી ઇચ્છા અગાળ.

## છલોછલ

અજય પુરોહિત

ફક્ત એક ઇચ્છા કરી મેં મનોમન,
તરત હું પહોંચ્યો તરસની લગોલગ.
અકળ શબ્દ પ્હેરી અવિચળ ઊભો છું;
અડગ પ્હાડ જેવી ગઝલની અડોઅડ.
કહો કોણ વ્હેતું થયું છે નસેનસ?
મને ભીંસમાં લે છે પીડા ચસોચસ.
વિવશ સૂર્યને મેં ફરીથી પૂછ્યું કે:
ઢળ્યું કોણ પાછું આ મુજમાં છલોછલ?
અનાગત અપેક્ષા અકારણ ખરે છે;
અખંડિત તૃષાનો છું ફિલ્લો પળોપળ.

## બલોયું નંદવાણું | શાહુરભાઈ રબારી

પથ્થર વાગી ઠેસ બલોયું નંદવાણું.
પિયુ ગયો પરદેશ બલોયું નંદવાણું.

આંસુ કાળાં મેંશ બલોયું નંદવાણું.
આજ બદલિયો વેશ બલોયું નંદવાણું.

મૂક્યું ફળીયું નેસ બલોયું નંદવાણું.
બજવવો ના કેસ બલોયું નંદવાણું.

। મૂક્યા કેશ બલોયું નંદવાણું.
સવાસ હેઠો બેસ બલોયું નંદવાણું.

વ ભીનો છે ખેસ બલોયું નંદવાણું.
મોત જ બાકી શેષ બલોયું નંદવાણું.

# ત્રણ આંસુકથા

હરીશ વટાવવાળા

૧

દરિયા વિશે આંસુકથા લખવી હતી પાંપણ વડે,
આંધી ચડી આવી અચાનક રોકવી પાંપણ વડે.
શ્રદ્ધા લઈ આવ્યા હતા; અકબંધ ઝાકળમાં અમે,
તેં સૂર્યને સામે ધર્યો, એ દર્પણી પાંપણ વડે.
દુઃખો અમે વ્હેંચ્યાં હતાં; એ અશ્રુના વરસાદમાં,
દરિયાવતી જળની કથા, કહેવી પડી પાંપણ વડે.
ઉપર બધું તો ઠીક છે; ભીતર સળગતી આગ છે,
તેં ફૂંક મારીને વ્યથાને મોકલી, પાંપણ વડે.
સારું થયું કે તેં નદીને મોકલી ઉન્માદમાં,
મેં આંખ સામે પૂર ખાળ્યું, એકલી પાંપણ વડે.

૨

દીવો ભલે કરતાં રહ્યાં એ બાંજતી પાંપણ ઉપર;
આંધી અચાનક, આવતી રોકી હતી પાંપણ ઉપર.
લાવ્યા અમે કાંઠા લગી; એ નાવ ડુબાડી તમે,
કરશું ભરોશો ના કદી એ નાગણી પાંપણ ઉપર.
પ્રાતઃસમય સૂરજકિરણસમ યાદ તારી આવતાં,
હું દ્વાર લગ આવ્યો, તમે આળી કરી પાંપણ ઉપર.
લખ શ્વાસ ભીતરની કથા, કાગળ સતત બીંજે છતાં,
ઘટના રહી ગઈ યાદની, એ યાદની પાંપણ ઉપર.
મુકામ કરશો ના હવે; તારા હૃદયના ગર્ભમાં,
તેં મીણ જેવી લાગણી કાપી હતી, પાંપણ ઉપર.

૩

યાદ લઈ ચાલ્યાં ચરણ ખારસું હતાં;
બારણે સાંકળ હતી આંસુ હતાં.
પાંપણે વરસી સ્મરણની વાદળી;
આંખમાં એફામ ચોમાસાં હતાં.
ઝાંઝરી રોતી હશે મારા વગર;
ઘર તરફ પગલાં અનાયાસુ હતાં.
શક્ય છે કે તું નદી થઈને વહે,
ઝંખનાનાં પૂર વિશ્વાસુ હતાં.
એક ઘટના આંખમાં જળવત્ બની;
ત્યાં હવે દરિયા નથી, આંસુ હતાં.

## ગઝલ

કિશોર મોદી

ટેરવે ઝાકળ વિશે થોડું લખું, સ્મૃતિંની કૂંપળ વિશે થોડું લખું,
રાત્રિવશ કાજળ વિશે થોડું લખું, સ્વપ્નના ઝળહળ વિશે થોડું લખું.

કુંડળી માણસની દોરું, ચીતરું, ને પછી આગળ વિશે થોડું લખું,
કાયની સાંકળ વિશે થોડું લખું, આયખાની કળ વિશે થોડું લખું.

કોણ જાણે કે સમય બારીક છે, એક એવા નળ વિશે થોડું લખું,
દિલના દાવાનળ વિશે થોડું લખું, જીવતા મૃગજળ વિશે થોડું લખું.

લાગણીથી દશ દિશાએ રમવું છે, એટલે વાદળ વિશે થોડું લખું,
આભની અટકળ વિશે થોડું લખું, એ સકળ પુદ્‌ગલ વિશે થોડું લખું.

શેષ વરસો બારીએ ઊભાં ઊભાં, ગમતીલા એ સ્થળ વિશે થોડું લખું,
શેરીના અંજળ વિશે થોડું લખું, હર સ્મરણના સળ વિશે થોડું લખું.

રાત-દિન ભીતર કશું વંચાય છે, કાવ્યની ભોગળ વિશે થોડું લખું,
ખાસ નહિ, કાગળ વિશે થોડું લખું, દર અસલ હરપળ વિશે થોડું લખું.

## વસંતની...

કિશોર મોદી

હર પળ હવે ગુલાબી છે ઇચ્છા વસંતની,
હર શ્વાસમાં સુહાય છે ઘટના વસંતની.
તું પાનખરને મૌનનું કારણ પૂછીશ મા,
હર પાંદ પાંદ સ્પર્શી છે લજ્જા વસંતની.
શર્મીલાં સ્મિત ફૂલ જેવાં રૂપમય મળે,
હર આંખમાં નીખરતી જો આભા વસંતની.
એ ઓઢણી સુગંધથી મઘમઘતી માણી લે,
હર મંજરી ને તું વળી તનયા વસંતની
ગુનગુન, કૂજન, પવન મહીં મર્મરની આરઝૂ,
હર બાગમાં મહોરી ગઈ ઋચા વસંતની.
રૂપેરી ચાંદની પરબ લઈ સાંજ આવી છે,
કોઈ મોજથી પીઓ સુધા વસંતની.

## અવેજીમાં !

મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

લે, દૂયદ્દ આ શખ્સ, માણસની અવેજીમાં !
દીવાસળીનો દોસ્ત, બાકસની અવેજીમાં !
દરકાર ઓ નેપથ્ય ! હાહાકારની કોને ?
જ્યાં એકતા ભજવાય અંટસની અવેજીમાં !
ના હાથ, પણ હૈયું તમસ વચ્ચે કળી લેવા,
ચલ, કાંક તો પ્રગટાવ ફાનસની અવેજીમાં !
તું આમ તો છે કુદરતી, રમણીય છે, કિન્તુ-
ધુમ્મસ ! છવાજે નહિ તું ધુમ્મસની અવેજીમાં !
છે ક્યાં વિકલ્પો રક્તના ? છે ફક્ત પર્યાયો !
ના હોય નસ, તો હોય શું નસની અવેજીમાં ?
મેં હાથ જોડ્યા, સ્મિત કર્યું ને 'કેમ છો !' પૂછ્યું;
બીજું કરે શું 'ખ્વાબ' ખુન્નસની અવેજીમાં !

## પ્રત્યેક જણમાં

રમણીક સોમેશ્વર

દણદણાગો, વાદવાહો, હોય છે પ્રત્યેક જણમાં,
છટપટાહટ, દદ, આહો, હોય છે પ્રત્યેક જણમાં.

ના શકો માપી, ન પામો તાગ ડૂબકી મારતામાં
એટલા ઊંડા પ્રવાહો, હોય છે પ્રત્યેક જણમાં.

શોધવા જાશો તો ગૂંચવાશો તમે પણ એ ગધામાં,
એટલી ભરચક દિશાઓ, હોય છે પ્રત્યેક જણમાં.

એટલે પ્રત્યેક જણની હોય છે તાસીર જુદી,
પોતપોતાની દ્વિધાઓ, હોય છે પ્રત્યેક જણમાં.

હોય છે પ્રત્યેક જણમાં ચિત્ર તો થોડાં પરંતુ,
ચો-તરફ બસ આયનાઓ, હોય છે પ્રત્યેક જણમાં.

## યથાવત્ થવાનું

હરચંદ રાઠોડ

સજળ નાવ લઈને સફરમાં ખલાસી અનાગત થવાનું,
અવાવર કિનારો પહેરી વમળમાં હવાગત થવાનું.

કહો કોણ આવી વિવશ શ્વાસદ્વારે સતત દે ટકોરા,
ધબકતા સમયની અવાચક દિશામાં તફાવત થવાનું.

કહે તું મને, કેમ ઘેરે મુલાયમ વ્યથાની દિશાઓ,
અનાહત તરસતી દિગંબર દશામાં યથાવત થવાનું.

વિતેલા વરસમાં કડડભૂસ ક્ષણના હિસાબો મળ્યા છે,
અકળવશ મજાનો ચહેરો પહેરી અનામત થવાનું.

અરગ ત્રાસવાદી વિદારક પળોનો પહેરો ભરું છું,
વિનાશક, વિદ્રોહી વમળજાળ તોડી વિરાસત થવાનું.

# ખૈયામની બારૌનક

શિલ્પીન થાનકી



નખલિસ્તાની દ્રાક્ષમંડપે
મુક્ત હરીતિમ પરિવેશે સંસ્થાપિત
સુન્દર સ્ફટિક-શિલા પર
તન્દ્રારત આસીન યુવા ખય્યામ.



ખય્યામ (સ્વગત)



દૃષ્ટિગત આકાશ સન્ધ્યાકાળનું
આકર્ષતું આ ચિત્તને—
જાણે સુરાહીથી ઢળેલા
કોહલી દ્રવનો ઋજુલ રંજિત મહાફેલાવ
આંખોમાં પ્રવેશીને પિપાસા પ્રેરતો.

મરુભૂમિ આ છે કે ચતુર્દિક
છે તરંગાયિત બદામી રાગ
આસવના સમન્દરનો મને મદમસ્ત કરતો ?
બાહોશગી–બેહોશગી વચ્ચે સતત હું ઝૂલતો—
ઝૂલી જવાતું વા સ્વયમ્ ?

ઝૂલ્યે જતો'તો હું
પ્રિયાના ફૂલ-કોમળ બાહુઓમાં અહર્નિશ—
ઓ કાળ ! તેં કાં છીનવ્યા ?

અફસોસનું આકાશ શું ડૂબી જશે મૈ-સાગરે ?



યાદ, જે ઉસ્તાદની સાથે થયો એ યાદ છે.

આશ્ચર્યદાયક આગમન એ દાર્શનિકનું
મૈકદામાં—

દિન ઢળેલો,
નામ-સંજ્ઞા સૂર્યની ક્યાંયે હતી ના,
ઝુરમુટી ખર્જૂર વચ્ચે
મન્દ વાતાસે સહજ હલતાં જતાં'તાં
તાલ-પત્રી છાદનો,
મૈખાનનું પ્રાંગણ હતું મુશ્કી ભર્યું,
અમ્બર-સુગન્ધી ફેલતી.

સાકી યુવા...

ગર્દન સુરાહીદાર હલતાં ઝૂલતાં
નાયાબ મોતીથી મઢેલાં કર્ણફૂલો,
જાફરાની શામનો સુરમો રચેલાં ચશ્મ તેજાબી
અને ચંચલ-વિચલ અબ્રૂ કમાનીદાર...

તંગ સીના પર ચપોચપ ચુસ્ત કુર્તી
ચમકતા કિનખાબની,
સરતો જતો તરતો હવાની લ્હેરમાં
જરકશ દુપટ્ટો મલમલી,
પાજેબ ઝંકારે ચિરકતી
ખૂબ ચમકીલી ઈજારે ધૂપછાંહી રેશમી લરઝન,
તરલ પતલી કમર લચકચે જતી...

સાકી પરી–રૂ
જામ યૌવન-રૂપ છલકાવ્યે જતી'તી,—
તે છતાં ક્યાં બૂઝતી તર તિશ્નગી !
આસન દબાવી બાહુમૂલે
હાથમાં બહુમૂલ્ય નિજ પ્યાલો ધરી

જ્ઞાની પુરુષનું ક્ષિપ્ર કદમે આગમન—
ચ્હેરો પ્રભાવી પ્રૌઢ,
ઝુલ્ફો શ્વેત,
સસ્મિત તાજગી શૈશવ સમી.

વિસ્મિત, ચકિત મારા વડે
એ ધીર ફિલસુફને પુછાયું—
'આપ અહીંયાં ?'

સ્મિત સહિત ઉચ્ચાર ગુરુનો—
'ચન્દ રોઝ ચાંદની છે, એ પછી અન્ધાર છે,
સન્દલ-તરી આ ચાંદનીમાં સ્નાન કર,
યૌવન-સુધા ના વરસશે આવું ફરી,
પી લે અને પિવડાવ સઘળું મન-ભરી,
યૌવન-હયાતી હો હમેશા રંગ-રાગે તરવરી.'

ઉસ્તાદનો શાગિર્દ હું સાબિત સવાયો,
ફિક્ર શેની ?
રંજ શો ?
ગમ છે જ ક્યાં !
અનુરોધ છે,
આમોદ છે,
આનન્દપુષ્પે નોદ છે,
વર્ષા-તૃષાનો બોધ જાણે પૂર્વદેશિક ભૂમિનો
ઉદ્દામ જબ્બર
પ્રબોધ બનતો જાય છે.



ઇન્દ્રધનુષી
એષણાનો લોહ આકર્ષી સદા પ્રેરે મને,
રંગીન અરમાનો અને
ઉજ્જવલ ધવલ સમ્પૂર્ણ દુન્યવી
હયાતીનો પ્રજ્જ્વલતમ ઇન્કઝા લાગે મને

રમણીય તરુણીઓ સદા,
તકલીમ છે એમાં ખયાલો-ખ્વાબની
ને વજ્ર વાસ્તવ-સત્યની.

ફુલ્લ ફૂલોથી લદાયેલી સુકોમળ ડાળ જેવી
તરુણીઓ—

સૌન્દર્યના ઐશ્વર્યના વરસાદથી
પૂરી પ્રસાદિત કામિનીઓ નવયુવા—
મોન્સૂન-દેશી જંગલે વર્ષા પછી ટટ્ટાર ઊગેલી
તરુણ દુર્વા સમી અલ્લડ કુમારીઓ—

વિજ્ડ શીતાક્ત દેશે ઓગળે હિમ એ પછીના
પલ્લવિત પુષ્પિત લતા-હિલ્લોલ-શી
યૌવન-છલકતી માનુનીઓ—

કોઈ રહસ્યાત્મક વિરલ લાવણ્યવિશ્વથી
સમાગત દેવતાઈ અંશ સમ્ફ્ક
સૌમ્ય-શાશ્વત સ્વર્ગની પ્રતિમૂર્તિ જેવી
તરુણીઓ
સંચારતી મધુકામના-ઉદ્રેકને
નિર્ગ્રન્થ મારા પ્રેરણાપ્રાપ્તિ મનોમય લોકમાં.



આકાશની આ લાલિમા
આપી રહી છે યાદ પ્રાતઃકાળની—
ઓ પ્રિયતમા !
રજની વિતાવી પ્રેમ-છલક્યા ચન્દ્રશાળામાં
સવારે સ્નિગ્ધ-કોમળ કિરણના કમ્બલ તળે
મદહોશ નિદ્રિત તું મલકતી સ્વપ્નની
સુખ-સેજમાં-

એ શેષ શોભા શુદ્ધ કેસરથી રસેલા ભાલની
ને ગાલ પરની શેષ સુરખી,
શેષ સુરભી સુખડ-ચૂર્ણેથી રચેલી

ઋજુલ રેશમ-કાયની,
જાસૂદ-રક્તિમ અર્ચના મેંદી મૂકેલા પાયની,
બાકી બચેલી મંદ ખુશબૂ ધૂપ-ઉષ્મિત વાળની
તેમ જ ઘરેણા જેમ તેં ધારણ કરેલી
ફૂલ-ગૂંથી માળની,
મુગ્ધા, સૂતેલી સુન્દરી, તારી મને આકર્ષતી,
હળવેક ચૂમીને ગુલાબી હોઠ તારા
હું તને પ્રત્યેક પ્રાત જગાડતો—
'શોભામયી હે! જાગ, વેળા મધુર પ્રાતઃની
હવે,
જલકુંડમાં જાગી ગયા છે કુક્કુટો,
જાગી ગઈ જલવીચિઓ,
પ્રત્યેક વૃક્ષે પર્ણનાં આન્દોલનો પ્રસરી રહ્યાં,
વાતાસના સંસર્ગથી તૃણદલ ધરે હલચલ નવી,
ગુલ-પાંખડી પર બિન્દુઓ જલનાં સુહે
મોતી સમાં,
આકાશ-આંગણમાં રચાતી રમ્ય રંગોળી
ઋજુલ,
પ્રાચી બની દુલ્હન ફરી.
સૌન્દર્ય! તારો રાશિ ઝીલીને,
ધરીને તાજગી તારા જ મુગ્ધમય રૂપની,
મુસ્કાન કુદરત-હૂર દર્શાવી રહી હર ફૂલમાં,
નીલોફરી આંખો ઉઘાડી જો જરા,
આગોશમાં તું આવ,
ખુદ ડૂબી ડુબાવું હું તને આહ્‌લાદના
સુરભી છલકતા હોજમાં.'



અપરાહ્‌ન વેળાએ
—વીપી નિકેતનમાં

સુવાસિત જલફુહારોથી
હવાને તર કરી દેતા
સુનેરી શ્વેત ફૂવારા કને
વિશ્રાન્તિ-રત હું
આગમન તારું નિહાળી
રંગફુવારા સમો લહકી જતો;
પામી તને આશ્લેષમાં.
ચિકિનદારી વડે શોભિત
તરંગાયિત નદી માફક
કમર નીચે ઢળકતું વસ્ત્ર રેશમનું,
મૃદુલ આછા કમીઝે આવરેલી સ્તન-ધડક,
વ્રીડાવિમંડિત ચક્ષુ તારાં
પાંપણોની પાર ચમકી
વીજ-ઝબકારા સમાં સ્પર્શી જતાં
મારા સકલ તલ-મર્મને,
તારું સમેટાતું જવું મારા પ્રતીક્ષિત અંકમાં,
મદમસ્ત ઘેરાતી જતી તું બાહુબન્ધે
વા ભીંસાતો હું જતો ફૂલે લચેલી ડાળથી,
શાશ્વત મદિર સંયોગવેળાએ
વિભાસિત સ્તબ્ધ જાણે સૂર્ય નભ-ઝિંડાણમાં,
ચોમેર કેવળ ગાઢ ધીંગી સ્તબ્ધતા સ્પન્દિત
થતી,
ઉલ્લીન બનવું આપણું અદ્વૈતમાં.



નિઃશબ્દ ચરણે મૃત્યુનું એ આવવું
ને તરુણીને આલિંગવું—
તે પૂર્વે કેવી જન્મસાર્થકતા હતી તોપી યુગલની!
દીપ્તિ યૌવન સમયની,
એ હર્ષ-ભરતીમાં તરણ વપુ-નાવનું,

અદ્ભુત અલૌકિક પ્રેમ—
જાણે ગ્રીષ્મનું પ્હેલું સુમન ખીલતું જતું
સૌરભ મદિલ પ્રસરાવતું.

છે અલ્પ જીવન,
ક્ષય વૃથા કરવો ઘટે ?
ઘેઘૂર નિદ્રામાં વહન દિનમાનનું
અપમાન જીવન-ધર્મનું,
છે સુપ્તિ બીજું નામ નિશ્ચિત મૃત્યુનું.

અનિશ્ચિત જિન્દગીનો રાહ,
જીવન-ચેતના ફાની સકલ,
વેળા થતાં સપનાં મરણ પામે બનીને
ધૂલિસાત,
સંસારને મંચે થતી ક્રીડા મનુજની સર્વ જે
તે લોપ પામે છે નિમિષભરમાં,
ત્વરિત આનન્દ-મેળાનું વિખેરાવું સદા,
હો પ્રેમના આશ્વાસને સુખશાન્તિની ઉપલબ્ધિ
દિલને,
ક્લેશ જીવનના ડુબેલા હો સદા
આનન્દને ઝરણે.

☐

આનન્દના જલ-ઓઘને શોષી જતા
આ મૃત્યુ-રેગિસ્તાનનો વિસ્તાર
વ્યાપક-દીર્ઘ—
શાશ્વત લાગતો,
અનુપાતમાં
આનન્દ-નખલિસ્તાન અતિશય અલ્પ,
પીડાને અતિક્રમવા જ નિર્માયો હશે,
મૃણ્મય સુવાસિત મદ્ય-જલકયો કુમ્ભ ?
અવિરત ઝીલતો એ સૃષ્ટિની મધુવૃષ્ટિ હું...

કોમળ વિરલ આનન્દના ઉદ્યાનને
આમૂલ વિક્ષત નષ્ટ વા કરવા સતત
ધસમસ હમેશા આવતું કાં મૃત્યુનું તોફાન ?-
રગદોળાય વંટોળે મુલાયમ
ફૂલ-પત્તી-જિન્દગી,
ગમગીન બેબસ બાગમાં
પામે શરણ મધુકુમ્ભનું.

આનન્દ-બેડો જિન્દગીના બહ્રમાં તરતો સહજ,
જલવીચિઓ જેવી તરંગિત હોય જીવનની પળો
ને એ જ વેળાએ
પ્રભંજન-રૂપ આવે મૃત્યુ,
ઝંઝાવાતથી બેડો ગરક કોઈ અતલ અન્ધારમાં,
બાકી બચેલો નાખવો
કંહારનો કન્દીલ નોંધીને નજરમાં
ડૂબતો-તરતો કિનારે પૂગતો,
સત્વર પછી એ ડૂબતો મૈં-સાગરે.

☐

છે કામના :
ખય્યામસંગીની ચરમસીમા-રૂપે હું
તમ્બૂ રચું એવો અટલ મજબૂત જે
જીવન-સફરના સર્વ તબકામાં હમેશા,
કાયમી, સાથે રહે,
ઉચ્ચંડ ઉદ્ધપી ચરમ તોફાનમાં પણ
ના હલે, ના ડગમગે કે ના ચસે.

આજે નહીં તો કાલ
ક્રિયાન્વિત થશે મારી નિબિડ આ એષણા,
સંકલ્પનું હોવું જરૂરી માત્ર છે,
મારે કશી નિસ્બત નથી,—
માને ઈતર-જન અન્યથા,

શીંડાણુમાં જન્મ લેતી તીવ્ર નિષ્ઠાને
બહિર્વતી સમર્થનની જરૂરત કયાં કદીયે
હોય છે!

□

આ કુંજ એની એ જ છે,
મરુ-બેટ પણ છે એ જ,
આથમતે દિને છે
નર્ગિસી ખુશબૂ-છવાયેલી હવા પણ એ જ,
ને બાઈત્ર આ વાતાવરણ મ્હેંકાવતી
બ્હેકાવતી મદભર સુરાહી એ જ છે,—
શો ફર્ક છે?

દૂરથી આવી રહેલો આ રબાબી સ્વન,
હલક પશુચારકોના કંઠની કેવળ સ્વરિત
ચોપાસ રેલાતી જતી,
છે મેષચર્મેથી મઢેલાં તાલવાદ્યોની
ત્વરામય થાપના ઉન્મેષ,
ઝુનલી રાતનો આગાઝ,
શબનમ-રૂપમાં ટપકી જતી
આકાશની અલ્કોહલી આબેહયાતી ઘાસ પર,
પરિવેશ પૂરો તરબતર.

પુરનૂર સૂફી ચાંદની—
જાણે સુરાહી ચન્દ્રની
છલકાવતી અવિરત સુહાની
પ્રથમ નિસ્સ્યન્દિત સુરા-ધારાવલી!

આવી પ્રભાવી રાત્રિઓ
પ્રાપ્તવ્ય માનવ-જન્મનું—
ઉત્ફુલ્લ નીલોફર સમી જો હોય મધુબાલા નિકટ.
ભોક્તા હતો, ને છું
બહારોની સુધામય રાગમય એ સૃષ્ટિના
આહ્લાદનો, ઉન્માદનો
તારુણ્યવેળાએ, યુવાનીમાં—
અને હસરત હજી ઉમ્રેદરાજીની,
ભવિષ્યે પણ સતત મળતું રહે
સુખ સ્વર્ગના ઐશ્વર્યનું
સાકી-સુરા-આગોશમાં,
હરદમ શિગુફ્તા હોય લમ્હા,
ને કૃપાસાગર અહર્નિશ ભીંજવે આ જીસ્તને,
સાયુજ્ય અંગૂરી સુધાનું હો સતત,—
પાત્રો બદલતાં જાય છો...

□ □ □

## રંજ છે

સુરેન્દ્ર જી. કડિયા

વિરહનો રંગ પલટાવી ગયાનો રંજ છે આજે,
ચરણ તુજ દ્વાર પર આવી ગયાનો રંજ છે આજે.
હકીકતમાં હતી એકાદ સુક્કા પર્ણ પર શંકા,
લીલાં કૈં વૃક્ષ અકળાવી ગયાનો રંજ છે આજે.
ખબર નો'તી કે તારી હૂંફ આવું છેતરી જાશે,
બરફના ગંજ ખડકાવી ગયાનો રંજ છે આજે.
હૃદયની રક્ત-કુંજોમાં રમી જે ઉછર્યાં સ્વપ્નો,
નસેનસ શબ્દ પ્રગટાવી ગયાનો રંજ છે આજે.

## બબ્બે રૂપિયા

સુરેન્દ્ર જી. કડિયા

બચપણ લઈ લ્યો, ઘડપણ લઈ લ્યો, કે ક્ષણ લઈ લ્યો, બબ્બે રૂપિયા,
સાત સમંદર અર્પણ—લઈ લ્યો, કંઈ પણ લઈ લ્યો, બબ્બે રૂપિયા.

સાંજ નીરવની કે કલરવની સૌને દીધી સરખે. ભાવે,
મોજ પડે તે — કણ કણ લ્યો કે મણ મણ લઈ લ્યો, બબ્બે રૂપિયા.

અઢળક હું વેચાતો આવ્યો આ જ બજારે, આ જ પ્રકારે,
શ્વાસ-વછોયા શિરની સાથે સગપણ લઈ લ્યો, બબ્બે રૂપિયા.

અટકળ ને અણસાર નીરખવા, મૃગજળના પડકાર પરખવા,
હાથવગાં આ હૈયા કેરાં દર્પણ લઈ લ્યો, બબ્બે રૂપિયા.

## આંધળી રાતો

વિનોદ ગાંધી

બધી શ્વાસનાં વાતો, બાકી બધી આંધળી રાતો,
સૂના મહેલ ને સૂના બગીચા, સૂની બધી ઠકરાતો.

ઇચ્છાની આંખો તો દેખે
દૂર દૂરનાં દશ્યો,
દરિયે પહોંચે એ ડૂબે, કો'
મરે તીર પર તરસ્યો,
બધી વાસનાં વાતો, બાકી ફૂલની મૃતવત્ ભાતો,
સૂના મહેલ ને સૂના બગીચા, સૂની બધી ઠકરાતો.

શિખર ઉપર બેઠેલા દ્વિજની
આંખ એક તગતગતી,
તું તાકે તો શું તાકે 'લ્યા
તીર-અણી ડગમગતી,
બધી ધડકનની વાતો, બાકી બચે નહીં કાંઈ નાતો,
બધી શ્વાસની વાતો, બાકી બધી આંધળી રાતો.

## હજી શક્યતા છે!

ભરત ભટ્ટ 'તરલ'

સ્વીકારી નથી કે નથી એને ઠેલી,
ઘણીવાર ઇચ્છા ધરે છે હથેલી!

ભુલાયું છે સઘળું જેને ભૂલવામાં,
ભુલાતી નથી હા, હજી એક ડેલી!

તને હું ઉદાસીનું કારણ પૂછું છું,
અને તું ચીંધે છે સૂકાયેલ વેલી!

મેં એવી જગાએ ઉદાસી મૂકી છે,
બધાંયે નવાજે છે જેને હવેલી!

હજી રેતીમાંથી ય ભીનપ વહે છે,
હજી શક્યતા છે કે ઊગે ચમેલી!

## તારલા વ્યાકુળ નથી

ગજાનન પટેલ

ચત્રની ભીતર નજર ને આંખ કોરીકટ નથી,
,ધતાની સાથમાં લથબથ નજર પોકળ નથી.

.ત્રમાં અશ્રુઓ વરસ્યાં પણ શબ્દ કોરા રહે,
ચત્રમાં ભરચક ઝરણના માર્ગમાં ખળખળ નથી.

વપ્નડાળે વેદનામય સાંજ તો ખીલી જશે:
.તવેરી મ્હેક વચ્ચે ફૂલની ચળવળ નથી.

સભીના લાગણીથી બંધ દરવાજા ખૂલે–
.કતાના આંગણામાં ક્યાંય પણ ઝાકળ નથી!

ૈનના આશ્લેષમાં ચકચૂર થઈ ગઈ છે દિશા:
.ાજ ખાલીખમ્મ વાદળ એકલાં વિહ્વળ નથી!

રવાં દીવાસળીની જેમ સળગી જાય છે–
ખનામાં હોલવાતા તારલા વ્યાકુળ નથી!

## જીવી જશું

ભરત ભટ્ટ 'તરલ'

એટલે માળો નથી થાતો કદી;
કાગડો બોલ્યો હતો ક્યાં ષટ્પદી!

છે છતાં અકબંધ જળ ટકતું નથી;
શક્યતા છે કે હો તરસી બાલદી!

આંસુને મોતી ગણો તો આપને;
આંખમાં દેખાય છે દરિયો કદી?

આને એકલતા કહું કેવી રીતે;
હું, કલમ, કાગળ અને સૂકી નદી!

ભારવાહક ટ્રેન માફક દોસતો;
આપણે જીવી જશું આખી સદી!

## ચોમાસું દૂર છે

બકુલેશ દેસાઈ

ઊછળી પડો ન હર્ષથી..ચોમાસું દૂર છે,
બેચાર ઝાપટાંથી શું? ચોમાસું દૂર છે.

વરસાય એટલું વરસ ઊર્મિની ધારથી,
આખો મુલક નમાણિયો...ચોમાસું દૂર છે.

ભૂલાવું તો જ દૂર એ, નહિ તો નયનવગાં,
અશ્રુઓ મુજ નબળી કડી...ચોમાસું દૂર છે.

ઝરમર રૂપે, હેલી બની અથવા તો માવઠે,
સંવેદનાની છે તરસ ચોમાસું દૂર છે.

ક્યાંથી ઉઘાડનો અહીં લ્હાવો મળી શકે?
અવસર કદી વરસ્યા નથી...ચોમાસું દૂર છે.

# કૅનેડિયન કાવ્યો

## અનુ. નીતા રામૈયા

### ભારતના કવિઓને ☐ એફ. આર. સ્કોટ

ભારતીય ભાષાઓમાંથી લીધેલાં કાવ્યો વાંચ્યાં—
બંગાળી, હિન્દી, તેલુગુ, ઉર્દૂ, કન્નડ—
'ગ્લાનિની રેખાઓ કોતરાયેલી'
અથવા 'ૐકાર ઉચ્ચારવાની અદમ્ય ઇચ્છા' સાથે
ઈશ્વરનું નામ,
અને તે બધાં મારી વાત કરતાં હોય તેવું લાગ્યું.
આંસુ સરતાં ત્યારે મારો સંતાપ રેલાતો,
પંજાબી ડુંગરા ઉપર ભૂતકાળની યશસ્વિતા ખરેખર તો મારી હતી,
ત્યાંની સ્ત્રીઓમાં ઉન્માદ પણ મેં જોયો.

અજાણ્યાં કલ્પનો વાપર્યાં છે. હું ઓળખતો નથી
'શિરીષ, અમલાકી, બકુલ અને લીમડાની પાતળી ડાળીઓ',
કે નથી ખબર કઈ રીતે 'વડના ઝાડમાં બાજનું બચ્ચું ચીસ પાડે',

પણ કલ્પનનું કલ્પન સરખું જ છે.
હવે હું બેઠો છું ત્યાં, કૅનેડિયન આકાશની પડછે,
મેપલ અને એલ્મવૃક્ષની ડાળીઓ પાતળી છે,
રાતે ચીસ ઉપર તરફ ઊઠે છે,
અને છેક કુગનાવાગામાં
જે ખોવાયું છે તે વિશે ઈરોક્વિસનો* સમૂહ ચિંતા કરે છે
જેમ સિસિલીમાં મહમદ ઈકબાલ વિચાર્યા કરતા
અને રડી પડતાં ગ્રેનેડાની રમ્ય ચડતી, અને પડતી વખતે, તેમ જ.

* સોળમી-સત્તરમી સદી દરમ્યાન કૅનેડા ને અમેરિકામાં વહેતી મિસિસિપી, વગેરે નદીઓની આસપાસ રહેત આદિવાસી પ્રજા.

("એફ. આર. સ્કોટ : સિલેક્ટેડ પોએમ્સ"માંથી—૧૯૬૬)

**તાજમહલ** ☐ ઇર્વિંગ લેટન

આ શું શાણા સ્થપતિનું કામ હતું કે
હતું શોકથી રઘવાયા પાગલ બાદશાહનું
જેને જાણ હતી કે
સૌંદર્ય રહેલું છે
મૃત્યુ અને ઇરોસની*
સંપૂર્ણ સમરૂપતામાં?

---

* ગ્રીક પુરાણકથામાં કામદેવ

("ધ કલેક્ટેડ પોએમ્સ ઑફ ઇર્વિંગ લેટન"માંથી—૧૯૭૧

**તા. ક. સામ્રાજ્યને** ☐ ઇર્વિંગ લેટન

કોનોટ પ્લેસની પાછળ
અનેક દુકાન ઘર મકાન
દેખાય જે નૂર વિનાના સૈનિકોની ટુકડી જેવા
તડકામાં પરાણે કૂચ કર્યા પછી

પાર્લમેન્ટ અને વાઇસરોય કે પાર્લમેન્ટ અને કર્ઝનના
ફાંટા પાસે
હિંદુઓ, મને જોઈને, માત્ર અંગ્રેજીમાં બોલે છે
—મારા દેશના ફ્રેંચ-કેનેડિયન કરે છે તેમ

હું જ્યાં રહું છું તે હોટેલના વ્યવસ્થાપક,
મારા મેમસાહેબ ક્યારે આવશે, તે જાણવા માગે છે.
અને 'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા'ના તંત્રી છે
ચોક્કસપણે સ્ટીલ કે મૅકૉલેના પુનઃ અવતાર

અને પ્રખ્યાત આર્યન મંદિર પાસેથી નિશાની
કડકપણે નિષેધ કરે છે તે સ્થાન પર
પેશાબ કરવાનો; એવું જ કરે છે
ખ્રિસ્તીઓ અને મુસ્લિમો બધા પવિત્ર દિવસોએ

અને દરેક રાતે કાળી ચામડીવાળા યુવાન પુરુષો
અંધારામાંથી પોતાની જાતને અળગી કરે છે
મારા કાનમાં જૂની જાતીય વિકૃતિની ગુસપુસ કરવા :
તે લોકોના અવાજ હળવા છે જંગલી બિલાડીની ચાલ જેવા

અને રાત્રિઓ, ભારતની શાહી જેવી કાળી,
ભરાઈ જાય છે તાબે થઈને શરણે આવેલા મહારથીઓ, દેવો
અને પશુઓની ચીસથી અને પશુ બની જતા માનવો
હું સાંભળું છું અને સમજાતું નથી શું વિચારવું તે
કારણ કે દિવસના તીવ્ર શ્વેત પ્રકાશમાં
ધૂળિયાં એકઢાળિયાંમાં મસ્ત રીતે જેમતેમ પડી રહેલી
કેટલીય સાયકલમાં રહેલ છે વિલી ઝુર મેંક તેના ઉપર ચઢીને
રવાના થઈ જાય તેની રાહ જોતી કેટલીય સાયકલનો મિજાજ

("ધ કલેક્ટેડ પોએમ્સ ઑફ ઇર્વિંગ લેટન"માંથી—૧૯૭૧)

## દિલ્હીના રસ્તામાં રીંછ □ અલ બાની

પૌરાણિક કથા જેવું જબ્બર
રસ્તાને પડખાવે હિમાલયનું રીંછ
વાંકલા હાથે
ચળકાટભરી હવાને વીંઝતું ઝંઝેડતું
તેની આજુબાજુ બે આદમી                                   માયકાંગલા
ખડમાંકડી જેવા                      આમતેમ ઊછળતા

એક કડી પરોવે છે
ટબા જેવા પોચા ફેંચણામાં                  તેનો ભેરુ
ઝાપટ મારે છે                  ઝાપટ મારે છે
તેની આકળવિકળ થતી આંખો તરફ લાકડી ઉગામીને

બંને જણા તેને અહીં ખેંચી લાવ્યા છે
વિસ્મયસભર ડુંગરામાંથી નીચે

આ સીધીસપાટ અને કોઠે ન પડે તેવી તળભૂમિએ
વસતા ધાંધલિયા જગતમાં          મારી નાખવા નહીં
પણ તેને માત્ર ખેલ શીખવવા

છે. તો શાંતિપ્રિય          બિચારા મહદાલ
કાશ્મીરના બંને આદમી   અને જીવંત હાસ
રીંછ તો બંનેની રોજીરોટી છે        તે પણ
જો દિલ્હીના રસ્તે ક્યાંય
બંને તેની અડબંપડબે જાણે કે વીજળીના ઝાટકે નાચના નખરા
કરતા રહે તો અને તે પણ
તેના છીંથરિયા શરીરને થકવવા              થકવીને નીચોવી કાઢવા
બોર-કરમદાની ઝાડીમાં ચારપગા રીંછની
ચેતનસ્થિત ઝંખનાને
જેથી તે કાયમનું બે પગે નાચતું રહે

દેવદારની છાયામાં
કીડીને ઝડપવા અગાઉ ધારદાર થઈ ચૂકેલી
ખરીથી છેટા રહીને
આ ધગધગતી ધૂળમાં નાચના નખરા કરતાં રહેવા
એ કંઈ બંને માટે આનંદની વાત નથી
સહેલું નથી પૌરાણિક કથાને
વાસ્તવથી મુક્ત કરવાનું
કે નથી સહેલું આ રીંછને ઉછેરવાનું
કે લથડબથડ નાચ્યા કરવાનું        બંને સાથે લથડબથડ
મનુષ્યના વિશ્રાન્ત નર્તનમાં સમાધિસ્થ

("ઘોસ્ટ ઈન ધ વ્હીલ્સ"માંથી — ૧૯૭૭)

## માર્થાના પત્રો □ એન મિકેલ્સ

પરબીડિયું ખોલતાંની સાથે પહોંચી જઉં બેંગકોક.
પરબીડિયું ખોલતાંની સાથે પહોંચી જઉં વારાણસી
અલ્હાબાદ          આગ્રા        દિલ્હી.

ખટમંડુની હોટેલમાં ક્રિસ્ટમસ ગ્રીટિંગ્સ.
પરભીડિયું ખોલતાંની સાથે :
મારું રસોડું કેસરથી મઘમઘે,
સાડીસજ્જ ટોળાં, રિક્ષા, બજારની હાટડીઓથી
ઘેરાયેલ, અંધિયાર પડશાળમાં હું જઈ ચડું.
તું મારા ટેબલે આવી ચડે છે, જંગલી સુવરનાં ટોળાંથી સતેજ આંખે,
માટીનાં કોડિયાં ફેરવતા 'દુબળા ગ્વાવાળા',
ગાયના જાગવા સાથે શેરીઓ ફંટાતી,
ભાજીપાલાથી પાણીપચી થઈ ગયેલી પૂંઠાની ગમાણ.

હું તારા પત્રો છૂટા પાડું છું,
તારીખવાર ગોઠવવા,
તારા લગ્નની સંગ્રામભૂમિ એક પત્રમાં
'ઓગાણ કરતાં ક્યાંય ચડી જાય તેમ, ફરી પ્રેમમાં છું, નવેસરથી'
બીજામાં, 'દૂરન્તા અને ઝંખના વચ્ચે ચિરાયેલી.'
રાજસ્થાનમાં, તું તારી માનો પત્ર વાંચે છે,
બચપણની બેનપણી લગ્ન થકી ઘર માંડતી, બહેન ઘર છોડતી.

અને તું એક જગ્યાના પ્રેમમાં.
તને નાગોર છોડવું ગમતું નથી
ભારતના બધા જ ખૂણેથી આવી પહોંચતી
ગુજરી તરફ જતી ઊંટની વણઝાર.
રેશમી રંગના સંધ્યાઉજાસમાં
સડતી ઝૂંપડપટ્ટી તું વર્ણવે છે.

નાગોર છોડવું ગમતું નથી, દૂરન્તા અને ઝંખના વચ્ચે ચિરાયેલી.
પરભીડિયું ખોલતાંની સાથે જે હું સાંભળું છું બંગડીનો ખણખણાટ,
ભભકદાર બજારમાં કોનું કાંડું ઝણકે છે તે શોધવાનું કરું છું,
ચળકતો સૂર્યપ્રકાશ,
અને ત્યાં, તારો પશ્ચિમી ચહેરો અને રાતા વાળ
તે ભારતીય નદીના મથાળે.
તું ઊમટી પડે છે આ બધા ભૂરા સંદેશવાહકોમાંથી, ચોરેચૌટેથી.

અને જે ટાણે મને લાગે છે કે મેં તને ગુમાવી દીધી છે,
હું સાચવી ન શકી તે દુનિયામાં, તેવે ટાણે
તારું પોસ્ટકાર્ડ આવે છે આ શબ્દો લઈને
'મારી રાહ જોજે.'

("ધ વેઈટ આફ ઓરેન્જીઝ"માંથી — ૧૯૮૫)

ક્યારેક □ ફ્રેન્ક ડેવી

તમે કોણ છો પૂછો તમારી જાતને. પશ્ચિમની સંસ્કૃતિના વિશિષ્ટ અધિકાર વિશે પૂછો તમારી જાતને. બસની બારીમાંથી ગારમાટીનાં ઝૂંપડાં સામે તાકીને જોતાં, સઘળું દાનમાં આપી દેવાનું વિચારો. કેટલો તાપ છે પૂછો તમારી જાતને. નહીં, પૂછો તમારી જાતને માનવતા વિશે. મોટા ભાગના પ્રવાસીઓની જેમ, આદર્શવાદના ધૂંધળા ખ્યાલો સેવો. એમ વિચારો કે ભારતીય અર્થતંત્રને તમારી મુલાકાત મદદ કરી રહી છે. ઘરે પહોંચ્યા પછી તમે એકાદ કોઈકને પૈસા મોકલો એવું કદાચ બને. વિચારો. સમકાલીન ફિલસૂફી બધી આદર્શમયતાને અકથનીયતામાં ફેરવી મારે છે તે વિશે વિચારો. ઉઘાડે પગે ચાલવાનું વિચારો. વિચારો ગામડાના તેલ પીસવાના ખેતરમાં પલાંઠી વાળીને બેસવાનું. ના. વિચારો તો ખરા કેટલો તાપ છે. તમારાથી જે ઓછા નસીબદાર છે તે લોકોનું વિચારો. નાનાં બાળકો હોવાનું દુઃખ ભોગવો. વિચારો તમે કોણ છો તે. બસની બેઠક ઉપર એકસો પચાસ પાઉન્ડ માંસ. શિકારી પક્ષીનો વિચાર કરો. મિસીસ મૂરનો* વિચાર કરો. કટોકટી આવવા દો. વિચાર તો કરો કેટલો તાપ છે. ઘરથી કેટલા દૂર છો તેનો વિચાર કરો. મેપલ હાઈટ્સ, સેવન ઓક્સ શોપિંગ સેન્ટર, ફ્રેઝર વેલી ફ્યુનરલ હોમનો વિચાર કરો. ના. ભારતના સત્ત્વનો વિચાર કરો. બસ શહેરથી કેટલી દૂર છે તેનો વિચાર કરો. આ લોકો તમારા વિશે શું ધારતા હશે તેનો વિચાર કરો. ભવ્યતા ને નિર્માલ્યતાનો વિચાર કરવા પ્રયાસ કરો. તમે ભારત આવ્યા છો અને કોઈક આધ્યાત્મિક અનુભવ માટે તમે લાયક છો એવું કહો તમે તમારી જાતને.

---

* ઈ. એમ ફોર્સ્ટર લિખિત "અ પેસેજ ટુ ઇન્ડિયા" નામની નવલકથામાં ભારતીય ફિલસૂફી વિશે દ્વિધા અનુભવતું પાત્ર બનતું એક સ્ત્રી-પાત્ર.

("ધ એબ્સ્ટ્રેક્ટ ગાઇડ ટુ ઇન્ડિયા"માંથી — ૧૯૮૬)



# વેદનાગર્ભ વિદાયનું કાવ્ય

## નીતિન વડગામા

### સુકાન પર ટેકવી

સુકાન પર ટેકવી સબળ વક્ષ, ને હાથની
પડાળ કરી આંખને, કમરથીય નીચા નમી,
પ્રિયે! નિરખતો હતો ધરણી-પ્રાન્ત ઊભી તને;
હતી અમૂલ બે ઘડી જલધિ પાર જાવા મને.

અને ત્યહીં દીઠી ઢળેલ તવ પોપચે તોરણો
રચી નીતરતી સુધાંશુ સમ મૌક્તિકો પાંપણો,
સરી ગયું'ય એક અશ્રુ મુજ નેનથી કારમું,
મહાન, દવલું, ઊંડું, અમૂલ પ્રેમના સારનું.

સહસ્રશત જોજનો જલધિના વચે ઘૂઘવે;
અને જલધિ આ મહાન નીરખી વ્રીડા સંભવે;
હશેય અનડું, મહાન, દવલું, ઊનું આંસુડું!
રડેલ ચખનું હશેય વળી કેવું હૈયું વડું!
મહાન જયમ સર્જનો મહદ તેમ તેની વ્યથા!
સખીરી મુજ-તાહરી ટચુકડીય બ્હીલી કથા?

– કૃષ્ણલાલ શ્રીધરાણી

શ્રીધરાણીના સૉનેટરાશિમાં નખશિખ સુરેખ અને સૌષ્ઠવપૂર્ણ સૉનેટ બહુ ઓછાં છે. 'સુકાન પર ટેકવી' આવાં અલ્પસંખ્ય સુંદર સૉનેટોમાંનું એક છે. પ્રિયજનના પરસ્પરથી વિખૂટા પડવાની-પડયાની વેદના અહીં સુપેરે સૉનેટસ્થ થઈ છે.

સૉનેટના પ્રથમ ચતુષ્કમાં પ્રિય પાત્રને નિહાળતા નાયકનું રેખાચિત્ર અંકાયું છે. સુકાન પર સબળ વક્ષને ટેકવી, કમરથી નીચા નમી હાથેથી આંખ પર પડળ-નેજવું કરી, ધરણી પ્રાન્તે ઊભેલી પ્રિયતમાને નિરખતા કાવ્યનાયક લગભગ અભિધાના સ્તરે ઉપસાવાતું શબ્દ શિલ્પ છે–

કવિલોક ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : વસંત : ૨૦૪૬ : સળંગ અંક ૧૯૪ : દ્વિજ અંક ૧૩

માર્ચ-એપ્રિલ ૧૯૯૦

તંત્રી ધીરુ પરીખ



સલાહકાર : રાજેન્દ્ર શાહ, નિરંજન ભગત

• દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૪૦, પરદેશમાં પાઉંડ ૭ અથવા ડૉલર ૧૨. આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦
• આ અંકની છૂટક કિંમત રૂ. ૭
• 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે.

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ (ફોન : ૪૪૭૧૬૦)
મુદ્રણસ્થાન – સ્વાતિ પ્રિન્ટિંગ પ્રેસ, અમદાવાદ-૩૮૦૦૦૪

# નવું લવાજમ

ગ્રાહક મિત્રો,

છેલ્લા કેટલાક સમયથી મુદ્રણસામગ્રીના ભાવોમાં સતત વધારો થતો રહ્યો હોવા છતાં અમે 'કવિલોક'નું લવાજમ વધાર્યું નહોતું. પરંતુ તાજેતરમાં કાગળના ભાવમાં બેહદ અને છાપકામના ભાવમાં સામાન્ય વધારો થયો છે. આ પરિસ્થિતિમાં 'કવિલોક'ના લવાજમમાં થોડો વધારો કરવો અનિવાર્ય બન્યો છે. સૌ ગ્રાહકો આ વધારાને સહ્ય ગણશે એવી અમારી અપેક્ષા છે.

૧૯૮૯ ઓકટોબરથી 'કવિલોક'નું નવું લવાજમ નીચે પ્રમાણે રાખેલ છે. ગ્રાહકો અને એજન્ટોએ તેની નોંધ લેવા વિનંતી છે.

વાર્ષિક લવાજમ રૂ. ૪૦-૦૦ આજીવન લવાજમ રૂ. ૪૦૦-૦૦

પરદેશમાં (હવાઈમાર્ગે) ડોલર ૧૨ અથવા પાઉન્ડ ૭

લવાજમ બહારગામની બેંકો પરના ચેકથી સ્વીકારાતું નથી. મનીઑર્ડર કે ડ્રાફ્ટથી લવાજમ મોકલવું.

---

| કવિલોક ટ્રસ્ટને મળેલાં દાન | રૂ. |
|---|---|
| ૧. ભારતી સારાભાઈ ચેરિટી ટ્રસ્ટ, અમદાવાદ | ૬૩૦૦-૦૦ |
| ૨. ભુરાભાઈ પરીખ, હ. રાજેન્દ્ર શાહ | ૧૦૦૦-૦૦ |
| ૩. નલિની માંડગાંવકર, મુંબઈ | ૦૫૦૧-૦૦ |
| ૪. ડૉ. મૂળજીભાઈ શિવાભાઈ પટેલ ટ્રસ્ટ, મુંબઈ | ૫૦૦૦-૦૦ |
| ૫. મેસર્સ આશાપુરા માઈન્સકેમ પ્રા. લિ., મુંબઈ | ૫૦૦૧-૦૦ |
| ૬. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, સૂરત | ૦૪૦૦-૦૦ |
| ૭. ધીરેન્દ્ર મહેતા | ૧૦૦૦-૦૦ |
| ૮. જશવંત લ. દેસાઈ, સૂરત | ૧૦૦૧-૦૦ |

સૌ દાતાઓના આભારી છીએ.

# કવિલોકનાં પ્રકાશનો

## ક્ષમાપ્રાર્થના

કવિલોક ટ્રસ્ટે પ્રકાશિત કરેલાં નીચેનાં બે ગ્રંથો માટે ખૂબ જ માગ આવે છે; પરંતુ તે હાલ સ્ટોકમાં ન હોવાથી પૂરા પાડી શકાતા નથી તે બદલ ક્ષમાપ્રાર્થી છીએ.

૧. સાત મહાકાવ્યો          ૨. પંચમહાકાવ્યો

## ગણતરીની નકલો

નીચેનાં પુસ્તકોની હવે ગણતરીની નકલો જ બાકી છે, તો તે અપ્રાપ્ય બની જાય તે પહેલાં વસાવી લેશો :

૧. **ગદ્યકાવ્ય** – પાકું પૂઠું, ભારે કાગળ, રૂ. ૨૪–૦૦
(ગુજરાતીમાં ગદ્યકાવ્યને લગતી શાસ્ત્રીય ચર્ચા કરતું પ્રથમ પ્રકાશન, ગદ્યકાવ્યોના નમૂના સાથે)

૨. **આપણાં ઋતુકાવ્યો** – પાકું પૂઠું, ભારે કાગળ, રૂ. ૩૦–૦૦
(મધ્યકાલથી આજ સુધીના આપણા નીવડેલા કવિઓનાં વિવિધ ઋતુલક્ષી કાવ્યોનો સંચય)

૩. **નવ્ય કવિ શ્રેણી** – '**પરંતુ**' (વિનોદ જોષી), '**પાર્થિવ**' (જગદીશ વ્યાસ), '**જળની આંખે**' (યજ્ઞેશ દવે), '**જીભ ઉપરનો ધ્વજ**' (પ્રફુલ્લ પંડ્યા), '**અરીસાઘર**' (બારીન મહેતા)— નૅચરલ શેઈડના ભારે કાગળ પર છપાયેલા આ પ્રત્યેક કાવ્યસંગ્રહની કિંમત માત્ર રૂ. ૭–૦૦

૪. **પ્રસંગસપ્તક** : (રાજેન્દ્ર શાહનાં સાત સંવાદકાવ્યો) કાચું પૂઠું, રૂ. ૧૫–૦૦

૫. '**આગિયા**' : (ધીરુ પરીખનો હાઈકુસંગ્રહ) પાકું પૂઠું, ભારે કાગળ, રૂ. ૧૫–૦૦

૬. '**અંગુપચીસી**' : (ધીરુ પરીખનો છપ્પાસંગ્રહ) કાચું પૂઠું, ભારે કાગળ, રૂ. ૮–૦૦

૭. '**નિરુદ્દેશે**' : (રાજેન્દ્ર શાહનાં ચૂંટેલાં કાવ્યોનો સંગ્રહ) કાચું પૂઠું, રૂ. ૨૦–૦૦

૮. '**ટી. એસ. એલિયટ**' : (સં. ધીરુ પરીખ) પાકું પૂઠું, સચિત્ર, ફૂલસ્કેપ પૃ. ૩૭૬, રૂ. ૭૦

## પ્રાપ્તિસ્થાન

**ગ્રંથાગાર** : જવાહરલાલ નેહરુ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯

**સાહિત્યમિલાપ** : ધર્મેન્દ્રસિંહજી કૉલેજ સામે, રાજકોટ–૩૬૦ ૦૦૧

વસંત વિ. સં. ૨૦૪૬

# કવિલોક

માર્ચ-એપ્રિલ ૧૯૯૦

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितमाविराविर्म एधि ।

## કાવ્ય વિશે

કાવ્ય એ સ્વતંત્ર કલ્પનાશક્તિનો ભાષામાં મૂર્ત થતો ઉન્મેષ છે, અથવા કહો કે શબ્દમાં પ્રત્યક્ષતા સાધતો પ્રતિભાનો આવિષ્કાર છે. આ પ્રતિભા, સ્વતંત્ર કલ્પનાશક્તિ (Esemplastic Imagination)ને ઊગવાની, વધવાની, પુષ્ટ થવાની ભોંય વ્યક્તિની સંવેદનપટુતા, પદાર્થોને ભાવાત્મક રૂપમાં અનુભવવાની શક્તિ છે બધાં સંવેદનોનો મનુષ્યના સત્ત્વમાં સંસ્કાર તરીકે સંચય થાય છે. સર્વસાધારણ માનવીય વાસના–વૃત્તિ–શક્તિ–નો વિકાસંઆધાર સમન્વિત અર્થજ્ઞાન (સંજ્ઞા), સ્મૃતિ, તર્ક, સત્યાસત્ય–વિવેક, ભદ્ર-અભદ્ર–વિવેક, સંકલ્પ વગેરે છે અંતઃકરણ વા સત્ત્વનો આ સકલપિંડ સર્વસાધારણ કલ્પનાશક્તિ ઉપજાવે છે. (આ જ શક્તિનો વેરવિખર, નિર્બળ અને ક્ષણિક વ્યાપાર સ્વપ્નમાં માણસ અનુભવે છે.) આ માનવની સર્વસાધારણ શક્તિ સર્જક કલાકારમાં અપાર વ્યાપાર કરતી હોવાથી તેને આપણે પ્રતિભા કહીએ છીએ. પ્રતિભાસંપન્ન સર્જકની કલ્પના દ્વારા પ્રત્યક્ષતા સાધીને, પોતાના તેમજ અન્યના ભાવોને અનુભવવાની શક્તિ અતિશય હોય છે, અને એ સકલ માનસિક પદાર્થોમાં સામંજસ્ય અને સમન્વય સાધી કોઈ વાર અન્ત કે ઉપસંહાર તરફ ગતિ પણ કલ્પે છે. કલ્પના પદાર્થોનો સાક્ષાત્કાર કરે છે તેમજ તે સૌના ઇષ્ટ હેતુ માટે સ્વાભાવિક લાગે એવો વિનિયોગ પણ કરી શકે છે.

તાત્પર્ય કે મૂર્તતા, પ્રત્યક્ષતા અને ભાવાત્મકતા વિનાની શબ્દસૃષ્ટિમાં કવિતા હોતી નથી.

વળી, કાવ્યવાચન એ કાવ્યભાવન હોવું જોઈએ, કેમ કે કાવ્યપદાર્થ સમુચિત ભાષામાં વસેલો સમન્વિત ભાવપિંડ છે. ભાવસમન્વિત પ્રત્યક્ષતા એક પ્રકારની પ્રત્યભિજ્ઞા છે, કેમ કે કલાકૃતિની નવીનતા હૃદય માટે સનાતનતાનું રૂપ લે છે. એમ ન હોય તો રસ; આસ્વાદ, સુખ, આનંદ કે વિશ્રાન્તિ – કશું જ ન સંભવે.

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

# પૉલ સેલાન

## ચન્દ્રકાન્ત ટોપીવાળા

૧૯૭૦માં જર્મનભાષી કવિ પૉલ સેલાને આત્મહત્યા કરી અને પછીના વર્ષે, ડિસેમ્બર '૭૧.ના 'પોએટ્રી'ના અંકમાં માઈકલ હેમબરગરે પૉલ સેલાનની ૧૧ રચનાઓના અનુવાદ આપ્યા. ફ્રેન્ચ પરાવાસ્તવવાદ અને જર્મન અભિવ્યક્તિ-વાદથી સંમિશ્ર એવો તદ્દન જુદો સ્વાદ. આ સ્વાદ વધુ રચનાઓ વાંચવા ન પ્રેરે તો જ નવાઈ. ૧૯૭૪માં કવિમિત્ર પ્રબોધ પરીખે પૉલ સેલાનનો પેંગ્વિનનો અનુવાદ-સંચય ભેટ મોકલ્યો. અને ચેતનાના બહુ ઊંડા સ્તર પર એની એક રચના ચોંટી ગયેલી, તે 'મૃત્યુગાન' (Death Fugue). ફરી એ રચનાએ મારામાં ઉપદ્રવ સર્જ્યો. જ્યાં યુનિવર્સિટી ઑવ ઑરગમ સુજિન તરફથી બહાર પડતાં 'કમ્પેરેટિવ લિટરેચર'નો સ્પ્રિંગ ૧૯૮૬નો (વૉલ્યુમ ૩૮) અંક હાથમાં આવ્યો. એમાં પૉલ સેલાનની રચનાઓમાં રહેલા મહત્ત્વના તણાવ પર ધ્યાન કેન્દ્રિત કરી લખાયેલા જોન ફેલ-સ્ટાઈનરના લેખ 'માતૃભાષા અને પવિત્ર ભાષા' પર નજર ઠરી.

પૉલ સેલાન એકબાજુ પોતાના ધર્મગ્રંથો-માંથી વ્યક્તિવિશેષ અને સ્થળવિશેષ હિબ્રૂ સંજ્ઞાઓને ઉપાડે છે અને જર્મન માતૃભાષામાં સહેતુક દાખલ કરે છે; અને એમ કરીને કઈ રીતે ઊંડી અર્થસિદ્ધિ હાંસલ કરે છે એ એના રચનાવિધાનનું સૌથી મોટું કુતૂહલ છે. બીજા વિશ્વયુદ્ધ વેળાનો યુરોપીય યહૂદી સંહારકાંડનો અભિઘાત અને એ જ હત્યાકાંડમાં કવિની પોતાની કરુણ નિયતિ અને એનો વિષાદ ઘની-ભૂત બનીને આ કવિની રચનામાં ઠેર ઠેર ગોઠવાયાં છે. કદાચ ૧૯૪૮માં ઈઝરાઈલના નવા સ્થપાયેલા રાજ્યમાં વસતા સંબંધીને એટલે જ આ કવિએ લખેલું : 'યુરોપમાં યહૂદી ચેતનાની નિયતિને, અંત સુધી જીરવવામાં છેલ્લા બાકી રહેલાઓમાં કદાચ હું એક હોઈશ...'

આજે તો આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે પૉલ સેલાનના વાચકોની સંખ્યા ઉત્તરોત્તર વધતી જાય છે. વીસમી સદીના મહત્ત્વના કવિ તરીકે એનું કાઠું ઊપસતું આવે છે. એની રચનાઓના નવા નવા અનુવાદો, નવાં સંપાદનો અને કવિ પરની અઢળક સંશોધક સામગ્રી ઠલવાતાં જાય છે. સેલાનના દશેક જેટલા કાવ્યસંગ્રહો છે : 'અસ્થિ-કુંભમાંથી રેતી' (૧૯૪૮); 'અફીણડોડા અને સ્મૃતિ' (૧૯૫૨); 'ઊંબરથી ઊંબર' (૧૯૫૫); 'વાણીની જાળી' (૧૯૫૯); 'ગુલાબ, કોઈનું નહિ' (૧૯૬૩); 'શ્વાસવળાંક' (૧૯૬૭), 'સૂત્ર-સૂર્યો' (૧૯૬૮); 'પ્રકાશનિયંત્રણ' (૧૯૭૦); 'છેલ્લી રચનાઓ' (૧૯૭૧). આ ઉપરાંત એણે કવિતા અંગે વ્યક્ત કરેલા વિચારો અને જુદી જુદી ભાષાઓમાં લગભગ ૪૨ જેટલા કવિઓના એણે કરેલા અનુવાદો પણ ધ્યાન ખેંચે છે. પૉલ સેલાન બહુભાષી હતો. કાફકાની જેમ જ

એની રાષ્ટ્રીયતા નિશ્ચિત નહોતી. રાષ્ટ્રહીનતા (statelessness) એની નિયતિ હતી. જન્મને કારણે મળેલી રોમાનિયન ભાષા, યહૂદી હોવાને કારણે મળેલી હિબ્રૂ ભાષા, જર્મનયહૂદી ગેટોમાં રહેવાને કારણે મળેલી યિડિશ ભાષા, ફ્રાન્સમાં સ્થિર થવાને કારણે મળેલી ફ્રેન્ચ ભાષા અને જર્મનનો તો એ અધ્યાપક હતો. જર્મનને જ એણે પોતાની માતૃભાષા માનેલી. પરંતુ રાષ્ટ્રહીનતાની પરિસ્થિતિને કારણે સેલાનને એક જ જિંદગીમાં અનેક સંસ્કૃતિઓને પાર કરવી પડેલી. આથી એની રચનાઓમાં અનેક સંસ્કૃતિઓનાં પડઘાઓ અને પ્રતિબિંબોની સંકુલતા કેન્દ્રસ્થ છે. વળી, આ બહુભાષિતા અને બહુસંસ્કૃતિસંસ્કારો વચ્ચે સેલાનનો કાવ્યાદર્શ પાછો વૈશ્વિક સત્ય તરફનો નથી કે જેથી આ સંકુલતાને અર્થઘટિત કરવામાં થોડીક સુગમતી રહે. સેલાન તો પોતાની સાથે ઘટેલી એકેએક ઘટના, એના સીધા કે આડકતરા સમાગમમાં આવેલાં વ્યક્તિઓ કે પાત્રો, એની નજરમાં વસેલાં સ્થળો – આ બધાંને એ વિશિષ્ટ સત્ય (specific truth) આપવા માગે છે. કદાચ આથી જ સેલાનને સમજવા માટે એની જીવનકથા જાણવી અનિવાર્ય છે. જેમ બૉદલેર શું કહે છે, એની સાથે સાથે બૉદલેર ક્યાં છે એ મહત્ત્વનું છે; પારી અને બૉદલેરને છૂટા પાડી શકાય તેમ નથી એ જ રીતે પૉલ સેલાનને પણ એ માત્ર શું કહે છે એનાથી મૂલવી શકાય તેમ નથી. એ શું હતો, એ ક્યાં હતો વગેરે પ્રશ્નો પણ એટલા જ એની રચનાઓનાં અર્થઘટન માટે આવશ્યક બને છે.

બૂકોવિનની રાજધાની ચેર્નોવિટ્સમાં ૨૦ નવેમ્બર ૧૯૨૦માં જન્મેલો આ કવિ સ્કૂલ પતાવી મેડિકલ વિદ્યાર્થી તરીકે ફ્રાન્સ જઈ, પાછો ફરી રોમાન્સ ભાષાસાહિત્યમાં જીવ પરોવે ન પરોવે ત્યાં તો ૧૯૪૦માં એનું શહેર રશિયન દળોના કબજામાં અને બીજે વર્ષે તો, જર્મનોના કબજામાં જઈ પહોંચે છે. યહૂદીઓને હંકારી ઘેટ્ટોમાં પૂરવામાં આવ્યા. મોટે પાયે યહૂદીઓનો વિનાશ શરૂ થયો. કવિનાં માતાપિતાને મૃત્યુછાવણીમાં ધકેલવામાં આવ્યાં. કવિ છટક્યો, પણ કવિને ય શ્રમછાવણીમાં ૧૮ મહિના પસાર કરવા પડ્યા. ત્યાં જ સાંભળ્યું કે અતિશ્રમથી હારેલાં એનાં માતાપિતાને યૂક્રેનની મૃત્યુછાવણીમાં પૂરાં કરી નાખવામાં આવ્યાં છે. આ પછી ચેર્નોવિટ્સ પાછા ફરી, બુકારેસ્ટ, વિયેના થઈ છેવટે પારીમાં જર્મનસાહિત્યના અભ્યાસમાં સ્થિર થવા છતાં અને અત્યંત પ્રતિભાસંપન્ન આફ્રિક કલાકાર જિઝેલ લેસ્ત્રાંજની સાથે પરણવા છતાં કવિના મનોતંત્રમાં વારંવાર તીવ્રપણે કટોકટી આવ્યા કરી છે. કવિ વારંવાર ભાંગી પડ્યો છે. કુટુંબ ગુમાવ્યાના, માતા અને પિતા ગુમાવ્યાના, યહૂદી સંસ્કૃતિ ગુમાવ્યાનો તીવ્રતમ અનુભવે કવિની રચનાઓમાં વેદના, અંધકાર અને મૃત્યુના પડછાયા સતત હાજર રહ્યા છે. મૃત્યુછાવણીમાં યહૂદી સંહારને સૌન્દર્યનિષ્ઠ કરતી એની રચનાઓની ક્રિયાઓ, ઘોર વાસ્તવથી અને અંગત અનુભવથી દૂર હટવા, વિરોધ અને વિરોધાભાસ તેમજ નિષેધના અધ્યાતમને અખત્યાર કરતી રચનાઓની પ્રવિધિઓ પ્રભાવક છે.

બીજી રીતે જોઈએ તો પૉલ સેલાનની રચનાઓમાં આધુનિક કટોકટી બહુ વિશેષ રીતે ઊપસી છે, એને જરા વિસ્તારથી જોવી રહી. આઉસવિત્ઝની મૃત્યુછાવણીની વાસ્તવિકતા તેમજ એની ઐતિહાસિક વિભીષિકા એવી હતી કે એને રજૂ કરવા માટે કોઈપણ ભાષા અપર્યાપ્ત બની રહી. ૧૯મી સદીની વૈયક્તિક વેદનાને નિરૂપતી દોસ્તોયેવ્સ્કી અને તોલ્સ્તોયની શૈલી કે શોપનહાવર અને નીત્શેનાં લખાણો નપુંસક બની રહ્યાં. એમાંનું કોઈ વિચારવિશ્વ (paradigm) કામે લગાડી શકાય તેમ ન રહ્યું. આ ઘોર હત્યાકાંડનું કોઈપણ પ્રકારની મધ્યસ્થી વિના પ્રમાણ ઊભું કરવું છે અને એ પ્રમાણ ઊભું કરવા જેનો પણ સહારો લેવો પડે એ મધ્યસ્થી બન્યા વગર રહે નહિ. ભાષા અને લખાણો તો છેવટે પ્રપંચો છે. ભાષા વાસ્તવનું કોઈ અનુકરણ ન કરી શકે; એનાં કોઈ અહેવાલ ન આપી શકે. ભાષામાં કેવળ વાસ્તવનાં સંસ્કરણો (conversions) જ ઊભાં કરી શકાય. એટલે પ્રમાણનું સાહિત્ય (literature of testimony) પ્રામાણિક ન બની શકે. સેલાનને આ સિવાય પણ વિશેષ પ્રકારે ભાષાનો સામનો કરવાનો હતો. સેલાન માનતો હતો કે કવિ માતૃભાષામાં જ વાત કરી શકે. કવિ જ્યારે એ સિવાયની ભાષામાં વાત કરે ત્યારે જૂઠાણું સરજતો હોય છે, અને સેલાનની પોતાની માતૃભાષા જર્મન – હત્યારાની ભાષા – હતી. એ જર્મન-વિરોધી હતો છતાં એને એની માન્યતા જર્મન પ્રતિ પ્રતિબદ્ધ રાખતી હતી. યુક્રેનની મૃત્યુછાવણીમાં નાત્સીઓએ પોતાની માતાને ગોળીએ વીંધેલી એની કારમી વેદના સેલાન 'આસ્પેન વૃક્ષ'માં સીધી વ્યક્ત કરે છે. વૃક્ષ, ફૂલો, વાદળ, તારામંડળ અને ઓકનાં દ્વારને પડછે માતાની વિરોધી સ્થિતિ મર્મભેદક બની છે. મા શ્વેતકેશી ન બની શકી, પાછી ન ફરી શકી અને સીસાથી (ગોળીથી) એના હૃદયને ઉઝરડી (કે ઉડાડી) દેવાયું એ વાતની અહીં સચોટ અભિવ્યક્તિ છે. પણ આ અનુભવનું સ્વરૂપ બંધાયું છે 'મૃત્યુગાન'માં.

આથી જ તો કહેવાય છે કે 'મૃત્યુગાન', આ અગ્રણી જર્મનભાષી કવિનું 'ગેરનિકા' (Guernica) છે. યુદ્ધ અને યુદ્ધવિનાશની વિભીષિકાનું જેમ પિકાસોના 'ગેરનિકા'માં ઘનીભૂત સ્વરૂપ બંધાયું છે તેવું જ ઘનીભૂત સ્વરૂપ આ 'મૃત્યુગાન'માં છે. મૂળે તો સંગીતક્ષેત્રની બહુનાદ રચનામાં એકથી વધુ નાદ-બિન્દુ–પ્રતિબિન્દુની રીતિએ પ્રત્યુત્તરરૂપે છેવટે પરાકાષ્ઠામાં પરિણમે એને 'ફ્યુગ' (Fuge) તરીકે ઓળખવામાં આવે છે. બરાબર એમ જ આ રચનામાં પણ કવિએ બે અવાજને સાંકળ્યા છે. 'ફ્યુગ'ની જેમ એમાં પુનરાવર્તનો પણ આવે છે. આ અવાજો એકબીજાને આંતરે છે. જર્મનો છેવટે રચનાનો કબજો લઈ લે છે. પ્રાકૃત અશુદ્ધ સામગ્રી અને લગભગ શુદ્ધ સ્વરૂપ – આ એના તણાવ પર આ રચનાનું બળ ઊભું થાય છે. અહીં કવિની કેફિયત નથી. કલ્પનોમાં અને સંગીતાત્મક સંરચનામાં રૂપાન્તરિત થયેલું એની અંગત વેદનાનું અહીં ભયગ્રસ્ત સૌન્દર્ય (terrible beauty) છે.

એ જ રીતે કવિ આ રચનાને આત્મનિર્ભર કરવામાં નથી માનતો. રચનાને ખુલ્લી રાખી એનું પ્રત્યાયન ઇચ્છે છે. હા, ભલે પછી એની રચનામાં વધુ ને વધુ અંધારનો, વધુ ને વધુ મૌનનો પ્રવેશ હોય. કારણ કે પ્રત્યાયન ઇચ્છવા છતાં કવિને ખબર છે કે 'એ જ સાચું ઉચ્ચારે છે જે છાયાને ઉચ્ચારે છે' ( He speaks truely who speaks the shade ). અને એટલે જ એક રચનામાં કવિએ શબ્દોને સંબોધ્યા છે : 'તમે મારા શબ્દો, મારી સંગાથે વ્યંગીકૃત થવાના, તમે મારા સીધા શબ્દો.' આથી કવિ પોતાની રચનાઓમાં સીધા સંદેશાઓ નહિ પણ 'બાટલીમાં સંદેશા' ( message in a bottle ) જુએ છે. 'મૃત્યુગાન' કવિની આ સર્વ વિશેષતાઓ પ્રગટ કરે છે.

યહૂદીસંહાર અને મૃત્યુછાવણીનો અનુભવ 'અંધારદૂધ'માં કેન્દ્રિત થયો છે. સંહારની વિભીષિકા તો એ છે કે ઘોર આકાશમાં ખોદવાની છે અને ત્યાં સંકડાશ નથી. અને ઘોર ખોદવાની છે કોને માટે? પોતાના જ જાતિભાઈઓ માટે. જર્મનો યહૂદીઓ પાસે ઘોર ખોદાવે અને યહૂદીઓ ઘોરમાં દટાય. એક બાજુ સવાર–સાંજ–બપોર–રાતે એકસરખું અંધારદૂધ પીધે રાખતા, સુવર્ણ-કેશી માર્ગરેટ સામે ભૂખરકેશી શુલામિથવાળા, નાચતા, મૃત્યુગીત વગાડતા, સીસાની બુલેટનું નિશાન બનતાં, આકાશમાં ખોદેલી ઘોર પામતા યહૂદીઓનો અવાજ અને બીજી બાજુ મકાનમાં વસતાં પ્રેયસી માર્ગરેટને પત્ર લખતા, સીટીથી કૂતરાઓ બોલાવતા, કતારમાં ઊભા રહેવા આજ્ઞા આપતા, જમીનમાં ઊંડા પાવડા મારવા આદેશ આપતા, બરાડતા, જર્મનીથી આવતા માલિક મૃત્યુ માટે મૃત્યુગીત વગાડાવતા જર્મનનો અવાજ.

આ રચનામાં બે સૌથી વધુ વિદ્યુતસંચાર કેન્દ્ર જેવા શબ્દો છે. એક 'જર્મની' ( Deutschland ) અને બીજો 'શુલામિથ' ( Shulamith ). 'શુલામિથ'નો 'શુલેમાઈટ' તરીકે બાઈબલમાં 'સોંગ્ઝ ઑવ સૉલોમન'ના છઠ્ઠા પ્રકરણની ૧૩ કંડિકામાં એક જ વાર ઉલ્લેખ આવે છે : 'પાછી ફર, પાછી ફર ઓ ઓ શુલેમાઈટ, પાછી ફર કે જેથી તારા પર અમે અમારો મદાર બાંધી શકીએ'—આ શુલામિથ કુંવરી યહૂદીપ્રજા પોતે છે. 'શુલામિથ' શબ્દમાં પણ ઘણા યહૂદી શબ્દો shaleme ( સંપૂર્ણ ), shalom ( શાંતિ ), solomon (સૉલોમન), Jerushayim Jerusalem ( જેરુસલામ ) –ના સંસ્કાર પ્રવેશ કરે છે. રાખ થઈ ગયેલી યહૂદીઝંખનાના આદિરૂપ જેવી શુલામિથ, રચનાની અર્થસમૃદ્ધિની વાહક છે. એ જ રીતે 'જર્મની' ( Deutschland ) જેવો શબ્દ આ પછી કોઈ રચનામાં કવિએ વાપર્યો નથી. 'Death comes as a master from Deutschland'માં જર્મન શબ્દ દ્વારા જાણે બધા અર્થ કવિએ ખચી નાખ્યા છે! He અને death નું અંતમાં સધાતું તાદાત્મ્ય ને એમાંથી ઊપસતો હિટલર! બહુ માર્મિક

રીતે કવિએ વાસ્તવ અને વિભીષિકા સાથે કામ પાડ્યું છે. તેથી તો અંતમાં 'તમારી સુવર્ણકેશી માર્ગારેટ' અને 'તમારી ભસ્મકેશી શુલામિથ'ને નજીક લાવી સામસામા મૂકી એના વિરોધમાં કાવ્યને ક્યાંય બંધમાં બાંધ્યા વિના અનેક અર્થોના વિસ્તાર પર છોડી દીધું છે.

કદાચ તેથી જ જર્મનોએ એક એવું અર્થઘટન કર્યું કે 'મૃત્યુગાન'ની છેલ્લી બે પંક્તિઓમાં પૉલ સેલાને બે પ્રજાને નજીક લાવવાનો સમાધાનનો માર્ગ અપનાવ્યો છે જર્મનોના આ અર્થઘટન સામે ધૂંધવાતા પૉલ સેલાને પછીથી સંચયોમાં કે પાઠ્યપુસ્તકોમાં આ કાવ્યને લેવા માટે પરવાનગી આપવાનું બંધ કર્યું. એને પોતાને પણ પછીનાં વર્ષોમાં એવું લાગ્યું કે 'મૃત્યુગાન'માં વધુ પડતી વાસ્તવિકતા પ્રવેશી ગઈ છે, એ વધુ પડતું ઐતિહાસિકતાથી દૂષિત છે.

'મૃત્યુગાન'ના અનુભવને જ વધુ સાહસ સાથે, વધુ સંકુલતાથી અને વધુ સંકીર્ણતાથી રજૂ કરતા 'સંકીર્ણકરણ' નામક એના બીજા દીર્ઘ કાવ્યને જોઈએ છીએ ત્યારે પૉલ સેલાન સાચો લાગે છે જાણે 'સંકીર્ણકરણ'માં 'મૃત્યુગાન'ની જેમ જ સેલાને સંગીતરચના 'ફ્યુગ'માં અખત્યાર થતી કોઈ પ્રયુક્તિને પ્રયોજી છે. ઇટાલિયન શબ્દ strett એને બરાબર વ્યક્ત કરી શકે છે. જર્મનમાં તો સંગીતપ્રયુક્તિ ઉપરાંત 'સંકીર્ણકરણ'ની વ્યાપક અર્થચ્છાયા પણ પ્રવેશેલી છે. મૃત્યુછાવણીના અનુભવમાંથી પ્રગટેલું સાક્ષીબલ અને રને શૅર ( Rane cher ) તેમજ પૉલ ઍલ્યુઆર (Paul Eluard) જેવા ફ્રેન્ચ કવિઓના સંપર્કે પ્રગટેલું શુદ્ધિબલ સેલાનને 'સંકીર્ણકરણ'માં સંદિગ્ધતા, ત્રુટકતા અને વેરણછેરણ અભિવ્યક્તિઓ તરફ તથા ભાષાનાં સહેતુક વિઘટન અને નવકરણ તરફ લઈ ગયાં છે. પાંખાં કલ્પનો, ઝનૂનપૂર્વકના નિષેધો, શબ્દોને ઉતરડી નાખવાની તાલાવેલી – આ કાવ્યમાં અછતાં નથી રહેતાં. બીજી રીતે જોઈએ તો પોતાના સાક્ષીપણાના અનુભવને પ્રત્યાયિત કરનારા મૂળભૂત આધારો પર જ સેલાને પ્રહારો કર્યા છે, અને અનુભવની તાર્કિક સીમાને ઉલ્લંઘવા જંગ આદર્યો છે. સાથે સાથે કોઈ પણ કૃતિ, સર્જકની પોતાની અંગતતમ કે અંતરતમ સંકીર્ણતામાંથી – 'સંકીર્ણ સ્થળ'માંથી અવતરે છે એની વાત સેલાને કાવ્યમાં વણી લીધી છે. અહીં રાખ / રાખ, રાખ / રાત્રિ / રાત્રિ અને રાત્રિ' તેમજ 'અને જગત સહસ્રાંશ સ્ફટિક / પ્રસ્ફુટ, પ્રસ્ફુટ / પ્રસ્ફુટ, પ્રસ્ફુટ /' જેવા ખંડોમાં વિક્ષિપ્ત થતું મૌન અને ઘેરી લેતી અર્થચ્છાયાઓ મોજૂદ છે.

આ બે દીર્ઘરચનાઓને બાદ કરતાં સેલાનની રચનાઓ ઉત્તરોત્તર ખૂબ ટૂંકી, પ્રહેલીપૂર્ણ, સંદિગ્ધ અને પાંખી થતી આવી છે. આમ તો સેલાનની ઉત્તમ રચનાઓનો ગાળો ૧૯૫૨થી ૧૯૫૩ નો રહ્યો છે. પણ પ્રારંભમાં જર્મન રચનાઓમાં આવતો હિબ્રૂ વ્યક્તિનામ કે સ્થળનામનો પ્રવેશ પછી તો હિબ્રૂ સંજ્ઞાઓના અતિચારમાં પરિણમ્યો છે. ૧૯૬૦ની આસપાસ

જર્મન પ્રેસે જર્મન અભિવ્યક્તિવાદ અને ફ્રેન્ચ પરાવાસ્તવવાદથી રંગાયેલી સેલાનની રચનાઓ સંદર્ભે સેલાનને અંગે સાહિત્યચોરીની ચર્ચા ચગાવી, યુવાન ગોલની વિધવાએ સેલાન પર ગોલની રચનાઓની ચોરીનો આક્ષેપ મૂક્યો. આ બાબતે સેલાનની વિક્ષિપ્ત મનોદશાને વધુ વિક્ષિપ્ત કરી છે. સેલાનના મનમાં દૃઢ થઈ ગયેલું કે મને અને મારી રચનાઓને ખતમ કરી નાખવા માટેની આ માત્ર નવ્ય-નાત્સીઓની ચાલ છે. આ ગ્રંથિએ અને પછી ૧૯૬૯ની એની ઈઝરાઈલની મુલાકાતે તેમજ યહૂદીચિંતક માર્ટિન બુબરની વિચારધારાએ એની રચના-ઓમાં હિબ્રૂચેતનાને પ્રબળપણે સંચારિત કરવા સેલાનને પ્રેર્યો છે. સેલાને જાહેર કર્યું છે કે યહૂદીપણું એ માત્ર મારી રચનાઓનો વિષય નથી, મારી રચનાઓનો પ્રાણ ( Pneuma ) છે. જર્મનકવિ હોલ્ડરલિને જેમ ગ્રીક ચેતનાના સંયોજનથી પોતાની રચનાઓ માટે પોતીકું રસાયણ નીપજાવ્યું તેમ પૉલ સેલાને પણ હિબ્રૂ ભાષા અને સંસ્કાર દ્વારા પોતીકું રસાયણ તૈયાર કર્યું છે.

આમ કરવા જતાં પૉલ સેલાનને હાથે કેટ-લીક નબળી રચનાઓ પણ અવતરી છે. એકની એક અભિવ્યક્તિ, સસ્તી કરામતો અને શ્રમ-પૂર્વકની અલગતાઓથી પોતાની કવિપ્રતિભા ઝાંખી તે ઝાંખી પડતી આવે છે એનો અહેસાસ પણ એને હતો. ૧૯૭૦માં પારીની સીન નદીમાં પોતાને ડુબાડી આત્મહત્યા કરવા પાછળ કદાચ મૃત્યુછાવણીનો, માતાપિતાની હત્યાનો અને સામૂહિક હત્યાકાંડનો અભિઘાત જ કામ નથી કરી ગયો; પોતાની મર્યાદા અંગેની સભાનતા પણ કામ કરી ગઈ હશે એવું અનુમાન કરી શકાય તેમ છે. આમ છતાં એક વાત ચોક્કસ કે સેલાનની રચના હોય, એનું ધ્યાન હોય કે એનો અનુવાદ હોય.–સેલાનની મુદ્રા અંકિત હોય છે. બીજી રીતે કહીએ તો કોઈપણ સામગ્રી-નું સેલાનીકરણ (Celanization) થયું હોય છે. જર્મનકવિતામાં રિલ્કે એના તત્ત્વવિચારના ઘટકને કારણે, ટ્રાકલ એનાં કલ્પનોને કારણે તો સેલાન હવે તો એના સેલાનીકરણને કારણે વિખ્યાત છે. એના અનુવાદો પણ મૂળની રચના-ઓ કરતાં વધુ સંકુલ બને છે. ૨૨ જેટલા ફ્રેન્ચ, ૬ જેટલા રશિયન, ૫ અંગ્રેજી, ૩ અમે-રિકન, ૩ રૂમાનિયન, ૧ ઈટાલિયન, ૧ હિબ્રૂ– એમ કુલ ૪૨ જેટલા કવિઓની રચનાઓને સેલાને અનૂદિત કરી છે. એમાં એણે મૂળની રચનાઓની સંદિગ્ધતાને ઓળખી છે અને એ સંદિગ્ધતાને વધુ ઘેરી બનાવવાનું મુનાસિબ માન્યું છે. એના અનુવાદો એ રીતે જોતાં અભિ-ગ્રહણ, રૂપાન્તર અને પુનઃ સર્જનની તીવ્ર પ્રક્રિયાઓથી લદાયેલા છે. ટૂંકમાં સેલાન મૂળ કૃતિને પણ એના વૈયક્તિક પરિપ્રેક્ષ્ય દ્વારા નવી દિશા આપે છે.

આમ, સેલાનની સમગ્ર સાહિત્યિક પ્રવૃત્તિ સાથે માનવવ્યવહારના બધા સિદ્ધાંતોને પરાસ્ત કરતો હત્યાકાંડ (Holocaust)નો અંધકાર સંકળાયેલો છે. આવા અંધકાર વચ્ચે પણ ક્યારેક 'સંકીર્ણકરણ'માં આવતી 'અદ્રિશ

છે હજી/તારામાં કદાચ હજી પ્રકાશ છે/કશું જ લુપ્ત નથી થયું ' જેવી કે નેલિ ઝાકસ પરના કાવ્ય 'ઝૂરિક'માં આવતી 'આરોહણને દિવસે/ ચર્ચ ઊભું હતું ત્યાં/વહોવતું સુવર્ણ જલ પર થઈને ' જેવી ઝળહળતી ક્ષણો આશ્વાસન આપનારી છે.

ટૂંકમાં એક બાજુ સેલાનને કાફ્કાની જેમ કશાક શુદ્ધ સત્ય અને અપરિવર્ત્ય જાણી જગતને ઊંચે ઉઠાવવું હતું અને બીજી બાજુ કવિતાને અનપેક્ષિત, અપૂર્વભાષિત અને અપૂર્વનિર્ણીતની દિશામાં વાળવી હતી. આ બંને અશક્ય આદર્શ સાથે ઝૂઝનાર આ કવિનું એટલે જ આટલું આકર્ષણ ઊભું થઈ રહ્યું છે.*

* 'વિશ્વ કવિતા કેન્દ્ર'માં આપેલું વ્યાખ્યાન અહીં ઉલ્લિખિત કાવ્યોના અનુવાદ આ અંકમાં 'અનુવાદ' વિભાગમાં મૂકવામાં આવ્યા છે.



## સાભાર સ્વીકાર

'રુમઝુમ રુમઝુમ' : રાજેન્દ્ર શાહનાં સચિત્ર બાળકાવ્યોનો સંગ્રહ; પ્રકા. ગુજરાત રાજ્ય શાળા પાઠ્ય પુસ્તક મંડળ, ગાંધીનગર; રૂ. ૭–૫૦

'નકશાની એક રેખા' : ફારુક શાહનો પ્રથમ ગઝલસંગ્રહ; પ્રાપ્તિસ્થાન : ગ્રંથસાગર, ધર્મેન્દ્ર કૉલેજ સામે, રાજકોટ–૧, ડિમાઈ પૃ. ૬૦, કાચું પૂઠું, રૂ. ૬–૦૦

'ચંદ્રવદન મહેતાનાં કાવ્યો' : કવિએ પોતે જ ચૂંટેલા પોતાનાં કાવ્યોનો સંચય; પ્રકા. 'આદર્શ' પ્રકાશન, જુમ્મા મસ્જિદ સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ–૧, કાચું પૂઠું, ક્રાઉન પૃ. ૧૩૪, રૂ. ૨૦

'રાજેન્દ્ર શાહનાં કાવ્યો' : સંપા. ધીરુ પરીખ; પ્રકા. ઉપર મુજબ; પાકું પૂઠું, ક્રાઉન પૃ. ૧૬૨, રૂ. ૨૦

'ભીની છાલક' : નવનીત ઠક્કરનો પ્રથમ કાવ્યસંગ્રહ; પ્રકા. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીમાર્ગ, અમદાવાદ–૧, કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૯૮, રૂ. ૧૮

'શબ્દાક્ષત' : ભટ્ટ કનૈયાલાલ 'ચિંતક'નો પ્રથમ કાવ્યસંગ્રહ, પ્રકા. પોતે જ, રામમહેલ પાસે, હવસાના ડેલામાં, ધ્રાંગધ્રા–૩૬૩ ૩૧૦, ક્રાઉન પૃ. ૪૨, રૂ. ૪-૫૦, કાચું પૂઠું

'કારણ' : કિશોરસિંહ સોલંકી; પ્રકા. પાર્શ્વ પ્રકાશન, નિશા પોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ–૧, ક્રાઉન પૃ. ૪૦, કાચું પૂઠું; રૂ. ૧૦

'મધુસ્યંદ' : સુદામો પરમોનો સોનેટ સંગ્રહ; પ્રકા. ઈશ્વરચંદ્ર ભટ્ટ, 'સ્મૃતિ', લક્ષ્મીનારાયણ મહોલ્લો, વલસાડ–૩૯૬૦૦૧, કાચું પૂઠું, પૃ. ૪૦, રૂ. ૯

'એકવેરિયમ' : કાસમ જમ્મીનો પ્રથમ હાઈકુસંગ્રહ. વિતરક : પાર્શ્વ પ્રકાશન; ક્રાઉન પૃ. ૪૮; કાચું પૂઠું, કિંમત જણાવી નથી.

# આરણ્યક

રાજેન્દ્ર શાહ

## ૧ પ્રહરે તુરીય

હાવાં તુરીય પ્રહરે, પ્રિય, જિંદગીના,
એકાન્ત આ વિજન કાનનની કુટીરે
છે આપણું નિવસવું : હળવા સમીરે
રેલાય જ્યાં વિહગકૂજન રાગભીનાં.
મેલી સુદૂર નિધિગર્જનનો ઉછાળો,
સાધ્યો નદી-સલિલ-મન્દ-છલો કિનારો.

એ આપણે, – અવર કોઈ ન કિંતુ એથી
લેશે જણાય નહિ વૃત્તિ વિષે અભાવ;
(-કર્મણ્ય-પંથ પર નૂતનનો વિભાવ)
– નિર્લિપ્ત તુષ્ટિ-નિલયે રહીએ સુખેથી.

છાયા-પ્રકાશ–નિશિવાસરને તરંગ
નીલોત્પલે ઉભય સંસ્થિત અંક અંક.

તું બીન ઝંકૃત કરે લયપૂર્ણ રાગે,
ને કુન્જપર્ણ મહીં, મર્મર-ધ્વનિ જાગે.

## ૨ નિત્યચર્યા

એ કુંજધ્વનિ રવિતેજ સમી દિનાન્તે
ધીરે શમે તિમિર અંચલમાં નિગૂઢ.
નક્ષત્ર-શાન્ત નભ, લોચન નીંદ-રૂઢ :
ને માત્ર ઝિલ્લિરવ કોમલ સર્વ પ્રાન્તે.
કોઈ ક્ષણેક ફરકી અળપાય સ્વપ્ન,
ત્યાં આપણે નિરતિ-સુપ્તિ મહીં નિમગ્ન.

શીળી અડે અળવ લ્હેર : ગયેલ જાગી
વૈતાલિકી શકુન-પ્રીતિશું પ્રોઈ કણ્ઠ,
પામી તુષારજલ સિક્ત પ્રસૂનગન્ધ
સંસ્કૃત નિત્ય નિજ કર્મ મહીં સુહાગી.

પ્રાચી હિરણ્મય સુમંગલ, રુદ્ર મધ્ય,
સાયં પ્રશાન્ત; – દૃગ અર્ધઢળેલ દિવ્ય.

## ૩ જન્માન્તર સ્મૃતિ

જાણે સરે જવનિકા : નજરે અતીત–
જન્માન્તરે સ્મૃતિ-મહીં તુજને નિહાળું :
ત્હારી કિશોર વય, ચંચલ મુગ્ધ ચારુ;
આવે તું નિત્ય કંઈ પથ્ય લઈ સમીપ.
ને ભોજનીય સહુ મૂકી પલાશ-પત્રે
લાવે કમણ્ડળુ ભરી; શુચિ હોંશ વક્ત્રે.

ત્હારી રચી કડબની લઈને બુહારી,
વાળી સુરમ્ય કરતી તરુમૂલ ભોમ.
ને કર્મનો સકલ આમ કરન્ત હોમ
ખીલન્ત પ્રાંજલ ઉરે વ્રતધારી નારી.
તું, સૌમન્ય નયને મુજ જોઈ, તુષ્ટ
દોડી જતી હરિણ-શી, કરી ચિત્ત કૃષ્ટ,

તું દૂર જાય પણ આ ભવિતવ્ય કેરી
ઊંડે ઉરે સુભગ સૃષ્ટિ સદા ઉછેરી.

## ૪ આરણ્યક

એ સૃષ્ટિ-બીજ થયું પુષ્ટ પટન્તરે ને
કોળ્યું નવેસરથી તે અવ આપણે જ,
આમોદ-ક્રીડન કરન્ત, સખી, સ-હેજ
આરણ્યક સ્થવિર સંયતકામ, જેને
આ ભૂમિ તેહિ ભુવનત્રય સમ્ભૃતા શી,
જે આયુનું પરમતીરથ ગંગ કાશી.

સામે ગભીર-કલ વેત્રવતી વહન્ત
તીરે યુગાનુયુગ ધૂર્જટિકેરું ધામ;
નીલામ્બરદ્યુતિ, — વનસ્પતિથી લલામ,
જ્યાં ક્રૌંચ કીર પિક-શું ટહુકે શકુન્ત.
ક્યારેક તો ફલબુભુક્ષુ પ્લવંગ વૃન્દ
આવી ચડે, મધુ અપેક્ષિત એમ ભૃંગ.
સંક્ષુબ્ધ લેશ નહિ આ અવકાશ, ભૂમા:
જેવા ન મત્સ્યથકી નીરગભીર ધૂના.

૫ પ્રશાન્તિ

ભૂમા મહીં ઉભય, સૌમ્ય, હવે પ્રવિષ્ટ,
મેલ્યો પરિગ્રહ યદા ધરનો સ્વકીય.
જેવું નભે, હૃદયમાં ત્યમ યાવતીય;
ના કો દ્વિધા, નહિ કશે અનભીષ્ટ ઈષ્ટ.

ચોમેર વારિ વચમાં વિકસેલ કંજ,
જેનાં દલે શિશિર, કિન્તુ ન ક્લિન્ન અંગ.

યાત્રા તણી અવધિ કોઈ નહીં કદીય,
આ ધામથી પણ સમે કરવું પ્રયાણ.
હૈયે ઉમંગ, મુખથી શુચિ ભાવ ગાને,
સ્હેજે અનાગત રહે બની અસ્મદીય.
વેરી અહીં સકલ સંચિત, વાયુ જેમ
જાવું વહી વિયત-વ્યાપ્ત થવાય એમ.

ના કોઈ ભાર, ચરણે ન જણાય ક્લાન્તિ:
હાવાં નિરીહ મન, કેવલ શાન્તિ શાન્તિ.

---

નિરતિ : નિર્વિકલ્પ (ધ્યાન)
અળવ : છાનીમાની, મૂંગી, અંડપંખું કરતી
પ્રાંજલ : સરળ
યાવતીય : સમસ્ત

## આંસુ

જગદીશ ત્રિવેદી

પ્રભુ
પલકે પલકે ઉભરાતા આંસુધોધ
તારી આંખના
લૂછશે કોણ ? —
આપશે કોણ શાતા તારા તપ્ત સુકોમલ હૃદયને ?
— નહીં હોઉં જ્યારે આ પૃથ્વી પર ।
પ્રભુ
નહીં હોઉં જ્યારે આ પૃથ્વી પર
ઓગળી ગયો હોઈશ ત્યારે તો તારામાં
તારા આંસુધોધનું કદાચ એકાદ ફોરું થઈને
ખરીશ—
ઝિલાઈશ છીપમાં ?
કે પછી—

## ગીત

જયન્ત પાઠક

તાપે તો થાઉં તારી તાપણી ભલાજી
ને ઢાળે તો વીંઝણો થાઉં;
વાયે તો થાઉં તારી વાંસળી ભલાજી
ને ગાયે તો ગીત થઈ જાઉં !
સાંજની તે વેળનો શિયાળો ભલાજી
ઓઢે તો અંગ અંગ ઢાંકું;
વ્હાલનાં વેણનાં કંમખે ભલાજી
આલે તો આભલાં ટાંકું.
આપણે તો એ…ય અહીં એકલાં ભલાજી
વહે કોતરમાં ભમ્મરિયાં પાણી;
તાણમાં શી છૂટું છૂટું લજ્જાના વસ્તરની
વાળેલી ગાંઠ તાણી તોણી !

## કેમ આ શું છે ?

ઉશનસ્

શી ખબર આ કાળિયો અવસાદ છે ?
કે પછી અંધારિયો વરસાદ છે ?
કેમ કાંઈ કોઈને સૂઝતું નથી ?

બ્હાર આભે આ ઝળુંબી સાંજ છે ?
કે મૂગો મ્હારો જ ભીતરી સાજ છે ?
કેમ કોઈ પંખી યે કૂજતું નથી ?

આ ચોપગે બાંધેલ ઊભું ઢોર-છે ?
કે આભ પોલંપોલ, ઉપર ખોળ છે ?
આંચળેથી કેમ કંઈ દૂઝતું નથી ?

કો અબોલા જીવની આ રીસ છે ?
કે પછી ફાટેલ ઊભી આંખની આ ચીસ છે ?
કેમ નભ ધૂણતું નથી ? ધ્રૂજતું નથી ?

આ લીલો કોઈ ઘાવ છે કે ઘારું છે ?
ગૂમડા શું આખ્ખું આયુ આવું છે !
કેમ એ પાકે નહીં ? રુઝતું નથી ?

કાષ્ટ અરણીનું અગનચંપાયલું,
કજળ્યા કરે છે માંહ્યલું ને માંહ્યલું,
કેમ એ મૂળગું કદી બૂઝતું નથી ?

## અબ્ધિ

જગદીશ ત્રિવેદી

તમિસ્રથર કારમા – હૃદય ગૂંગળાતું – ત્યહીં
કડાક વીજ ત્રાટકી – અરવ મધ્યરાત્રિ મહીં;
દશે દિશ પ્રકંપી ઊઠી – અનિલો ય પાંખો ઘડી
ઉઘાડી પડખું ફરી તમસ-ઘેનમાં ડૂબિયા !

કશું ય દગને લહાય નહિ – માત્ર અંધારના
ઢગેઢગ પડ્યા હતા ધરતીને લઈ ચૂડમાં !
કડાક વીજ ત્રાટકી — પ્રલય પૃથ્વીનો આવિયો
ન હોય ત્યમ કેટલાં પડળ આભનાં ઓગળ્યાં—

ફૂંકાતી રણરેત ત્યાં અમિત પાણી પાણી નર્યાં.
મનુષ્ય પશુ પંખી જંતુ નહિ કોઈ એંધાણી, રે
પહાડ સરખા પહાડ પણ પીગળ્યા સ્હેજમાં !
ચરાચર વિલુપ્ત સૃષ્ટિ સઘળી ય આશ્ચર્ય શું !

હવે જલવહેણ માંહીં નહિ બિંદુ હું નાનકું—
અફાટ રવ ઘૂઘવું અતટ એકલો અબ્ધિ હું !

## મારા ઓગણીસમા દિવસનું પ્રભાત

મફત ઓઝા

વળાંક લઈ
સોસાયટીના બંગલાઓ વચ્ચે
દબાતી–ચંપાતી સડક અટકી ત્યાં હું ઊભો–
ઝાંપો ખોલવા હાથ ખાસ્સો લંબાયો
હતો એથીયે વધારે લાંબો થઈને. . . .

ઓઢું નહોતું : ડોબર-ડૉગનું
કે તે લાંબી જીભ નીકળી ગયેલું માથું
કે 'બી એવેર ઑવ ડૉગ.'

છતાંય કેટલાંય શ્વાન ભસતાં હતાં ક્યારનાંય,
કદાચ મારો આવવાની ગંધ
એમને મારા આગમન પહેલાં થઈ ગઈ હશે.

હું કંપાઉન્ડમાં પ્રવેશું છું
માણસ હોવાની તીવ્ર વાસ મને ઘેરી લે છે.
એક-બે પગથિયાં ચડી
ફૂલ-છોડનાં કૂંડાની ભીની માટીમાં
ઓગળતો બારણાં પાસે જઈ ઊભો રહું છું.

બારણું બંધ છે-
મારી આંગળીએ વળગી આવેલો સવારનો તડકો
એના દુધિયલ દાંત જોઈ શકાય એમ એ હસી રહ્યો છે.
બારણે ટકોરા મારું ?
કે દબાવું સ્વીચ કૉલબેલની ?
આ 'વિષાદયોગ'માં છું ત્યાં મારો ડાબો હાથ
મારાથી છૂટો પડી ઊંચકાય છે.

પછી તો આપોઆપ બારણું ખૂલી જાય છે.

મારો ડાબો પગ
અંદર પ્રવેશવા ઊપડ્યો ના ઊપડ્યો ને થંભી ગયો.
મારા જ ઘરમાં બધાં અજાણ્યાં આવી વસ્યાં હતાં.
હુંય પરિચિત હતો એવું ય લાગ્યું નહિ મને –

પાછો વળી જાઉં છું
મારી પાછળ ભસતા તીણા ન્હોર
બચકાં ભરતા સડકને આવી રહ્યા છે મને ઉઝરડતા-

પરસેવેથી રેબઝેબ
અંકોડા તૂટી ગયેલા સાપ જેવો
સોસાયટી છોડું છું ત્યારે
ઓગણીસમા દિવસનો સૂરજ ખાસ્સો ઊંચે ચડી આવ્યો છે.

## કેમ કાગડો બોલે છે ?

ડાયલ ઠાકોર

જળ-ભમ્મર છે આંખ અમારી કીકી કાજળબોળ
અલી બૈ ! કેમ કાગડો બોલે ?
સત્તરમા ચોમાસે પલળ્યાં અમથાં માથાબોળ
અલી બૈ ! કેમ કાગડો બોલે ?

બહુ થાય અચરજ કે
અમને ફૂલો વાગે,
કોક કરે બે વાત તો
અમને સારું લાગે.

મઘમઘ જૂહી, મોગરડા ને અમે થયાં તરબોળ
અલી બૈ ! કેમ કાગડો બોલે ?
સત્તરમા ચોમાસે પલળ્યાં અમથાં માથાબોળ
અલી બૈ ! કેમ કાગડો બોલે ?

કરો ગામને ભેળું, જઈને
ફળિયે ઢોલ પિટાવો,
બત્રીસ કોઠે દીવા બળે બૈ
મંગળ ગીતો ગાવો.

જોબનદરિયા ન્હાવા ગ્યાં'તાં એની વાગી છોળ
અલી બૈ ! કેમ કાગડો બોલે !
જળભમ્મર છે આંખ અમારી કીકી કાજળબોળ
અલી બૈ ! કેમ કાગડો બોલે ?

## પોતપોતાના રૂમાલોમાં

કરસનદાસ લુહાર

પછી બારાક્ષરીમાંયે ન ગોત્યું નામ જડવાનું;
અરે ભાગો કે, માથે અક્ષરી આકાશ પડવાનું.

બરાબર ચાલવાનું ને સૂરજ-ઠેસે લથડવાનું;
વિંટાળી લઈને પડછાયા અહીંયાંથી ઊપડવાનું.

વિખેરે આંખનાં વાદળ હવે એ વાયરાઓ ક્યાં?
બધાંએ પોતપોતાના રૂમાલોમાં જ રડવાનું.

સતત બિડાઈ જાવાનું રહ્યું બસ બારણાં પેઠે;
હવે ક્યાં શક્ય છે કો' ફૂલની પેઠે ઊઘડવાનું?

ખરીદી આયનો એકાદ આ ભીંતે લગાડી દઉં;
મળે છે એમ વેચાતું ય સ્વ સાથે ઝગડવાનું.

## થયું છે

મનીષ પરમાર

જરૂર મોભ તૂટ્યાનું મનમાં થયું છે,
ઘણું એવું તારા પતનમાં થયું છે.

ગયા મ્હેકના છાંયડા શ્વાસમાંથી,
હવે ડૂબવાનું પવનમાં થયું છે.

થતો જાય અંધાર સોનાનું ઝાંઝર,
કિરણ કોઈના આગમનમાં થયું છે.

ઊંચકવી પડી ચીસ તારા સમયની,
હવે ઓછું આંસુ વજનમાં થયું છે.

મનીષ છાતીમાં ક્યાંક દીવાલ તૂટે,
કશું એવું તારા મિલનમાં થયું છે.

## ગઝલ

રમેશ પટેલ 'ક્ષ'

વૃક્ષ નીચે છાંયડામાં બેસીએ,
ભીતરે ખાલી જગામાં બેસીએ!

ચાલ મારી સાથમાં મૃગજળ તરફ
ને પછી ત્યાં નાવડામાં બેસીએ!

ક્યાં સુધી ભટક્યાં કરીશું આપણે?
બિંબ થઈને આયનામાં બેસીએ!

કર્ણની માફક કુંવારી કૂખમાં,
જન્મ લઈને પારણામાં બેસીએ?

એક સાંજે ઓરડાને પણ થયું
કે નિરાંતે આંગણામાં બેસીએ!

## તરસની કૂંડળી

હરેશ 'તથાગત'

ગણગણે છે બે ઘડી ને બે ઘડી વેઢાં ગણે છે!
કાલના અખબાર જેવી જાતને સૌ અવગણે છે!!

સૂર્ય આવીને ઉકેલે તો જ ખૂલે ભાગ્ય એનું,
ઓસનો કાગળ અધૂરો ફૂલ કેરી પાંપણે છે!

તોરણોથી આજ શણગારાય છે ખંડેર પાછું,
કોણ જાણે આગમન કોનું હૃદયના બારણે છે?

હું તરસની કૂંડળી લખવા મથું છું સાત ભવથી,
કૈંક યુગ પૂર્વે હતી એવો જ કાગળ આ ક્ષણે છે!

છે નજર સાચે જ તો યે કોઈને દેખાય છે ક્યાં?
શ્વાસ ખુદ વણકર બનીને મૃત્યુની ચાદર વણે છે!

## બે રચના | પન્ના નાયક

**૧**

કેટલું બધું વનનો પવન વ્હાલ કરે છે !
કળી અને ફૂલને જાણે ન્યાલ કરે છે !

આવતાં જતાં લખતો રહે
આલિંગનની લિપિ,
એની સાથે તૃપ્તિ તો યે
પ્યાસ રહે વણછીપી;
કોરા કોરા કંઠનો કેવો ખ્યાલ કરે છે !
કેટલું બધું વનનો પવન વ્હાલ કરે છે !

કોઈ નદીમાં ન્હાઈને એની
ટાઢક અહીંયાં લાવે,
ઝરમરિયા સૂરને ઝીણા
હળવેથી વરસાવે;
ફૂલકળીને જઈને પૂછો કેવી એ કમાલ કરે છે ?
કેટલું બધું વનનો પવન વ્હાલ કરે છે !

**૨**

સોના-વાટકડી જેવું આ કાળજું
ને યાદનું કેસર ઘોળ્યા કરું,
આંખની સામે જે ચહેરો હતો
એ ચહેરાને હું તો ખોળ્યા કરું.

સાંજનું ઉદાસ આ કેવું આકાશ
અમે ઊડેલાં પંખીને ગોતી રહ્યા,
સૂમસામ કેવી છે તારી પથારી
આ તકિયા પર આંસુઓ મોતી થયાં;
મનમાં ને મનમાં હું તારા આ નામને
એકલી ને એકલી બોલ્યા કરું.

બારણાની બ્હાર આ રસ્તો પડ્યો છે
પણ ચાલવાનું મન મને થાતું નથી,
કંઠમહીં અધવચ્ચે અટક્યું છે ગીત
પણ ગાવાનું મન મને થાતું નથી;
ક્યારનો ઉજાગરાનો દીવો બળે છે :
કહે, દીવાને કેમ કરી ઓલવ્યા કરું ?

## વણઝારા...રે | સંજુ વાળા

ઊપડ્યા લઈને ક્ષિતિજની પાર એવા સ્થળ વિશેની શોધ ઓ વણઝારા... રે,
ફૂલેણ રી બચકી ઉપર લાદી નવસેરી વ્યંજનાવત્ પોઠ ઓ વણઝારા... રે.
રાવટી સાથે ઉખેડ્યા ઋણની મુઠ્ઠી ભરી મેં છાતીએ ચાંપી લીધી,
તું ખીલે વળગી રહેલી ધૂળ લઈને જીવમાં સંગોપ ઓ વણઝારા...રે.
તરકટી તંબૂરથી વરસી પડેલું ભાન સવ્વા લાખનું પહેરી અને
દૂ...રનાં એંધાણમાં આવેશમય ગળતું જતું આ કોણ ઓ વણઝારા...રે.
કઈ દિશાનું આજ ખૂલ્યું બારણું, કે આ મતિભ્રમ દેશમાં ભૂલા પડ્યા
જો; જરા પાછું વળીને સામટા વૈરાગ અણઘડ કોડ ઓ વણઝારા...રે
પિંડીએ શતશત જનમનો થાક લવકે કેટલા જોજન રહ્યા બાકી હજી...
ના, ચરણ એબાકળા તત્કાળ પોકારી ઊઠે વિદ્રોહ ઓ વણઝારા...રે,

## કાચું ફળ

વિનોદ ગાંધી

મારી બાએ
મારા બાળપણમાં
મારા ખીસામાં મૂકી દીધેલું એક ફળ ..
હજુયે એ પાક્યું નથી.
જ્યારે જ્યારે હું એ કાઢીને જોઉં છું
ત્યારે એ એવું ને એવું જ લાગે છે,
જેવું એ પહેલા હતું.

ક્યારેક તો થાય છે -
કે લાવ, ત્યારે ખાઈ લઉં,
ક્યાં સુધી એના પાકવાની રાહ જોઉં ?

એક વાર તો મેં એને
દાંત પણ બેસાડી દીધેલા...
પણ પછી થયેલું—
આમ.કાચું ફળ ખાવાનો શો અર્થ ?
પાકે તો કંઈકેય ખબર પડે કે
ફળ તો ખરું, પણ શેનું ?

કાચાં ફળ તો બધાંયે સ્વાદમાં સરખાં,
તુરાં . કડવાં અથવા એવાં અથવા તેવાં
અથવા કાચાં ફળ તો બધાં યે કાચાં ફળ જેવાં.
એટલે
મેં રાહ જોવાનું ઠેરવ્યું.

આજે થાય છે કે લાવ,
ત્યારે બાને પૂછી લઉં કે
એ ફળ શાનું છે ?
પણ
બા તો ભીંત પરની છબી થઈ ગઈ છે !

આજે પસ્તાઉં છું કે
તે વખતે જ મેં પૂછી લીધું હોત તો સારું !
પણ
તે વખતે તો કોને ભાન હતું ?
...અને
ફળ મળ્યાની લાલચેય ખરી ને !....

કોઈકોઈ વાર
બસમાં બેઠો હોઉં ને ભૂખ લાગી હોય
ત્યારે આજુબાજુના કોઈ જોતાં તો નથી ને—ની
ખાતરી કરી લઈ ખીસામાંથી ફળ
કાઢુંયે ખરો—
મોંમાં મૂકવા જાઉંયે ખરો
પણ પાછો એનો કાચો રંગ જોઈ
અટકી જાઉં....
પણ હવે તો ખાઈ જઈશ....,

ને વળી,
ખાવાની વાત તો ઠીક,
પણ ફળની જાત જાણવાનુંયે મને હવે ઘેલું લાગ્યું છે,
જો કે આમ તો
એ ફળ જેવું જ ફળ છે.

એક વાર
'આપણાં ઉત્તમ ફળો'ની હરીફાઈમાં મેં એને
મૂકેલું;
સાળું, એ ત્યાં તો પહેલો નંબર લઈ આવેલું !
નિર્ણાયકોને મેં પૂછેલું,
'સાહેબો, આ શાનું ફળ છે ?'
ત્યારે નિર્ણાયકોએ કહેલું,
'એ તો અમે જ તમને પૂછવાના હતા....'

ક્યારેક થાય છે કે
આ ફળ કદાચ ખાવાનું નાયે હોય !
પણ પાછું થાય છે કે
જો એ અખાદ્ય હોય તો મારી બાએ
મને શા માટે આપેલું?

એક દિવસ,
કંટાળીને મેં એ ફળને બાપદાદાના જૂના પટારામા
મૂકી દેવા વિચાર્યું !
ને પટારો ખોલી ફળ મૂકવા
જાઉં છું. તો હું શું જોઉં છું ?
મારા ફળ જેવાં જ બીજાં ફળો !
સૌથી ઉપર મારા સ્વ. માતાપિતાનાં
પાકેલાં જોડાજોડ ફળો !
અંધારિયા પટારામાં નજર ગઈ તો
અધધ...ઓહોહો....મારા વડવાઓનાં
કેટલાં બધાં ફળો !

ગભરાઈ ગયેલા મેં
પટારો વાસી દીધો ને મારું ફળ મૂકવાનું
ભૂલી ગયો.
તે ફળ પાછું મારા ખીસામાં મૂકી દીધું.
એ ફળ હજુયે એવું કાચું ને કાચું
મારા ખીસામાં છે !

## ગઝલ | મનસુખ નારિયા

પાણી વરાળ બરફ બધું એનું એ જ છે,
આબોહવામાં એટલે સર્વત્ર ભેજ છે.

દીવાસળીનો અર્થ તમે શું કરી શકો ?
સમજો નહીં તો માત્ર એ તણખો સહેજ છે.

આકાશમાં ને ફેફસામાં કંઈ નથી ફરક–
હવા ને શ્વાસ કાયમી સાથે રહે જ છે.

જન્મી લીધું છે તો પછી ફિકર હવે શેની ?–
મૃત્યુ સુધીની ગોઠવણ ખુદા કરે જ છે.

## ગર્ભંભૂ

નલિન પંડયા

ફરરક ફરકે કશુંક...
સ્થિર... અસ્થિર...
ભૂગર્ભમાં... !
ગર્ભંભૂની અલ્ટ્રાસોનોગ્રાફી કરાવતાં
બધું ફોગી... ફોગી... !
ગર્ભ ખોતરતાં ખોતરતાં
સુરંગ ફૂટવાથી હોનારત.
પથ્થરના ટુકડા બહાર ફેંકાય;
દેખાય નહીં,
આ કૉમ્પ્યુટરમાં રોજ
કંઈ ને કંઈ ઊથલપાથલથી
ખરાબ દશ્યો સર્જાય
ને તે ખોટકાઈને ઊભું રહે !
રીપેર કરાવતાં
ફરી પાછું એમાં
પથ્થરો, પહાડ, નદી, અંધકાર
બધું ફરકતાં ફરકતાં
સરકવા લાગે.

સૂર્ય તપતો તપતો
શાંત સંકોચાઈને
માખી બની જાય,
કૉમ્પ્યુટરનું બટન દબાવતાં
અસંખ્ય માખીઓ ખરી પડવા માંડે...

## આષાઢી આકાશ | પીયૂષ પંડયા 'જ્યોતિ'

આટલું આર્દ્ર આકાશ આજ બન્યું તે
આંખો તારી જોયા વગર ક્યાંથી બન્યું હોય !
અને માધુર્ય એવું આ બધું
હાસ્ય તારું જોયા વગર ક્યાંથી મળ્યું હોય ?
રાત ને દિવસ મીઠો વરસતો રહ્યો વરસાદ
આપતો શાતા સચરાચર સૃષ્ટિને તે
તારી હયાતીથી નીતરંતા પ્રેમને જોયા વગર
ક્યાંથી થયું હોય ?
મિલનની ઝંખના,
વિરહની કસક ને
આપે ન આપે તો ય તેને
મોજથી આપવાની આતુરતા
આષાઢી આ આકાશને
જોયા વગર તને
ક્યાંથી...ક્યાંથી સુલભ થઈ હોય ?

## હજી

ફિલિપ ક્લાર્ક

આ હરાયું શહેર
મારા ભાનની ભાગોળે
ચરતાં ઘેટાંબકરાંને
ડરાવી ભગાડી મૂકે છે.

રોજ સવારે
વના વાઘરીનો કૂકડો
મારા પૅક કરેલા ઓરડામાં
કરે છે કૂકડે....કૂક...
ને મારી આંખોમાં ચકરાવા લાગે છે
ટેકરા, છાપરાં, લીલી લીલી વનરાઈ
અને છાણાં થાપતી હથેળીઓ.

ગામની ગાડાવાટ, પાદરે ઊગેલાં ઝાંખરાં,
ક્યારેક ખેંચાઈ આવે છે શ્વાસમાં.

ઘરનો સૂનો ખૂણો
અને બોર બોર આંસુ સારતી એકલતા
ક્યારેક બનાવી દે છે વિહ્વળ.

તૂટેલા-ફૂટેલા ખાટલામાં ટાઢીબોળ ગોદડીમાં
ટૂંટિયું વળી ગએલી મા હજી, 'આવ્યો બેટા'
કહી વ્હાલથી માથે હાથ ફેરવે છે.
હજી પિતાજી ઉઘાડા શરીર પર,
ઓઢાડી જાય છે રજાઈ.
ખેતર, તેતર અને પાનેતર બધું તરબતર
હજી સળવળે છે સ્મરણોમાં...
ગામના તળાવમાં સરકતી માછલીઓ
ક્યારેક બાળપણ મારામાંથી
તળાવની ભેખડોમાંથી કૂદતા દેડકાંની જેમ
કૂદી પડે છે,
હજી લખોટીઓ રમતાં-રમતાં
છૂટા પડી ગએલા બચપણના ભેરુઓ
ક્યાંક મળે છે
ને હું ખિસ્સાં ફંફોસી વળું છું
હજી મારામાં કોઈ જીવે છે
ને હું પળેપળે મરતો હોઉં છું

## આજ સવારે

જગદીશ વ્યાસ

લહરીની છાલક વાગી ને આંખ ઊઘડી.
વહી રહેલી શીતળ સરિતા બારીમાંથી અંદર આવી
ને ઘર આખું શીતળ શીતળ.
એમાં હું નખશિખ ડૂબ્યો ને
હળવે હળવે
શીતળ જળમાં
તરતો તરતો
હું કાળા સાગરમાં પ્હોંચ્યે
આજ સવારે.

# મનોભૂતિ

રજનીકાન્ત પંચોળી

(૧)

જૂનું થયું દેવળ હંસ નાનો
પે'લાં અહીં કંઈક દિનો રહ્યો'તો
ખંડેર આ દેવળની ધજાને
પાંખો વડે તે ફફડાવી ગયો 'તો
જ્યારે જ્યારે પશ્ચિમી વાયરો આ
વાયે ત્યારે……
'આવ્યો ? ગયો ? આ ફરી આવતો શું ?'
એવા એવા શૂન્ય પ્રચ્છંદ થાય.
ધજા બિચારી ફફડી ઊડે છે,
બેસી રહ્યો છું. મન મારીને હું
સાતે ય અશ્વો મનસારથિના
ખોડા થઈને ખાબકી પડ્યા છે
પૈડાં મનોરથ તણાં ધરીથી વછૂટ્યાં
ને ચોટથી ચકિત સારથિ જાણતો ના
ક્યાંથી વહે રુધિર આ ?..

(૨)

…નળ આ નકામો !
ટીપે ટીપે ડોલ શાની ભરાય ?
ને કૈં યુગોનું મન આ તૃષાતુર
વિવેકનો તો નવ ક્યાંય છાંટો
…હંસ નાનો
પે'લાં અહીં કૈંક ક્ષણો રહ્યો'તો
વિદર્ભ પહોંચ્યો દમયંતીને ત્યાં
ગાતો કવિતા…
વરણાગી રાજા નળની…

…નળ આ નકામો
ટીપે ટીપે વૃક્ષનાં મૂળ ક્યાંથી
પામે વારિ ?…
ગંગા–તાપી સાગરે જે સમાય
પીવા માટે પાણી આ ! સૌંવ દૂહોળું.
આ કાળના કેન્ટીનનો ઉકાળો
અરે, બધો લોહી તણો ઉકાળો
પીવા માટે પાણી ના…આ જુઓને
ચાટી રહ્યો રુધિર હું વહેતી શિરાનું
આ ચેપ; આ જીવન રોગચાળો
આ ખાટલો, આ ઘર, આ ઉચાળો.

(૩)

છે પાંજરું નિર્બળ પાંસળીનું
મુઠ્ઠી સમા હૃદયના વધતા ઉપાડા
આખે શરીર બળતા કંઈ ઘોર જાગી
ગાડા નીચે રૈક્વ હું બેસી રહ્યો છું.
જાણું ઘણું તો ય ન બોલતો કૈં,
વિદ્યા તણી આ લખલૂટ ભૂતિ
રોમે રોમે શી મીઠી ખંજવાળ,
જોયો મારા જ્ઞાન કેરો પ્રભાવ ?
જાનશ્રુતિએ પણ સાંભળી છે
વાર્તા મારા જ્ઞાનની હંસ મોઢે
લૈને આવ્યો જોડી આ ખચ્ચરોની
મારે ન કાંઈ ખપ ખચ્ચરોની
એ ગાડીનો, ગાય, ન વાછડાનો.
ને ..ગાય શું ? આ તને જંતરીથી

સંગીતનો એક જ સૂર ઊઠે
આ હસી લેતા પલટા અને ખણે
માથે, વાંસે, સાથળે, પેટ, પેઢે.
વાત્સલ્યનો ભાવ અહીં રહે ક્યાં ?
આ ડાંસભૂખ્યો રુધિરે ધરાશે ?
હું તો અહીં બેસી કરું વિચાર ત્યાં
આવ્યા તેવા બાપડી વાછડીને
વિશ્વામિત્ર સ્વાદથી આ ઉડાવી.
ને ખચ્ચરોના રથને કરું શું
ઘોડાય જ્યારે પગ ભાંગી ઊભા ?
ના જન્મતાં ખચ્ચર ખચ્ચરોથી !
મારે તૂટયું આ ભલું ગાડલું આ
ઊંચી લઈ ધૂંસરી છાપરું કરી
ગાડા નીચે વ્યગ્ર હું આ રહ્યો અહીં.
એ ચક્ર મારી સ્થિર બાજુએ છે
પેલાં ફરે ચક્ર ન આ ફરે એ.
ગાડું ઊભું; ધૂંસરીથી વછૂટયા
સામે જુઓ બેલ બે આથડે છે.
સંવર્મ વિદ્યા મુજને વરી છતાં
જિજ્ઞાસુ જાતશ્રુતિ શો ન કોઈ
આપી જશે ચંદ્રમુખી કુમારી ?
પેકાર્ડ કે ફોર્ડ, ફિયાટ, બ્યૂક ?
ન આપતું કોઈ કશું ય કોને.
અશ્વે ચઢી વીર હરી જતા વધૂ.

(૪)

જો આમ છે : આ રહ્યું કાળચક્ર
દેખાય છે તે ફરતું બધાંને
પરંતુ તે અવ્યય એક ઊભું
ને આપણે સૌ ફરતા ત્વરાથી
એવી ત્વરાથી વમળો અહીં આ
કે લોપ થાતાં સહુ કાળચક્રમાં.
જુદા જુદા રંગનો એક રંગ
કેવી ત્વરા છે ? ફરતા જુવો સૌ,
ન ચક્ર; એ તો અહીં મૂક ઊભું–
અનંતતાથી.
પ્રકાશનું બિંદુ વિભક્ત થાતાં
ધાર્યા અમે છે શતરંગ જૂદા.
ને એક તે તેજ મહીં મિલાવી
દેતી ત્વરા આ સ્થિર કાળચક્રની.
આકાશમાં તો ધનુ મેઘનું અમે
કોઈ દા'ડો પામતા દેખવાને
પરંતુ આંહીં રમતા વિવર્તે
ને પ્રેમના રંગ જુઓ પ્રવર્તે !
ને ચક્ર બીજું...
ઊંડો કૂવો એક તળાવ વચ્ચે
ત્રિકોણ પાળો
સેવાળથી લપસણી. નહીં તાગ પામો.
ને ચક્ર ત્રીજું..
દીઠું તહીં અરર પંક્ચર સાયકલે મેં
ચારે રીતે વખતઆંધી મહીં ફસાયો
તો યે વળી મન વિચાર થયો ચલો કે
એકાદ બે ચક્કર મારી આવું
મળે કદી એ રૂપપૂતળી તો
નેત્રો થકી નેત્ર મિલાવી આવું
દીઠું તહીં અરર પંક્ચર ચક્રમાં મેં
આ ચક્ર ચોથું...
રાત્રિ-દિવા ફેરવતો પ્રજાપતિ
લૈ દંડ બેઠો, મૂકી ચક્ર અક્ષે
મનુષ્ય માટી, ઘટ એ ઉતારે

અને પછી જીવન-અગ્નિ તાપે.
કાચા ઘડા મૃણ્મય કૈં થાતા.
પાકે ઘડે રમચીના કંઈ રંગ લાગે!
તો યે કાળાં કૈંક ધુંધાં દિસે છે!
પાકો ઘડો હું પણ ડાઘ લાગ્યો
આ આગનો – હું કદરૂપ કાળો.
આ પાંચમું ચક્ર
આ ચક્ર એવું અહીં લોપ સર્વનો
થાતો; ન નિર્વેદ, ન શાંતિ ક્યાંય,
આ ચક્રનું છિદ્ર; ધરી રહી આ
ગાડા કેરી; ઊંગ આ...સાવ કાળો
કાળો રહ્યો ઊંગ તનેય ચોંટશે
ને શ્વેત આ પાંખ જશે બગાડી.
આ ચક્રના બંધથી શેં છૂટાય?
આ રૈક્વ જાણે બધું તો ય બેઠો
માળા જપે લલિત કોમળ અંગનાની.
હું ખાઉં છું, પેટ મહીં ક્ષુધા ના
તૃષા નથી તો ય પીઉં છું તો ય,
છે પ્રેમ ના તો ય...
ને ઉંદરોનાં દર ખોળતો આ
નહૂષ રાજા...
બોરિંગ કાળો ભટકે બિલે બિલે.

(૫)

ચસો, ખણો ને જવ લોહી આવશે
ત્યારે થશે શાંતિ; દરાજ જૂની;
ધોબીધોયા મેલ કેરી પ્રસાદી
વસ્ત્રો પે'ર્યાં આદમે ને ઈવે યે
આચ્છાદવા એ વ્રણ એ જ ડાઘ.
આવે નહીં કો' મુજ સ્નાન લેવા

ના, ના, નથી રૈક્વ હું શ્વાન માત્ર
તાણી રહ્યો શકટનો સહુ ભાર જાણે!
ઉલ્લાસ ના જીવનમાં ક્યહીં યે જણાય
આ માળખામાં નહીં સત્ત્વ કાંઈ;
પાણીપુરી, ભેળ, વડાં, ખટાઈ.
હંસા, તને અહીં રમવું ગમ્યું શું?
મને પછાડયો લઈ શ્વભ્રમાં ક્યાં?
આ વાઘણો છે નરમાંસભક્ષી,
આ વૃત્તિઓ, આ સ્થળ, કાળ આ ને
ન્હોતો અરે, પ્રાર્થયિતા છતાં આ
યથા નિયુક્તોડસ્મિ તથા કરોમિ.
આવી પડે ખબર ક્યાં મુજને કહો તો
સ્વામી ન'તો જરી ય હું મુજ શક્તિઓનો.

(૬)

પ્રમત્ત આ યૌવનની વસંતે
વૃક્ષો પીએ છે રસ પૃથ્વી કેરો,
ને વારુણીમત્ત રહ્યાં છ ડોલી
પર્ણો જાણે છે નશાચૂર લાલ.
મળી મને યૌવનના પ્રભાતે
જ્યારે આભા વિશ્વની લાલ લાલ
ઊગી રહ્યો'તો હજી સૂર્ય બાલ
વરેણ્ય તે ભર્ગ થકી જ ચાલે
આ વિશ્વતંતુ; સહુ સૃષ્ટિ ધારે
એ ભર્ગનો ગર્ભ; નિતાન્ત આતુર
પડી જુઓ પ્રકૃતિ સૂર્યની પ્રિયા
પૃથ્વી કેરો પ્રેમી એ સૂર્ય એક
ને હું ય પ્રેમી...!
મને મળી નીરવ રાત્રિ શાંત
પ્રકાશ ત્યાં માનવનેત્ર માત્ર;

ને તે ય મીંચી અહીં આથડે છે
અંધારમાં માનવનાં શરીર.

(૭)

દીઠો તહીં નયનમાં તુજ રમ્ય માર્ગ-
અગમ્યતાપૂર્ણ, છતાંય ગમ્ય...
અંધારઘેર્યાં ઘનઘોર લાંબા
માર્ગે મારો ભોમિયો, અંધ શેલિ
તેજસ્વી નેત્રે દ્યુતિ તારકોની
બતાવી રહ્યો તો..
ઉદ્‌ગાતા એ પ્રેમના વેદ કેરો
રોમાન્સનાં પડળથી જગ ન્યાળતો'તો
'તારો નથી હું, અવિભિન્ન આપણે'
શી શ્વાનના યુગ્મની આ વિડંબના!
દીઠી નવાઈ, પશુની ભવાઈ!
ને શ્વભ્રમાં–ખીણ મહીં સરી પડ્યાં
બંને, તું હું? ના, હજારો ત્રિચારો,
સ્વપ્નાં જૂઠાં, યક્ષ ને પુષ્પધન્વા.
આકંઠ પાયો મધુ કાલિદાસે
ને ઘેનમાં કંઈ દુનિયા નિહાળી!
આષાઢની એ નવલી પ્રતિપદા
આષાઢ આ તો અવળો દિસે છે.
અભ્રોસૂનું વ્યોમ, ને ભોમ તાપે
બળી ઊઠી; હું ય બળી રહ્યો છું.
ખ્રિસ્તી ગુલામો જ્યમ રોમવાસી
રાત્રે જ્યારે જ્યોફતો જામતી ત્યાં
દેતા જલાવી કરવા પ્રકાશ.
આવી દીઠી ના કદી તેજબત્તી.
આ માનવોની ચરબી બળે છે
ને ફુક્કેગેની ચરબીથી ફીકી
પ્રભા ઊઠે છે.
બધા કહે આ જ્વર કામનો છે
ન કામનો છે, નળને થયો'તો
વહ્નિ સમો — ને પછી લાધિયું શું?
બાહુકનું રૂપ!

## કોઈ આવ્યું નહીં!

હરિહર જોશી

યથાવત્ છે વ્યથા ખુશ્બૂ ભરીને કોઈ આવ્યું નહીં!
ડૂબેલી સાંજનાં દરિયે તરીને કોઈ આવ્યું નહીં!
બધાં ફૂલોના ચહેરે એક ધૂંધળી સાંજ ખીલી છે,
ક્ષણોના કાફલા છોડી ફરીને કોઈ આવ્યું નહીં!
ઝરૂખે ઓગળે છે એક મોસમ જેટલું અંતર,
વિતેલી કોઈ ઘટનાને સ્મરીને કોઈ આવ્યું નહીં!
પણે દૂ...ર પાનખરમાં એક વેધૂર સ્વપ્ન પલળે છે,
વસંતે સૂર્યનો દીવો કરીને કોઈ આવ્યું નહીં!
મળ્યો મંઝિલ જેવો વ્યાપ વિસ્મયને ખરું પૂછો,
સ્વયં ખુદના જ સંદર્ભે ડરીને કોઈ આવ્યું નહીં!

# મહોત્થાન

તનસુખ ઓઝા

(૧)

અચ્યુત પદ રશ્મિની લાતે વિશીર્ણ જ ઊડતાં,
તિમિર ગિરિઓ, રાત્રિ, કેરાં મહાજડ પ્હાડ-શા;
શશિયર–ખરી, ઊઝીર્ણ તા, ઉડુ છ સ્ફૂલિંગ-શા,
ઠિલકસમ યુક્તા શુક્રે, શું જડી દીધ, શાશ્વતી!

રવિતુરંગનાં, મુખારવિંદે, સલામત ઉદ્દટે,
શિખરગરિમા, હિમાદ્રિની, દ્રવે મદગવિંતા;
વિનયપૂત ગંગાએ જ્યારે, થઈ ભૂત બાષ્પિત,
સિકર ઊડતા ઓધે મોજે ભરી ઓજસ ચંદ્ર-શું?

ચિંતવનમહીં ચૈતન્યોના, સમંદર ઉચ્છલે,
મનુજ કિટ તીર્થ ચોદ્દભીજે, રચે જગ સર્વને;
સમદર સૂતાં કાલુમત્સ્યે, હતી મન–ચેતના;
મરજીવ–દ, મુક્તામૌક્તિકો, શગો રઝળી પડે!

પુનરભવના કુંભૂ કુંડે, સુવર્ણિત છીપલે,
અરથગરથે, જો ના લાધે સુવર્ણ-રજ બ્રહ્મની!

(૨)

કરમ કિરણે પ્રત્યાઘાતે સહસ્ર જ પાદનાં,
તિમિર રૂપનાં, અજ્ઞાનોનાં, ગિરિજડ સ્ફોટકે;
કુંણ કણુ થઈ ઉડુ રૂપે જતાં નભ વિકરી,
શશિયર રૂપી, ભક્તિ ચંદ્રે, ખરી ઝીલકે મઢી.

સિતવન તણા સ્ફુલિંગો, શું રહી ઝગી ચેતના,
અભિભૂત થઈ, સૂર્યાત્માનાં, મુખે ઝબકી રહી;
જડતમસ, ઉત્તુંગી શૃંગો થયાં દ્રવીભૂત ને
નભ ચમકતી નિહારિકા, સુચેતન સાગરે...

અધિમનસ ચિત્તિદ્વારોમાં . સચેતન પ્રાવૃષે,
શિવવિષ ધરે કંઠે, જાણે,. રચે જગ શૈવને
અમૃતસ્રવ, જે દેવો પીતાં, શું કેતૂ ચ રાહુ-શા,
શિશ નિજ કપાવે મોહિની સ્વરૂપ શું મોહીને.

અમૃતભૃત, વિષ્ણુશ્રી જ્યારે, કૂંપી કરમાં ધરી,
ચતુર્દશ રત્ને પ્રાપ્તશ્રી, પ્રભા દધિ મંથને!

(૩)

તિમિર તમસે, મા' કાલિન્દા, પ્રભાકર આકૃતિ,
ઉદધિ વિચિ ફેનીલો જન્મે જગે જળરાશિઓ;
સકળનદ, ગંગાકાલિંદી, સર્જે જીવ ચેતના,
સરસવત, જે બ્રહ્માપુત્રી, પ્રયાગ-જ બિંદુઓ!

બુદ બુદ ઊડે, રાતીમાતી, દ્રયસ્તન વલ્લિઓ,
શિશુમુખ ભરે, તત્ત્વે દુગ્ધે, રવિ જઈ પશ્ચિમે;
કદિ પૂરવમાં — પ્રાચીરેણુ, દઈ રક્તિમ રંગને,
બહુ વરણનાં, – રક્તાવર્ણી, થતાં ભ્રમણો હદે!

સિંદૂર-વરણાં માંસે રક્તે, નસે પરિપ્લાવિતા,
જળે, અનિલ, જ્વાલા, પૃથ્વીને, અહો, અવકાશ આ;
જગસરજને, પારાદીપ્તિ પ્રભાવિત ચેતના,
દરપણુ-મઢી હીંડોળા ખાટે, ઝૂલે જગદીશ આ!

(સ્થળ સમયને પાયે ઘાલ્યાં – ગણી મુજ પેંગડાં)
પ્રતિછવિત થૈ સ્વારી અશ્વે ધરું પ્રતિબિંબને,
સ્વરૂપ નિજ, આત્માનું ઢાળું, કરી જ પ્રપંચને!

(૪)

તિમિરગહરી; ખીણે જૈને, પડ્યો શું હું ક્ષુદ્ર-શો,
ભયજનક કો, મૃત્યુ ડેરા, તમોમય કયા તળે?
વિનતિ વચનોચ્ચારે વંદી કહ્યું, 'પ્રભુ, રક્ષજે',
સહસ. પ્રભવી, સ્હાયે અશ્વે કરી. પધરામણી!

તુરંગ અસેવારી ગુલાંટે લઈ કરી તેં, લહી,
નિયતિ-નિયમે, રશ્મિ-ઝાલ્યાં, કરે જ લગામ-શાં;
સખત અહતો બંદૂકો સંભૃતા પૂરબહારમાં,
બહુ સળગતી, જામગ્રીથી ચહુ નહિ સ્ફોટ જ્યાં!

સ્ફૂટિત થઈ, સુરંગો, બસ્તા બની મુજ કુંડલિ-
તમસપટલે, સપ્તેચક્રે, ન વિદ્ધ જ હોય, જે
તિમિર અસુરે, મારા જીવે, ચડી છ ભૂમધ્યથી
શિશ બિચ રેખા, રંધ્રે જાણે, ઝગે શિરરંધ્ર જે

કમળ ઉર, વિષ્ણુ પ્રસ્થાપે, મયૂખ સિંહાસને,
સ્થિત ચિંતવને બ્રહ્માસીના, સહસ્રજપદ્મ-પે!

(૫)

ચતુરવિધ, ખીલી પદ્મોજા, દલેદલ પોઢપી,
કવિતકલગી, ચિત્રે, ગીતે, મઢેલ મયૂરનાં;
વિવિધવરણી, પીંછાં જાણે અનેક મયૂખનાં,
વિકિરિત થતાં, આત્મા કેરાં, સરસ્વતી હાર્દથી.

અખિલ ઉરમાં, હિંદુસ્તાને, સુસ્થાપિત શિલ્પ જે
વિકસિત અજંતા, ઈલોરા, અખંડિત-ખંડિકા;
સરજિત પ્રભા મૂર્તિદ્વારે, ચહુદિશ ઉત્સવે,
પૂરવ, દખણી દ્વારે કંડી કુણાર્ક જગ-પુરી!

હિમલય દિશે, બદ્રિનાથે ઋષિ-શુચિ છ કેરા જ્યાં,
લખમણ ઝૂલે, કુમારી કન્યા, સુહે જગપારણે;
સકલ ધરમે, ને સંસ્કારે, કલાકૃતિ સાથિયે,
વિવિધ કિરણે સૂર્યાશ્વે જ્યાં પ્રદાપિત પંથકે!

રથ-જગ-ઝળેળે શોભાથી, સુશાશ્વત કાલ જ્યાં,
ચઉદ સ્વરગો ને બ્રહ્માંડો, ખૂલે હરિદ્વારમાં!

## સંયોજન | શાસ્ત્રી જયેન્દ્ર દવે

નીરવ રવ પ્રસ્ફુટન
લય-સંયોજન તાલ તરલ જવ મુખર મૌન પ્રફુલ્લન
કેવળ નીરવ રવ પ્રસ્ફુટન.

અંતરતમ કરતાલ પ્રકંપન
રોમ-હર્ષમય તર્જન
વર્તુલ ઘેર ગહન ગોરંભન
અકલ ગૂઢ આવર્તન
અધીર નેણ ઈક્ષણ આકુલ અવ અંતરપટ અવગુંઠન
કેવળ નીરવ રવ પ્રસ્ફુટન.

ત્રુટિત શબ્દ ઉચ્ચાર અધૂરા
થકિત ગાત્ર શ્લથ સ્વેદ મધુરા
ત્રમિત તાર ત્રમકાર ચતુરા
મુરછિત અંગ અંગ મદચૂરા
શ્રુતિ રસ-ધાર અલસ લવ સ્પર્શ અધર અધીરાં-ચુંબન
સહસા નીરવ રવ સ્વર ગૂંજન
કેવળ નીરવ રવ પ્રસ્ફુટન.

## બીજું કૈં પણ તું કર | દિલીપ જોશી

આપણાથી અલગ દોસ્ત પડદો ન કર બીજું કૈં પણ તું કર;
આંખ મોતી ઉછેરે તો દરિયો ન કર બીજું કૈં પણ તું કર.
હાથ ટૂંકા કરી સાંજ જોવી પડે એટલી છે વ્યથા,
પુષ્પ! પમરાટ દઈ જર્દ ઝખ્મો ન કર બીજું કૈં પણ તું કર.
એક ખુલ્લા ઝરૂખેથી આકાશ, એકલ વહે સીમમાં,
ચિત્ર સુંદર છે એમાં તું રહેશે ન કર બીજું કૈં પણ તું કર.
ભાગ્યજોગે પવન પણ મળ્યો મોકળો ઢાળ છે મન તરફ,
મારી સામે નવો કોઈ રસ્તો ન કર બીજું કૈં પણ તું કર.
પાત્ર હો એટલું આપવાનો નિયમ છે અફર છે સદા,
મેં કર્યું છે ય શું આમ સિજદો ન કર બીજું કૈં પણ તું કર.
એ જ લાચારી વળતી ટપાલે મળે, ક્યાં દિલાસો 'દિલીપ'?
સર્વ અખબારમાં એનો ઢગલો ન કર બીજું કૈં પણ તું કર.

## તમે

શાસ્ત્રી જયેન્દ્ર દવે

જે
નિગૂઢ અમ હૃદય વલ્લભી
તે જ તમે
  આ સહજ નેણ–છણકાર શોભતી પલક–પલ્લવી ?
જે
ઉર તન્ત્રનિમગ્ન નાદમય તન્તુ વલ્લરી
તે જ તમે
  આ અધર વિવશ. સ્મિત લાસ્ય ખંજને બજત ખંજરી !
જે
રુધિર–અભિસરણ નિસરણી
તે જ તમે
  આ અદીઠ સ્નેહ તૃણ શૃંગ સ્પર્શતી કનક શિખરિણી !
તે જ તમે
  આ અસ્થિર–માંસ પિંજર નિવાસિની !
જે
સંવેદન સૂર પ્રવાસ ઇહલોક વિનોદિની !

## છલકાય છે | શિવજી રૂખડા

પથરાય છે ભીંતો બધી આડી પડી પથરાય છે;
ફેલાય છે આ સગપણો વિસ્તાર થઈ ફેલાય છે.
દેખાય છે ચ્હેરા બધા કારણભર્યા દેખાય છે;
ખરડાય છે આ દર્પણો કારણ વિના ખરડાય છે.
અડચણ નડે છે આવતા, જાતા બધે અડચણ નડે;
અટવાય છે પગલાં હજી રસ્તા ઉપર અટવાય છે.
એવી અસર છે આ ટકોરામાં હજી એવી અસર;
ખૂલી ગયાં ભોગળ ભીડેલાં બારણાં ખૂલી ગયાં.
રોનક વધી એ વાતથી ચારેતરફ રોનક વધી;
હરખાય છે આ પાન કૂંપળનાં હજી હરખાય છે.
ફૂલો બને છે અક્ષરો ને કાગળો ફૂલો બને;
છલકાય છે ચોગમ હવા સુગંધની છલકાય છે.

## ગઝલ

ભરત ભટ્ટ 'તરલ'

હાથે લખ્યું, ભીંતે લખ્યું, ફળિયે લખ્યું;
ક્યારેક તારું નામ ઝળઝળિયે લખ્યું !
આખ્ખોય મારો હાથ ચકમક થૈ ગયો–
એવી પીડાનું રૂપ આંગળિયે લખ્યું !
તેં બાગ આખ્ખોયે કવરમાં મોકલ્યો;
મેં જ્યાં મુલાયમ કૈંક કાગળિયે લખ્યું !
તારુંય સરનામું રગેરગમાં ફરે;
તારા નગરનું નામ પાંસળિયે લખ્યું !
અકબંધ ઇચ્છા તે છતાં કોરી રહી;
જળ-શી સપાટી પર અને તળિયે લખ્યું !

## આપણે તો

કિસન સોસા

શબ્દે મોતી, સ્વપ્ને મહેરામણ હતા;
આપણે તો સાવ સાધારણ હતા.
તામ્રવરણા એટલે એ પણ હતા;
સૂર્ય–રસ્તે શબ્દના પગરેણ હતા.
ધાન ખેતરમાં, અગન આકાશમાં;
ને વને વિખરાયેલાં ઇંધણ હતાં,
એ બધા જાહેર રસ્તા થઈ ગયા;
આપણી પાસે જેરી આંગણ હતાં.
ચોતરફ વરસાદ, ઝીંકે ઝાટકા;
એક છત્રીને શરણ બે જણ હતાં.
પાન વર્ષોના રસો ઊથલાવતો;
ક્યાં તૂટયાં સમ્બન્ધનાં સાંધણ હતાં ?
વીજનર્તનથી ભર્યું આકાશ, ને
એક ચહેરે કેટલાં દર્પણ હતાં !

## આદમી

સોલિડ મહેતા

હજી ક્ષિતિજ પારનું તરલ તથ્ય છે આદમી
અહીં નિકટ–દૂરનો સહજ શબ્દ છે આદમી.

અફાટ મનની નદી દિવસ-રાત છો ઘૂઘવે
સળંગ નભ–દૃશ્ય કે સઘન સૂર્ય છે આદમી.

સરોવર અભાવનું છલછલે સદા આંખમાં
છતાં કમળ નામનો સફળ અર્થ છે આદમી

કદી અરવ શ્વાસમાં પમરવા મથે છે કશું
બધી મમતમાત્રનો પરમ સ્પર્શ છે આદમી.

અતીત–રત પર્ણ-શી ફરફરે ક્ષણો સામટી
અનાગત ઉજાસનું સુખડ વૃક્ષ છે–આદમી.

પ્રસંગવશ દર્પણો દિવસરાત ઝૂલ્યાં કરે
અને દરમિયાનનું સ્મરણ–સ્વપ્ન છે આદમી.

## સંબંધ આપણા

દિલીપ જોશી

બંધાય એવી ક્યાં હતી એની વિચારણા,
ખોટી પડી શકે છે અહીં પોતાની ધારણા.

ફોટો ન કોઈ પાડશો કેવળ અવાજનો,
તસ્વીરના ય અર્થ તો લો થઈ શકે ઘણા.

ક્યારેક પથ્થરો અને ક્યારેક ફૂલ–પાન,
વાતાવરણ ઉપર હતા સંબંધ આપણા.

જોડે ઋણાનુબંધ એ તોડે સવાલ ક્યાં ?
ઉત્તર રૂપે રહ્યાં ખૂલાં કે બંધ બારણાં.

બે પળ પછી અનંતમાં પલટાય ફાંસલો,
ક્યહીંથી મજાર દીસતી હૈયી છે પારણાં !

# ચાર ગઝલ

અશોકપુરી ગોસ્વામી

(૧)

મારી જ આગવી રીતે સ્પષ્ટીકરણ થયું,
કેવળ ગઝલ લખી, અને નિરાકરણ થયું.

સૌ દેખતા રહ્યા અને સરિયામ લઈ ગયો,
ઝાકળ તણું, સૂરજ વડે લ્યો, અપહરણ થયું.

ઇચ્છા કરી ને આંખ તો ભૂલી ગઈ બધું,
પણ આંખનું જ પગની ઉપર આક્રમણ થયું.

ભૂતકાળ એક છે ને ભવિષ્યકાળ એક છે,
પાણી બરફ બન્યું તો નવું વ્યાકરણ થયું.

ઘટના બધી યે ભેજની અહીંયાં પરોક્ષ છે.
અર્થાત્, લ્યો, વરસાદનું વાતાવરણ થયું.

(૨)

પંખી ઊડે એ જોઈ ડાળ ઊડવા મથે,
સમજાય સત્ય તે, પછીથી તૂટવા મથે.

'અક્કડ રહી નહીં હવે થાકી ગઈ' કહી,
તલવાર પણ કમાન જેમ ઝૂકવા મથે

નિશ્વાસ, અશ્રુ, ડૂસકાં મળવાનાં તે છતાં,
ઘેલી બનેલી છોકરી રાણી થવા મથે.

તારા વિનાની સાંજનો સૂનકાર જોઈને,
સવાર પણ; સવાર પ્હેલાં ઊગવા મથે.

રણને બતાવ, હે ગઝલ! જાવું છે રણ કને,
નકશો બતાવી એક નદી પૂછવા મથે.

(૩)

સમજ્યો ન અર્થ કે ગઝલ સમજાવવા છતાં,
સોનાની મોજડીથી એને મારવા છતાં.

તોફાન હોત તો તો બચાવી શકાત, પણ
ડૂબાડી નાવ ખુદની પોતે ખારવા છતાં.

તારા ને ધર્મરાજમાં બસ એક સામ્ય છે,
જુગટુ ફરી રમે તું સતત હારવા છતાં.

તારા વિનાની વારતાનો સ્થાયી ભાવ તું,
સમજી શકાય ના જે સતત વાંચવા છતાં.

વૃક્ષોની ટેકરી ફરી પંખી ઊડી ગયાં,
હા, પારધીના બાણથી ઉગારવા છતાં.

(૪)

શંકાય છે મન એમ કહીને કે 'તલપ નથી',
દોડે છતાં પહેલા સમી તારી ઝડપ નથી.

પર્ણો બની ખર્યો છું પરિચયની ડાળથી,
લાગે છે આપણો અહીં કોઈને ખપ નથી.

અનહદ સુખોનાં સોણલાં જોયાં જ કેમ તેં?
તારો ય આંખ પર હવે સ્હેજે કડપ નથી.

ઋષિ-મુનિની જેમ કાલે શોભતું હતું,
પણ વૃક્ષ સુકાયું જ; ફળ્યું કેમ તપ નથી.

ભૂલા પડયા પછી ગઝલ! પ્હોંચી જવાય છે,
સમજાવવું અઘરું છતાં સ્હેજે ય ગપ નથી.

# પૉલ સેલાનનાં કાવ્યો

અનુવાદ : ચંદ્રકાન્ત ટોપીવાળા

## આસ્પેન વૃક્ષ

આસ્પેન વૃક્ષ, તારાં પર્ણો અંધકારમાં શ્વેત નજરે પડે છે
મારી માના કેશ ક્યારેય શ્વેત નહોતા.

ડેન્ડેલિયન ફૂલો, યુક્રેન એટલું લીલુંછમ છે.
મારી પીતકેશી મા ઘેર આવી નહિ.

વર્ષાનાં વાદળ, કૂવા પર તું મંડરાય છે ?
મારી મૂંગી મા રડે છે સર્વ માટે.

તારામંડળ, તું સુવર્ણવર્તુળ ઘુમાવે છે,
મારી માનું હૃદય ચીરડેલું સીસાથી.

ઓકથી બન્યાં દ્વાર, તમને મિજાગરામાંથી કોણે ઊંચક્યાં ?
મારી અભિજાત મા પાછી ફરી શકી નહિ.

## 'મૃત્યુગાન'

પરોઢનું અંધારદૂધ અમે પીએ છીએ સાંજે
અમે પીએ છીએ બપોરે, સવારે અમે પીએ છીએ રાતે
અમે પીએ છીએ, પીએ છીએ
અમે ઘોર ખોદીએ છીએ આકાશમાં, ત્યાં સંકડાશ નથી
મકાનમાં રહેતો માણસ એ રમે છે સર્પોથી એ લખે છે
એ લખે છે સાંજે-જર્મનીને તમારી સુવર્ણકેશી માર્ગારેટ
એ લખે છે અને મકાનમાંથી બહાર આવે તે તારાઓ ચળકે છે
એ સીટીથી એનાં કૂતરાંને બોલાવે છે
એ સીટીથી એના યહૂદીઓને બોલાવે છે બહાર
અને જમીનમાં ઘોર ખોદવાનો આદેશ આપે છે
એ આજ્ઞા કરે છે એક કતારમાં ઊભા રહેવા, નૃત્ય માટે

પરોઢના અંધારદૂધ, અમે તને પીએ છીએ રાતે
અમે પીએ છીએ સવારે બપોરે અમે પીએ છીએ સાંજે
અમે તને પીએ છીએ, તને પીએ છીએ
મકાનમાં રહેતો માણસ એ રમે છે સર્પોથી એ લખે છે
એ લખે છે સાંજે જર્મનીને તમારી સુવર્ણકેશી માર્ગરેટ
તમારી ભસ્મકેશી શુલામિથ અમે ઘોર ખોદીએ છીએ આકાશમાં
ત્યાં સંકડાશ નથી.

એ બરાડે છે ઊંડું ખોદો જમીનમાં અને એ ય તમે
તમે ગાઓ, તમે નાચો
એના કમરપટ્ટાના લોખંડને એ સાહે છે ઝુલાવે છે
અને ભૂરી છે એની આંખો
એ ય તમે પાવડા ઊંડા મારો જમીનમાં અને તમે
નાચ્યા કરો
પરોઢના અંધારદૂધ અમે તને પીએ છીએ સાંજે
અમે પીએ છીએ બપોરે સવારે અમે પીએ છીએ તને રાતે
તને પીએ છીએ, તને પીએ છીએ
મકાનમાં રહેતો માણસ તમારી સુવર્ણકેશી માર્ગરેટ
તમારી ભૂખરકેશી શુલામિથ એ રમે છે સર્પોથી :
એ બરાડે છે વધુ મધુર બજાવો મૃત્યુસંગીત.
મૃત્યુ આવે છે માલિક રૂપે જર્મનીથી
એ બરાડે છે તારને ઘેરા ને ઘેરા કંપાવો અને ધૂમાડાની જેમ
તમે ચઢશો આસમાને
પછી ત્યાં તમને મળશે તમારી ઘોર વાદળોમાં
ત્યાં સંકડાશ નથી.

પરોઢના અંધારદૂધ અમે પીએ છીએ તને રાતે
અમે પીએ છીએ બપોરે મૃત્યુ આવે છે
માલિક રૂપે જર્મનીથી.
અમે પીએ છીએ તને સાંજે અને સવારે
અમે પીએ છીએ તને પીએ છીએ

માલિક જમ'નીથી મૃત્યુ આવે છે ભૂરી આંખે
સીસાની બુલેટ લઈને એ નિશાનને વીંધશે એ તમને વીંધશે
મકાનમાં રહેતો માણસ તમારી સુવર્ણકેશી માર્ગરેટ
એનાં કૂતરાંઓ સાથે એ શોધી કાઢશે અમને આકાશમાં
અમને એ ઘોર આપશે
એ રમે છે સર્પોથી અને સ્વપ્નોથી, મૃત્યુ આવે
માલિક રૂપે જમ'નીથી.
તમારી સુવર્ણકેશી માર્ગરેટ
તમારી ભસ્મકેશી શુલામિથ.

## બોલો, તમે પણ

બોલો, તમે પણ
બોલો છેલ્લા હો એમ
તમારી વાત થવા દો.

બોલો—
પણ હા અને ના–ને અવિયુક્ત રાખો
અને તમારી વાતને આ અર્થ આપો :
એને છાયા આપો.

એને પૂરતી છાયા આપો
એટલી આપો કે
મધ્યાહ્ન અને મધ્યાહ્ન અને મધરાત વચ્ચે
તમે જાણો છો તેમ ભેદ કરી શકાય.

જુઓ, ચોફરતે
જુઓ એ બધું કેવું જીવંત લાગે છે!

જ્યાં મૃત્યુ છે, જીવંત.
એ જ સાચું ઉચ્ચારે છે,
જે છાયાને ઉચ્ચારે છે.

પણ તમે જ્યાં ઊભા છો એ સ્થળ
હવે સંકોચાય છે.

છાયાથી ઉતરડાયેલા હવે તમે ક્યાં જશો?
ઉપર ભણી. તમે રસ્તો ઉપર ફંફોસો
જેમ તમે વધુ ક્ષીણ, ઓછા ગમ્ય, વધુ સૂક્ષ્મ
સૂક્ષ્મતર. સૂતરતાંતણો, જેના દ્વારા
તારો મથે છે નીચે આવવા
વધુ નીચે, નીચે ને નીચે.

જ્યાં એ પોતાને ચમકતો જુએ
ભટકતા શબ્દોના રેતીના ઢૂવાઓ ઉપર...

## ઝૂરિક

આપણી ઘણીખરી વાતચીત અંગે
ઘણી ઓછી અંગે
ફરી ને ફરી તમારી ને તમારી અંગે

યહૂદીપણા અંગે, તમારા ઈશ્વર અંગે
તે અંગે
આરોહણને દિવસે

ચર્ચ ઊભું હતું ત્યાં
વહાવતું સુવર્ણ જલપર થઈને
આપણી વાતચીત તમારા ઈશ્વર અંગે
હું એની વિરુદ્ધ બોલેલો
મેં મારું હૃદય ખોલેલું એ આશાએ
એનો સર્વોચ્ચ મૃત્યુકડેડાટ સંઘર્ષી શબ્દ

તમારી આંખ ફરી, અન્યત્ર ફરી.
તમારા મુખે નેત્રને કહ્યું અને મે સાંભળ્યું :
આપણે નથી જાણતા, શું સમજ્યા ?
આપણે નથી જાણતા; જાણીએ છીએ ?
એ મહત્ત્વનું છે.

## સંકીર્ણકરણ

હંકારાયેલાં મેદાનોમાં
નિર્ભ્રાન્ત કેડા પરથી.

શ્વાસ, લખાયેલું પૃથક્ પૃથક્
શ્વાસપત્તીઓના પડછાયાઓ સહિતના
પથ્થરો સફેદ
હવે વધુ વાંચો નહિ, જુઓ
હવે વધુ જુઓ નહિ, જાઓ.

જાઓ, તમારા સમયને કોઈ પરિચારિકાઓ નથી.
તમને નિરાંત છે
એક ચક્ર, ધીમું દદડતું પોતામાંથી-
આરાઓ ચઢે છે
ચઢે છે. કાળોતરાં મેદાન
રાત્રિને તારાઓની જરૂર નથી
ક્યાંય પણ કોઈ તમારી ખબર પૂછશે નહિ

ક્યાંય પણ કોઈ તમારી ખબર પૂછશે નહિ
એમને સુવાડયા એ સ્થળ
એને નામ છે, એને કોઈ નામ નથી.
તેઓ ત્યાં સૂતાં નથી
કશુંક એમની વચ્ચે સૂતું છે.
એની આરપાર એમણે જોયું નથી.
જોયું નથી ના

શબ્દનો આરો. કોઈ જાગેલું નહિ
નિંદર આવીને છાઈ ગઈ એમની પર.
આવી. આવી. ક્યાંય પણ કોઈ પૂછતું નથી.
એ હું છું, હું
હું તમારી વચ્ચે સૂતેલો
હું ખૂલેલો
હું શ્રવણગોચર હતો
હું ટીક ટીક થયેલો તમારી તરફ
તમારા શ્વાસ એને અનુસરેલા
એ હું છું નિશ્ચેત.
પણ પછી તમે સૂઈ ગયા છો.

એ હું છું નિશ્ચેત.
વર્ષો,
વર્ષો વર્ષો, આંગળી
ઉપર અને નીચે અનુભવે છે;
ચારેપાસ અનુભવે છે;
ખપિયા. સ્પર્શગોચર, અહીં
ફાટીને પહોળું થયેલું, અહીં
ફરીને સાથે ઊગેલું.
કોણે આચ્છાદ્યું એ બધું ?
આચ્છાદ્યું એ બધું કોણે ?
આવી આવી.

આવ્યો શબ્દ, આવ્યો
આવ્યો રાત વીંધીને
ઇચ્છતો પ્રકાશવા, ઇચ્છતો પ્રકાશવા
રાખ,
રાખ, રાખ
રાત્રિ
રાત્રિ અને રાત્રિ. જાઓ
ભીનાં નેત્ર તરફ
જાઓ ભીનાં નેત્ર તરફ
ઝંઝાઓ, સમયના આદિમાંથી
રજકણોનો ચક્રવાત. અન્ય.
તમે જાણો છો એને.
જો કે અમે વાંચ્યું છે પુસ્તકમા
અભિમત હતો.
હતો હતો
અભિમત.
કેવા સ્પર્શેલા અમે પરસ્પરને, પરસ્પરને
આ હાથોથી ?
એ પણ લખાયું છે.
ક્યાં ? અમે એની પર લાદ્યું છે મૌન,
નિશ્ચેત વિષયી, મહા
લીલું મૌન
બાહ્યદલ
એની સાથે સંલગ્ન, વનસ્પતિનો ખ્યાલ
લીલું, હા,
સંલગ્ન, હા,
કુશળ આકાશ નીચે.
હા, વનસ્પતિનો
હા, ઝંઝાઓ, રજકણોનો ચક્રવાત

સમય બચ્યો હતો, સમય
પથ્થરથી પ્રયત્ન કરવા માટે
એ સત્કારશીલ હતો.
એણે દખલ નહોતી કરી
કેટલા ભાગ્યશાળી હતા અમે.
દાણાદાર
દાણાદાર અને રેખાદાર, સાંધાદાર
સઘન
ભર્યા ભર્યા અને રતુંબડ, મૂત્રપિંડાકાર
ચપટા અને
ગઠ્ઠાદાર. ઢીલા ગૂંચવાયેલા
એણે દખલ નહોતી કરી.
એ બોલ્યો
સ્વેચ્છાએ બોલ્યો શુષ્ક નેત્રો પ્રતિ,
એમને બીડતાં પહેલાં.
બોલ્યો બોલ્યો
હતો હતો
અમે નહીં જવા દીધો
વચ્ચે ઊભા અમે
છિદ્રાળું પાત્ર. અને એ આવ્યો.
અમારી ભણી આવ્યો, અમારામાંથી
અદૃશ્યપણે ટીકટાક કરતો
છેલ્લી અન્તરત્વચાને ટીકટાક કરતો
અને જગત સહસ્રાર સ્ફટિક
પ્રસ્ફુટ, પ્રસ્ફુટ
પ્રસ્ફુટ, પ્રસ્ફુટ
રાત્રિઓ વિશૃંખલ. વર્તુળો
લીલાં કે ભૂરાં, જાંબલી ચતુષ્કોણો
જગત એનું અંતરતમ સત્ત્વ

પ્રયોજે છે ક્રીડામાં
નવા સમય સાથે વર્તુળો
રાતાં કે કાળાં પ્રકાશિત ચતુષ્કોણો
ઉડ્ડયન પડછાયો નહિ
માપકસારણી નહિ
કોઈ ધુમાડો નહિ જેમાં પ્રાણ ચઢે કે ભળે.

ચઢે કે ભળે
ઘુવડના ઉડ્ડયન પ્રતિ
અસ્મીભૂત ભીંગડા કને
પલાયિત હાથ કને
અંતિમ નિષેધમાં
હટાયેલી દીવાલ નજીક રાઇફલ રેન્જની ઉપર :
દૃશ્ય, ફરીને.
આંકાઓ. વૃન્દગાન

એ સમયે પ્રાર્થનાઓ, સ્તુતિગાનો
એટલે કે
મન્દિરો છે હજી
તારામાં કદાચ હજી પ્રકાશ છે
કશું જ.
કશું જ લુપ્ત નથી થયું
સ્તુતિગાન.
ઘુવડના ઉડ્ડયન પ્રતિ, અહીં સંવાદો દિવાધૂસર;
જલતલના કેડાઓના.
( દિવાધૂસર જલતલના કેડાઓના
હંકારાયેલાં મેદાનોમાં
નિર્ભ્રાન્ત કેડા પરથી
શ્વાસ
શ્વાસ
લચાયેલું પૃથક્ પૃથક્ )



# '... કિન્ યહ રાહ ચલાઈ ?'

અશોકપુરી ગોસ્વામી

કાજી, તુમ કવન કિતેબ બખાની ।
ઝંખત બકત રહહુ નિસુ બાસર, જાતિ એકો નહીં જાની ।।

સકતિ અનુમાને સુનતિ કરતુ હૈ, મૈં ન બદૌંગા ભાઈ
જો ખુદાઈ તેરિ સુનતિ કરતુ હૈ, આપહુ કટિ ક્યોં ન આઈ ?
સુનતિ કરાય તુરુક જો હોના, ઔરતિ કો ક્યા કહિયે ?
અરધ શરીરી નારિ બખાની તાતે હિંદુ રહિયે ।।

ઘાલિ જનેઉ બ્રાહ્મન હોના, મહરિહીં કો પહિરાયા ?
વે જનમકી શુદ્રિ પરોસે, તુમ પાંડે ક્યોં ખાયા ?
હિંદું તુરુક કહાં તે આયા ? કિન યહ રાહ ચલાઈ ?
દિલમહં ખોજી દેખુ ખોજા દે, બહિસ્ત કહાં કિન્હ પાઈ ?।।

કહ હિં કબીર સુનહુ હો સંતો, જોર કરતુ હૈ ભાઈ ।
કબીરન્હ ઓટ રામકી ન પકરી; અંત ચલો પછતાઈ ।।

—કબીરસાહેબ

હિંદુ અને મુસ્લિમ એ ભારતના બે પ્રમુખ ર્મ. બંનેના આચાર, આહાર, વિહાર ભિન્ન. ંનેની રહેણીકરણી અલગ. સદીઓથી સાથે હીને સતત લડતી-ઝગડતી અસહિષ્ણુ પ્રજાને ધ્યકાલીન યુગમાં એક સૂફી સંત કવિ મળ્યા. કબીરસાહેબ.

તેઓ દેશ, કાળ અને સ્થિતિ-રીતિના ખૂબ જ મોટા નિરીક્ષક છે. તેમની સત્યાન્વેષી/આલોચનાત્મક દૃષ્ટિ સદા તીક્ષ્ણ અને ધારદાર રહી છે. સમીક્ષાક્ષેત્રે તેઓ 'તે જ યુગથી નહીં', પણ સામ્પ્રત સમયથી પણ કેટલાય આગળ છે. આડમ્બરપૂર્ણ પરંપરાઓને, તેનાં મૂળને, છેક ઊંડે જઈ પારખી તેના પર જનોઈવાઢ પ્રહારો કબીર સાહેબે કર્યા છે.

અજ્ઞાન એ દુઃખ અને દારિદ્રનું મૂળ છે. આ વાત કબીર ભલીભાંતી જાણતા હતા. સામાન્ય જનમાનસમાં સામ્પ્રદાયિક તથા ધાર્મિક અસમાનતા, મધ્યકાલીન યુગમાં પણ આજના જેવી જ, આજના જેટલી જ હતી. તે સમયે કબીર-સાહેબે જે નીડર, અને જલદ વાતો કહી હતી, કરી હતી તે આજે પણ એટલી જ પ્રસ્તુત છે. તે સત્યનું, તે તથ્યનું મૂલ્ય આજે પણ છે. આ બંને ધર્મના—હિંદુ અને મુસ્લિમ—ધર્મગુરુઓને તે સમયમાં—મધ્યકાલીન યુગમાં—કબીરસાહેબે જે અનુભવ્યું; જે કહ્યું, જે પૂછ્યું એ વાતને, તે વાતના મર્મને/અર્થને આ પદ–'કિન યહ રાહ ચલાઈ' દ્વારા પામવાનો પ્રયત્ન કરીએ.

આ પદ કબીરસાહેબનાં અન્ય પદો માફક ન સમજાય તેવું ગૂઢ કે અઘરું નથી. સામાન્ય જનસમૂહ સમજી શકે તેવું સાદું અને સરળ છે. કદાચ આ પદ દ્વારા એમણે સામાન્ય જન-સમૂહને જ કશું કહેવું / ઉપદેશવું હશે, તેથી આવી સરળ ભાષા / બાની પ્રયોજી હશે. કારણ જે હોય તે, પણ આ પદ સત્યને / તથ્યને ગળે ઉતારતાં સંબંધિત વર્ગ કે વ્યક્તિને ચચ-રાટ થાય તેવું તેજાબી અને તીક્ષ્ણ છે. તેમનાં દાખલા, દલીલ, તર્ક સચોટ અને અકાટ્ય છે. પદમાંથી નીપજતા અર્થને / અર્કને ગળે ઉતા-રવો જેટલો અઘરો છે, એટલો જ એને પચા-વવો પણ અઘરો છે. એ શીરો કે ફાલુદાની પેઠે ઝટ ગળે ઊતરી જતું નથી.

'કિન યહ રાહ ચલાઈ' પદ ચાર અંતરા-માં વહેંચાયેલું છે. પ્રથમ અંતરો દોઢ પંક્તિ-નો, બીજો અને ત્રીજો ચાર પંક્તિનો અને અંતિમ અંતરો બે પંક્તિનો. જોકે પહેલા બંને અંતરા એકમેકના પૂરક છે.

આ પદ રચાવાની ક્ષણોનું દૃશ્યચિત્ર સુંદર રીતે ઊપસ્યું છે. પદની શરૂઆત સિનેમાની ફ્લેશબેક પદ્ધતિ જેવી છે. પદારંભ ઉદ્બોધનથી થાય છે ભરબજારમાં કાજીનું કાંડું પકડીને કબીર જાણે પૂછતા હોય એમ જણાય છે. શું પૂછે છે? જોઈએ.

'હે કાજી, તારા પવિત્ર ધર્મગ્રંથનો તું આવો કેમ અર્થ કરે છે? રાતદિવસ ધર્મના નામે નકામી વાતો કેમ બકબક કર્યા કરે છે? (ઝંખત, બકત રહહુ નિસુ બાસર) ખરેખર તો તેં પોતે જ એ બધું (જ્ઞાન) ઠીક રીતે પચાવ્યું નથી. તેં એ જ્ઞાન, તેમાં રહેલી સમજ સાચી / પૂરે પૂરી જાણી, પ્રમાણી નથી. તારી અધકચરી સમજને / વાતને હું માનતો / પ્રમાણતો નથી. (મૈં ન બદોંગા ભાઈ) સૌ ખુદાના, ઈશ્વરના બંદા છે એમ કહેવાને બદલે તું તો અલગ જ વાત કરે છે?! (જાતિ એકો નહીં જાની)'

'તારી સુન્નતની જ વાત લે ને...'

કબીરસાહેબ કાજીને કહે છે, 'સુન્નત ખુદાને મંજૂર છે એ માનવાને મને કોઈ કારણ મળ્યું નથી. આ બાબતને ખુદાનું સમર્થન છે એવી તારી વાતમાં હું સંમત થતો નથી કારણ... જો ખુદા સાચે જ તારી સુન્નત ઇચ્છતા હોત તો ગર્ભકાળમાં જ ન કરત ગર્ભમાં જ / કુદરતી રીતે ઇન્દ્રિય કેમ સુન્નત

થઈને નથી આવતી ?'( આપ હું કટિ કયોં ન આઈ ? )'

આ પ્રશ્નની સાથે જ કબીરસાહેબ એક નવો તર્ક / નવો વિચાર કાજી પાસે મૂકે છે. આજ દિન સુધી નહી વિચારેલ, નહીં કહેલ એવી વાત ખૂબ જ પ્રબળ દલીલ દ્વારા તેઓ કહે છે...

જો સુન્નત બાદ જ મનુષ્ય સાચો મુસલમાન / સાચો તૂર્ક બની શકતો હોય તો એનો અર્થ એ થયો કે એ જન્મ્યો ત્યારે હિંદુ હતો. મુસલમાન તો સુન્નત બાદ જ થવાય છે ને, કાજી સાહેબ ?' આ તીક્ષ્ણ તર્કને એ હજુ આગળ વધારીને કહે છે, 'હે કાજી ! તમે પુરુષો તો સુન્નત કરાવીને પણ સાચા મુસલમાન નથી થઈ શકતા. કેમ કે, તમામ ધર્મોએ (તમારા ધર્મે પણ) સ્ત્રીને પુરુષની અર્ધાંગિની માની છે. અને સ્ત્રીની ( પુરુષની અર્ધાંગિનીની ) સુન્નત શક્ય જ નથી. તો હે કાજી ! તમારી ઔરતને શું કહેશો ? (ઔરત કો કા કહિયે ?) હે કાજી ! આમ અંગભંગ થવા કરતાં તો સારુ હોત કે તું જેવો જન્મ્યો તેવો જ રહ્યો હોત, હિંદુ તો હિંદુ. શું ફરક પડત ? (તાતે હિંદુ રહિયે) હવે કબીરસાહેબના કૅમેરાનો ઍંગલ બદલાય છે. નવું દૃશ્ય નવું પાત્ર. નવી વાત. હવે ફોકસ હિંદુ બ્રાહ્મણો પર. કબીરસાહેબ બ્રાહ્મણને પૂછે છે...

'હે બ્રાહ્મણો ! તમે જનોઈ પહેરી બ્રાહ્મણ બનતા ફરો છો તો તમારી બ્રાહ્મણીને ( અર્ધાંગિનીને ) જનોઈ પહેરાવો છો ? ( બહિનિ હીં કો બહિરાયા ? ) જનોઈ નથી પહેરાવતા ? કેમ ? તે સ્ત્રી છે એટલે ? કેમ સ્ત્રીને જનોઈ ન પહેરાવાય ? શું કહો છો ! પાંડેજી ? સ્ત્રી શુદ્ર છે ? ( એટલે જનોઈ ન પહેરાવાય ? ) ખરેખર ?!

પછી કબીરસાહેબ એની જ બિછાવેલી જાળમાં એને જ ગૂંચવીને કહે છે : 'હે પાંડેજી / પંડિતજી ! જો નારી / સ્ત્રી છે તો એ શુદ્ર નારીનું રાંધેલું / પીરસેલું અન્ન / ભોજન શા માટે જમો છો ? તમે વટલાઈ નથી જતા ? આવો અધર્મ તમે પોતે જ આચરો છો ? તમારી કહેણી અને કરણી અલગ અલગ કેમ ? ઉપદેશ તો જુદો જ તમે આપો છો !'

આપણે માનીએ કે બંને ધર્મનાં 'વડા નત મસ્તકે આ સાંભળી રહ્યા હશે. કબીરસાહેબની દલીલો / પ્રશ્નોનાં ઉત્તર ન તો તે જમાનામાં શક્ય હતા, ન આજના જમાનામાં. આ બંને સંવાદો બાદ કબીર પોતાની વેદના / પોતાનો વલવલાટ હવે પછીની એક પંક્તિમાં આબેહૂબ વ્યક્ત કરે છે એ પોતાને જ પૂછતા હોય એમ આપણને પૂછે છે : ક્યાંથી આવ્યા આ હિંદુ-તૂર્ક ? હિંદુ અને તૂર્ક કોણે બનાવ્યા ? કોણે આ ભેદ પાડયો ? આ રાહ / આ પ્રથા ક્યાંથી આવી ? ( હિંદુ તૂરક કહાં તે આયા ? કિન યહ રાહ ચલાઈ ? )

અને પછી તો...

કબીરસાહેબ આજીજી કરતા હોય / વિનવણી કરતા હોય એમ કહે છે, 'હે ભાઈઓ ! તમે ખોટાં જોરજુલમ કરો છો. આ તો બળ-

જરૂરી છે. આમ કરીને કયા હિંદુએ સ્વર્ગ અને કયા તૂર્કે (મુસ્લિમે) બહિસ્ત મેળવ્યું છે? (બહિસ્ત કહાં કિન્હિ પાંઈ?) માટે, હે સંતો / સજ્જનો! જેણે રામને (અહીં આતમ-રામના અર્થમાં) અવગણ્યો ઉવેખ્યો એ બધા અંતે પસ્તાયા / પસ્તાવાના. (કબીરન્હ ઓટ રામકી ન પકરી, અંત ચલે પસ્તાઈ).

કબીરસાહેબે આવી તો અનેક રૂઢ પરંપરાઓને તોડવાનું તથા વ્રત, રોજા, નમાજ, વેદ, પુરાણ, એ બધાની સાચી સમજ આપણને / આપણા સમાજને આપી. એ બધાના સદ્ અને યથાર્થ ઉપયોગની ભલામણ વારંવાર / લગાતાર કરી તેમણે આપણને દિશાબોધ / દશાબોધ કરાવ્યો. આપણી સામાજિક, ધાર્મિક, આધ્યાત્મિક અને ચારિત્રિક ઉલઝનોનું સમાધાન, નિવારણ કબીરસાહેબના અનેક પદોમાંથી મળે છે. કેટલાય પાખંડોને ખુલ્લમખુલ્લા પડકાર્યા છે, વર્તનથી અને વાણીથી પણ. સમય અને પાત્રની દૃષ્ટિએ ક્યારેક અત્યંત નરમ તો ક્યારેક અત્યંત કડવી વાણી / ભાષા તેમના પદોની રહી છે. આવું કહ્યા બાદ / કર્યા બાદ કબીરસાહેબ દ્રવિત થઈને / આર્દ્ર થઈને આપણ સહુને આમ કહી વિનવે છે, મનાવે છે (સંત ખરાને?) – 'કિતે મનાઉં પાઉં પારિ, કિતે મનાઉ રોય /'



## સર્જકમિત્રોને

સર્જક મિત્રોને વિનંતિ છે કે પોતાની કૃતિ સાથે જવાબી કાર્ડ, પરબીડિયું કે ટિકિટ ન બીડવાં. સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ માસમાં અપાય છે. અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી.

# ‘પ્રથમ સ્નાન’ના વિવિધરૂપી કાવ્યો

## નલિન પંડ્યા

(‘પ્રથમ સ્નાન,’ : ભૂપેશ અધ્વર્યુ, પ્રકા. : ધીરેશ અધ્વર્યુ, હિંગળાજ મહોલ્લા, ગણદેવી, જિ. વલસાડ, પ્રથમ આવૃત્તિ-૧૯૮૯, મૂલ્ય બાવીસ રૂપિયા.)

‘પ્રથમ સ્નાન’માં પ્રથમ દૃષ્ટિએ ત્રણ સંપાદકો મૂકેશ વૈદ્ય, જયદેવ શુક્લ અને રમણ સોનીનાં નામો જોતાં; મૃત સર્જક સાથે પોતાના નામો જોડી દઈને પાઘડીમાં નવું છોગું ઉમેરવાનો વ્યામોહ લાગે છે. બાકી આપણા કાવ્યસાહિત્યના ઇતિહાસમાં ‘ક્લાન્ત કવિ’ જેવાં સંપાદનો એકલે હાથે થયેલાં છે. કાવ્યસંગ્રહમાં અભ્યાસલેખો કે પરિચયલેખો હોય એ સારી બાબત ગણાય, કારણ કે કાવ્ય સમજવા માટે ાણ ઉપકારક નીવડે આમાં સિત્તોતર પાનાં વિતાના અને ર્ંગેક અન્ય પાનાંમાં એવી તે ઈ વિશેષ ગોઠવણી કે સંપાદનકાર્ય છે; કે ેના માટે ત્રણ ત્રણ નામો રોકાઈ જાય! સ્વ. ·વજી પટેલનો કાવ્યસંગ્રહ ‘અંગત’ પણ ાના મૃત્યુ પછી જ પ્રગટ થયેલો. જો કે રાવજી ને ભૂપેશની સરખામણી કદાપિ થઈ શકે ાીં; કેમ કે જે શિસ્ત રાવજીમાં નહોતી, તે પેશ ચુસ્તપણે સ્વીકારીને ચાલ્યો હતો.

કવિતા અને વિવેચન તરફ ભૂપેશ અધ્વર્યુ ારે પડતો સભાન થઈને અંતિમવાદી વલણ વતો થઈ ગયો હતો. આ સર્જનપ્રક્રિયાનું રોધક બળ તેમ જ જોખમ ગણી શકાય. તે દરેક બાબતમાં નિરર્થકતા, શોધકતા શોધતો હતો. રખડું ફિલસૂફની અદાથી તેણે ફિલસૂફીની દિશાઓ વડે જીવનને ચુસ્ત બાંધી દઈને જીવવાનું સ્વીકાર્યું હતું. એમાંથી જીવનવિષયક ગૂંચવણો ઊભી થતી લાગી છે. આમ તો એ પોતાની દિશા ફિલસૂફની ગણાવતો. એડી વિલ ડ્યુરાંનું ‘એક વિધાન પુરાવારૂપ લાગે છે. તે કહે છે : ‘Life had become unmanageably complicated for philosopher.” આવા જ ઑટોસજેશનથી ‘એક ઈજન’ કાવ્ય ચાલે છે. પોતે જ પોતાના કાઉન્ટર પાર્ટ સાથે વાત કરે છે. ફિલસૂફી અને બૌદ્ધિક આયાસોએ કવિ ભૂપેશને હાર આપી, તેનો ન્યાય ‘એક ઈજન’માં પ્રગટ થાય છે. ભાષાકર્મ કરવામાં ભાષાની ક્રૂરતા ન લાગવી જોઈએ! (કદાચ ટોપીવાલા એને જ “કલાની ક્રૂરતા” કહેતા હશે!) ભૂપેશ વધુ જીવ્યો હોત તો કવિ ભૂપેશની જીત થાત! એના વ્યક્તિત્વ અને એની સ્થિરતા વિશેની શોધખોળ તેમ જ ક્ષણિક અનુભવમાંથી જન્મતી માનસિક તાણ ‘હું ચા પીતો નથી’(પૃ. ૬)માં વ્યક્ત થાય છે.

‘ખૂટકાવ્યો’ (પૃ. ૧૨–૨૨) પ્રથમસ્નાનનાં

પ્રધાનકાવ્યો ગણી શકાય. બૂટને કેન્દ્રવર્તી બનાવીને એમાંથી જુદાં જુદાં કલ્પનો સર્જીને નૂતન અધ્યાસો કવિએ રચી આપ્યા છે. એના 'વિદાય' ખંડની પંક્તિઓ માણવા જેવી છે :

'બૂટાળાઓનો આ દેશ – વિશ્વ !
બૂટ, મારા પરમ પ્રિય,
                    મારી આશની ચરમ ટોચ.
વિદાય, વિદાય તને અશ્રુપાત.
સૌના બૂટમાં નિવાસ, બૂટમાં વાસ,
બૂટમાં પ્રકાશ, બૂટમાં શ્વાસ
ઉછાસ...ઉછાસ !'

આમ, બૂટની મોનોઇમેજ, સ્થળ અને કાળની સભાનતાથી એક મોટો આકાર રચતાં રચતાં અતિવાસ્તવનો અનુભવ કરાવે છે. બૂટનાં જુદાં કલ્પનોમાંથી એક મુખ્ય કલ્પન કે આકાર બૂટનો જ રહે છે જેથી બૂટ ક્યારેક કોઈ જુદા સ્વરૂપે પણ લાગે છે. આવા અતિવાસ્તવિક અનુભવને "એક નવી ઓલાદ"માં જોઈએ :

"જો બૂટ ગાય–ભેંસના આંચળમાંથી નીકળે
તો બૂટને પગ ફૂટે
પગને આંગળાં આંગળાંને નખ ફૂટે.
નખના પોલાણમાં સદ્યસ્નાતા
ધરતી મેલ બનીને પ્રસરે."

*　　*　　*

"ગરમ બૂટનાં ચામડાં કઈ ઓલાદનાં ?" અંતિમ પ્રશ્નમાં કવિએ માનવજાતની પેઢીઓ વિશેના વિચારો સાંકળ્યા છે.

'શબ્દનો જન્મ' (પૃ. ૨૩), 'થોડાંક વૃક્ષો ને પછી' (પૃ. ૨૫), 'એક કાવ્ય' (પૃ. ૨૭), 'સફરનો સાદ' (પૃ. ૩૧) જેવાં કાવ્યો મધ્યમ કોટિનાં તેમ જ અન્ય અસરો ઝિલાયેલાં કાવ્યો છે. 'સૂરજના ન ઊગવા વિષે' (પૃ. ૨૯) સુરેશ હ. જોશીનું 'કવિનું વસિયતનામું'નું વિરોધાભાસી (Paradoxical) કાવ્ય લાગે છે. અહીં ભૂપેશ કહે છે કે;

" સૂરજ ન ઊગે ત્યારે
વાયરાઓ વાઈ જાય
ફૂલ બધાં ખરી જાય.
ખૂલ્યાં પહેલાં ખરી જાય."

'ગાઢ આશ્લેષ છૂટયા બાદ' (પૃ. ૩૩), 'મૃતાત્મા' (પૃ. ૩૪), 'એક ઓપરેશનની પૂર્વભૂ' (પૃ. ૩૫), 'પાતાલ પ્રવેશ' (પૃ. ૩૬) ઊંડાણ અર્પતાં સાહજિક કાવ્યો છે. એમાં ભાષાનો ખોટો મચડાટ અને સંસ્કૃત પદાવલીઓનો ગુણભાર ઓછો છે. લોકગીતો કે લોકસાહિત્યની અસરવાળાં કાવ્યો 'ક્યાંક' (પૃ. ૪૪), 'એક માતાની આપવીતી' (પૃ. ૪૬), 'પ્રથમ સ્નાન' (પૃ. ૫૧)માં અનેક આધુનિક શબ્દસંદર્ભોના મિશ્રણથી નવી તાજગી અનુભવાય છે. "જનાજો જાય, જનાજો જાય" જેવી પંક્તિ 'પ્રથમ સ્નાન'માં તદ્દન નકામી લાગે છે. આ રચના સુધીનાં કાવ્યો concrete Poetryમાં expressionist પ્રણાલિકાનાં કાવ્યો છે.

ગીતરચનાઓમાં 'ચાટલાને જો' (પૃ. ૫૪), 'બધું ગયું જહન્નમમાં' (પૃ. ૫૬), 'એક વાર આ' (પૃ. ૬૮) 'વાય રે સૂર વે'તો...' (પૃ. ૭૧) એ સુંદર રચનાઓ છે. આ ચાર

ગીતરચનાઓમાં ઉપાડ, લય અને ચમત્કૃતિ એક-રસ થઈને વહ્યાં છે. અન્ય ગીતરચનાઓમાં પ્રથમ બે–ત્રણ પંક્તિઓ પછી ગીતનો વિકાસ સહજ લાગતો નથી. ગીતમાં નવી ભારેખમ ભાષા પ્રયોજીને નવા આયાસાભ્યાસો રચવાથી લય-માધુર્ય જોખમાયું છે. આથી ભૂપેશનાં ગીતો વિચિત્ર રચનાઓ બની જાય છે.

એમ છતાં 'ચાટલાને જો' અને 'બધું ગયું જહન્નમમાં' બંને સચોટ ગીત-રચનાઓ છે. જંબૂરી છોરીના શૃંગારની વાત જાદુભરી રીતે થઈ છે. 'બધું ગયું જહન્નમમાં'માં આપણી સંસ્કૃતિ, તેમ જ આપણી પ્રજાનાં અસંખ્ય ભાવ અને પરિવર્તનો સુપેરે ગૂંથાયાં છે. શિખરિણી છંદ સાથે પનારો પાડીને 'વળાંક' (પૃ. ૭૨) અને 'એકાકી' (પૃ ૭૩) કાવ્યરચનાઓ કરી છે. સમગ્ર રીતે જોઈએ તો 'પ્રથમ સ્નાન'નાં કાવ્યો વિવિધરૂપી (હીટેરોજીનસ) આકારો પ્રગટાવતાં કાવ્યો છે



## વિસ્મય નામે ઘટના ઊડે...

### 'એક જણ ટોળે વળે....'

(લે. શરદ વૈદ્ય, કિંમત પંદર રૂપિયા, પ્રકાશક : પૂલસા પ્રકાશન, ૩૦, ઉમા, હરણી રોડ, વડોદરા ગુજરાત)

દીપક ત્રિવેદી 'દીપ'

એક આકાશ વિસ્તરતું જ જાય છે... વિસ્તરતું જ જાય છે અને વિસ્મયના સીમાડાને પણ વટાવે છે .. વેદનાના ધીમે ધીમે પીગળતા જતા સ્તંભને પણ ઓળંગે છે. અચૂકપણે છેક ભીતરે એમનામાં એક (એક + એક + એક.. = અનેક) જણ ટોળે વળે છે .. શ્વાસો-ચ્છ્વાસના એક એક શ્વાસે એક એક જણ જરૂર ટોળે વળે છે... અને મધરાતે પણ વિસ્મય-જન્મની આ ઘટના જુએ છે . માણે છે... !

ડૉ. જયન્ત પાઠક એમના વિશે લખતાં કહે છે... 'આ કવિ એક એવો જણ છે કે જેની એકલતામાં આખું જગત ટોળે વળે છે... ' જ્યારે ડૉ. દિલાવરસિંહ જાડેજા તો આ કવિને 'ત્રીસ ત્રીસ વરસથી શબ્દાકાશમાં સળગતો સૂર્ય' કહે છે...'

કાવ્યસંગ્રહમાં શીર્ષક-ગઝલ ઉપરાંત સાઠ (૬૦) કૃતિઓ સમાવી છે. જેમાં ગઝલ દ્વારા વ્યક્ત થતી અભિવ્યક્તિ ઘણી જ સુંદર અને સરળ છે. પ્રસ્તુત સંગ્રહમાં પાંચ–સાત ગીતનો પણ સમાવેશ કર્યો છે. 'ઓઢીને સીમ આખી...' ગીત (પૃષ્ઠ ૯)માં 'રાતભર' પાસેના ખોડંગાતા લયને બાદ કરતાં આખું યે ગીત કલ્પન-સભર લાગે છે

ઈલમી તેડાવો રાજ... ગીત (પૃષ્ઠ ૨૮)માં લયની સાથે પ્રતીકો પણ ખોડંગાય છે 'ખાલી

ચહેલ પત્રે...' પંક્તિમાં વ્યાકરણદોષ ઉપરાંત પ્રતીક પણ અસ્પષ્ટ જણાય છે 'હરે રામા રે ક્રિષ્ણા..' (પૃષ્ઠ-૩૬), ''સોનેરી રેતી..'' (પૃષ્ઠ ૫૬), 'અક્ષરિયા જોશી... (પૃષ્ઠ ૪૦)' વગેરે ગીતોમાં ક્યાંક લય જોખમાયો છે તો ક્યાંક પ્રાસમાં ચલાવી લેવાની વૃત્તિ દેખાઈ આવી છે. ક્યાંક તો ગીતનું સમગ્ર બંધારણ પ્રાસની આંટીઘૂંટી પાસે લુપ્ત થઈ ગયું છે. પરંતુ એ બધાની વચ્ચે 'ખાટી આંબલિયો..' ગીત એકાદી જગ્યાએ ખોડંગાતા લયને બાદ કરતાં સુંદર રહ્યું છે. (પૃષ્ઠ ૬૭)

ગીતમાં પા-પા પગલી માંડતા કવિએ ગઝલમાં સારું કાંઠું કાઢ્યું છે એ નિઃસંદેહ સ્વીકારવું રહ્યું. પોતાનો ચહેરો છેક સાતમે કોઠે ચીપકી ગયો છે તેથી જ કહે છે :

'ક્યાં ખબર છે કાળને પણ મૂળ ક્યાં છે?
થડ હતો, ઉપર હતો, એથી કપાયો...'
(પૃ. ૧૦)

બીજી એક ગઝલમાં તેઓ એકાંત અને અવાવરાપણાનાં ભાવને સફળ રીતે પ્રયોજતાં કહે છે કે-

'ધરી હાથ આડો હળાહળ ગળીને-
ખૂણેખાંચરે ક્યાંક પીળી પડેલી
છજાં-છત અને ઝુમ્મરે ઓગળેલી
હવડ એ હથેળી હવડ એ હવેલી..'
(પૃષ્ઠ ૧૨)

હરપળે મોજની આવનજાવનમાં ઘૂંટાતા રહીને ગઝલનું શિલ્પ કોતરતાં પોતાનામાં જ વિસ્તરતા ખુદ કવિ સરસ વાત કરે છે -

'આપણું હોય શું ?
શ્વાસનો સંગ છે!!' (પૃષ્ઠ-૧૫)

પોતાને નિરખતાં નિરખતાં કવિ પોતાની સાથે દ્વંદ્વયુદ્ધ કરી બેસે છે અને આખરે ચિત્કારી ઊઠે છે :

''મેં મને જોયા કર્યો એવો સતત કે
શબ્દ ઊઠ્યો ભીતરે 'છેડો જ ફાડો'
(પૃષ્ઠ ૧૬)

ભીતર ટોળે વળતી લાગણીના ચહેરામાં ચહેરાય છે ખુદ કવિનો જ ચહેરો... આખું નગર સ્તબ્ધ છે.. મૂક છે.. એ મૌનમાંથી જન્મે છે શબ્દો.. (પૃષ્ઠ ૧)

'શ્વાસ-શ્વાસે એક જણ ટોળે વળે
યાદ જેવું વિસ્મરણ ટોળે વળે;
લાગણી છે પારદર્શક એટલે
નગ્નતાનું આવરણ ટોળે વળે
મેં હવા બસ એટલે રોકી હતી
શ્વાસ-શ્વાસે એક જણ ટોળે વળે!'

કોઈ ક્ષણે શાંતિનું આવરણ ઝંખતા કવિ પોતાને જ બંદૂક તાકી હુકમ કરી બેસે છે -

'એટલે તો મારી અંદર બંધ છું હું
મેં મને ફરમાવી છે સંચારબંધી...'
(પૃષ્ઠ ૧૯)

'રોજ' કૃતિમાં ન હણી શકાય તેવા અવાજને હણ્યો છે. પછીની ઘટનામાં પ્રશ્નાર્થ મૂકી કવિ મેદાન મારી જાય છે. મળવાની ઘટનાને કવિ ભીંત ઉપર લખે છે એટલે જ માણસો

ટોળે વળે છે. લયના પોકળ પાત્રસ્વરૂપે વ્યક્ત કરતા પોતાની ગડમથલ આ રીતે વર્ણવે છે :

'ગોઠવાતા આપમેળે શબ્દને —
પાત્ર લયનું એક પોકળ નીકળે!'
(પૃષ્ઠ ૨૭)

લીલ્લેરી વાભમાં કોરાકટ્ટ રહી જતી વેળાએ ભર્યાં-ભર્યાં શ્રાવણના ઉઘાડમાં બનતી ઘટનાની ભીતરે ડોકિયું કરતા અંતે તો કવિ આ રીતે જુગટું રમ્યા છે-

'પામી ગયો ચરમે-ગઝલ પાંચેય તત્ત્વની
સાતેય અશ્વ શ્વાસના આપી વટાવમાં—!'
(પૃષ્ઠ ૨૯)

ભાગીરથીના અહમ્‌ની માફક કવિ પોતના—નારિવત્પણાને આ રીતે ફેંકે છે—

'લે હવે મરજી મુજબ તું વાળજે
છું હું પાણી એટલું સંભાળજે!'
(પૃષ્ઠ ૩૨)

વાદળ અને ચાંદનીની મુલાયમતામાં કવિનો મુલાયમ શબ્દ ભળે છે અને ઘટના જન્મે છે-

'વાદળે એવું કહ્યું કંઈ ગાળમાં
ચાંદની ઉતરી પડી પરસાળમાં!'
(પૃષ્ઠ ૩૨)

જ્યાં હું નહીં હોઉં ત્યાં કશું નહીં હોય. રણકાર પણ નહીં. આ અભિવ્યક્તિ એમની ગઝલોમાં દેખાય છે. હવે માત્ર થોડા શેર લઈએ માણીએ :

'હોવાપણું હશે છતાં હું ક્યાંય નહિ મળું
સૌ શ્વાસની અવર-જવર મારા વગર થશે!'
(પૃ. ૪૯)

*

'અજાણ્યો છું હું ને ગલી પણ અજાણી
બધે આંગણે છે અહીં રાતરાણી!'
(પૃષ્ઠ ૩૫)

*

'ભરચકપણું હો શબ્દનું કે શૂન્યનું
રણકાર બોદો આવશે મારા વગર!'
(પૃષ્ઠ ૩૪)

*

'સૂર્યને આવ્યું બગાસું જ્યાં સહજ
સીમમાં સરકી ગયો તડકો તરત.'
(પૃષ્ઠ ૬૧)

*

કોઈ કોઈ વખત ગઝલમાં વ્યાકરણદોષ જોઈ શકાય છે. કોઈ ખૂણે પ્રતીક-કલ્પનમાં ઝાંખપ વર્તાય છે છતાં પણ એકંદર ૬૦ કૃતિઓને પોતાની છાતીમાં સમાવતા કવિશ્રી શરદ વૈદ્યનો કાવ્યસંગ્રહ 'એક જણ ટોળે વળે' મન ભરીને માણવા જેવો છે.

33260

ગ્રીષ્મ વિ. સં. ૨૦૪૬ — કવિલોક — મે-જૂન, ૧૯૯૦

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठता मनो मे वाचि प्रतिष्ठितमाविराविर्म एधि ।

## ગદ્યકાવ્ય

પરંપરાથી કવિતા છંદનો ઉપયોગ કરતી આવી છે, કારણ કે છંદમાં આલંકારિક વાગ્વૈભવને એકકેન્દ્રી કરવાની અને ચિત્તને ઝોલે ચઢાવવાની વિશેષ શક્તિ રહેલી છે. પરંતુ આ તફાવત કેવળ માત્રામૂલક છે, સ્વરૂપમૂલક નથી. છંદ કાવ્યને ઉપકારક હોવાથી તેને અનિવાર્ય માની લેવાની જરૂર નથી. કવિની સર્જકતાનો સ્પર્શ વ્યવહારગત ગદ્યનું રૂપ પલટીને તેને કાવ્યની કોટિ સુધી લઈ જવામાં છે. કવિ એક બાજુ છંદની મોહિનીનો ત્યાગ કરે છે, તો બીજી બાજુ, ગદ્યલયની અનેકવિધ શક્યતાઓને આંબે છે. ગદ્ય એટલે વ્યવહારનું એકવિધ સાધન તેવો ખ્યાલ ખોટો છે. લલિતેતર વાઙ્મયનું એકધારું શિસ્તબદ્ધ ગદ્ય, બોલનારને અસંપ્રજ્ઞાત લયલહેકાવાળું બોલચાલનું ગદ્ય, યથોચિત લયાન્વિત બનતું લલિત ગદ્ય અને લયપ્રવાહ – એમ ગદ્યના પણ વિવિધ સ્તર છે. અછાંદસ કવિતાનો સર્જક બોલચાલના અસંપ્રજ્ઞાત લયનો સભાન કલાત્મક પ્રયોગ કરીને લયની ભાત ઉપસાવે છે. વ્રતકથાનો કથક, શાકભાજી વેચતો બકાલ, વર્તમાનપત્રનો ફેરિયો, માંકડાં નચાવતો મદારી, રેડિયોની જાહેરખબરનો ઉદ્ઘોષક વગેરેની વાક્છટામાં વિવિધ લય-આકાર હોય છે. અછાંદસ કવિતામાં તેનો સર્જનાત્મક વિનિયોગ થતો હોય છે. છંદનો ત્યાગ કરીને કવિ જો કંઈક ગુમાવે છે તો અભિનવ લયસંયોજનો દ્વારા કંઈક સિદ્ધ પણ કરે છે.

દિનેશ કોઠારી

('પરિસર'માંથી)

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : ગ્રીષ્મ : ૨૦૪૬ : સળંગ અંક ૧૯૫ : દ્વિ[illegible]

મે-જૂન ૧૯૯૦

તંત્રી ધીરુ પરીખ

## કાવ્યો



## ગદ્ય



## અનુવાદ



## સંપાદન



## આસ્વાદ



## અવલોકન



સલાહકાર : રાજેન્દ્ર શાહ, નિરંજન ભગત

- દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૪૦, પરદેશમાં [illegible] અથવા ડૉલર ૧૨ આજીવન લવાજમ માત્ર રૂ. [illegible]
- આ અંકની છૂટક કિંમત રૂ. ૭
- 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑ[illegible] અને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સ[illegible] 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવ[illegible]

લવાજમ મોકલવાનાં અન્ય સ્થળ : (૧) વિજય સ્ટો[illegible] ૬૨, કલ્યાણભવન, રિલીફરોડ, અમદાવાદ–૧ [illegible] ગેડ, આણંદ; (૨) સૌરભ પુસ્તક ભંડાર, રિલી[illegible] પાદશાહની પોળ સામે, અમદાવાદ–૧; (૩) [illegible] મ્યુનિસિપલ માર્કેટ સામે, નવરંગપુરા, (૪) સાહિત્યમિલાપ, ધર્મેન્દ્રસિંહજી કૉલેજ [illegible] રાજકોટ–૧

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ (ફોન : [illegible]
મુદ્રણસ્થાન – પ્રકાશ ટ્રેડર્સ, અમદાવાદ–[illegible]

ગ્રીષ્મ વિ. સં. ૨૦૪૬ — કવિલોક — મે-જૂન, ૧૯૯૦

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठता मनो मे वाचि प्रतिष्ठितमाविराविर्म एधि ।

## ગદ્યકાવ્ય

પરંપરાથી કવિતા છંદનો ઉપયોગ કરતી આવી છે, કારણ કે છંદમાં આલંકારિક વાગ્વૈભવને એકકેન્દ્રી કરવાની અને ચિત્તને ઝોલે ચઢાવવાની વિશેષ શક્તિ રહેલી છે. પરંતુ આ તફાવત કેવળ માત્રામૂલક છે, સ્વરૂપમૂલક નથી. છંદ કાવ્યને ઉપકારક હોવાથી તેને અનિવાર્ય માની લેવાની જરૂર નથી. કવિની સર્જકતાનો સ્પર્શ વ્યવહારગત ગદ્યનું રૂપ પલટીને તેને કાવ્યની કોટિ સુધી લઈ જવામાં છે કવિ એક બાજુ છંદની મોહિનીનો ત્યાગ કરે છે, તો બીજી બાજુ, ગદ્યલયની અનેકવિધ શક્યતાઓને આંબે છે. ગદ્ય એટલે વ્યવહારનું એકવિધ સાધન તેવો ખ્યાલ ખોટો છે. લલિતેતર વાઙ્મયનું એકધારું શિસ્તબદ્ધ ગદ્ય, બોલનારને અસંપ્રજ્ઞાત લયલહેકાવાળું બોલચાલનું ગદ્ય, યથોચિત લયાન્વિત બનતું લલિત ગદ્ય અને લયપ્રવાહ – એમ ગદ્યના પણ વિવિધ સ્તર છે. અછાંદસ કવિતાનો સર્જક બોલચાલના અસંપ્રજ્ઞાત લયનો સભાન કલાત્મક પ્રયોગ કરીને લયની ભાત ઉપસાવે છે. વ્રતકથાનો કથક, શાકભાજી વેચતો બકાલ, વર્તમાનપત્રનો ફેરિયો, માંકડાં નચાવતો મદારી, રેડિયોની જાહેરખબરનો ઉદ્ઘોષક વગેરેની વાક્છટામાં વિવિધ લય-આકાર હોય છે. અછાંદસ કવિતામા તેનો સર્જનાત્મક વિનિયોગ થતો હોય છે. છંદનો ત્યાગ કરીને કવિ જો કંઈક ગુમાવે છે તો અભિનવ લયસંયોજનો દ્વારા કંઈક સિદ્ધ પણ કરે છે.

દિનેશ કોઠારી

('પરિસર'માંથી)

## 'કવિલોક' સામયિક અંગેની માહિતી

[ધ રજિસ્ટ્રેશન ઑવ ન્યૂસપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ અન્વયે (ફૉર્મ નં. ૪ રૂલ નં. ૮)]

૧ પ્રકાશનસ્થળ : 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯.

૨ પ્રકાશન-સમય : દ્વિમાસિક, અંગ્રેજી બીજા, ચોથા, છટ્ઠા, આઠમા, દસમા અને બારમા મહિનાને અંતે

૩ મુદ્રકનું નામ : ધીરુ પરીખ, રાષ્ટ્રિયતા : ભારતીય, સરનામું : 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ–૯

૪ પ્રકાશકનું નામ : ધીરુ પરીખ, રાષ્ટ્રિયતા : ભારતીય, સરનામું : 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ–૯

૫ તંત્રીનું નામ : ધીરુ પરીખ, રાષ્ટ્રિયતા : ભારતીય, સરનામું : 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ–૯

૬ માલિક કે માલિકોનાં નામ-સરનામાં : કવિલોક ટ્રસ્ટ, 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯

હું ધીરુ પરીખ આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને સમજ મુજબ સાચી છે.

ધીરુ પરીખ (પ્રકાશક)

## કવિલોકનાં બે નવાં પ્રકાશનો

૧. શ્રી અરવિંદના મહાકાવ્ય 'સાવિત્રી' ઉપર સંક્ષિપ્ત રેડિયોરૂપકો :
નિયોજક શ્રી ચંદ્રવદન મહેતા
કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૧૩૬, કિંમત માત્ર રૂપિયા ૨૪
[બીજી આવૃત્તિની મર્યાદિત નકલો ખૂટી જાય તે પહેલાં તમારી નકલ મેળવી લેશો]

*

નવ્ય કવિ શ્રેણી–૬

૨. અર્થાત્ – અશોકપુરી ગોસ્વામીનો ગઝલસંગ્રહ
કાચું પૂઠું, ક્રાઉન પૃ. ૭૨, કિંમત માત્ર રૂ. ૧૦

○ પ્રાપ્તિસ્થાન ○

ગ્રંથાગાર : મ્યુનિસિપલ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦૦૦૯

# વાણી અને સર

## રાજેન્દ્ર શાહ

(૩૫ક)

પાત્રા : સૂર, વાણી, અસૂયા, રતિ

સ્થળ : અવકાશમાં વાણી અને સૂરનું સદન . સમય : પ્રાગૈતિહાસિક

આકાશને સભર કરતો લયાત્મક ધ્વનિ : એમાંથી ધીરે ધીરે સ્ફુટ થતું વીણાધારિણીનું સાયં પ્રહરના ઉત્તીર્ણકાલનું વાદ્યગાન.

[ અંતરિક્ષમાં થતો શાન્તિપાઠ ]

ૐ સહનાવવતુ. સહનૌ ભુનક્તુ. સહવીર્યં કરવાવહૈ.
તેજસ્વિનાવધીતમસ્તુ. મા વિદ્વિષાવહૈ.
ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

[ શબ્દધ્વનિ વિલીયમાન થયા પછી પ્રહરઘણ્ટા ]

[ શાન્તિપાઠના શબ્દના ધ્વનિ-પ્રતિધ્વનિ વિલીયમાન થયા પછી..પ્રહરઘણ્ટા; તે પણ શમ્યા પછી ]

સૂત્રધાર : પ્રિયે, કહીં છો તું ?

નટી : સન્નિધિમાં જ, આ આવી.

સૂત્ર : જોને, પ્રહરનો ઘણ્ટારવ ગયો શમી.
આકાશના તારાઓની જેમ
આ ચોમેર
આપણો છે શ્રોતાગણ :
કથાના શ્રવણ
કાજ આતુર ઉત્સુક. તમે સહુ પાત્ર
થાવ સત્વર તૈયાર.

નટી : સૂર અને વાણી
તે તો આપણે ઉભય.
વળી આ અસૂયા
અને રતિ, આપના
આદેશ કાજ, નિજ
નિજ સ્વાંગમાં તૈયાર.

સૂત્ર : પણ જો, જીવન
એટલે આ નક્ષત્રોનાં પરિભ્રમણનાં
કેટલાંય વર્ષ; એ દીર્ઘ કાલને અહીં
આપણે તો એકાધ ઘડીમાં કરવો છે
સમાવિષ્ટ : એ ભુલાય નહીં.

નટી : અહીં નથી
સમ્મુખ પ્રેક્ષક-સમુદાય. એ કારણે
નહીં વેશ-પરિધાન, નહીં પ્રસાધન.

માત્ર અમારે તો તમે કહો
એટલી જ
વાર. પરન્તુ હાં.. કથાને જો સંક્ષેપમાં
રજૂ કરવાની છે તો કહો એનો ક્યાંથી
કરીશું આરંભ?

સૂત્ર : સૃષ્ટિના ધ્રુવપ્રદેશે
શાન્ત એકાન્તે વાણી ને
સૂરનું સાયુજ્ય
સધાયું ત્યારથી.

[ વાદ્યવાદન ]

વાણી અને સૂર :

પ્રિય આપણું મિલન
મૌનમઢી મધુ બોલતું જીવન.
હે પ્રિય, આપણું મિલન.

આપણે લગન
રણકી રહ્યું નિખિલ ગગન
વેદને પ્રથમ છંદ,
આનન્દ આનન્દ.

દોયને એક જ પ્રાણ રે આપણું,
લયની લ્હેરે ગાય મ્હેરામણ,
સૂરમઢી સત રંગ,
આનન્દ આનન્દ.

તિમિર પુંજમાં તેજનું કિરણ,
આપણું મિલન:
મૌનમઢી મધુ બોલતું જીવન,
હે પ્રિય, આપણું મિલન.

વાણી : સૂર! ઈંગિતની મૂક તનયા તે સંજ્ઞા
તને પામી બની ધન્ય,
નવે નામ વાણી.

સૂર : અને આ વાણી વિનાનો
સૂર તે એકલ
હતો અકિંચન : રસાનંદની સકલ
સમૃદ્ધિની છોળ એને મળી ત્હારે સંગ.
કહે કોણ વધુ ધન્ય?

વાણી : સ્પર્ધાનો ન પાર:
ભૂલોકની વસનારીને અનન્ત વ્યોમ
મળ્યું કરવા વિહાર.

સૂત્ર : ને વાંસની વેણુ
તણા ગ્રેહે રમનારને તેં સહજમાં
કર્યો વેદમંત્રનો ઋત્વિજ.

વાણી : મ્હને તારું
મળ્યું છે સામર્થ્ય.

સૂત્ર : ને ત્હારું સૌન્દર્ય મ્હને.

વાણી અને સૂર :
આપણે એકબીજાના આલિંગને પૂર્ણ.

વાણી : આદિ બ્રહ્મનાં બે અંગ જેવાં

સૂર : શબ્દનાં જ,
કહેવાનાં બે, પરંતુ એક અવિભાજ્ય.

વાણી : શબ્દનો જ આ સહુ વિસ્તાર

સૂર : રસ, અર્થ...

વાણી : આપણાં સંતાન કેવાં સોહે હિરણ્મય
તેજે

સૂર : નયન મન હારે-એવાં ઉભય:

વાણી : નિહાળું છું એ બન્નેમાં
હું ત્હારું સ્વરૂપ.

સૂર : પ્રિયે !

વાણી : ત્હારાથી અભિન્ન છું સદા છતાંય
જાણે ફરી ફરી પામી રહી છું હું ત્હને.

સૂર : પ્રિય આપણું મિલન
મૌનમહીં મધુ બોલતું જીવન

બન્ને : હે પ્રિય આપણું મિલન.

[ગીત-ગુંજન આછરતું જતું શમી જાય છે...અને નીરવ નિબિડ રાત્રિનો આભાસ કરાવતું સંભળાય છે સુમંદ વૃંદાવન. એ યે શમતાં-(રાત્રિના) નિશાચર પ્રહરે.]

અસૂયા : સુગંભીર સરોવરે તરંગ-વંટોળ
એ મુજ ખેલા,
મસ્તીહેલા,
આનંદ-અંધોળ.

હું...મતવાલી,
સહુને હૃદય કાલી,
નયને અગનલાલી,
હું મતવાલી...

પ્રેમનું જે સુધાપાત્ર ભર્યું છલાછલ,
અમૃતને કણે કણે જલે હલાહલ;
એ મુજ ખેલા, મસ્તીહેલા
આનંદ-અંધોળ

પૂનમ ગ્રહણ ચાહું,
મ્હારા સબલ બાહુ

એ જ તે રાહુ,
પૂનમ ગ્રહણ ચાહું.

ભુવને ભુવને મ્હારો ગરજે હુંકાર,
વજ્રઘાત બાજે ઘોર પ્રલય ટંકાર.
એ મુજ ખેલા, મસ્તીહેલા
આનંદ-અંધોળ.

સુગંભીર સરોવરે તરંગ-વંટોળ.

ઠીક ઠીક ભ્રમણ કર્યું અંધાર-પથે
વાણી ને સૂરનું આ સદન, ચાલ, અહીં
સુખે રાતવાસો કરું.

[બારણે ટકોરા, બારણું ખૂલે છે.]

સૂર : કોણ આ સમયે ?

અસૂયા : [સ્વગત]
સાચું નામ કહું તો એ ચમકે એથી તો
ભલું ભળતું જ દેવું અસંકોચે
[પ્રગટ] નામ
મ્હારું છે માતુની. દક્ષિણ-પથની યાત્રી.
આજની આ રાતનો આશ્રય ચહું : દેશો ?

સૂર : આપનું કુલ ગોત્ર ?

અસૂયા : તન્માત્રા અહંકાર.

વાણી : આવો બ્હેન, અતિથિ છે સદાય સ્વીકાર્ય.
અહીં આ આસને બેસો,
લાવું ક્લાન્તિહર
ઉષ્ણ જલ, ગલે પથ્ય એવું ખાનપાન.
[વાણી જાય છે]

અસૂયા : આપનો, મહાનુભાવ, પરિચય ?

સૂર : અમે
આદિ બ્રહ્મનાં બે અંગ, સૂર અને વાણી.

અસૂયા : ( આશ્ચર્યસૂચક ભાવે )
વાણી આપની અર્ધાંગના ..
તો કોણ અર્થ ?

સૂર : અમારું સંતાન.
હાં હાં. એમની પ્રશંસા
સુણી છે મેં પૃથ્વીલોકમહીં જલે-સ્થલે.
દેવોને ય જ્યાં વિહાર કરવાનું મન
થાય, એવી પુણ્યભૂમિ ભારતવર્ષમાં

વાણી : પ્રિય, મ્હારો જ એ દોષ.

રતિ : ઉત્તાપનાં અગ્નિમહીં ક્ષણમાં કિલ્મિષ
ભસ્મીભૂત થયાં, રહો સદૈવ પ્રસન્ન.

વાણી : સૂર !

સૂર : વાણી !

વાણી : રતિ ક્યાં ?
આ ક્ષણમાં અલોપ ?

સૂર : અહીં જ છે, જોઉં ત્હારા
આ લોલ લોચને.

વાણી : જોઉં છું તમારી આંખમાં હું મધુવન.

સૂર : ત્યાં તો પ્રતિબિંબ છે કેવલ ..
કહે કોનું ?

વાણી : સૂર...

સૂર : પ્રિય આપણું મિલન

વાણી-સૂર : મૌન મહીં મધુ બોલનું જીવન
હે પ્રિય, આપણું મિલન.

[ ક્રમશઃ ગીતનું પ્રશમન ]

ૐ સહનાવવતુ. સહનૌ ભુનક્તુ. સહવીર્યં કરવાવહૈ
તેજસ્વિનાવધીતમસ્તુ: મા વિદ્વિષાવહૈ.
ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:
મહાકવિ કાલિદાસે કરી છે પ્રતિષ્ઠા,
વાણી અને અર્થ....જાણે ઉમા-મહેશ્વર.

સૂર : [ વાણી અને અર્થની સંલગ્નતા સાંભ-
ળતાં મનોમન આધાર પામીને પણ ]
એમ !

અસૂયા : આશ્ચર્ય આ શાને ? અજાણ્યું હો તેમ !
[ સૂરનું મૌન ]
શો ઊંડે વિચાર ? શાની મન-મૂંઝવણ ?
બોલ બોલ કરું એનો કંટાળો તો..

સૂર : ના ના,
એવું કંઈ નથી.

અસૂયા : શક્તિ અર્થની અપૂર્વ.
દેશકાલથી છે અબાધિત એનું તેજ.
[ ગરમ પાણી લઈ વાણીનું આવવું ]

વાણી : કોના તેજની છે વાત ?

અસૂયા : [ માર્મિક હાસ્યસહ ] અન્ય કોઈનાયે
નહીં,
તમારા જ સંતાનની.

વાણી : એમ ! ભલે. બ્હેન,
હાથપગ ધોઈ કરો શ્રમ હળવોક.
અંગ લૂછવા આ વસ્ત્ર...પથ્યલઈ આવું
[ વાણીનું જવું ]

અસૂયા : [ હાથ પગ મુખ વગેરે ધોઈ વસ્ત્રથી
લૂછતાં ]

સો ક્રોધ ચાલ્યાનો થાક એક ક્ષણમાં જ
નામશેષ. મઝાનું આતિથ્ય ખરેખર.

[ વાણીને આવતી જોઈ ]

તમારે આદર હું છું ધન્ય. નિરંતર
રહેશે આ સ્મૃતિ.

વાણી : લજ્જાસ્પદ કરો- નહીં
મ્હને એવાં વેણે. આ તો સામાન્ય
છે ધર્મ.

કશું ન વિશેષ.

અસૂયા : એ જ આપનો વિવેક.

વાણી : બ્હેન, અલ્પ આ આહાર.

(અસૂયા આહાર લે છે)

સૂર : [ વાણીને ]

તું રહે એમની સાથ, હું અહીં બાજુએ.

( સૂરનું જવું )

વાણી : [ સ્વગત ]

આમ એકાએક શાને મુખે મ્લાન છાયા ?
એ મોહન-મુખે ?

( અસૂયા તરફ દૃષ્ટિ થતાં )

આ સ્ત્રીનું લાવણ્ય પણ
પ્રભાવપ્રચુર...

અસૂયા : સાચી ભૂખ પછી આ યું
ભોજન અતિ સ્વાદિષ્ટ. એમાં તવ ભાવ
ભળ્યો સંતર્પક પૂર્ણ.

[ વાણીને ચિંતન જોતાં ]

કેમ લાગો ખિન્ન?

વાણી : નહીં રે, મ્હારાથી કંઈ થયો અનાદર!

અસૂયા : નહીં, નહીં. તમને વિચારમગ્ન જોતાં
થયો ભ્રમ, સહેજમાં ટાળી દીધો તમે
તમારાં સંતાનમહીં જયેષ્ઠ રસ, નહીં!
પણ મારે ફિર ન્હાના-શું વિશેષ વ્હાલ
હોય સ્વાભાવિક,

વાણી : વ્હાલો સહુને ય લાગે
એવો એ છે ગુણવાન.

અસૂયા : સત્ય. રસ પણ
નહીં કમ. સપ્તસિંધુને પ્રદેશે, મ્હારો
એકદા વિહાર, ત્યારે તુમ્બુરુને જોયા,
આકંઠ એમના સંગીતનું કર્યું પાન.
સૂર ને રસની એમણે પ્રતિષ્ઠા કરી,
આનંદની અનુભૂતિ કરાવી સર્વને.
તમારો રસ છે નવધા ભાવોના મહા-
મંગલ–રાસનો રચયિતા.

વાણી : [ અનુત્તર. ]

અસૂયા : કંઈક અણગમતું બોલી તો નથી ને!

વાણી : કઈ સ્ત્રી કે માને પતિપુત્રનાં વખાણ
સુણવાં ન ગમે ?

અસૂયા : ક્ષમા, બ્હેન, નિરુત્સાહ
જરા જોયાં, એટલે મેં પૂછ્યું.
બાકી મ્હને
આગંતુકને ન હોય એવો અધિકાર.

વાણી : એવું મનમાં ન લાવો. જમી રહ્યાં તમે.
સૂવા કાજે કરું જોગવાઈ. નજીક જ
મ્હારું પણ રાખું છું શયન.

અસૂયા : મધરાત.
[ વાદ્યસંગીત – વ્યથાસભર વાતાવરણ ]
સૂર : [ દીવાલની બીજી બાજુએ ]
સુખ-શાન્તિદાત્રી નિદ્રા ત્યજી ગઈ મ્હને,
આ ઘોર અવજ્ઞા ! સહી જાય ના હૃદયે.
સર્વ સમર્પિત કર્યા પછી યે છલના ?!
રુંવે રુંવે ઉગ્ર વેદનાની જલે આગ.
સીઝાય છે સહુ મ્હારાં ગાત્ર.
વાણી : [ દીવાલની આ બાજુએ ]
નિદ્રાધીન
છે આ બાઈ. અનિદ્ર બેચેન મ્હારું મન.
ભુલાતું નથી રે એમનું એ મ્લાન મુખ.
હજાર હજાર આશંકાએ આહત આ
ઉર થાય ચૂરચૂર.
સૂર : સ્વયં પ્રજાપતિ
અને મનુ, સાંભળ્યું છે, મોહ લુબ્ધ
પોતાની જ કન્યાને સૌન્દર્યે. અને અહીં
માતાનું પુત્રના વામ-અંગ પર સ્થાન !
ઠગારી માયાની કેવી ખેલા ? સોસો તીક્ષ્ણ
શૂલ ભોંકાય છે છાતી મહીં. સંસારને
જલાવીને, સર્વનાશની ભભૂતિ ચોળી
ભેખ લઉં...
વાણી : આકાશનો આ શીતલ ચંદ્ર,
સુધાકર, બૃહસ્પતિની તારાને એણે
હરી લીધ. કલંકિત છે એની કૌમુદી
રાત્રિને અજવાળતી. હજારો વર્ષની
પતિની તપસ્યા સ્ત્રીની મોહિની આગળ
તુચ્છ તુચ્છ. કયા પુરુષમાં પછી શ્રદ્ધા
ટકી શકે ? યોગીઓના યોગી પણ ભાન
ભૂલ્યા ભીલડીના રૂપે. સ્વરૂપનું જ્ઞાન
હતું એવું કહે થાય નહીં રે બચાવ.
સૂરની પ્રતિષ્ઠા થાય અને વામ અંગે
મ્હારો નહીં અધિકાર ? પ્રવંચના આ તે
કેવી !
બાજુના ખંડમાં લાગે એ જાગૃત;
નિદ્રિત હું કે જાગતી એની તો આડશે
રહી થતી નહીં હોય ચોકી ? હાય કેવી
હું છું હતભાગી !
[ કંસારીની કણસે ભરી હવા ]
સૂર : આવો સર્વનાશ :
રક્ત કરે મુક્ત કરો સહુ મમત્વ પાશ.
નહિ નભ, નહિ શબ્દભાર,
કેવલ અદિમ અન્ધકાર;
સઘન સુપ્તિ, ચેતન લુપ્તિ
નહિ વિકલ્પ આશ:
આવો સર્વનાશ.
વાણી : આપણાં બેનાં એક બન્યાં મન
એક બની રહી વાણી,
ત્યારે એકબીજાથી દૂર, ઓ રે દૂર
કોઈ રહ્યું શીદ તાણી ?

ક્ષણનું મિલન, અરુણ કથા :
એ જ બની રહે ચિર વિરહની
કરુણ વ્યથા
અવનિ થકી આભને આરે
બાંધવો'તો એક સેતુ

કોણ અજાણ્યા લોકથી આંહીં
આવી પડયો પણ કેતુ!
ઘાટ ઘડાયો ન ત્યાં મન-મૂરતિ કેમ
અરે નંદવાણી?
[ રાત્રિશેષે વિહંગનું વૈતાલીય ગાન ]
[ અસૂયા ઊઠીને બહાર જાય છે, સંસ્કૃત થવા, નિજમાં નિમગ્ન વાણીને એની ખબર નથી.]
બ્રાહ્મમુહૂર્તની વેળા, ઉત્તરાયણના દિન, વહેલો અરુણોદય: આ રાત્રિએ બેચેન કરી મૂકી છે મ્હને,
[ અસૂયાને પથારીમાં ન જોતાં ]
આ માનુની
અહીંથી કયાં ગઈ હશે?
ધિક્, અનુમાન.
[ અસૂયાને આવતી જોઈ ]
પરોઢ થાય તે પહેલાં જ તમે જાગ્યાં,
અજાણ્યા સ્થળની કાચી રહી ગઈ ઊંઘ?
હજીય આરામ લો.
અસૂયા :
શરીર ખીલ્યાં ફૂલ
સમું છે હલકું. આટલો આદર હોય
ત્યાં ન ટકે થાક.
માત્ર આનંદ-આનંદ.
જવાનું જાણે કે મન થાય નહીં પણ
જવું રહ્યું અનિવાર્ય
વાણી : [ સ્વગત ]
ભાગ મ્હારા.
[ પ્રગટ ]આપનું છે ઘર,
યથેચ્છ ભલેને રહો.

[ પથે દૂર દૂર ગાતી હોય એવું રતિનું ગાન ]
નિખિલ ભુવન મુજ વિહારની ભૂમિ
સકલ-શું મુજ પ્રેમ..
અસૂયા : સમય થયોછે, બ્હેન, હવે તો હું જાઉં.
વાણી : શે આટલી ઉતાવળ?
અસૂયા :
સવારે સવારે
પંથ સહજે કપાય.
વાણી :
અનુકૂલ રહો
વાયુ, સરલ પ્રયાણ...
રતિ : [ દૂરથી ]
નિખિલ ભુવન
વાણી : કોણ ગાઈ રહ્યું દૂર દૂર, સુમધુર!
બહાર જઈ જોઉં તો હું ખરી...
[ સૂરને બહાર જોતાં ]
તમે અહીં!
સૂર : અહીં જ, હા, સારી રાત...
વાણી :
તપ કોને કાજ!
સૂર : જાણે છે તું કોનો છે આ મધુર અવાજ!
વાણી : એકની વિદાય... એકનું છે આગમન.
કોઈનું યે શું છે કામ, ભલું આ સદન.
રતિ : [ સદનથી થોડે દૂર ]
નિખિલ ભુવન મુજ વિહારની ભૂમિ
સકલ-શું મુજ પ્રેમ,
સકલને વ્હાલભરી લઉં ચૂમી.
માધવી ફૂલ હું, શ્રાવણની જલધારા,
ભીની તે મ્હેકથી ભીંજાય કાલના આરા;

નયને કમલ-હાસ્ય,
ચરણે તરલ લાસ્ય,
મ્હારે પ્રાણને સરલ ગાન
નિખિલ દોલાયમાન;
અમર યૌવન અંગ
અનંગની સંગ રહું નિત ઘૂમી.
[ રતિનું નિકટ આવવું ]

સૂર : 'અહો આ તો રતિ.

વાણી : [ ઉલ્લાસે ] પાવન કરો આ ઘર.

સૂર : આવો હે અનંગપ્રિયા

રતિ : જાઉં મધુવને
જ્યાં નિત્ય આનંદ.

વાણી : જ્યાં જ્યાં તમે ત્યાં આનંદ,
ત્યાં જ મધુવન, પધારો આ નિકેતને.

રતિ : મંગલ મંગલ લહો પરિવાર સહ.

સૂર : આ અમારો રસ.

વાણી : અને આ અમારો અર્થ,

રતિ : નામ તો બે લીધાં ને ચીંધો છો
એક ભણી!
અરે આ તો છે અસૂયાતનય વહેમ,
શાને સંભ્રમિત તમે? જુઓ
શ્યામ વર્ણ

વાણી અને સૂર : હેં!

રતિ : અસૂયા છે પરભૃતા સમી, પારકે
ઘેર પોતાના શિશુનો કરાવે ઉછેર.
તમારું કુલ?

સૂર : મરાલ. શ્વેતપદ્મદલ
સમ, ભગવતી શારદાનું અનુપમ
જે વાહન...

રતિ : નીરક્ષીર ભેદ તોયે ભૂલ્યાં!
વિકારનો લાગ્યો કંઈક વાયસ-રંગ!

સૂર : કેવો અભિશાપ!

## વસંતપંચમીનું લગ્નમુહૂર્ત

ઉશનસ્

ફૂલડાં નીકળ્યાં છે વનવગડે
ફાટફાટ ફૂલેફે !
સાજ઼ખો ના વરણાગી એવું
આજે કોઈ કહે કે ?
પાઘમાં માઘ લપેટ લીધો છે
ફાગણમાં ફૂલતોરો,
ચૈતર ઊડે ચળકચળક શો
તાર કસબનો દોરો !
પરિમલ અબીલગુલાલસુગંધે
આખો મંડપ મ્હેકે !
કોકિલની ટુહુકાર–ધારથી
ડાળડાળ સહકારે
ગૂંથી લીધો છે આખો મંડપ
સૂરફૂલોની માળે !
ભૃંગ પતંગમ મૃદંગ લયમાં
ઠેકત લ્હેકેલ્હેકે !
ફૂલડાં નીકળ્યાં છે.
સાજ઼ખો ના વરણાગી.

## પૂર્વવત્

નીતિન વડગામા

રંગ બદલીને તું આવે પૂર્વવત્,
હોડીને દરિયો સતાવે પૂર્વવત્.
ચોતરફ ગુલમ્હોરનાં જંગલ ઉગાડી,
એમ તું રસ્તો ભુલાવે પૂર્વવત્.
પાંદડે ફૂણો ઉઝરડો તું જ પાડે,
તું જ પાછી ફૂંક મારે પૂર્વવત્.
અર્થની ચપટીક ચણ નાખી પછી તું,
જાળ શબ્દોની બિછાવે પૂર્વવત્.

વિવેક: મે-જૂન ૧૯૯૦

## હોવું

મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

વાહ ! ઇચ્છાઓ ! તમારું માતબર હોવું !
કિન્તુ રેખાઓ ! તમારું મુફલિસ હોવું !

રણ, તરસ, સૂકી હવા, કોરું ગણ;
ને નજરનું ઝાંઝવાથી તરબતર હોવું !

સાવ પથ્થર પણ હવે સાપેક્ષ થઈ બેઠા !
કાશ ! ઘરનું હોત હરહંમેશ ઘર હોવું !

હું કહું ત્યારે જ ઊગે સૂર્ય આકાશે !
કાશ ! મુજને આવડે પહેલો પ્રહર હોવું !

કલ્પનાનાં કલ્પવૃક્ષો પાંગર્યાં એવાં,
વ્યર્થ તારું સાવ સાચું પાનખર હોવું !

હાજરી–હસ્તી–હયાતી છે વિવાદાસ્પદ !
'ખ્વાબ'ને એથી રુચ્યું હોવા વગર હોવું !

## યથાવત્

નીતિન વડગામા

નર્યું શાંત પાણી ને સગળું યથાવત્.
છતાં એક નૌકાનું ડરવું યથાવત્.
પછી અધવચે કે પછી શું કિનારે,
પછી પંડનું યે પલળવું યથાવત્.
ભલે વાદળોનાં ઊગે જંગલો પણ,
સદાયે સૂરજનું નીકળવું યથાવત્.
કદી આ પૂનમ તેજની ધાર કાઢે,
કદી આ અમાસોનું ઊગવું યથાવત્.

# એટ ઈઝ

મનહર મોદી

બેઠો છું
હું
એટ ઈઝ
ઑફિસમાં
બરાબર વચ્ચે.
બૉસને કહી દો કે કામની બધી ફાઈલો
છેલ્લા સ્ટેઈજે પહોંચી ગઈ છે
અને કાલપરમ દિવસે
અપ ટુ ડેટ.
ઘંટડી ઘટ ઘટ પાણી પીએ છે
મિસ્ટર એક્સને ટેલિફોન ધમકાવી રહ્યો છે
મીસ વાયને ઠંડું પાણી ગલ ગલ કરે છે
ઘડિયાળના કાંટાને કોઈએ કાનમાં કહ્યું છે :
ધીરી બાપુડિયા !
ટેબલ પરના કાગળ કચ કચ કરે છે
ટાંકણીઓએ અંગૂઠા પકડયા છે
ગુંદરની શીશી ઊંધી પડી આળોટે છે
સામેના ઘરનું બારણું બંધ છે
એનો અમુક જ ભાગ જોઈ શકાય છે
બાકીના વિશેનું કુતૂહલ ટટળ્યા કરે છે
તડકો હાથે કરીને વાંકુંચૂંકું ચાલે છે
પડે છે ઊભો થાય છે
અને ખડખડાટ હસે છે
અડધી બારી ઉઘાડ–બંધ થયા કરે છે
પાણીની માટલી પૂછે છે :
મારી દિશા ક્યારે બદલો છો ?
અગાઉ ખાધેલાં બગાસાંઓનું શું કરવું ?
એવું વિચારી
અસ્વસ્થ અને માંયકાંગલી
ઑફિસની
રજેરજ
ઊંચી–નીચી
અને
તળે–ઉપર થઈ રહી છે.
એકદા
ગુરુ દ્રોણાચાર્યે
એકલવ્યનો અંગૂઠો માગ્યો હતો
અને એમને એ મળ્યો.
મને એવો કોઈ ગુરુ મળ્યો હોત
ને કહ્યું હોત
કે
અહીં
ઑફિસમાં
બરાબર વચ્ચે
એટ ઈઝ
બેસ
તો સમજ્યા.
આ તો અમથું
એમ જ
બેઠા.
ખબર પડતી નથી
કે મને કંટાળો કેમ આવતો નથી !
અને એમ ને એમ
કંટાળાનું નામ લઈને

## વસંતપંચમીનું લગ્નમુહૂર્ત

ઉશનસ્

ફૂલડાં નીકળ્યાં છે વનવગડે
ફાટફાટ ફૂલેફે!
સાળુખો ના વરણાગી એવું
આજે કોઈ કહે કે?
પાઘમાં માઘ લપેટ લીધો છે
ફાગણમાં ફૂલતોરે,
ચૈતર ઊડે ચળકચળક શો
તાર કસબનો દોરો!
પરિમલ અબીલગુલાલસુગંધે
આખો મંડપ મ્હેકે!
કોકિલની ટુહુકાર–ધારથી
ડાળડાળ સહકારે
ગૂંથી લીધો છે આખો મંડપ
સૂરફૂલોની માળે!
ભૃંગ પતંગમ મૃદંગ લયમાં
ઠેકત હ્હેકેહ્હેકે!
ફૂલડાં નીકળ્યાં છે.
સાળુખો ના વરણાગી.

## પૂર્વવત્

નીતિન વડગામા

રંગ બદલીને તું આવે પૂર્વવત્,
હોડીને દરિયો સતાવે પૂર્વવત્.

ચોતરફ ગુલમ્હોરનાં જંગલ ઊગાડી,
એમ તું રસ્તો ભુલાવે પૂર્વવત્.

પાંદડે કૂણો ઉઝરડો તું જ પાડે,
તું જ પાછી ફૂંક મારે પૂર્વવત્.

અર્થની ચપટીક ચણ નાખી પછી તું,
જાળ શબ્દોની બિછાવે પૂર્વવત્.

કવિલોક: મે-જૂન ૧૯૯૦

## હોવું

મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

વાહ! ઇચ્છાઓ! તમારું માતબર હોવું!
કિન્તુ રેખાઓ! તમારું મુફલિસ હોવું!

રણ, તરસ, સૂકી હવા, કોરું ગળું;
ને નજરનું ઝાંઝવાથી તરબતર હોવું!

સાવ પથ્થર પણ હવે સાપેક્ષ થઈ બેઠા!
કાશ! ઘરનું હોત હરહંમેશ ઘર હોવું!

હું કહું ત્યારે જ ઊગે સૂર્ય આકાશે!
કાશ! મુજને આવડે પહેલો પ્રહર હોવું!

કલ્પનાનાં કલ્પવૃક્ષો પાંગર્યાં એવાં,
વ્યર્થ તારું સાવ સાચું પાનખર હોવું!

હાજરી–હસ્તી–હયાતી છે વિવાદાસ્પદ!
'ખ્વાબ'ને એથી રુચ્યું હોવા વગર હોવું!

## યથાવત્

નીતિન વડગામા

નર્યું શાંત પાણી ને સઘળું યથાવત્.
છતાં એક નૌકાનું ડસવું યથાવત્

પછી અધવચે કે પછી શું કિનારે,
પછી પંડનું યે પલળવું યથાવત્.

ભલે વાદળોનાં ઊગે જંગલો પણ,
સદાયે સૂરજનું નીકળવું યથાવત્

કદી આ પૂનમ તેજની ધાર કાઢે,
કદી આ અમાસોનું ઊગવું યથાવત્.

# એટ ઇઝ

મનહર મોદી

બેઠો છું
હું
એટ ઈઝ
ઑફિસમાં
બરાબર વચ્ચે.
બૉસને કહી દો કે કામની બધી ફાઈલો
છેલ્લા સ્ટેઈજે પહોંચી ગઈ છે
અને કાલપરમ દિવસે
અપ ટુ ડેટ.
ઘંટડી ઘટ ઘટ પાણી પીએ છે
મિસ્ટર એક્સને ટેલિફોન ધમકાવી રહ્યો છે
મીસ વાયને ઠંડું પાણી ગલ ગલ કરે છે
ઘડિયાળના કાંટાને કોઈએ કાનમાં કહ્યું છે :
ધીરી બાપુડિયા !
ટેબલ પરના કાગળ કચ કચ કરે છે
ટાંકણીઓએ અંગૂઠા પકડયા છે
ગુંદરની શીશી ઊંધી પડી આળોટે છે
સામેના ઘરનું બારણું બંધ છે
એનો અમુક જ ભાગ જોઈ શકાય છે
બાકીના વિશેનું કુતૂહલ ટટળ્યા કરે છે
તડકો હાથે કરીને વાંકુંચૂંકું ચાલે છે
પડે છે ઊભો થાય છે
અને ખડખડાટ હસે છે
અડધી બારી ઉઘાડ-બંધ થયા કરે છે
પાણીની માટલી પૂછે છે :
મારી દિશા ક્યારે બદલો છો ?
અગાઉ ખાધેલાં બગાસાંઓનું શું કરવું ?
એવું વિચારી
અસ્વસ્થ અને માંચકાંગલી
ઑફિસની
રજેરજ
ઊંચી-નીચી
અને
તળે-ઉપર થઈ રહી છે.
એકદા
ગુરુ દ્રોણાચાર્યે
એકલવ્યનો અંગૂઠો માગ્યો હતો
અને એમને એ મળ્યો.
મને એવો કોઈ ગુરુ મળ્યો હોત
ને કહ્યું હોત
કે
અહીં
ઑફિસમાં
બરાબર વચ્ચે
એટ ઈઝ
બેસ
તો સમજ્યા.
આ તો અમથું
એમ જ
બેઠા.
ખબર પડતી નથી
કે મને કંટાળો કેમ આવતો નથી !
અને એમ ને એમ
કંટાળાનું નામ લઈને

આપણે તો માંડી બેઠા
પોતાને ઉલેચતા હોઈએ એમ
અસ્સલ એવું સ્થૂળ કર્કશ અને તદ્દન ભદ્દું
એક ગીત.
પણ
ગાતાં ગાતાં
એમને ખબરેય ના પડી
ને
અમારો અવાજ
એને આવડ્યું એ રીતે
ખોતરકામ કરવા લાગ્યો
ધીરે ધીરે
મારી અંદર છુપાયેલું
ગુપચુપ
સ્થિતપ્રજ્ઞ
લીલુંછમ સરોવર
ઊઘડવા માંડ્યું
અને લચકમચક ડોલવા લાગ્યું

એક દિવસ
છેક ઊંચા ઊંચા આકાશમાંથી
કુતૂહલવશ
બડખમદાસ ચતુર્વેદી
સૂરજનાં પાંચ-સાત કિરણો
એને જોવા આવ્યાં હતાં
એ બિચારાં
એને જોઈને એવાં તો અંજાઈ ગયાં
કે
અરસપરસ
ડૂબકડૂબકી દાવ રમતાં રમતાં
એમાં લીલું લીલું લપસતાં ગયાં

ત્યારથી
મારું સરોવર લીલુંછમ છે.

આજે
અહીં
બરાબર વચ્ચે
એટ ઈઝ
બેઠો છું
એ સમયે
આપના સૌના દર્શનાર્થે
અને અભિપ્રાયાર્થે
એને ખુલ્લું મૂકું છું
અને જાહેર કરું છું

કે
ઘરમાં રસ્તે મગજમાં
ઉપર
નીચે
બધે જ બધે
આ રીતે
મારી માફક
બધાંને
બરાબર વચ્ચે
પોતપોતાની અનુકૂળતા મુજબનું
એટ ઈઝ
બેસવાનું
મળી રહો
લીલું
લીલુંછમ સરોવર
ઊઘડી રહો.

[૧.] કવિલોક મે-જૂન ૧૯૬૯

# સાત કાવ્યો

મનોજ ખંડેરીયા

(૧)

ઊંડા ઊંડા કૂવા ઊંડા
અંધારા હો એવા ઊંડા
નવઘણ–કૂવા જેવા ઊંડા
અક્ષર જળ – રેલા.

ઊતરું તો ના જાત સૂઝે કૈં
પણ આખું રળિયાત સૂઝે કૈં
ભીની ભીની ભાત સૂઝે કૈં
અક્ષર અલબેલા.

(૨)

આંસુનાં અજવાળામાંથી
પીડાના પરવાળામાંથી
જીવનના કૂંડાળામાંથી
નિત શ્વાસ મળ્યા છે

એથી અક્ષર આશ બન્યા છે
ને શબ્દો વિશ્વાસ બન્યા છે
આ ગીતો એહસાસ બન્યા છે
મારા હોવાના.

(૩)

ઠાલા ઠાલા ઠાલા છીએ
ભીડ વગરના રસ્તા છીએ
પાંખ વિનાના માળા છીએ
કોઈ ના જાણે.

બ્હાર થકી બટકીને બેઠાં
અંદરને અડકીને બેઠાં
ખાલીપો ખડકીને બેઠાં
કોઈ શું જાણે !

(૪)

ઘરમાં – બસમાં – કે રસ્તામાં –
'કર્યૂ'માં – ખુરશીમાં – શય્યામાં –
પાટીમાં – હસવારડવામાં –
અમને ફાવટ છે !

આ બીબાઢાળ વ્યવસ્થામાં
બસ બંધ બરાબર બેસી જઈ
લ્હેર કરીએ, પણ અંદરથી –
વેરણછેરણ થઈ !

(૫)

ભીડ ભરેલો ભરચક છું હું
કોલાહલની છાલક છું હું
ઘડિયાળોની ટકટક છું હું
આ નગર વચાળે.

એકાંતે અટવાતો ચાલું
મારાથી અકડાતો ચાલું
હું જ મને અથડાતો ચાલું
આ સફર વચાળે.

(૬)

દર્પણની આ તડની વચ્ચે
ઘંટીનાં બે પડની વચ્ચે
ઘરની આ સાંકડની વચ્ચે
જીવી જવાનું !

ટાંકે તડ ને શાહી ખૂટે
કાળ સતત વિસ્મયને લૂંટે
સ્પંદન બુઠ્ઠા થઈને તૂટે
તો યે ગાવાનું !

દિવસે મારગનો કોલાહલ
રાતે તારકનો કોલાહલ
નિત હાલા ઘરનો કોલાહલ
વચ્ચે મારું મન.

ઝગમગ જુગ્નુનો કોલાહલ
મધમધ ખુશ્બુનો કોલાહલ
જડવત્ વસ્તુનો કોલાહલ
ઘેરે મારું મન.

નયને ઝાકળનો કોલાહલ
વીતી હરપળનો કોલાહલ
કોરા કાગળનો કોલાહલ
ઝીલે મારું મન.

## કાગળ કોરા રે વંચાયા

શૈલેશ દેવાણી

કાગળ કોરા રે વંચાયા
કાગળ અધૂકડા ને કાચા,
થોડા અટકળથી ઊકલ્યા ને
થોડા અધવંચાયા સાચા.

ઝીણી ઝરમર જેવું ઝરિયા
કાગળ ભીની લૂ-શી વાચા,
થોડા હિમ થઈ થિર થિજ્યા
થોડા નદી-શું વહેતા સાચા.

પહેલે અક્ષરથી સમજાયા
કાગળ મધઝર હસતી વાચા,
થોડા ગણગણતા સંભળાયા
થોડા રહ રહ રોતા સાચા.

એવા એક પલક વંચાયા
કાગળ વરસોની કૈં વાચા,
થોડા પળભરના વિસરાયા
થોડા ઊઘડ્યાં નહીં રે સાચા.

# વીતેલું એક વધુ વર્ષ (૧૯૮૯)

મેઘનાદ હ. ભટ્ટ

સમુદ્રતટની રેતીમાં ઊભા ઊભા પ્રસારેલી હથેલીમાંથી
રેતી સરી જાય છે,
ફરી ફરી ખરી જાય છે
રેતીના કણકણ.
દરિયાદિલી સમુદ્ર
વિસ્ફારિત વ્હેણે જોયા કરે છે —
રોયા કરે છે
રેતીના કણને સરતા જોઈ.
રેતી સાથે સરે છે, ખરે છે
મારી ત્વચા, મારી તર્જની, મારા નખ
મારી આંગળીઓ.
હવે ચાંગળૂક પાણી પણ લઈ શકતી નથી
પાંગળી બનેલી
મારી આંગળીઓની આશ્રિત આ હથેલી
ચર્મચર્યાની ચર્વિત ચર્વણાથી નિરાશ્રિત બનેલી
આ હથેલી
ક્યારેય રેતીનો સ્પર્શ પામી શકશે નહીં હવે.
દરિયાનો દરિયો દરિયામાં ડૂબી જશે
તો ય
હવે આ હથેલીમાં એ સમાઈ શકશે નહીં.
દરિયો
દરિયાની રેતીના મણગણું કણ
મારી કુંડલિનીને જગાડી શકશે નહીં હવે.
મારી હથેલી વડે હવે હું પાવકાગ્નિને અર્ધ્ય આપી નહીં શકું
વિશ્વકર્મા થઈ
મારી દીકરી સંજ્ઞાનો સ્વયંવર રચી
વિવસ્વાન સાથે એને હું વરાવી નહીં શકું.

મારી સજ્ઞા હવે સૂર્યતેજ સહી નહીં શકે
તો —
તો,
એને સરાણે ચઢાવી
તેજભ્રષ્ટ હું નહીં કરી શકું
વિષ્ણુને ચક્ર
શિવને ત્રિશૂળ
મળો, ના મળો
સૂર્યનમસ્કાર હવે હું નહીં કરી શકું.
મારી આંગળીઓ ખરી ગઈ છે
મારી હથેલી નિરાશ્રિત થઈ ગઈ છે
કદાચ,
હું ય હવે ખરી જઈશ"
જેમ ખરી ગયું છે વધુ એક વર્ષ.

## ટપાલ

શૈલેશ ટેવાણી

પહેલી ટપાલ તને લખીએ રે શામળા
રૂબરમાં આપજે જવાબ;
સાનભાન ભૂલ્યાનો દેજે હિસાબ
ભલે પાગલનો આપજે ખિતાબ!

બીજી ટપાલ તને લખીએ રે શામળા
આંસુનો નહિ રે હિસાબ;
કઈ રે બજાર ભણી નજરુંને માંડવી,
મળશે ક્યાં સામટો જવાબ!

આંખો બચે તો અમે આભ ભણી તાકશું.
વરસે છે ક્યાં તું લાજવાબ?
આછેરી ઓઢણી ઓઢી સંબંધની
ક્યાં લગ ઝૂરીશું બેહિસાબ?

# માછલીનું માછલીમાં રૂપાંતર

વારિજ લુહાર

મારું સમગ્ર વિશ્વ
શહેરના છેવાડે દીવાસળીનું ખોખું
થઈને ઊભું છે.

સૂરજને જીભના ટેરવે સંતાડી
હું મારો અંધકાર ઊલેચવા
એક પછી એક ચરણ ઉપાડતો
મારું જીવિત વાતાવરણ ઉપાડતો
ક્ષણને ઉજાળવા
ક્ષણને ઉછાળવા
ચાલી નીકળું છું.

ડામરની સડકો પર કૂણું ઘાસ ઊગ્યું છે.
ઘાસ મારી પાછળ સંકેલાતું આવે છે
મારે પહોંચવાના સ્થળે પહોંચું છું
દીવાસળીનું ખોખું દ્વાર ખોલે છે.
દીવાસળી અજવાસનું અંતિમ નામ બોલે છે.
જીભના ટેરવે સંતાયેલો સૂરજ
મારા હોઠ સુધી આવીને જળહળે છે
ઘરને ઘરની ખબર નથી
કોઈ બહાર નથી કોઈ અંદર નથી
અચાનક
દીવાસળી પ્રગટવાની બૂમ
મારી છાતી પર ફૂલોની લૂમ
ભડકો થવાની બીકે મારો હાથ સરી જાય છે
અને
એક વાદળી મારા પર તૂટી પડે છે
રૂંવે રૂંવે સરોવર છલકાય છે.
દીવાસળીનું માછલીમાં રૂપાંતર થાય છે

માછલી તગતગે છે
ઝગમગે છે
સરોવરના તળ સુધી
જળહળ પળ સુધી
જળની ખળખળ સુધી
માછલીનું મખમલી પોત.
જળમાં જળહળ જળહળ જ્યોત
છતાંયે
માછલી સરોવરથી છૂટી પડે છે
માછલી સરોવરને વિદાય આપી શકે?
ના; જવાબમાં
સરોવરનું સ્થળાંતર
અને
માછલીનું માછલીમાં રૂપાંતર

☐

બીજા દિવસે
માછલીના ચહેરા પર શેવાળ બાઝેલી જોઉં છું
શેવાળની લીલપ ઉઝરડા બનેલી છે.
માછલી જૂઈ–મોગરો–ચમેલી છે.
હું મારી ઇચ્છાઓને પૂછું છું.
મારી ઇચ્છાઓ લાલ કીડીઓ નથી,
મારી ઇચ્છાઓ મધપૂડો નથી
મારી ઇચ્છાઓ
દીવાસળીનું ખોખું–દીવાસળી–માછલી–સરોવર
–ના સંધિકાળ ને ઉત્સવ ગણે છે
પરન્તુ
ઊજવી શકાતું નથી મન.

મન મહેકી શકે ત્યારે
ફૂણું ફૂણું ઘાસ શોધતી આંખો
સમાધિસ્થ થઈ જાય છે.
આકુળ-વિકુળ
નિરંતર – સાકાર–સાક્ષાત્કાર.



મારી છાતી પર ગુલમ્હોર ઊગવાની
પૂર્વસંધ્યાએ,
હું લાલ રંગની ટોચ પર બેઠો હતો
રાજમહેલમાંથી
ખંડેર તરફનું પ્રસ્થાન નિશ્ચિત હતું.
કદાચ અટકી શક્યું હોત તો!!!!!



મને રસ્તા પર રોકીને,
એકસંપ થયેલી દિશાઓએ
ઝનૂનપૂર્વક પૂછેલું,
'કઈ તરફ જવું છે?'
મારો ઉત્તર એ જ હોઈ શકે :
'ક્યાંય નહીં...કશે જ નહીં'
પરન્તુ
જે હોઈ શકે તે હોતું નથી.



સ્થળકાળનો સંમોહ છોડીને
લોહીઝાણ પગલે હળવું હળવું દોડીને
હું મારી આળ-પંપાળમાં
સરભર થાઉં છું.
કોઈ પણ ઇતિહાસ
કદીયે પૂરો થતો નથી
પૃષ્ઠો ઉમેરાય છે
પ્રકરણો ચણાય છે
કોઈની છાતીનો ડૂમો
કે કોઈની હથેળીને ચૂમો
કોઈની ચીસ કોઈની બૂમો
કઈ રીતે થઈ શકે
માછલીનો તરજુમો ?



ભૂગોળની વાત નીકળે તો
મારા ટાપુ વિશે જાણવું છે.
ગઈ કાલનો વરસાદ
મને ચારે તરફથી ઘેરી વળ્યો છે;
હું ટાપુ બની ગયો છું,
કોઈ નકશામાં ટપકું થઈ શક્યો નથી
મારા ટાપુનું નામ જાણવું છે.
કોઈ હસ્તવિદ
મારા હાથની રેખા જોઈને
કહે છે કે
દુષ્કાળ પડશે. દુષ્કાળ
ક્યાંય જળ નહીં હોય
જળનાં અંજળ નહીં હોય
કૂણા શ્વાસની ગર્તામાં ધકેલાઈ જશે
સુંવાળપનો રેશમી પટ
અને
ટાપુ બની ગયેલો હું
રેતમાં રૂપાંતર પામીશ.



પરિસ્થિતિ અને પરિમાણ
નર્યા અને નકાર વચ્ચે

કદી ના સંભવે પોલાણ
મારા પરપોટાના પાદર સુધી
મેં ઓઢેલી ચાદર સુધી
વિસ્તરે છે
ગઈકાલનો વરસાદ.
ન કોઈ વાદ કે વિવાદ.
વિખેરાઈ જવાના જવાબમાં
ગોરમ્ભાઈ જતું
મારું આકાશ.
ત્રાટકતો વિષાદ,
મને જકડી શકે એવા રાગમાં
મરશિયા ગાતી સાંજ,
મારા સૂર્યને નિચોવે છે.
રોજ ઊઠીને સવાર થાય છે
ને
રાતભરમાં કેંક સદીઓ પસાર થાય છે.

□

જુગાર નથી, બાજી છે;
જગત આખુંય રાજી છે,
મને મળેલી પીડા તાજી છે.
હું લાગણીનાં ઘોડાપૂર ખાળી શકું,
પણ ટીપા જળને કેમ ટાળી શકું ?
માછલીનું માછલીમાં જ રૂપાંતર થયા કરે.
ભર બપ્પોરે માછલી
ને
મધરાતે પણ માછલી
ટીપા જળમાં ટીપું થઈ જાતી
માછલી–માછલી જેવાં ગીતો ગાતી



ઈ. સ. પૂર્વેની કોઈ વાત નથી
હજી હમણાં જ
માછલી મહેલમાં રહેતી 'તી
મારા ખંડેરને ખંડેર કહેતી 'તી
પરન્તુ
હું જીતી ગયો છું મહેલ,
ગઢ જીત્યો છું
ગઢની અડાબીડ સાહ્યબી જીત્યો છું.
ગઢ જીત્યાનું ગૌરવ
મારા ખંડેરની શોભા છે
મારા હાથમાં બે-ચાર ખોબા છે.
ખોબામાં જળ ને જળમાં માછલી
રોજ મારું જળ છલકાય છે .....



મારા સપનામાં
દીવાસળીનું ખોખું–દીવાસળી–માછલી–
ફૂંકું શ્વાસ
ટીપું જળ...વારાફરતી આવે છે
ફરી એકવાર
ફક્ત એકવાર
એક જ વાર
ઇચ્છું છું :
એક ઘટનાનું પુનઃ પ્રસારણ.

# છાપરું

મૂકેશ વૈદ્ય

૧

છાપરે બેસી વાંચતા નિશાળિયા
વાંચતા વાંચતા ઊંઘી જાય.
ને તેમના મ્હોં ઉપર, છાતી ઉપર કે હાથ ઉપર
ઊંધાં પડેલાં પુસ્તકો
નોખાં ગામ રચી બેસે.

૨

વરસાદી વાછંટોમાં
એકાદ છાપરું ઊડી જાય
તો ખબરે નહીં પડે.
ને એમ જ
અંધારિયા માળિયે આવી બેસે
કાળું આકાશ.

૩

કોઈ કોઈ વાર તો નળિયાં ચળાવેલાં હોય
તો પણ—
છાપરાં ગળે.

૪

ચત્તુંપાટ પડેલું છાપરું
પડખું ય ફેરવી નહીં શકે.
લચી પડેલી ડાળખીઓ
પડછાયે રેલાતી ઊતરી આવે.
પણ આ
ચત્તુંપાટ પડેલું છાપરું
પડખું ય—

૫

આઘે આઘેની ક્ષિતિજો વડે ઘેરાયેલું
છેક ટોચ ઉપર
ગહન આકાશમાં
એવું છે છાપરું.
દગાન્ત લગ વિસ્તીર્ણ આ
આખો ઇલાકો
સ્તનીય ઢોળાવ લઈ ઢળ્યો છે એના પગ તળે.
હશે ત્યાં ક્ષીરસ્ફટિકમાંના પ્રકાશ જેવાં
સૌમ્ય ગુંબજો
કે મસમોટા ઈંડા ઉપર બેસી
વિશ્વનો ગર્ભ સેવતું પંખી?
કહેવાય છે કે
આટલે દૂરથી ઉપર લગી
અહીંનું સંભળાય તો સંભળાય.
એ આટલું ઊંચું ન હોત તો
એના જ ભાર તળે લોકો દટાઈ મર્યાં હોત.
વળી એવી પણ એક વાયકા છે
કે એને જોવા જતાં
ટોપી તો શું માથું જ પડીને ભોંય ભેગું થાય.
કદાચ તેથી જ અહીં
કોઈ ક્યાંય ઊંચી નજરે જોઈ શકતું નથી.

૩૦-૩૧ જુલાઈ, ૧૯૭૬

# બીક

મીના જોષી

કુહાડી લઈને આવેલા તેઓ.
પારધીને જોઈ ત્રસ્ત હરિણી
નાભિમાં શ્વાસ રોકી દોડે
તેમ હું દોડવા માંડેલી
છુપાઈ જવા
છિદ્રો શોધવા માંડેલી
વર્ષો પહેલાં
દાદીમાએ કહેલી વાર્તામાંનો
પારધી તો ડાહ્યો હતો
એણે તો વિશ્વાસ રાખીને
હરિણીને જવા દીધેલી...

આ શિકારી
કેમ મારી વાત પર
વિશ્વાસ કરતો નથી ?
મને તો હતું કે
ઇતિહાસનું પુનરાવર્તન થશે
પણ ના.
ન પારધીએ વિશ્વાસ મૂક્યો,
ન કોઈ પરદુઃખભંજન વિક્રમ
પ્રગટ્યો
કે ના ગરુડે ચઢીને
ગોવિંદ આવ્યા
મેં વનદેવીને પ્રાર્થના કરી
પણ વ્યર્થ.
કોઈ કૂવામાંથી અવાજ ન આવ્યો
કે, લે તારી સોનાની કુહાડી
પણ કુહાડી સોનાની હોય કે
લોઢાની
શો ફરક પડે છે ?
કુહાડી લઈને કોઈ આવે
ત્યારે જડમૂળમાંથી
કપાઈ જવાની જ ભીતિ અનુભવાતી હોય છે
એ સિવાય છૂટકો જ નથી.

ખચાક્ ખચ્ ખચાક્
કુહાડી વીંઝાતી રહે છે
અને લોહી વગરના
ઊંડા ઘા...

મારી સ્મૃતિના સાતે પડ છેદીને
જતા રહે છે એ.
જખ્મથી પિડાતી હું
દૂર સુધી, એ વળાંક સુધી
જોતી રહી, જ્યાંથી તેઓ અદૃશ્ય થયા...
હું કણસતી રહી
કોઈ મલમ લઈને ન આવ્યું.

ધીરે ધીરે કળ વળતાં
સમજાયું કે એ તો કાપવા આવેલા
રોપવા નહીં
પણ એમણે પાડેલા ઊંડા ઘામાં
ધીરે ધીરે વળી પાછો
એક કૂણો કૂણો છોડ ઊગ્યો છે
મને બીક લાગે છે એના મોટા થવાની
એ પાંગરશે અને વળી પાછા
એ લોકો કુહાડી લઈને આવશે તો ?

## ગીત

વિનોદ ગાંધી

જોખવી જ હોય તો જોખી લે જાત, અલ્યાં, ત્રાજવામાં મૂકીને તરણું,
અંદર રહેલી પેલી લાલચને માર, નથી મારવાનું સોનેરી હરણું.

ખુદના વજન વડે ડૂબે માણસ
પછી કૂવાને દેવો શો દોષ?
પડતી તિરાડ કાય કાચો જો હોય,
એમાં કોના પર કાઢવાનો રોષ?

નાથવી જ હોય તો નાથી લે જાત, નથી નાથવાનું ભોળું જે ઝરણું,
અંદર રહેલી પેલી લાલચને માર, નથી મારવાનું સોનેરી હરણું.

પંખી બનીશ તો ઊડી શકીશ
અને મળશે ગગન તને ઊંચું,
થડિયાની જાતની મૂલવણી થાય
કોઈ મૂળને ના કહેશે કે નીચું,

આંગળીને પકડીને ખુદની તું ચાલ, નથી લેવાનું બીજાનું શરણું,
અંદર રહેલી પેલી લાલચને માર, નથી મારવાનું સોનેરી હરણું.

## આટલું બસ

જિતુ ત્રિવેદી

એક પળમાં શું કરું હું, ઠીક ત્યારે, આટલું તો આટલું બસ,
એક શ્વાસે હું ભરું પણ શું વધારે, આટલું તો આટલું બસ.

ને સતત બસ શોધવાનાં, જોડવાનાં હોય છે સપનાં હંમેશાં,
એટલે તો જાગવાનું હોય મારે, આટલું તો આટલું બસ.

જોખમાતી હોય નિષ્ફળ અંધકારોની ભીતર મારી હયાતી,
ને સલામત હું મળું છું હર સવારે, આટલું તો આટલું બસ.

એક તારી પ્રેરણા, સાથે સનમનું સ્મિત ને હિંમત અમારી,
ઇચ્છવાનું હોય ઝાઝું શું અમારે, આટલું તો આટલું બસ.

## મારો રહ્યો નહીં

નિરંજન ભટ્ટ

તારો રહ્યો નહીં કે હું મારો રહ્યો નહીં,
મઝધારમાં ડૂબ્યો, અરે આરો રહ્યો નહીં.

હું તો ગને શોધી રહ્યો મારા પ્રવાસમાં,
ખોવાઈ હું તો ક્યાં ગયો – મારો રહ્યો નહીં ?

વિશ્વાસમાં લીધા કરું છું એમને સદા—
વિશ્વાસ એવી ચીજ કે ધારો રહ્યો નહીં.

હું એમને તો દિલ મહીં ચાહી રહ્યો હતો,
એનો જ છે એ રંજ સહારો રહ્યો નહીં.

કાં હું 'નિરંજન' આટલો નિર્બળ બની ગયો ?
કલ્પી શકું ના હું કદી–તારો રહ્યો નહીં !

## કોઈ નામ

પાર્થ મહાબાહુ

ખેંચી શકાય એટલી ખેંચી લીધી લગામ,
એના વિચારો તે છતાં આવ્યા કરે શું કામ ?

ખરબચડું ના લીસું નહીં ચપટું નહીં સપાટ,
શું સ્પર્શવા તડપ્યા કરે સાલી ! ત્વચા તમામ ?

ઇજ્જત બચાવી રાખવા કમબખ્ત હે, સમય !
ઇજ્જતનું પણ લે; ગોઠવી નાખ્યું હવે લિલામ.

ખુલ્લી હથેળીમાં ઘણાં મૂકી શકે ગુલાબ,
છાતીની વચ્ચે રોપશે એનું ન નામઠામ.

કાગળ ઊડે, કલ્પન ઊડે, સંવેદના ઊડે,
શોધી શકો તો આપજો એ ક્ષણને કોઈ નામ.

## ગઝલ

ગુલામ અબ્બાસ 'નાશાદ'

શક્યતાની ક્ષણ સુધી જીવી ગયો,
ખોળે ખોળે હું યે દરિયો પી ગયો.

છું છલોછલ ને વળી છલકી ગયો,
કંઈ સબળ કારણ વિના લથડી ગયો.

કરગરી રહી'તી તિમિરવશ લાગણી,
સાંજ ઢળતા સૂર્ય પણ થીજી ગયો.

એ જ છે મારો અનુભવ બાગનો,
મ્હેંકને સ્પર્શી જતાં દાઝી ગયો.

વ્યર્થ ગઈ 'અબ્બાસ' સૌ સંભાવના,
મારો પડછાયો મને વળગી ગયો.

## ચંદ્રક

યોસેફ મેકવાન

અજાણ્યાં હતાં એ અજાણ્યાં રહ્યાં છે,
હૃદયને હૃદયના ધખારા થયાં છે.

હવે આંખમાં સાત દરિયા ઊમટશે,
અમાસે પૂનમનાં જ દર્શન કર્યાં છે.

અહમ્ એમનો આમ લૂંટી ગયો છે,
ભર્યાં સ્વપ્નનાં જામ એમ જ પડ્યા છે.

બનાવ્યા હતા રાહ જે જિંદગીના,
અફળ એ જ મારા પગોને નડ્યા છે.

મને માણસાઈ ફળી છે જગતમાં
જુઓ, જખ્મના કૈંક ચંદ્રક મળ્યા છે.

## દુષ્કાળ

લલિત ત્રિવેદી

ઘેરથી વાડી ફેર ઘેર લગીર
કૂવાના તળ સમાન ધખધખતો; ધૂળથી રેબઝેબ ક્ષીણ સમીર.
આંચળો જેવું એ મળસ્કું ક્યાં ?
ક્યાં ગયા નીણ જેવા બચકારા ? ક્યાં ઋતુ જેવું એ જુવાન ખમીર ?
પોર ગજવેલ લોહ જેવું હતું,
રાતભર ધીમું ધીમું સળગે-રે; આજ કરગઠિયા જેવું શુષ્ક શરીર
ચીંથરા જેમ આજ થથરે છે
કામળી થૈને દેહની ફરતે; આવ વીંટાઈ જા હવે, ઓ મિહિર !
શ્વાન સૂંઘે કે કાગડો બેસે
ઢોર જેવા પડેલ ઠૂંઠાને શું વસંતો કે શ્રાવણો કે શિશિર ?

## પોતધ્વંસ

પ્રીતિ સેનગુપ્તા

ન્હોતું ફાટયું ગગન લવ કે ના જ પાતાળ ખૂલ્યું,
ન્હોતી ઢાંકી અહિત-સમયે ક્ષોભથી આંખ સૂર્યે.
માથું ગોથું ધસમસ ધસી કોક ક્રોધી વેરાહે —
ને સ્તોત્રોને વિફલ કરતું દુર્જયી હાસ્ય ગાજ્યું.
દોડી સર્વે જળચર-પરી શીઘ્ર ક્રીડા વિખેરી,
ઊડયાં આવે અનુચર તણાં સૈન્ય આઘાત પામી.
તૂરી-ત્રાંસાં રણ-પવનનાં કોણ મૂકે વગાડી ?
પાષાણોના ડમરુ ગગડે, સંગતો વીચિ કેરી.

આરોપાયો દુરિત-સદને કોપ દુર્દૈવતાનો,
નૌકા વાંકી, વિચલિત બને, ત્રસ્ત આધારહીણી.
લાંબા હાથે ગિરિવર ચહે પ્હોંચવા, નિર્ઝરિણી
શીતસ્થાયી, ધવલ તટની મૌનમાં યાચનાઓ.
ડૂબે હૈયું અશરણ જળે. ભૂમિનો સ્પર્શ ઝંખે,
દુષ્કૃત્યો ને અવગતિ તણા કાળનો સર્પ ડંખે.

# વિદાય

હાન્સ મૅગ્નસ ઍન્ઝનબર્ગર

અનુ૦ બકુલ નિમાવત

મારા અને તારા વચ્ચેનું આકાશના
ચીંથરાં ઊડાવી દઈએ.
અને શ્વેત ધ્વજના ટુકડા કરી દઈએ
જેમાં આપણે ઊંઘમાં આપણી જાત
ને ઢબૂરીને સૂતા હતા,
એકબીજા સાથે ધીમે ધીમે ઝકળાઈને,
અને ભાવિ આપણામાંથી ઊગી રહ્યું હતું.

જ્યારે હવે સોમવાર હોય છે ત્યારે...
ચાલો પવનને ફૂંકાવા દઈએ
અને આપણા મુકુટની
લીલીછમ્મ યાદોને ઘસાઈને
વહેવા દઈએ...

હવે બરફ દેખાવા દઈએ
અને તેના ઘર પર ધુમાડો નથી
સમયનાં ચીંથરાં થઈ ગયાં છે
અને આકાશ ઓકે છે
ઠંડી રાખ
તમારા મસ્તક ફરતી ઘૂમતી
અને
હિમના ટુકડાઓ થઈ ગયા છે.

(જર્મન કાવ્ય)

# મધ્યમ-વર્ગીય જીવતર

હાન્સ મૅગ્નસ ઍન્ઝનબર્ગર

અનુ૦ બકુલ નિમાવત

અમે નથી કરતા ફરિયાદ
અમે બેકાર નથી
અમે ભૂખ્યા પણ નથી
અમે જમીએ છીએ.

ઘાસ ઊગે છે
રાષ્ટ્રીય ઉત્પાદન
ખીલાઓ
ભૂતકાળ
શેરીઓ ખાલીખાલી
સોદાઓ પૂરા
સાયરનો શાંત
એ બધું પણ પૂરું થશે.

મૃતલોકોએ વસિયતનામાં બનાવેલાં છે
વરસાદ હવે ઝરમરિયો બની ગયો છે.
યુદ્ધ જાહેર નથી થયું.
ઉતાવળ પણ નથી એની.

અમે ઘાસ ખાઈએ છીએ
અમે રાષ્ટ્રીય આવક ખાઈએ છીએ
અમે ખીલા ખાઈએ છીએ
અમે ભૂતકાળ ખાઈએ છીએ
અમારે કશું છુપાવવાનું નથી
અમારે કશુંય ગુમાવવાનું નથી
અમારે કંઈ કહેવાનું નથી.

અમારે...
ઘડિયાળને ચાવી દઈ દીધી છે.

બિલો ચુકવાઈ ગયાં છે.
કપડાં ધોવાઈ ગયાં છે
છેલ્લી બસ પસાર થઈ રહી છે
તે ખાલી છે.

અમે ફરિયાદ કરી શકતા નથી
અમે શાની રાહ જોઈએ છીએ?

(જર્મન કાવ્ય)

# સંપાદન

## ત્રણ ચારણી બારમાસી

### બળવંત જાની

ઝવેરચંદ મેઘાણીએ 'લોકસાહિત્યમાં ઋતુ-ગીતો' (પ્ર. આ. ઈ. ૧૯૨૯)માં લોકસાહિત્ય પરંપરાની, ચારણી પરંપરાની તથા હિન્દી, બંગાળી અને પંજાબી ભાષાની બારમાસી રચના-ઓ સંપાદિત કરેલી. ભારતની વિવિધ ભાષાઓ-ના બારમાસી સ્વરૂપની રચનાઓને એકસાથે મૂકી આપીને એના તુલનાત્મક સ્વાધ્યાયનો આરંભ આમ મેઘાણીથી થયો ગણાય. પરંતુ મેઘાણીનું આ કાર્ય ગુજરાતી ભાષામાં પ્રકાશિત થયું હોઈને ભારત અને ભારત બહાર આ ગ્રંથની ઉચિત નોંધ લેવાઈ નથી.

મેઘાણીસંપાદિત 'લોકસાહિત્યમાં ઋતુ-ગીતો'માં આઠ ચારણી બારમાસીઓ પ્રકાશિત છે. એમાં 'સંભરિયા' શીર્ષકાંતર્ગત અપૂર્ણ અર્જુભાઈના બારમાસા, શ્રી રતુદાન રોહડિયાના ચારણી લેખસંગ્રહ 'સુવર્ણરેણુ'(ઈ. ૧૯૮૮)માં અર્જુભાઈના પુત્ર 'અલુભાઈના બારમાસા' પૂર્ણ રૂપે પ્રાપ્ત થાય છે. આ ઉપરાંત એક બીજી ચારણી બારમાસી 'આશાજી રોહડિયા' (ઈ. ૧૯૮૯)માંથી 'રાઉળ જામ રા મરસિયા' નામે મળે છે. આ રીતે આજ સુધી ચારણી ધારાની માત્ર નવ બારમાસીઓ ઉપલબ્ધ છે. અહીં સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના ગુજરાતી ભાષા–સાહિત્ય ભવનના ચારણીસાહિત્ય હસ્તપ્રત ભંડારમાં હસ્ત-પ્રત રૂપે ૧૪ બારમાસી તથા અન્ય સ્થળે રહેલ હસ્તપ્રતમાંથી નકલ કરીને રાખેલી પાંચ બાર માસી મળીને કુલ ૧૯ બારમાસી કૃતિઓ સંગૃહીત છે. એમાંથી ત્રણ ચારણી બારમાસીઓની વાચના અત્રે પ્રસ્તુત કરી છે.

મધ્યકાલીન બારમાસી કાવ્યપરંપરામાં આ ચારણી કૃતિઓ કાવ્યતત્ત્વની દૃષ્ટિએ પણ મહત્ત્વની છે. ફ્રેન્ચ વિદુષી શાર્લોત વોદવિલ-કૃત 'બારમાસા ઇન ઇન્ડિયન લિટરેચર' (૧૯૮૬) ગ્રંથમાં બારમાસાની ભારતીય પરંપરા વિશે વિગતે અભ્યાસલેખ મુકાયેલો છે. એમાં વોદવિલે બારમાસા સ્વરૂપમાં વિરહ બારમાસા અને ષડ્ ઋતુ વર્ણન એ બે પ્રકારોની ઉત્પત્તિની વિગતે દર્શાવીને પછી બન્નેની વિષયસામગ્રીવિષયક ચર્ચામાં નોંધેલ છે કે એકમાં કેન્દ્રસ્થાને વિરહ છે, બીજામાં કેન્દ્રસ્થાને પ્રસન્નતા અને આનંદની ક્ષણો છે. વોદવિલના આ સંશોધનમૂલક વિધાનના વિશેષ સમર્થનરૂપે ચારણી બારમાસીના ઉદાહરણ સાંપડે છે. અહીં એક વિરહ બારમાસી છે અને બે આનંદની ક્ષણોની બારમાસી રચનાઓ છે. વોદવિલના ગ્રંથમાં આ ચારણી ધારા તથા જૈનેતર ગુજરાતી ધારામાં પાંચ-૭ પ્રકારની બારમાસીઓ પ્રાપ્ત છે, એવી મહત્ત્વની વિગતનો નિર્દેશ જ નથી.

# મધ્યમ-વર્ગીય જીવતર

**હાન્સ મેગ્નસ એન્ઝનબર્ગર**

**અનુ૦ બકુલ નિમાવત**

અમે નથી કરતા ફરિયાદ
અમે બેકાર નથી
અમે ભૂખ્યા પણ નથી
અમે જમીએ છીએ.

ઘાસ ઊગે છે
રાષ્ટ્રીય ઉત્પાદન
ખીલાઓ
ભૂતકાળ
શેરીઓ ખાલીખાલી
સોદાઓ પૂરા
સાયરનો શાંત
એ બધું પણ પૂરું થશે.

મૃતલોકોએ વસિયતનામાં બનાવેલાં છે
વરસાદ હવે ઝરમરિયો બની ગયો છે.
યુદ્ધ જાહેર નથી થયું:
ઉતાવળ પણ નથી એની.

અમે ઘાસ ખાઈએ છીએ
અમે રાષ્ટ્રીય આવક ખાઈએ છીએ
અમે ખીલા ખાઈએ છીએ
અમે ભૂતકાળ ખાઈએ છીએ
અમારે કશું છુપાવવાનું નથી
અમારે કશુંય ગુમાવવાનું નથી
અમારે કંઈ કહેવાનું નથી.

અમારે...
ઘડિયાળને ચાવી દઈ દીધી છે.

બિલો ચુકવાઈ ગયાં છે.
કપડાં ધોવાઈ ગયાં છે
છેલ્લી બસ પસાર થઈ રહી છે
તે ખાલી છે.

અમે ફરિયાદ કરી શકતા નથી
અમે શાની રાહ જોઈએ છીએ?

(જર્મન કાવ્ય)

# ત્રણ ચારણી બારમાસી

## બળવંત જાની

ઝવેરચંદ મેઘાણીએ 'લોકસાહિત્યમાં ઋતુ-ગીતો' (પ્ર. આ. ઈ. ૧૯૨૯)માં લોકસાહિત્ય પરંપરાની, ચારણી પરંપરાની તથા હિન્દી, બંગાળી અને પંજાબી ભાષાની બારમાસી રચનાઓ સંપાદિત કરેલી. ભારતની વિવિધ ભાષાઓના બારમાસી સ્વરૂપની રચનાઓને એકસાથે મૂકી આપીને એના તુલનાત્મક સ્વાધ્યાયનો આરંભ આમ મેઘાણીથી થયો ગણાય. પરંતુ મેઘાણીનું આ કાર્ય ગુજરાતી ભાષામાં પ્રકાશિત થયું હોઈને ભારત અને ભારત બહાર આ ગ્રંથની ઉચિત નોંધ લેવાઈ નથી.

મેઘાણીસંપાદિત 'લોકસાહિત્યમાં ઋતુ-ગીતો'માં આઠ ચારણી બારમાસીઓ પ્રકાશિત છે. એમાં 'સંભરિયા' શીર્ષકાંતર્ગત અપૂર્ણ અર્જુભાઈના બારમાસા, શ્રી રતુદાન રોહડિયાના ચારણી લેખસંગ્રહ 'સુવર્ણરેણુ'(ઈ. ૧૯૮૮)માં અજુભાઈના પુત્ર 'અલુભાઈના બારમાસા' પૂર્ણ રૂપે પ્રાપ્ત થાય છે. આ ઉપરાંત એક બીજી ચારણી બારમાસી 'આશાજી રોહડિયા' (ઈ. ૧૯૮૯)માંથી 'રાઉળ જામ રા અરસિયા' નામે મળે છે. આ રીતે આજ સુધી ચારણી ધારાની માત્ર નવ બારમાસીઓ ઉપલબ્ધ છે. અહીં સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના ગુજરાતી ભાષા–સાહિત્ય ભવનના ચારણીસાહિત્ય હસ્તપ્રત ભંડારમાં હસ્તપ્રત રૂપે ૧૪ બારમાસી તથા અન્ય સ્થળે રહેલ હસ્તપ્રતમાંથી નકલ કરીને રાખેલી પાંચ બારમાસી મળીને કુલ ૧૯ બારમાસી કૃતિઓ સંગૃહીત છે. એમાંથી ત્રણ ચારણી બારમાસીઓની વાચના અત્રે પ્રસ્તુત કરી છે.

મધ્યકાલીન બારમાસી કાવ્યપરંપરામાં આ ચારણી કૃતિઓ કાવ્યતત્ત્વની દૃષ્ટિએ પણ મહત્ત્વની છે. ફ્રેન્ચ વિદુષી શાર્લોત વોદવિલ-કૃત 'બારમાસા ઇન ઇન્ડિયન લિટરેચર' (૧૯૮૬) ગ્રંથમાં બારમાસાની ભારતીય પરંપરા વિશે વિગતે અભ્યાસલેખ મુકાયેલો છે. એમાં વોદવિલે બારમાસા સ્વરૂપમાં વિરહ બારમાસા અને ષડ્‌ઋતુ વર્ણન એ બે પ્રકારોની ઉત્પત્તિની વિગતો દર્શાવીને પછી બન્નેની વિષયસામગ્રીવિષયક ચર્ચામાં નોંધેલ છે કે એકમાં કેન્દ્રસ્થાને વિરહ છે, બીજામાં કેન્દ્રસ્થાને પ્રસન્નતા અને આનંદની ક્ષણો છે. વોદવિલના આ સંશોધનમૂલક વિધાનના વિશેષ સમર્થનરૂપે ચારણી બારમાસીનાં ઉદાહરણ સાંપડે છે. અહીં એક વિરહ બારમાસી છે અને બે આનંદની ક્ષણોની બારમાસી રચનાઓ છે. વોદવિલના ગ્રંથમાં આ ચારણી ધારા તથા જૈનેતર ગુજરાતી ધારામાં પાંચ-છ પ્રકારની બારમાસીઓ પ્રાપ્ત છે, એવી મહત્ત્વની વિગતનો નિર્દેશ જ નથી.

સંગાર સાર તિય ગન સજત,

લલિત પ્રમોદ લસત મેં

વિભેસ જામ પછમ ધની,

બિલસત મોજ **બસંત** મેં...પ

દોહા

**જેઠ ઓર આષાઢ મેં**, તરની તપત અપાર;

રત ગિષમ ચિત ચાહિયે, સબ સીતલ ઉપચાર ...૬

કવિત

સબ સીતલ ઉપચાર, બાર જળજંત્ર ફૂયરન;

ભરત હોજ બનબાગ, ત્રવધ ગત પૌન બહારન;

સીતલ પટી વહ સીર, સીર ચંદન ચરચાવત;

છિરકત નીર ગુલાબ,

કુસુમિત અંત ભુવન સુહાવત

નિત કરત સુલ બો બિધ નવિન,

સુછમ બસન સુ અંગ મેં;

વિભેસ જામ પછમ ધની,

રહત સુ **ગ્રિષમ** સુ રંગ મેં...૬

કલશનું કવિત

ત્રખા કા વિલાસ દેખ, મોહ મન પાવત હે,

સરદ કી ઉદાર સાર, જામની વિહાર કે;

ભાંગત હે અત પ્રીત, સીત કે અનેક ભાંગ;

ત હી સિસિર અંત સોહની સુ દાર કે;

ખેલત બસંત રત, દંપતિ મુદિત હોત;

ગ્રિષમ કી લેત મોજ શીતલોપચાર કે;

ખટે રતિ હું કે સુખ, લેત હે વિવધ ભાંત;

જાંમ જુ વિભેસ બંકે, સાંમ જૂ હાલાર કે...૭

(૩) 'ખટ ઋતુ રીતિ' | જસુરામ વરસડા

દુહા

**બરખા**. રતિ આઈ જસુ, મંગલ ગાવત મોર;

**સાવન ભાદ્ર** કે દંના, ચપલ ચમંક ચહું ઓર ..૧

કવિત

ઘોર ઘન બદર ઘર હર ચપંલ ચમંક ચિહું ઓર

ઝોર ઝક ઘટા સ ઝરહર, જળ વદળ બઢ જોર

મોર કહુકત કમાઈન, કીએ દદર ઝીંગોર

ઝલંકત કમાઈ ન, કનહત બજત ઠો ઠોર

અતિ બરખત ભુ ભાર અતિ,

જલધાર ઘર ખેંચત નહીં

**બરખા** રિતુ ઉદાર અતિ,

બરની ન જાએ જગ મેં.. ૧

દુહા

સરદન એ દન કહત સબ,

**આસો કારતગ** આઈ

ફૂલ કંવલ ફૂલત ભએ, માલા દીપ બનાઈ...૨

કવિત

ફૂલ કંવલ જળ ત્રમળ, ગગન અમંલ બંમલ ગતિ

ચિત્ર ચહલ ઘટી ચિહલ,

અમંલ રજની ઉડગન અતિ;

દીપ ઝળળ સીજે દલ,

ચઢંત ખલમલ ભએ ચંચલ;

ગાવંત ધમંલ મંગલ, બડે દન કહત માહા બલ,

મુગતાલ ભએ જલ જાલ મધ,

ઉજળ બરન આનંદની,

જગબીચ દેવ દલભ જસુ, **સરદ** ચંદકી ચંદની

દુહા

મગહુન પોષ હેમંત રતિ, એસુ જાગત સીત
જન આએ જગમે જશુ, ભએ લોક ભેભીત
...૩

કવિત

ધરે દનંકર ધટે તમંર, સીસકર ભિઓ સસીહર
બંનર નર થરહરત, બીચ ધર ગરત બાધંબર
કંબર સાલ દુસાલ અતિ હી, સરભર પટ અંબર
જીઅ જેન સબ લોક જગ,
બરજોર સીત જાગત જંબર
...યહી બલ કામની કંત, એસી રતિ હેંમત રતિ

દુહા

મહા ફાગન આએ જસુ, ઉતરત સીતલ કાલ;
સબ જગ લોક સસીર મેં,
ખેલત ફાગ ખિઆલ ...૪

કવિત

છીન પરત જલ ગંગ, સંગ હેમાચલ પાવત
તીરથ મંજન અંગ. સંગ મલ જંગમ ધાવત;
બરતીઅ હુહ સુરંગ, ફાગ ઉછંગ હી ગાવત
બાજત ચંગ મ્રદંગ, રંગ રતિ રાજ બઢાવત
ગુલાલ લાલ કી જત ગગંન,
બનત ખેઆલ અબીરકે
જગમે બસંત આગમ જસુ,
સો બડભાગ સસીરકે.

દુહા

આએ ચૈત્ર બિશાખ દન, ચાહત કામની કંત
જો સરતાજ કહે જસુ, હો રિતુરાજ બસંત
...૫

કવિત

મંજર, ચંવર સુહાર, તાર મલી હે તર તર
મધુકર પંખ સમાર, રહે ગુંજારવ કર કર
કેસુ બનત બહાર, ઝાર, ખગ, ઝંખી ઝપત
ચ. ... કોઉ સમાર, કીએ જગ પાર ન કંપત
અઢાર ભાર ફૂલત ભએ, કોકીલ કલિત સકાજ હે
મહારાજ રાજ રાજે જસુ, બસંત રિતુરાજ હે
......૧

દુહા

એસી જેઠ અષાઢ મેં, ગ્રિખંમ પહુંચી આઇ
બનં બનં ભુમ ઓ સીર બંન,
આતપ સહો ન જાઇ ....

કવિત

આએ જેઠ અસાઢ, અગતિ અતિ બલ કીને;
સાગર ભર સરસૂક, કેઉ તરુઅર ફલ દીને;
કેસર અતર ગુલાબ, ખોર ચંદન તન લીને;
લખુ મંઆતી લોક, લંગ પહેરન પટ ઝીને;
સબ કુપ બીઅ સુલતી સરત
ઉપ બંન બન અનુપ અતિ
જગ બિચ દેવ દલભ જસુ,
જો ગ્રિખમ બરની જાગતિ...

॥ દુહા ॥ ૬ ॥ કવિત ॥૬॥ રતિ ॥૬॥ નાં
માંડા છે. લા : જસા બાવાજી ॥



## મોગરો

પ્રિયે, તુજ લટે ધરું ધવલ સ્વચ્છ આ મોગરો,
નહીં નિકટ એથિ પર્સહક આ સમે માહરો.
બને ચકિત ? ના, ખરું જ કહું,–ના, દયા ના સહૂં !
કયાં વચન શોધું ? આ જિગર ખોલિ દેવા ચહૂં.

કુટુંબ વચમાં સુરક્ષિત ઉગી, ન જગ જાણંતી,
સુકોમલ પવિત્ર મૂર્તિ, મુજ એક દેવી છતી !
નિહાળ દલ મોગરે, મુજ ઉરે પડ્યા એટલાં !
અને કહ્યું શી રીત જાય, સખિ મ્લાન એ કેટલાં !
'દુરીત', 'અપરાગ', 'મોહ' વચનો સુણ્યાં તો હશે;
કરે મલિન કેટલૂં ઉર ન તૂ કદા જાણશે.

પરંતુ પ્રિય દેવિ તૂં ઉતરિ હાથ મુજ સાહવા,
–જરા ધિરજ ! જરા વખત ! તલસું પોત પ્રકટાવવા;
દલેદલ વિશુદ્ધ આ કચ વિશે દિપે મોગરો,
દલેદલ ઉજાળું આ ઉર, –પછી જ હૂં તાહરો.

'મ્હારાં સૉનેટ' — બળવંતરાય ક. ઠાકોર

ગુજરાતી સાહિત્યમાં પશ્ચિમના સાહિત્ય સ્વરૂપ સૉનેટને પ્રસ્થાપિત કરનાર બ. ક. ઠાકોરે સંખ્યાબંધ ઉત્તમ સૉનેટો અને કેટલીક ગણનાપાત્ર સૉનેટમાળાઓ આપી આ સ્વરૂપની અનેકવિધ શકયતાઓ નિર્દેશી છે. 'પ્રેમનો દિવસ' સૉનેટમાળા તેની આંતર સમૃદ્ધિ અને વિષયની નજાકતને કારણે વિશેષ નોંધપાત્ર બની છે. આ સૉનેટમાળામાં કવિએ એક કલ્પિત યુગલના પ્રેમજીવનની કેટલીક એવી ક્ષણોનું આલેખન કર્યું છે જે પ્રેમના વિકસતા સ્વરૂપને નિર્દેશી રહે છે. 'પ્રેમની ઉષા'થી આરંભાતી આ સૉનેટમાળા 'પ્રેમના નિર્વાણ' સુધી પહોંચે છે. સ્વયં કવિએ આ સૉનેટમાળાને 'ડ્રામૅટિક લિરિક' તરીકે ઓળખાવી છે. એમાં નાયક-નાયિકાની સ્વગતોક્તિઓ અને કવચિત સંવાદ

આવે છે. આને નાટ્યાત્મક ઊર્મિકાવ્ય પણ કહી શકાય. આ કથાકાવ્ય નથી. એમાં પ્રસંગો અલ્પસંખ્ય છે અને કથાવસ્તુ નહિવત્ છે. કાવ્યનો પ્રત્યેક મણકો એક ચિત્ર છે, કહો કે છાયાચિત્ર છે. 'મોગરો' આ માળાનો એક ઝગમગતો, આકર્ષક મણકો છે.

પ્રણયની મૃદુલ અભિવ્યક્તિ રૂપે પ્રિયાની લટમાં મોગરો ધરવાની ક્રિયાથી આ સૉનેટનો આરંભ થાય છે. આખું સૉનેટ નાયકની નાયિકા પ્રત્યેની ઉક્તિરૂપ છે એનો ખ્યાલ પ્રારંભમાં આવતું 'પ્રિયે' સંબોધન આપી રહે છે. નાયક પ્રિયતમાને કહે છે કે હું તારી લટમાં આ મોગરો ધરું છું. મોગરો કેવો છે? ધવલ, સ્વચ્છ. આ પંક્તિમાં 'ધરું' ક્રિયાપદ ધ્યાનાકર્ષક છે. લટમાં મોગરો ભરાવવાની કે ગૂંથવાની અહી વાત નથી. નાયક માત્ર મોગરો ધરીને દૂર ઊભો રહે છે. મોગરો સામાન્ય રીતે 'ધવલ અને સ્વચ્છ' જ હોય પણ એ વિશેષણો પ્રગટપણે મૂકવા પાછળ કવિનું કંઈક વિશેષ પ્રયોજન છે. કાવ્યમાં આગળ જતાં એ સ્પષ્ટ થાય છે જ.

નાયક જ્યારે પ્રિયતમાની લટમાં મોગરો ગૂંથવાની નહીં પણ ધરવાની વાત કરે છે ત્યારે નાયિકાને અને ભાવકોને પ્રશ્ન થાય કે નાયક આવું કેમ કહે છે. દ્વિતીય પંક્તિમાં એની સ્પષ્ટતા કરતાં નાયક કહે છે કે એથી વધુ નિકટ સ્પર્શ કરવાનો હક અત્યારે મને નથી. 'સ્પર્શ'નું અહી કવિએ 'પર્સ' કર્યું છે એ જોઈ શકાશે. બ. ક. ઠાકોર છંદની આવશ્યકતા મુજબ જોડણીમાં તથા શબ્દોમાં ફેરફાર કરવા માટે જાણીતા છે. આ શબ્દ એનું દૃષ્ટાંતમાત્ર છે. નાયક–નાયિકાનો માત્ર પ્રેમી નથી, પતિ પણ છે અને નાયિકા હિંદ સ્ત્રી છે તેથી પતિના આ શબ્દો સાંભળી ચકિત બને તે સ્વાભાવિક છે. પરંતુ નાયકની આ ઉક્તિ આપણા સાહિત્યમાં અભૂતપૂર્વ નથી. આ સંદર્ભમાં ઠાકોરના પરમ મિત્ર કાન્તનું ખંડકાવ્ય 'અતિજ્ઞાન' યાદ આવે છે. 'અતિજ્ઞાન'નો નાયક સહદેવ પત્ની દ્રૌપદીને કહે છે: 'પ્રિયે, સ્પર્શ કરું શું હું અધિકાર જરા નથી.' ઉદાત્ત, ઉમદા પુરુષ, પતિ થવામાત્રથી પત્નીને ઉપભોગવાના બધા અધિકારો પ્રાપ્ત થઈ જાય છે એવું, માનતો નથી. હક અને ફરજ તો એક સિક્કાની જ બે બાજુ છે. જો પોતે પોતાની ફરજમાંથી સહેજ પણ ચ્યુત થયો હોય તો પોતાને હક ભોગવવાનો નૈતિક અધિકાર રહેતો નથી. પોતાની પત્ની દ્રૌપદી પર આવી પડનાર આપત્તિમાં પતિ હોવા છતાં પોતે કશું કરી શકશે નહી એવું જોઈ શકનાર સહદેવ પોતાને પત્નીનો સ્પર્શ કરવાનો કશો અધિકાર નથી એમ માને છે. આ સૉનેટના નાયકે પણ પત્નીને દુભવી છે, તેને નારાજ કરી છે તેથી જ્યાં સુધી તેને મનાવી ન લે, તેને પ્રસન્ન ન કરે ત્યાં સુધી પોતાનો સ્પર્શ-હક નથી એમ તે કહે છે. 'આ સમે' શબ્દો સ્પષ્ટ કરે છે કે હમણાં થોડા સમય પૂરતો જ પોતાનો હક નથી એમ નાયક કહેવા માગે છે. ભૂતકાળમાં જ્યારે તેનું પોત સ્વચ્છ હતું ત્યારે તેનો અધિકાર હતો અને ભવિષ્યમાં પોતાનું ઉર સ્વચ્છ કરીને પ્રિયતમાને મનાવી લીધા

પછી એ હક તે પુનઃ પ્રાપ્ત કરશે એ સમજી શકાય એવું છે.

પરંતુ કાવ્યનાયિકા ફરજ ને હક ઇત્યાદિમાં માનનારી સ્ત્રી નથી તેથી તે પતિની આવી વાત સાંભળી આશ્ચર્યચકિત બને છે. તેનુ આશ્ચર્ય જોઈ નાયક પુનઃ કહે છે, 'ના, દયા ના સહૂં ?' નાયિકા પતિનો અપરાધ માફ કરી તેને સ્પર્શ-હક આપવા ઇચ્છે, પણ નાયક સ્વમાની છે, સ્વાભિમાની છે. તે કોઈની, પત્નીની પણ, દયા ચાહતો નથી; બલ્કે તે કોઈની દયા સહી શકતો નથી. અહીં દયા ચાહવાનો તો પ્રશ્ન જ નથી, નાયિકા દયાળુ (અને સાથે માયાળુ) છે જ. અહીં તો દયા સહેવાની વાત છે. નાયક માટે તે સહેવી શક્ય નથી. સ્વમાની માણસ બધું સહી શકે, દયા સહી શકતો નથી. પંક્તિમાં ત્રણ વખત આવતો નકાર નાયકની લાગણીને તીવ્રતાથી વ્યક્ત કરી રહે છે. પોતાનો પશ્ચાત્તાપનો ભાવ પ્રગટ કરવા માટે નાયકને યોગ્ય શબ્દો જડતા નથી. તે તો પ્રિયતમા પાસે પોતાનું જીગર ખોલી દેવા ચાહે છે. પ્રિયતમાથી નાયક કશું જ છુપાવવા માગતો નથી. પણ શબ્દોમાં બધું વ્યક્ત થઈ શકતું નથી. શબ્દો જેવું છેતરામણું બીજું કશું નથી.

નાયક પશ્ચાત્તાપ અનુભવે છે કે પોતે જેને પ્રાયશ્ચિત્ત કરવા ઇચ્છે છે એનું કારણ એ છે કે પોતે જેને દુભવી છે એ પત્ની પોતાના કરતાં અનેક બાબતોમાં ચડિયાતી છે. તેની અને પોતાની સરખામણી કરતાં નાયક કહે છે કે તું તો ભર્યાભાર્યા, સુખીસંપન્ન પરિવારમાં સુરક્ષિત ઊગી છે, જગત કેવું છે એ તું જાણતી નથી. તું તો સુકોમળ, પવિત્ર મૂર્તિ છે, મારે માટે તો દેવી છે. પ્રિયતમાને કેવળ ખુશ કરવા નાયક આવું કહે છે એવું નથી, તે ખરેખર જ માને છે એ જ કહે છે. કુટુંબ વચ્ચે સુરક્ષિત અને પવિત્ર રહેલી નાયિકાને બાહ્ય જગતમાં એકાંતનું રક્ષણ કરવું કેટલું દુષ્કર છે એનો ખ્યાલ સુદ્ધાં ક્યાંથી હોય? નાયકની વ્યથા પરથી સમજાય છે કે તેણે કદાચ પોતાના એકાંતનું રક્ષણ નથી કર્યું, પ્રેમની પવિત્રતા તેનાથી ખંડિત થઈ છે.

દેવી સમી પ્રિયાની લટ પાસે મોગરો ધરી ઊભેલો નાયક તેને કહે છે કે આ મોગરાનાં દલ તું નિહાળ. મોગરાનાં જેટલાં પડ છે એટલાં પડ મારા હૃદયમાં પણ છે. મોગરા અને પોતાના હૃદય વચ્ચે આટલું સામ્ય છે. પણ વૈષમ્ય ? મોગરાનાં દલ તો ધવલ, સ્વચ્છ છે—પ્રિયતમાના હૃદય સમાન; જ્યારે પોતાના હૃદયનાં પડો ? નાયક કહે છે કે એ કેટલાં મ્લાન, મલિન છે એ કેવી રીતે કહું ? સૉનેટમાં લંબાણ માટે તો અવકાશ નથી. જે કહેવું હોય તે સંક્ષેપમાં, લાઘવથી કહેવું પડે. હૃદયની મલિનતા પ્રગટ કરવા માટે કવિ અહીં ત્રણ શબ્દો પ્રયોજે છે: 'દુરિત', 'અપરાગ', 'મોહ'. નાયક પ્રિયાને કહે છે કે તેં આ શબ્દો સાંભળ્યા તો હશે પણ તે હૃદયને કેટલું મલિન કરે છે તે તું ક્યારેય જાણી શકીશ નહીં. અમુક શબ્દો એવા હોય છે જેને પ્રત્યક્ષ અનુભવ્યા સિવાય સમજી ન શકાય. 'પ્રેમ', 'કરુણા', 'મમતા'—આ બધા

એવા શબ્દો છે જેનો સાક્ષાત્કાર કર્યા વિના તેમને પામી શકાતા નથી. એવું જ 'દુરિત', 'મોહ' ઈ. શબ્દોનું છે. જેણે એ ભાવો સાક્ષાત્ અનુભવ્યા નથી તે તેની મલિનતા પ્રમાણી શકતો નથી. નાયિકા તો 'સુકોમળ પવિત્ર મૂર્તિ સમી દેવી છે', તેણે આ ભાવો ક્યારેય અનુભવ્યા નથી તો તેને સમજી કેવી રીતે શકવાની? જ્યારે આ દુર્ભાવો નાયકના અસ્તિત્વ સાથે તો વણાઈ ગયા છે. પ્રિયતમાને જોયા પછી નાયક જ્યારે પોતાને જુએ છે ત્યારે તેને સમજાય છે કે 'મો સમ-કૌન કુટિલ ખલ કામી'.

સંગનો રંગ લાગ્યા વિના રહેતો નથી પારસના સ્પર્શથી લોઢું પણ સુવર્ણમાં પરિવર્તિત થઈ જાય છે. નાયક પોતે મલિન છે પણ તેણે જેનું વરણ કર્યું છે તે તેની પત્ની પવિત્રતાની મૂર્તિ છે, તેથી તેનું પરિવર્તન સુનિશ્ચિત છે. નરકની ખાણમાં પડેલા નરને નારાયણ બનાવવાનું સામર્થ્ય નારીમાં છે. સ્ત્રીની આ શક્તિથી પરિચિત નાયક પત્નીને કહે છે કે હે પ્રિય દેવી! તું મુજ હાથ સાહવા ઊતરી આવી છે. 'હાથ સાહવા'ના બે અર્થ થાય છે; (૧) હસ્તમેળાપ કરવા, અને (૨) ઉદ્ધાર કરવા. લગ્ન થયા ત્યારે હસ્તમેળાપ તો થઈ ગયો છે; તેથી હવે જે બાકી છે તે નાયકનો ઉદ્ધાર. અહીં 'ઉતરિ' ક્રિયાપદ પણ સૂચક છે. ઉતરવાનું ઉપરથી નીચે હોય. નાયિકાની ભૂમિકા ઉચ્ચ છે, નાયક નિમ્ન સ્તરનો છે તેથી નાયિકાને તેનો હાથ સાહવા નીચે ઊતરી આવવું પડે છે, પરંતુ પરિવર્તન એકપક્ષીય પ્રક્રિયા નથી. બંને પાત્રો તે માટે પુરુષાર્થ કરે તો જ તે શક્ય બને છે. વળી વ્યક્તિનું આમૂલાગ્ર પરિવર્તન ક્ષણમાં સંભવતું નથી, તે માટે ઠીક ઠીક સમય જોઈએ. તેથી જ નાયક પ્રિયતમાને કહે છે કે તું થોડીક ધીરજ રાખ, મને જરા વખત આપ, હું મારું પોત પ્રગટાવવા તલસી રહ્યો છું. અહીં 'પોત પ્રગટાવવા'નો અર્થ થાય છે 'ખરું સ્વરૂપ પ્રગટ કરવા'. નાયક (અર્થાત્ કોઈ પણ વ્યક્તિ) મૂળભૂત રીતે ખરાબ નથી, પણ તેના આત્મા પર દુરિત, અપરાગ, મોહ ઇત્યાદિનાં પડળો બાઝયાં છે. એ પડળોને, મેલને દૂર કર્યા પછી અસલ સ્વચ્છ સ્વરૂપ પ્રગટ થવાનું જ. પોતાના પોતને પ્રગટાવવા જેવો પુરુષાર્થ બીજો કયો હોઈ શકે?

નાયકે આપેલો મોગરો નાયિકાએ પોતાના અંબોડામાં ખોસી દીધો છે અને તેમાં જેના દલેદલ વિશુદ્ધ છે એવો મોગરો દીપી રહ્યો છે, શોભી રહ્યો છે. એ જોઈને નાયક કહે છે કે હું પણ મારા ઉરમાં દલેદલ ઉજાળું, તેને સ્વચ્છ, શ્વેત બનાવું પછી જ હું તોરો કહેવાઈશ, અર્થાત્ તારો કહેવાવા લાયક બનીશ. એ લાયકાત પ્રાપ્ત કર્યા પછી જ હું મારો અધિકાર મન ભરીને માણીશ.

'પ્રેમનો દિવસ' સૉનેટમાળામાં 'નાયકનું પ્રાયશ્ચિત્ત' શીર્ષક અંતર્ગત બે સૉનેટો છે. આ સૉનેટને પ્રથમ સૉનેટથી અલગ પાડવા કવિએ 'મોગરો' એવું ઉપશીર્ષક આપ્યું છે. 'નાયકનું પ્રાયશ્ચિત ૨' એવા શીર્ષક તળે પ્રગટ થયેલા આ સૉનેટમાં જોઈ શકાશે કે 'મોગરો' એક

પુષ્પ રહીને પણ પવિત્રતા, ઉદાત્તતા, ધવલતાનું પ્રતીક બને છે અને કાવ્યનાયકની લાગણીઓને વ્યક્ત કરવાનું નિમિત્ત બને છે. પરિણામે મૂળ શીર્ષકને હડસેલી તે પોતે જ શીર્ષક બની જાય છે અને તે વિશેષ યોગ્ય પણ છે. 'નાયકનું પ્રાયશ્ચિત્ત' જેવા મુખર સામાન્ય શીર્ષક કરતાં સૂચક, આકર્ષક એવું 'મોગરો' શીર્ષક વિશેષ ઉચિત જણાય છે.

કાવ્ય ઠાકોરના પ્રિય એવા પૃથ્વી છંદમાં ઢળાયું હોવા છતાં પૃથ્વી છંદનાં અન્ય સૉનેટો જેવી રુક્ષતા, ક્લિષ્ટતા અહીં જોવા મળતી નથી. કાવ્યભાવની મૃદુતા પૃથ્વી છંદમાં પણ કવિ સફળતાપૂર્વક ઉપસાવી શક્યા છે. પૃથ્વી છંદનો આ નમણો, નાજુક આવિર્ભાવ એ છંદની અનેકવિધ શક્યતાઓનો નિર્દેશ કરી રહે છે. કવિએ 'ભણકાર'ની ૧૯૪૨ની આવૃત્તિમાં આ સૉનેટની પંક્તિઓને દસ ચારમાં અને ખંડોમાં વહેંચી હતી, પણ તેનું છેલ્લું સ્વરૂપ મિલ્ટનશાઈ છે

બ. ક ઠાકોર સૉનેટમાં પ્રાસરચનાના અતિ આગ્રહી ન હતા, પણ તેમનાં અનેક ઉત્તમ સૉનેટોમાં લીલયા સુભગ પ્રાસરચના સિદ્ધ થઈ શકી છે. આ સૉનેટમાં કવિએ aabbccdd eeffgg પ્રકારની પ્રાસરચના કરી છે. નાયકના હૃદયની અંતરતમ ઊર્મિઓને પ્રગટાવતા આ કાવ્યમાં અલંકારોનો ઠઠારો ઉચિત રીતે જ નથી. તેની સાદગીમાં જ તેનું સૌન્દર્ય છતું થાય છે આ કાવ્યને 'મોગરાની આગની કવિતા' તરીકે ઓળખાવી સુરેશ દલાલ નોંધે છે કે "આખા કાવ્યમાં મોગરાની પાવક દ્યુતિનું સ્થિર અજવાળું ફેલાયેલું છે."

– પ્રસાદ બ્રહ્મભટ્ટ



## સાભાર સ્વીકાર

'અજાણી સુગંધ' : આકાશ ઠક્કરનો પ્રથમ કાવ્યસંગ્રહ, કાચું પૂઠું; ડિમાઈ પૃ. ૫૨, મુખ્ય વિક્રેતા : પાર્શ્વ પ્રકાશન, નિશાપોળ નાકા, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ–૩૮૦૦૦૧

'આરોહ-અવરોહ' : ઉશનસ્‌નાં ચાર દીર્ઘકાવ્યોનો સંગ્રહ, કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૫૮, રૂ. ૨૫, પ્રકા. પૂલસા પ્રકાશન, ૩૦–ઉમા, હરણી રોડ, વડોદરા

'રોમાંચ' : નટરાજ બ્રહ્મભટ્ટનો ગીત-ગઝલોનો પ્રથમ સંગ્રહ, કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૪૪, રૂ. ૧૦-૮૦, પ્રકાશક પોતે જ, ૨૧/બી, ઋતુરાજ ટ્વીન બંગ્લોઝ, વિશ્રામનગર પાસે, મેમનગર, અમદાવાદ–૫૨

# 'મધુસ્યંદ'ની માધુરી

ઉશનસ્

['મધુસ્યંદ' (સૉનેટસંગ્રહ), સુદામો ૫૧ મો, પ્રકાશક ઈશ્વરચન્દ્ર શ. ભટ્ટ, 'સ્મૃતિ', લક્ષ્મીનારાયણ મહોલ્લો, વલસાડ-૩૯૬૦૦૧, કિંમત રૂ ૧-૦૦

શ્રી ઈશ્વરચન્દ્ર ભટ્ટ (સુદામો ૫૧ મો) એ કંઈ ગુજરાતી કવિતા ક્ષેત્રે સાવ અપરિચિત નામ નથી. એમણે આ પૂર્વે ૧૯૭૬માં 'પર્ણ-રવ' નામે એક કાવ્યસંગ્રહ પ્રગટ કર્યો છે ને તેને ગુજરાત રાજ્યનું તે વર્ષનું પારિતોષિક પણ પ્રાપ્ત થયું છે; તે પછી ૧૯૮૯માં એટલે કે પૂરા એક તપ પછી હવે એમણે 'મધુસ્યંદ' નામક એક સૉનેટગુચ્છ પ્રગટ કર્યું છે. એમનો આવો સંયમ નોંધપાત્ર ગણાય એવો છે.

એની આંતરઢાંચાની વીગતો આ પ્રમાણે છે. ઈશ્વરચન્દ્ર ભટ્ટે કર્તા તરીકે અહીં પોતાનું 'સુદામો ૫૧ મો' એવું કંઈ વિચિત્ર લાગે તેવું ઉપનામ રાખ્યું છે અને આ 'મધુ-સ્યંદ' શીર્ષકની નીચે સૉનેટ એવું સ્વરૂપ-વિશેષનું નામ છાપ્યું છે એ પણ કાંઈક ભ્રામક લાગે તેવું છે કારણ કે હકીકતમાં 'મધુસ્યંદ' એ વિવિધ સૉનેટગુચ્છોનો સમૂહ છે. એક પૃષ્ઠ પર એક સૉનેટ એ રીતે સંગ્રહમાં ૪૦ જેટલાં સૉનેટો છે તે પોતે પાછાં વિવિધ ગુચ્છરૂપે જુદાં જુદાં નામ ધરાવે છે. વળી એમાં જ 'જાયા' છે જે 'પર્ણરવ' કાવ્યસંગ્રહમાંથી આમેજ કર્યું છે; પણ સળંગ જોતાં અહીં સંગૃહીત સૉનેટ મુખ્યત્વે તેમનાં ધર્મપત્ની સૌદામી (ઘરગથ્થુ નામ તો મધુબહેન)ના મરણ પછી એમના વિશે લખાયેલાં છે. એ રીતે આપણે ત્યાં પત્ની વિશે લખાયેલાં કાવ્યોના કરુણપ્રશસ્તિ સંગ્રહોમાં આ 'મધુસ્યંદ'થી એક વધુનો આ સાથે ઉમેરો થાય છે.

શ્રી ભટ્ટનું દામ્પત્યજીવન ભર્યું ભર્યું, સુમધુર અને પ્રસન્ન હતું તે તો એમનાં લગભગ સર્વ લખાણો ઉપર નજર નાખી જતાં જ વર્તાય છે. ૧૯૮૯માં પોતાની પ્રિય પત્નીના અવસાને એક સ્થાયી સંવેદનરૂપે વિપુલ પ્રમાણમાં પરિણામ આવે એમ દામ્પત્યભાવ ઝંકૃત થઈ ઊઠ્યો છે અને ઓગણચાલીસ જેટલાં સામટાં સૉનેટમાં તે પરિણમ્યો છે! આ સૉનેટ કવિએ ટાઢે કલેજે લખ્યાં નથી. 'પૂર્વભૂ' નામક કવિના નિવેદનમાં આને 'વિચારભાવનું આક્રમણ' કહ્યું છે. મૃત પત્નીએ જ જાણે કવિની કલમને પ્રેરી છે, ઉશ્કેરી છે અને એટલે જ 'મધુબિંદુ' નહીં પણ મધુનો આખો સ્યંદ વહી આવ્યો છે, એટલે જ એકાદ સૉનેટ નહીં સૉનેટગુચ્છ નીપજ્યું છે અને આમેય સૉનેટ-

પ્રકાર ''પર્ણરવ'થી જ એમને હાથવગો છે. બીજી એક વાત પણ નોંધવાપાત્ર છે કે કવિ એમના દામ્પત્યભાવને અનુષંગે કે પરિણામ રૂપે, દંપતીમાં પણ પત્ની એટલે કે સ્ત્રી વિશે, વિશેષ ભાવ કે ચિંતન અનુભવે છે. સ્ત્રી એ કવિનો સાચા અર્થમાં વિષય (વિ+શય)છે.

'મધુસ્યંદ'ની નાયિકા છે મૃત કવિપત્ની; 'પૂર્વભૂ'ના નિવેદનમાં નાયક–નાયિકાના આવા સ્ત્રી–વિષયક સંવાદ–ચર્ચાનો ઉલ્લેખ છે. 'પૂર્વભૂ'નું સમાપન આમ છે. સ્ત્રી કેવી છે? તો કવિ કહે છે...

"હિમશિલા શી
માયા નદી સ્ત્રી, હૈયે
ઉકળે લાવા."

છતાં કવિ માતૃત્વને નારીનો ઉત્તમ પરિપાક ગણે છે.

હવે આપણે આ સૉનેટ સંગ્રહના બે વિભાગો અને છંદો રચનાને પણ તપાસી લઈએ. પ્રથમ વિભાગમાં કવિએ પત્નીશોક નિમિત્તે સમસ્ત, પોતાની અખિલ દામ્પત્યયાત્રાના તમામ તબક્કા જોઈ લેવાનો ઉપક્રમ કર્યો છે. તેથી આ વિભાગમાં લગ્નપૂર્વના સંવનન કાળથી માંડીને લગ્ન પછીની સંભોગરમણા, સગર્ભાવસ્થા, માતૃત્વ, વનપ્રવેશ, રજોનિવૃત્તિ, સહપ્રવાસ વગેરે ઝીણી અને પ્રગલ્ભ ક્ષણોને સ્મરી સૉનેટ ગત કરી છે ત્યાર પછી પત્નીના સ્વર્ગવાસથી જન્મતો શોક વ્યતીત દામ્પત્યની સ્મરણરમણાનું દામ્પત્ય-સ્તોત્ર ગાયું છે તે ત્યાં સુધી કે પૃ. ૩૧ ઉપર તે 'પુનર્જન્મે દેહવ્યત્યય'ની વાત પણ કરે છે. આ વિભાગમાં કુલ ૩૩ સૉનેટો છે જે ક્રમશઃ સંવનનથી તે બીજા જન્મ સુધીની વાત કરે છે.

બીજો વિભાગ છે 'નારી એક રૂપ અનેક' અહીં પ્રાચીન અહલ્યાના કથાનકનું સૉનેટ સપ્તક છે. કવિએ અહલ્યાને નિમિત્ત કરી જીવતની એષણા, સ્વપ્નો માતૃત્વમાં સાર્થકતા વગેરેની વાત કરી નારીજીવનના મનોગતનો ધ્યાનાર્હ અભ્યાસ રજૂ કર્યો છે. 'દીર્ઘમ્ પશ્ય' એ કુન્તીની દીર્ઘદર્શિતા ભર્યો સંદેશ નારીને એના સાચા 'મતુકુળ તણા પૂજ્યને ઉચ્ચ-ધામે' શોભાવવા કેવો ઉપકારક બની રહે છે! આ બન્ને વિભાગો સ્ત્રીના મનોગતનો નકશો ઠીક રજૂ કરે છે તે આપણે જોયું, હવે તેનો છંદોગત રચનાપ્રકાર જોઈએ . . . .

છેક 'પર્ણરવ'થી વર્તાય છે કે કવિને સંસ્કૃત પ્રશિષ્ટ વૃત્તો પર ઠીક હથોટી છે તેમાં યે શિખરિણી, મંદાક્રાંતા ને વસંતતિલકા છંદો એમને ઠીક ફાવ્યા છે. મિશ્રોપજાતિ પણ કવિને હાથવગો છે પણ પૃ. ૨૦ ઉપર માત્રામેળ ચોપાઈનો પ્રયોગ અને પૃ. ૩૦ ઉપર ચોપાઈને મળતી ચાલનો પણ પ્રયોગ છે જે આ પ્રશિષ્ટ વૃત્તોના સંઘાતમાં જરાક અડવો લાગવા સંભવ છે.

કવિને આમ તો બધાજ વૃત્તોની ફાવટ છે. કવિ પ્રશિષ્ટ વૃત્તોમાં જાણે સહજ અનાયાસ રીતે વહે છે. આ સહજતા ક્યારેક વૃત્તોમાં તે ઉતાવળે લપસી જતા હોય તેવો કલા-પ્રમાદ પણ પ્રગટ કરે છે. જેને પરિણામે ક્યારેક ક્યારેક

છંદોલય તૂટી પણ ગયો છે એમ લાગશે. કવિની હથોટીને કારણે જાણે તૈયાર શબ્દગુચ્છોનાં ઝુંડે ઝુંડ કલમમાંથી ઝરે છે એ એમની શક્તિ અને મર્યાદા બન્નેના દ્યોતક બની રહે છે. સભાન એવા કવિકર્મનો થોડોક આમ અભાવ વર્તાય છે; જેથી થોડીક, અન્યથા જે ઉત્તમ, પ્રૌઢિ જોખમાઈ છે ને અપુષ્ટતા પ્રગટ થતી જોવામાં આવે છે. આવી સહજ હથોટીથી કવિએ ચેતવા જેવું છે એમ લાગે છે. કવિના છંદો સૉનેટમાં યતિ, શ્લોક બધું સાચવે છે તે પ્રો. ઠાકોર ઢબના પ્રવાહી નથી.

કવિની ભાષા એકંદરે એમના પ્રશિષ્ટ છંદોને ઉચિત એવી પ્રૌઢિવાળી છે એને લીધે આ સ્ત્રીમનોગતને આલેખતા દામ્પત્યને ગૌરવવાળી અભિવ્યક્તિ સાંપડી છે. જો કે કવિ ક્યારેક વાતચીતિયા શૈલી તો ક્યારેક તેમાં કંઈક અપરિચિત તત્સમ શબ્દો ગોઠવી બાનીનો વિચિત્ર સંકર પણ અજમાવે છે.

કવિના થોડાક વૃત્તદોષો નોંધીએ...

(૧) નિબંધબાની ; અપુષ્ટ શબ્દો
પદ લગવે, લજ્જ બનતી ( પૃ. ૭ )

(૨) અપરિચિત શબ્દો : ઉન્મ્રણ,
અપામાર્ગી પુષ્પે ( પૃ ૧૩ )
તસ્થિવન્ ( પૃ. ૩૦ ) ધર્ષ ( પૃ. ૩૪ )

(૩) શબ્દદોષ : દિવિચિશા ( પૃ. ૨૮ )
સન્વાહાવાં ( પૃ. ૪૦ )

(૪) છંદદોષ : તમે જોતાં સ્વસ્થ ( પૃ. ૧૧ )
અમારું દામ્પત્ય ( પૃ. ૧૯ ) ન જાણ્યું
એક ( પૃ. ૧૫ ) તમે ફરો છો એકલ
( પૃ. ૨૧ )

એ છે એને સરપમલકી ( પૃ. ૩૦ )

આ સિવાય મુદ્રણદોષ છે જે હવે પછી સુધારી શકાય તેવા છે પણ કવિતાના ગુણસંનિપાતે થોડાક દોષ ઉપર નોંધ્યા છે તે વધુ કાળજીથી નિવારી શકાય તેવા છે.

જોકે રસિક ભાવકને આ સૉનેટોમાંથી કેટલીયે સુઘટિત, સુરૂપ પંક્તિઓ આસ્વાદવા મળશે જ. આપણે કેટલીક આસ્વાદીએ ..

(૧) એમનો શિખરિણી જુઓ ..

"નિશીથે માણ્યા તે સહશયનના
ગાઢ સુખથી
પ્રભાટાણું નિશ્ચે ઊજળું બનતું
સૌમ્ય મુખથી." ( પૃ. ૮

(૨) મંદાક્રાંતા પણ કેવો છે !

"સ્વામિત્વેથી રગરગભર્યો
આકળો જે ધમંડે,
ક્યારેદી તુંને અવગણી હશે
તોરમાં એ નશાના." ( પૃ. ૧૯

(૩) ને વસંતતિલકા તો ક્યારેક રાજેન્દ્ર નિરંજનની યાદ આપે તેવાં છે ..

"સામીપ્ય આ ઉભયનું થઈ ગંધસિક્ત
અદ્વૈતનો સહજયોગ કશું ન રિક્ત.
( પૃ. ૨૫

(૪) આ ચોપાઈ જુઓ ..

"ક્યાંક રહી હેરે નિ:શેષ,
શાંત સખા કેવળ અવશેષ." (પૃ. ૨૦)

(૫) અને આ ઉપજાતિ પણ...

"યુવાપ્રવેશે કરી તીર્થયાત્રા...
સંયોગઝંઝા અશી ત્રાટકી કે·
કો પર્ણ જેવો ઊડતો રહ્યો હું" (પૃ ૨૮)

જણાશે કે કવિના છંદો, સ્થળેસ્થળે નાદ-મૂલ્યવાળા છે

એકંદરે જોતાં કવિની આ કૃતિ 'મધુસ્યંદ' સ્વ. પત્નીના અવસાનને નિમિત્ત બનાવી એક વિશિષ્ટ રીતિની કરુણ પ્રશસ્તિ રૂપે નીપજી છે, જેમાં અંગત શોક, સમાધાન અને જીવન-માંગલ્યનાં તત્ત્વો ઓતપ્રોત છે. આ કરુણ પ્રશસ્તિ વળી સૉનેટગુચ્છો રૂપે પ્રગટી છે તે વાત અને આ સૉનેટોમાં પ્રસન્ન દામ્પત્યજીવનનું નારી સત્ત્વ ક્યારેક તો વિશ્રબ્ધ અને પ્રગલ્ભ રીતે પ્રગટ કર્યું છે તે વાત, આ કૃતિને વિ-શિષ્ટ બનાવે છે, એટલું જ નહીં વિધુર નાયક પોતે પણ ધીરલલિત નાયક રૂપે વિકસતો દેખાશે.

છેલ્લી વાત તે મૂળ કાવ્યતત્ત્વની વાત છે· પ્રસન્ન દામ્પત્ય દર્શનને પ્રગટ કરતી એકાધિક કૃતિઓ અને પંક્તિઓ તથા પ્રશિષ્ટ સુઘટિત બાનીના મેળથી જ્યાં જ્યાં ઉત્તમ કવિકર્મ થયું છે તે અંશો અવશ્ય કલાદૃષ્ટિએ પણ આસ્વાદ્ય રહ્યા છે જ.

## સાભાર સ્વીકાર

'નીલાંજના' : રાજેન્દ્ર શાહ, કાચું પૂઠું, ક્રાઉન પૃ. ૯૨, રૂ. ૧૮
વિક્રેતા : ગ્રંથાગાર, મ્યુનિસિપલ માર્કેટ સામે, અમદાવાદ-૩૮૦૦૦૯

'શ્વાસનો પર્યાય' : પ્રફુલ્લા વોરાનો પ્રથમ ગઝલસંગ્રહ, ક્રાઉન પૃ. ૬૪ કાચું પૂઠું, રૂ. ૭-૨૫; પ્રાપ્તિસ્થાન : સાહિત્યસંગમ, ૧૭૭૭-એ, 'સાંઈઅખિલેશ', સરદારનગર, ભાવનગર-

'ઉઝરડા' : અમર પાલનપુરીનો ગઝલસંગ્રહ, પાકું પૂઠું, પૃ ડિમાઈ ૧૮૦, ભારે કાગળ પર બેરંગી છપાઈ, રૂ. ૯૧; પ્રકાશક : મિનાક્ષી મારફતિયા, 'બેલા' ૭૭, આદર્શ સોસા-યટી, અઠવા લાઈન્સ, સૂરત-૩૯૫૦૦૧

ગીતગોવિન્દ' : જયદેવકૃત સંસ્કૃત ગીતગોવિંદનો સમશ્લોકી અનુવાદ રાજેન્દ્ર શાહ દ્વારા; કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૮૮, રૂ. ૨૫, પ્રકા૦ ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર

આ શહેરમાં' : સુરેશ દલાલનાં નગરકાવ્યોનો સંચય, કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૧૧૦, સંપાદન : જયા મહેતા, ઉત્પલ ભાયાણી; રૂ. ૩૫, મુખ્ય વિક્રેતા : નવભારત સાહિત્ય મંદિર, ૧૬૨, શામળદાસ ગાંધી માર્ગ, મુંબઈ-૪૦૦૦૦૨

# 'અસ્તુવસ્તુ'– જીવનનો આયનો

ડૉ. કુન્દન સરૈયા

('અસ્તુ-વસ્તુ', નલિન પંડ્યા, પ્રકાશક : રૂપાલી પબ્લિકેશન, પ્ર આ. માર્ચ ૧૯૮૯, અમદાવાદ)

નલિન પંડ્યાની નવલ મિજાજ ધરાવતી રચના 'અસ્તુ-વસ્તુ' નવું પ્રયાણ છે. કવિના અંતરતમનાં સંવેદનોની અભિવ્યક્તિ દ્વિધારામાં થઈ છે. પ્રથમ વિભાગનું શીર્ષક છે – 'અસ્તુ-વસ્તુ' અને દ્વિતીય વિભાગનું શીર્ષક છે 'વિચ્છિન્નતા.'

પ્રથમ વિભાગ 'અસ્તુવસ્તુ'નો કલાદેહ ગદ્ય-રૂપે વિસ્તરે છે. દ્વિતીય વિભાગ 'વિચ્છિન્નતા'-માં સાંપ્રત જગતમાં વ્યાપેલી વિવિધ અનુભૂતિઓ પદ્યદેહ ધરીને આપણી સમક્ષ આવે છે. તોટક છંદના પ્રવાહમાં 'અસ્ત-વ્યસ્ત જગતનું નિર્માણ', તેનાં તરંગો, વિચ્છિન્નતા સઘળું જ વહે છે. ક્યાંક ભાવની અભિવ્યક્તિને હૂબહૂ રજૂ કરવા માટે કવિએ છંદની તોડ-મરોડ પણ કરી છે.

'અસ્તુ-વસ્તુ' શીર્ષકનું સમર્થન કરતાં નલિન પંડ્યા કહે છે – "જકડાઈ પથ્થરમાં, પવનમાં, પાણીમાં, પીડામાં, કરોડો વસ્તુમાં, સૃષ્ટિનો પ્રત્યેક અંશ એ જ વસ્તુ ને એનો વિનિપાત ફૂલ, પાન, પથ્થર, પાણી કાષ્ઠ અને શરીર ગમે તે અણુ એ જે વસ્તુ...વસ્તુને ફંફોસતા વસ્તુ પ્રાપ્ત નથી થતી. ત્યારે રગરગમાં ઝૂરાપો અનુભવાય છે."

ગદ્યદેહે વિહરતી કવિતામાં કવિનું મનોજગત ઝિલાયું છે–નિશા વિનાની યાત્રા કરતાં દૂર દૂર સરી જતી ગતિ...પતંગિયાની જેમ તરફડીને સ્થિર થઈ જતી કવિની આંખોમાં પીડા કણસી રહી છે. સ્નેહીજનના અભાવનું રણ હૃદયને સતત કોરતું જ રહે છે. પ્રેમપ્રાપ્તિ માટેની તડપન તીવ્ર બને છે અને પ્રિયજનનું નામ શ્વસતાં શ્વસતાં શુષ્ક ઝાંખરાં રગેરગમાં વ્યાપી વળે છે. અર્થહીન જીવનમાં સઘળું જ વ્યર્થ જણાય છે અને ધસમસતી ઊર્મિના વહેણમાં નિરાશા તારસ્વરે પ્રગટે છે.

"તું કશું નથી તો હું પણ કશું નથી,
આપણી કથામાં તસુભાર અર્થ નથી."

પીડા અસહ્ય બને છે ત્યારે અસ્તિત્વ આક્રંદ કરતું પોકારી ઊઠે છે-"કૉન્સનટ્રેશન કૅમ્પની સજા ભોગવતો હું વસ્તુઓમાં સતત ભટક્યા કરું છું. સંભળાતો નથી તારો અવાજ, તારું નામ! મારા કાનમાં કરોળિયાંનાં જાળાં થઈ ગયાં છે. અને તને મળવા કોઈ રઝળુ સાધુની જેમ ઝાડી, ઝાંખરાં જંગલ વટાવી દોડી આવું છું."

નગરજીવના કર્કશ કોલાહલમાં કવિસંવિતે જે અનુભવ્યું તેમાં ભીડભર્યાં નગરમાં તન-મનથી અટવાતા, મૂંઝાતા–ગૂંગળાતા લાચાર માનવીનો ચહેરો ઊપસે છે—"આ શહેરની ટ્રેનોમાંથી માણસો ઠલવાય છે અને ખોખાં જેવા માણસો ખોદાં ખખડે છે...ચારે દોરથી મને ભીંસીને

ચરણ તળે ચગદી કાઢે છે દર્દનાક વ્હીસલ જેવો હું ચીસ પાડી ઊઠું છું."

યાંત્રિકતા અને વેરણ-છેરણ જીવનના ટુકડા કવિતામાં કલ્પનરૂપે પ્રગટે છે.

* જંગી યંત્રોની ત્રાડે તરડાઈ ગયો..
* આકાશ અવકાશ રકાશ છે.

અસ્તિત્વના ખંડેરમાં માનવીની જિંદગી રહેંસાતી રહે છે. દર્દની ખરલમાં વ્યર્થતાની વ્યથા સતત ઘૂંટાયા કરે છે. જીવન બોજરૂપ બને છે અને તો ય ક્ષણો તો સરતી જ રહે છે. પથ પરથી રઘવાયા જનો પસાર થતાં રહે છે.

ઝંખના કરીએ તે મળે નહીં ત્યારે અપ્રાપ્તિની લાગણી અનુભવાય. જખમો રૂઝાય નહીં અને લાચાર જીવનમાં અપેક્ષાના ફલસ્વરૂપે માત્ર ઉપેક્ષા જ મળ્યા કરે ત્યારે કવિનું બેબાકળું મન પોકારી ઊઠે છે :

'મનવાંછિત ના મળતું મનમાં,
તન ડાકણ થઈ ભટકે વનમાં.'

અભાવના કેન્દ્રમાંથી હતાશાના પરીઘ સતત વિસ્તરતા રહે છે :

'સહસા ઊતર્યો અરમાન ઘણાં,
આંખો ખમતી સોખંડ કણાં.'
'જીવતર ઠીકરું ચણતર ઠીકરું,
જાત ડૂબી જણતર ઠીકરું.'

ભ્રાંતિમય જગતમાં જીવ સદાય ભ્રમણામાં જ અટવાયા કરતો હોય છે. અહીં સર્વત્ર દંભનાં મ્હોરાં પહેરેલાં લોક જણાય છે. સદ્‌ગુણના ઓઠા હેઠળ દુર્ગુણ છુપાવતાં, પ્રામાણિકતાના ઓઠા હેઠળ અપ્રામાણિકતા આચરતાં, રૂપાળું જૂઠ આચરીને સત્યને સંગોપી દેતાં સફળ અદાકારોની બનાવટને કવિ પર્દાફાશ કરે છે :

'પરિવેશ જૂઠો, ચળકાટ જૂઠો
થરકાટ વિના, અભિસાર જૂઠો.'
'ખલનાયકનો કપરો કડદો;
નટનાયક પ્રારબ્ધનો પડદો.'

જગત આખાને જાણતાં જિન્દગી ટૂંકી પડે, પોતાની પરખ પણ કેટલી મુશ્કેલ છે. જીવનની અસલિયતને પામવાની કપરી મથામણ કરવા છતાં કશું જ પ્રાપ્ત થતું નથી. પ્રાપ્ત થાય છે માત્ર પીડા. પીડા જ જીવનનો પર્યાય બની રહે છે :

'ઊખડી પડવું, અકળાઈ જવું,
જડ લોહ બની ટીપાઈ જવું.'

'વિચ્છિન્નતા' વિભાગમાં જીવનની નિરનિરાળી છબી ઊપસે છે. અકળામણ, અશ્રદ્ધા, વેદના અને આહની કથા તેની ઊંડી વ્યથા સાથે નિરૂપાઈ છે. વાસ્તવિક જીવન મનોરમ નથી એટલે જ તેના કુરૂપ વરવા રૂપને કવિ વાસ્તવિક દૃષ્ટાંતો દ્વારા આલેખે છે. આ બીભત્સ વર્ણન ક્યારેક જુગુપ્સાપ્રેરક બને છે :

* "રખડેલ રખાતનો રોગી છે."
* "ગટરે ગટરે ગટરે ગટરે,
ગટરેલ ગલી રોગોષ્ટ દીવા,
બદબૂ ગળફાં ગળતાં ગળતાં
ગળચી પકડે પાગલ પ્રરડો."

કવિની અભિવ્યક્તિનું માધ્યમ શબ્દ છે અને તે શબ્દમાંથી જ અર્થ પ્રગટતો હોય છે. ક્યારેક અર્થનું પ્રગટીકરણ કરવામાં શબ્દ સમર્થ નથી

નીવડતો. શબ્દ અર્થનું ધાર્યું નિશાન તાકી શકતો નથી ત્યારે કવિ શબ્દ–અર્થ પર અંકુશ મેળવવા મથે છે. પણ તેમાં સફળતા મળતી નથી ત્યારે કવિ નિષ્ફળતાની લાચારી, શબ્દોમાં જ દર્શાવે છે :

"શબ્દાર્થ નાથી શકાતો નથી,
નથ ઘાલી શકાતી નથી;
શબ્દ વસ્તુ કે આણી નથી,
વસ્તુ વસ્તુ.. ..."

શબ્દો ક્યારેક લથડતા હોય, ક્યારેક સળગતા હોય – આખરે તો જીવાતું જીવન જ શબ્દરૂપે પ્રગટ થતું હોય છે ને !

"બળતા શબ્દો, બળતી રમણા
પળવાર મહીં, બળતી ભ્રમણા."

કસ્તૂરીમૃગની 'કસ્તૂરી' ભીતરમાં જ હોય છે તેમ 'નવનીત' માનવીની ભીતર જ છે પણ તેનું મર્કટ જેવું ચંચળ ચિત્ત સદાય બહાર જ ભમ્યા કરે છે, ભટક્યા કરે છે,

"અંદર છે ઝળહળતો પારસ,
બંદર શો કરતો'તો ફારસ."

કવિચિંતનની માળામાં સુખદુ:ખ, જીવનની વ્યર્થતા અને મૃત્યુનાં મોતી પરોવાયાં છે. આ વિશ્વમાં સઘળું નિરર્થક છે છતાં અનુભવ તો સાર્થક છે. એ સત્યને કવિ ચિંતનરૂપે પ્રદર્શિત કરે છે :

"સુખ કાદવનું, દુ:ખ દાનતનું
ચગડોળ ફરે પણ ફોગટનું."

કવિતાના ભાવવહેણમાં અર્થહીન જીવનના સંકેતો પણ ઝીલાયાં છે :

* "જપવું ખપવું ક્ષણ મીંડું જ છે,
સહુ કાળ તણી છબિઓ ભવ છે."
* તન ફોગટ છે, મન ફોગટ છે.
* બળવું મિણનું, ખરવું ક્ષણનું.

સ્પંદનોને સાકાર કરતી કવિની ભાષા સક્ષમ છે, સશક્ત છે. કૃતિમાં લબડે, લથડે, બબડે જેવાં ક્રિયાપદો સાર્થક રીતે પ્રયોજાયાં છે. ભાવની અભિવ્યક્તિ સહજ બોલચાલની ભાષામાં પણ ચોટદાર બની છે.

"બળતી સિગરેટ, મશાલ ન આ....
ચલ, ફૂંક લગાવ, શરીફ ન થા.'

કવિતાના આધુનિક લેબાશમાં 'ચળી', 'ચણ બોતરતું' જેવા તળપદા શબ્દો પણ અત્રતત્ર ઝળકે છે. અલંકારોની છટા મનોહર છે. વર્ણાનુપ્રાસ અલંકારમાં હૃદયભાવો સચોટપણે ઝીલાયાં છે.

* લથડી પડતાં લથડ્યાં શબ્દો.
* ચકચાર થવા ચચરે ક્ષણ જો.
* કરચો કરતાં પણ કાચ જ એ,
નયનો નજરું પ્રતિબિંબ જ છે.

વિસંગતિ અલંકાર પ્રયોજતાં કવિએ વર્ણાનુપ્રાસ અને અંત્યાનુપ્રાસ પણ કેવા સહજ રીતે ગૂંથી લીધાં છે—

"કચકચ કર્કશ ઘર્ષણ ઝરે;
તણખો તતડી જળ પર ઠરે."

કવિચિત્તના દર્પણમાં જગતના વિવિધ અનુભવોનાં બિમ્બ ઝીલાયાં, તે જ કવિતામાં પ્રતિબિમ્બરૂપે ઝળહળે છે. 'અસ્તુવસ્તુ' કાવ્યસંગ્રહમાં હયાતી કણસે છે તે અનુભવ વ્યક્તિથી આરંભાઈને સમષ્ટિ સુધી વિસ્તરે છે. □

# પરિવર્તનના પંથે નયા ગુજરાતનું પ્રસ્થાન

ગરવી ગુજરાતની અસ્મિતાને પુનઃ પ્રસ્થાપિત કરવાના દૃઢ સંકલ્પ સાથે ગુજરાત રાજ્ય, ૧ લી મે ૧૯૯૦ના રોજ, તેની સ્થાપનાના ત્રણ દાયકાની મંઝીલ વટાવી એકત્રીસમા વર્ષમાં પ્રવેશ કરે છે. "નયા ગુજરાત"ના નવઘડતર માટેના નૂતન ઉન્મેષો અને અભિલાષા સાથે આપણે નવ-પ્રસ્થાનનો આરંભ કર્યો છે.

સમગ્ર રાષ્ટ્રમાં, લોકશાહીની પ્રક્રિયા દ્વારા, લોકોએ સત્તાપરિવર્તન માટેનું શમણું સાકાર બનાવ્યું, એના પગલે ગુજરાતની પ્રજાએ પણ લોકમતનો સ્પષ્ટ આદેશ આપીને, જનતા દળ અને ભારતીય જનતા પક્ષની સંયુક્ત સરકારના હાથમાં રાજ્ય-શાસનનો કારોબાર સોંપ્યો છે. રાજ્યના પ્રજાજનોએ આપેલ વિશ્વાસ, હૂંફ, સદ્ભાવ અને સહયોગની પ્રેરક તાકાતને સાર્થક કરવા અને આપેલાં વચનો પૂર્ણતયા નિભાવવા. રાજ્ય સરકાર પ્રતિબદ્ધ છે.

## લોકાભિમુખ વહીવટ :

શાસનનાં સૂત્રો સંભાળ્યાને હજુ પૂરા બે મહિના પણ થયા નથી. આટલા ટૂંકા સમય દરમ્યાન કોમી હિંસક પ્રવૃત્તિઓને કાબૂમાં લેવા સહિતની તાકીદની બાબતો માટે યોગ્ય પગલાં લેવામાં આવ્યાં છે, તદ્ઉપરાંત વહીવટી કાર્યક્ષમતા અને તંત્રના લોકાભિમુખ મોડ અંગેનો સ્પષ્ટ અભિગમ તેમજ વ્યાપક લોકહિતને ધ્યાનમાં રાખીને લીધેલાં નીતિવિષયક નિર્ણયોને પ્રજાવર્ગોનું સમર્થન અને આવકાર મળી રહ્યાં છે. ગુજરાતના વિકાસની આ સમગ્ર પ્રક્રિયામાં તેમજ રાજ્ય સરકારે આરંભેલા પુરુષાર્થમાં પ્રજા સક્રિયપણે સહભાગી બનશે એવી અપેક્ષા છે.

આજના અવસરે, રાજ્યની નવી સરકારના અભિગમ, નીતિ અને "નયા ગુજરાત"ના નિર્માણ માટેની લોકાભિમુખ કાર્યશૈલી વિશેના સંકલ્પો પ્રગટ કર્યા છે

## સરકાર સમક્ષના પડકાર અને તેનો મક્કમ રીતે પ્રતિકાર :

નવી સરકાર સમક્ષના પડકારો અને પ્રતિકૂળતાઓ છે. વહીવટને કાર્યક્ષમ બનાવવા, ભ્રષ્ટાચાર, લાંચરુશ્વત અને અસામાજિક દૂષણોને ડામવાના પગલાં લેવાની શરૂઆત થઈ ત્યાં તો ગુજરાતમાં કોમી અશાંતિ અને હિંસક પ્રવૃત્તિની દુઃખદ અને કમનસીબ ઘટનાઓ બની ગઈ, પરંતુ રાજ્ય સરકારે કોમી ઉશ્કેરણી, ધાર્મિક ઝનૂન કે હિંસક અને અસામાજિક પ્રવૃત્તિઓમાં સંડોવાયેલાં પરિબળોની સામે અસરકારક કાર્યવાહી હાથ ધરીને તેને ટૂંકા સમયમાં જ કાબૂમાં લઈ લીધી. આ કામગીરીમાં ગુજરાતની સમગ્ર પ્રજા, રાજકીય પક્ષો, સ્વૈચ્છિક અને સામાજિક સંગઠનોએ સરકારને પૂરેપૂરો સાથ આપ્યો છે. ગુજરાતની પ્રજા ગુજરાતમાં અશાંતિ સર્જનારાં તત્ત્વોને હવે સમર્થન આપવાની નથી એ પુરવાર થયું છે. આમ છતાં, ગુજરાતના વિકાસને આસાન બનાવવા સામાજિક સદ્ભાવ અને કોમી એખલાસ કાયમી રીતે વધુ સુદૃઢ બને એ માટેની સતત જાગૃતિ આવશ્યક છે.

**કુદરતી સાધનોનો મહત્તમ ઉપયોગ :**

ગુજરાતના વિપુલ કુદરતી સાધનોનો મહત્તમ ઉપયોગ કરવા અને માનવસંપત્તિના વિકાસની તકો પૂરી પાડવા માટે સરકાર કૃતનિશ્ચયી છે. કેન્દ્ર સરકાર સાથે સંબંધિત પ્રાણપ્રશ્નોના ઉકેલ માટે રાજ્ય સરકારે પેરામર્શ હાથ ધર્યો છે. ક્રુડ તેલની રોયલ્ટીના દર વધારવા માટેની તર્કસંગત કાયમી પદ્ધતિ નક્કી કરવાની બાબતે સ્વીકૃતિ મળી છે. દરમિયાનમાં વચગાળાની રાહત પેટે રૂ. ૧૦૦/- પ્રતિ ટનની વધારાની રકમ મંજૂર કરવામાં આવી છે. ગુજરાતમાંથી નીકળતા ગેસના વાજબી ભાવો અને તેના વપરાશની બાબતે આપણે રજૂઆત કરી છે અને નિષ્ણાતોની સમિતિ નિમવાની વાત પણ સ્વીકારવામાં આવી છે. અન્ય મહત્ત્વના પ્રશ્નોના ઉકેલ માટેની રજૂઆતોને પણ સાનુકૂળ પ્રતિભાવ મળી રહ્યો છે.

**ઉદ્યોગ :**

ગુજરાતની નવી ઔદ્યોગિક નીતિ અને રોજગારલક્ષી આયોજનને આખરી ઓપ અપાઈ રહ્યો છે. યુવાધનને વેડફાતું અટકાવવા શિક્ષિત અને ગ્રામીણ બેરોજગારોને કાયમી યોગ્ય તકો મળી રહે, ગામડાં ભાંગતાં અટકે અને રોજગારલક્ષી ઉદ્યોગો વિકસે એ માટેના હીરા ઉદ્યોગ, કુટીર અને નાના ઉદ્યોગોનાં નવાં ક્ષેત્રો ઊભા કરવાની દિશામાં અમે પ્રોત્સાહક પગલાં લઈશું. બંધ મિલોના તમામ બેરોજગારો કામદારોને ૭ મહિનામાં વૈકલ્પિક રોજીની તકો મળી રહે એવું સુનિશ્ચિત આયોજન સરકારે હાથ ધર્યું છે. ગુજરાતના સ્થાનિક યુવાનોને કેન્દ્ર અને જાહેર ક્ષેત્રનાં સાહસોમાં રોજગારી મળી રહે એ દિશામાં પણ પ્રયાસો હાથ ધરવામાં આવ્યા છે.

**કૃષિક્ષેત્રે રાહત :**

ખેડૂતોના બાકી લેણા બાબતે લેવાતા ૨૪% વ્યાજના દર સુધારીને ૧૨% કરવાનો નિર્ણય લીધો છે અને તે અંગેનું વિધેયક વિધાનસભામાં પસાર કરાશે ખેડૂતોને રૂ. ૧૦ હજાર સુધીના દેવામાંથી મુક્તિની વિગતો નક્કી થઈ રહી છે. ખેડૂતોને પોષણક્ષમ ભાવો મળી રહે, તેમના ઉત્પાદનની ટેકાના ભાવે ખરીદી, ખેડૂતોનું શોષણ થતું અટકે અને અન્ન ઉત્પાદન અને તેલીબિયાંના ઉત્પાદનના મહત્ત્વના લક્ષ્યાંકો હાંસલ કરવા માટે ખેડૂતોને પ્રોત્સાહન મળે, ખેતીની જરૂરી સામગ્રી વાજબી ભાવે મળે, વીજળી અને સિંચાઈની સવલતો પ્રાપ્ત થાય, પાક વીમા યોજના દ્વારા ખેડૂતોને આર્થિક સહાય-રક્ષણ મળે એવી કૃષિલક્ષી નીતિનો અમલ કરવામાં આવશે. કિસાન વર્ગના જે પ્રશ્નો છે તેના વાજબી નિરાકરણ માટેનું વલણ સંપૂર્ણપણે વિધેયાત્મક રહેશે. ખેડૂતોની જમીન-સંપાદન પેટે વળતરની ચૂકવણી બાકી હોય તેમને એક વર્ષની અંદર રકમ ચૂકવવાની સૂચના આપવામાં આવી છે. ખેડૂતોને અનુકૂળ સ્થળે ખેતી માટેની જમીન ખરીદવા અમુક શરતોને આધિન રહીને જોગવાઈ કરાશે.

**સરદાર સરોવર યોજના :**

સરદાર સરોવર યોજનાને પૂર્ણ કરવા અને નર્મદાના જળરાશી દ્વારા ગુજરાતની ધરતી નવપલ્લવિત કરવા રાજ્ય સરકાર સંકલ્પબદ્ધ છે. પર્યાવરણ, વિસ્થાપિતોનો પુનર્વસવાટ,

સૃષ્ટિનું રક્ષણ અને આદિવાસી સંસ્કૃતિની જાળવણી માટેની ગુજરાત સરકારે ઉદાર યોજનાઓ કાર્યાન્વિત કરી છે. આમ છતાં આ યોજના સામે વ્યવસ્થિત રીતે ચલાવાઈ રહેલી ઝુંબેશ ગુજરાતના અને ચાર કરોડ પ્રજાના વિકાસને સાંખી નહીં શકનારાં પરિબળોએ ઉપાડી છે. આ યોજનાના અમલમાં કોઈ કચાશ રહી હોય તો તે દૂર કરવા સરકાર તૈયાર છે, પરંતુ ગુજરાતની પ્રજાના સર્વાંગી વિકાસના પયા સમી આ યોજના અંગે કોઈ બાંધછોડ નહીં થાય, એટલું જ નહીં પણ પ્રજાશક્તિના પ્રબળ સહયોગથી એ નિર્ધારિત સમયે પૂર્ણ કરાશે. ૧૯૯૪-૯૫ સુધીમાં નર્મદાનાં નીર ગુજરાતની પાંચ લાખ હેક્ટર જમીનમાં વહેતાં થશે તે નક્કી છે.

ગુજરાતમાં પીવાના પાણીની અછતવાળા વિસ્તારોમાં પ્રજાની તરસ છીપાવવા અને પીવા લાયક પાણી રાજ્યના એકેએક ગામમાં બે વર્ષમાં પહોંચાડવાનો રૂ. ૨૮૪ કરોડની જોગવાઈ સાથેનો સમયબદ્ધ કાર્યક્રમ પણ રાજ્ય સરકારે હાથ ધર્યો છે. આ ઉપરાંત ગ્રામસમાજની પાયાની જરૂરિયાતો, ગામનો પ્રવેશ-માર્ગ, બસની સુવિધા અને વીજળીની સવલતો અને પ્રાથમિક શિક્ષણ ગામેગામ મળી રહે તેવું આયોજન હાથ ધર્યું છે.

રાજ્યમાં ગરીબીનિવારણના કાર્યક્રમોને અસરકારક અને પરિણામલક્ષી બનાવવામાં આવી રહ્યા છે. સૌરાષ્ટ્ર અને કચ્છમાં પ્રાદેશિક વિકાસની અસમતુલાઓ દૂર થતાં અન્યાયની લાગણી રહેશે નહીં. કચ્છ વિકાસ બોર્ડની રચના, રાજ્યકક્ષાના આયોજન પંચની રચનાના અને લીધેલા નિર્ણયોને સવેળા કાર્યાન્વિત કરવા સરકાર પ્રયત્નશીલ છે.

શિક્ષણક્ષેત્રે વિદ્યાર્થીઓની કારકિર્દીના ઘડતર માટે અને યુવા પેઢીમાં સામાજિક ઉત્તરદાયિત્વની ભૂમિકા માટે યોગ્ય નિર્ણયો લેવામાં આવશે. મધ્યાહ્ન ભોજન યોજનાના સ્વરૂપમાં સર્વગ્રાહી ફેરફારો કરાશે, વ્યવસાયલક્ષી શૈક્ષણિક અભ્યાસક્રમોની અને ઔદ્યોગિક તાલીમ સંસ્થાઓની અદ્યતન યોજનાઓ અમલમાં મુકાશે, ટેકનિકલ શિક્ષણ માટે વિશ્વ બેન્કની યોજનાઓનો અમલ તેમજ સ્વાયત્ત યુવા બોર્ડની રચનાની દિશામાં પણ પગલાં લેવાઈ રહ્યાં છે. રાજ્યની અકાદમીઓને સ્વાયત બનાવવામાં આવશે અને સાંસ્કૃતિક વારસાને વૈભવશાળી બનાવાશે. વિચરતી જાતિઓ અને આદિવાસી, અનુસૂચિત જાતિ, બક્ષી પંચના અને અન્ય ગરીબ અને નબળા વર્ગોનાં સર્વાંગી ઉત્કર્ષ માટેના ખાસ કાર્યક્રમો પણ ઘડાશે. પછાત વર્ગો અને મહિલાઓને ભોગવવા પડતા અન્યાયો અને અત્યાચારો સામે રક્ષણ અપાશે. જાહેર વિતરણ વ્યવસ્થાને ઉપયોગિતાના સંદર્ભમાં નવો ઓપ આપી વિસ્તૃત બનાવવામાં આવી રહી છે. "સર્વ કોઈ માટે અનાજ"ની યોજના હેઠળ એક રૂપિયે એક કિલોગ્રામ બરછટ અનાજનું વિતરણ પણ શરૂ કરવામાં આવી રહ્યું છે.

પ્રજાશક્તિની વિકાસોન્મુખ જાગૃતિ અને નવી રાજ્ય સરકારની લોકાભિમુખ કાર્યશીલતાના સમન્વયકારી સંબંધનો સુમેળ આજે ચરિતાર્થ થયો છે. "નયા ગુજરાત"ના સમૃદ્ધિમય ભાવિની ઉજ્જવળ ક્ષિતિજોને આંબવાનો આ સૌથી શ્રેષ્ઠ અવકાશ છે. રાજ્ય સરકારનો નિર્ધાર, આર્થિક-સામાજિક પરિવર્તન જ નહીં, ગુજરાતમાં સર્વાંગી નવઘડતર માટેનો છે. □

સૃષ્ટિનું રક્ષણ અને આદિવાસી સંસ્કૃતિની જાળવણી માટેની ગુજરાત સરકારે ઉદાર યોજનાઓ કાર્યાન્વિત કરી છે. આમ છતાં આ યોજના સામે વ્યવસ્થિત રીતે ચલાવાઈ રહેલી ઝુંબેશ ગુજરાતના અને ચાર કરોડ પ્રજાના વિકાસને સાંખી નહી શકનારાં પરિબળોએ ઉપાડી છે. આ યોજનાના અમલમાં કોઈ કચાશ રહી હોય તો તે દૂર કરવા સરકાર તૈયાર છે, પરંતુ ગુજરાતની પ્રજાના સર્વાંગી વિકાસના પાયા સમી આ યોજના અંગે કોઈ બાંધછોડ નહીં થાય, એટલું જ નહીં પણ પ્રજાશક્તિના પ્રબળ સહયોગથી એ નિર્ધારિત સમયે પૂર્ણ કરાશે. ૧૯૯૪-૯૫ સુધીમાં નર્મદાનાં નીર ગુજરાતની પાંચ લાખ હેક્ટર જમીનમાં વહેતાં થશે તે નક્કી છે.

ગુજરાતમાં પીવાના પાણીની અછતવાળા વિસ્તારોમાં પ્રજાની તરસ છીપાવવા અને પીવાલાયક પાણી રાજ્યના એકેએક ગામમાં બે વર્ષમાં પહોંચાડવાનો રૂ. ૨૮૪ કરોડની જોગવાઈ સાથેનો સમયબદ્ધ કાર્યક્રમ પણ રાજ્ય સરકારે હાથ ધર્યો છે. આ ઉપરાંત ગ્રામસમાજની પાયાની જરૂરિયાતો, ગામનો પ્રવેશ-માર્ગ, બસની સુવિધા અને વીજળીની સવલતો અને પ્રાથમિક શિક્ષણ ગામેગામ મળી રહે તેવું આયોજન હાથ ધર્યું છે.

રાજ્યમાં ગરીબીનિવારણના કાર્યક્રમોને અસરકારક અને પરિણામલક્ષી બનાવવામાં આવી રહ્યા છે. સૌરાષ્ટ્ર અને કચ્છમાં પ્રાદેશિક વિકાસની અસમતુલાઓ દૂર થતાં અન્યાયની લાગણી રહેશે નહીં. કચ્છ વિકાસ બોર્ડની રચના, રાજ્યકક્ષાના આયોજન પંચની રચનાના અને લીધેલા નિર્ણયોને સત્વેળા કાર્યાન્વિત કરવા સરકાર પ્રયત્નશીલ છે.

શિક્ષણક્ષેત્રે વિદ્યાર્થીઓની કારકિર્દીના ઘડતર માટે અને યુવા પેઢીમાં સામાજિક ઉત્તરદાયિત્વની ભૂમિકા માટે યોગ્ય નિર્ણયો લેવામાં આવશે. મધ્યાહ્ન ભોજન યોજનાના સ્વરૂપમાં સર્વગ્રાહી ફેરફારો કરાશે, વ્યવસાયલક્ષી શૈક્ષણિક અભ્યાસક્રમોની અને ઔદ્યોગિક તાલીમ સંસ્થાઓની અદ્યતન યોજનાઓ અમલમાં મુકાશે, ટેકનિકલ શિક્ષણ માટે વિશ્વ બેન્કની યોજનાઓનો અમલ તેમજ સ્વાયત્ત યુવા બોર્ડની રચનાની દિશામાં પણ પગલાં લેવાઈ રહ્યાં છે. રાજ્યની અકાદમીઓને સ્વાયત બનાવવામાં આવશે અને સાંસ્કૃતિક વારસાને વૈભવશાળી બનાવાશે. વિચરતી જાતિઓ અને આદિવાસી, અનુસૂચિત જાતિ, બક્ષી પંચના અને અન્ય ગરીબ અને નબળા વર્ગોના સર્વાંગી ઉત્કર્ષ માટેના ખાસ કાર્યક્રમો પણ ઘડાશે. પછાત વર્ગો અને મહિલાઓને ભોગવવા પડતા અન્યાયો અને અત્યાચારો સામે રક્ષણ અપાશે. જાહેર વિતરણ વ્યવસ્થાને ઉપયોગિતાના સંદર્ભમાં નવો ઓપ આપી વિસ્તૃત બનાવવામાં આવી રહી છે. "સર્વ કોઈ માટે અનાજ"ની યોજના હેઠળ એક રૂપિયે એક કિલોગ્રામ બરછટ અનાજનું વિતરણ પણ શરૂ કરવામાં આવી રહ્યું છે.

પ્રજાશક્તિની વિકાસોન્મુખ જાગૃતિ અને નવી રાજ્ય સરકારની લોકાભિમુખ કાર્યશીલતાના સમન્વયકારી સંબંધનો સુમેળ આજે ચરિતાર્થ થયો છે. "નયા ગુજરાત"ના સમૃદ્ધિમય ભાવિની ઉજ્જવળ ક્ષિતિજોને આંબવાનો આ સૌથી શ્રેષ્ઠ અવકાશ છે. રાજ્ય સરકારનો નિર્ધાર, આર્થિક-સામાજિક પરિવર્તન જ નહીં, ગુજરાતમાં સર્વાંગી નવઘડતર માટેનો છે. ☐

# ૪૦ ટકાનો લાભ

'કવિલોક' ટ્રસ્ટે અત્યાર સુધીમાં ૧૯ પુસ્તકોનું પ્રકાશન કર્યું છે. આમાંથી નીચેનાં છ પ્રકાશનો અત્યારે અપ્રાપ્ય છે :

| | |
|---|---|
| ૧. શ્રુતિ – રાજેન્દ્ર શાહનો કાવ્યસંગ્રહ | ૪. જળની આંખે – યજ્ઞેશ દવેનો કાવ્યસંગ્રહ |
| ૨. આર્દ્રા – ઉશનસ્‌નો કાવ્યસંગ્રહ | ૫. સાત મહાકાવ્યો – સંપા. ધીરુ પરીખ |
| ૩. રાનેરી – મણિલાલ દેસાઈનો કાવ્યસંગ્રહ | ૬. પંચમહાકાવ્ય – સંપા. ધીરુ પરીખ |

નીચેનાં તેર પુસ્તકોની જૂજ નકલો બાકી છે. એ તેર પુસ્તકોનો સેટ ૧૫મી ઑક્ટોબર ૧૯૯૦ સુધીમાં ખરીદનારને રૂ. ૨૩૪-૦૦ને બદલે માત્ર રૂ. ૧૮૫-૦૦માં પ્રાપ્ત થશે. આ રીતે ૨૦%નો સીધો ફાયદો થશે. વળી, સામાન્ય બજારભાવ કરતાં કવિલોકનાં પ્રકાશનોની કિંમત ૨૦% જેટલી ઓછી રખાઈ છે. આમ, કુલ **૪૦ ટકાનો લાભ** આપ લઈ શકો છો :

| | |
|---|---|
| ૧. ટી. એસ. એલિયટ – સંપા. ધીરુ પરીખ | ૭૦-૦૦ |
| ૨. ગદ્યકાવ્ય – સંપા. ધીરુ પરીખ | ૨૪-૦૦ |
| ૩. આપણાં ઋતુકાવ્યો – સંપા. ધીરુ પરીખ | ૨૦-૦૦ |
| ૪. છીભ ઉપરનો ધ્વજ – પ્રફુલ્લ પંડ્યાનો કાવ્યસંગ્રહ | ૭-૦૦ |
| ૫. પાર્થિવ – જગદીશ વ્યાસનો કાવ્યસંગ્રહ | ૭-૦૦ |
| ૬. પરંતુ – વિનોદ જોશીનો કાવ્યસંગ્રહ | ૭-૦૦ |
| ૭. અરીસાઘર – બારીન મહેતાનો કાવ્યસંગ્રહ | ૭-૦૦ |
| ૮. અર્થાત્ – અશોકપુરી ગોસ્વામીનો કાવ્યસંગ્રહ | ૧૦-૦૦ |
| ૯. પ્રસંગસપ્તક – રાજેન્દ્ર શાહનાં સંવાદ-કાવ્યો | ૧૫-૦૦ |
| ૧૦. નિરુદ્દેશે – રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું ચયન | [illegible] |
| ૧૧. 'સાવિત્રી' – ચં. ચી. મહેતાનાં રેડિયોરૂપકો | [illegible] |
| ૧૨. આગિયા – ધીરુ પરીખનો હાઈકુસંગ્રહ | [illegible] |
| ૧૩. અંગપચીસી – ધીરુ પરીખનો છપ્પાસંગ્રહ | ૮-૦૦ |
| | કુલ રૂ. ૨૩૪-૦૦ |

અમદાવાદની બેંક પરના ચેક/ડ્રાફ્ટથી કે મ. ઓ.થી રકમ મોકલવી. ટપાલથી પુસ્તકોનો સેટ મગાવનારે રૂ. ૧૦-૦૦ વધુ મોકલવા.

**પ્રાપ્તિસ્થાન**

**ગ્રંથાગાર :** જવાહરલાલ નેહરુ મ્યુનિસિપલ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : વર્ષ : ૨૦૪૬ : સળંગ અંક ૧૯૬ : દ્વિજ અંક ૧૯૦

જુલાઈ-ઑગસ્ટ ૧૯૯૦

તંત્રી ધીરુ પરીખ

કાવ્યો



ગદ્ય



અનુવાદ



આસ્વાદ



અવલોકન



સલાહકાર : રાજેન્દ્ર શાહ, નિરંજન ભગત

- દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૪૦, પરદેશમાં પાઉંડ ૭ અથવા ડૉલર ૧૨ આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦
- આ અંકની છૂટક કિંમત રૂ. ૭
- 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે.

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું : 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ

લવાજમ મોકલવાનાં અન્ય સ્થળ : (૧) વિજય સ્ટોર્સ, ૯૨, કલ્યાણભવન, રિલીફરોડ, અમદાવાદ-૧ વા સ્ટેશન રોડ, આણંદ; (૨) સૌરભ પુસ્તક ભંડાર, રિલીફરોડ, પાદશાહની પોળ સામે, અમદાવાદ-૧; (૩) ગ્રંથાગાર, મ્યુનિસિપલ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ-૯; (૪) સાહિત્યમિલાપ, ધર્મેન્દ્રસિંહજી કૉલેજ સામે, રાજકોટ-૧

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ (ફોન : [illegible])
મુદ્રણસ્થાન – પ્રકાશ ટ્રેડર્સ, અમદાવાદ-[illegible]

# ૪૦ ટકાનો લાભ

'કવિલોક' ટ્રસ્ટે અત્યાર સુધીમાં ૧૯ પુસ્તકોનું પ્રકાશન કર્યું છે. આમાંથી નીચેનાં ૭ પ્રકાશનો અત્યારે અપ્રાપ્ય છે :

૧. શ્રુતિ – રાજેન્દ્ર શાહનો કાવ્યસંગ્રહ
૨. આર્દ્રા – ઉશનસ્‌નો કાવ્યસંગ્રહ
૩. રાનેરી – મણિલાલ દેસાઈનો કાવ્યસંગ્રહ
૪. જળની આંખે – પન્નેશ દવેનો કાવ્યસંગ્રહ
૫ સાત મહાકાવ્યો – સંપા. ધીરુ પરીખ
૬. પંચમહાકાવ્ય – સંપા ધીરુ પરીખ

નીચેનાં તેર પુસ્તકોની જૂજ નકલો બાકી છે એ તેર પુસ્તકોનો સેટ ૧૫મી ઑક્ટોબર ૧૯૯૦ સુધીમાં ખરીદનારને રૂ. ૨૩૪–૦૦ને બદલે માત્ર **રૂ. ૧૮૫–૦૦માં** પ્રાપ્ત થશે. આ રીતે ૨૦%નો સીધો ફાયદો થશે વળી, સામાન્ય બજારભાવ કરતાં કવિલોકનાં પ્રકાશનોની કિંમત ૨૦% જેટલી ઓછી રખાઈ છે. આમ, કુલ **૪૦ ટકાનો લાભ** આપ લઈ શકો છો :

| | |
|---|---|
| ૧. ટી. એસ. એલિયટ – સંપા. ધીરુ પરીખ | ૭૦–૦૦ |
| ૨. ગદ્યકાવ્ય – સંપા. ધીરુ પરીખ | ૨૪–૦૦ |
| ૩. આપણાં ઋતુકાવ્યો – સંપા. ધીરુ પરીખ | ૨૦–૦૦ |
| ૪. જીભ ઉપરનો ધ્વજ – પ્રફુલ્લ પંડયાનો કાવ્યસંગ્રહ | ૭-૦૦ |
| ૫. પાર્થિવ – જગદીશ વ્યાસનો કાવ્યસંગ્રહ | ૭–૦૦ |
| ૬. પરંતુ – વિનોદ જોશીનો કાવ્યસંગ્રહ | ૭–૦૦ |
| ૭. અરીસાઘર – બારીન મહેતાનો કાવ્યસંગ્રહ | ૭–૦૦ |
| ૮. અર્થાત્ – અશોકપુરી ગોસ્વામીનો કાવ્યસંગ્રહ | [illegible] |
| ૯. પ્રસંગસપ્તક – રાજેન્દ્ર શાહનાં સંવાદ-કાવ્યો | ૧૫–૦૦ |
| ૧૦. નિરુદ્દેશે – રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું ચયન | [illegible] |
| ૧૧. 'સાવિત્રી' – ચં. ચી. મહેતાનાં રેડિયોરૂપકો | [illegible] |
| ૧૨ આગિયા – ધીરુ પરીખનો હાઈકુસંગ્રહ | ૫–૦૦ |
| ૧૩. અંગપચીસી – ધીરુ પરીખનો છપ્પાસંગ્રહ | ૮–૦૦ |
| કુલ રૂ. | ૨૩૪–૦૦ |

અમદાવાદની બેંક પરના ચેક/ડ્રાફ્ટથી કે મ. ઓ.થી રકમ મોકલવી. ટપાલથી પુસ્તકોનો સેટ મંગાવનારે રૂ. ૧૦–૦૦ વધુ મોકલવા.

**પ્રાપ્તિસ્થાન**

**ગ્રંથાગાર :** જવાહરલાલ નેહરુ મ્યુનિસિપલ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦૦૦૯

વર્ષા વિ. સં. ૨૦૪૬ કવિલોક જુલાઈ-ઑગસ્ટ, ૧૯૯૦

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठता मनो मे वाचि प्रतिष्ठितमाविराविर्म एधि ।

## ગીત

પ્રત્યેક શબ્દને એનો નાદધ્વનિ અને એનો અર્થધ્વનિ હોય છે. સમર્થ કવિ કાન દ્વારા શબ્દના નાદસૌંદર્યને જોતો હોય છે અને એનો સાક્ષાત્કાર કરતો હોય છે. શબ્દમાં ઉદ્‌ગારને પામવા માટે, એના નાદને ઝીલવા માટે કવિનો કાન સરવો હોવો જોઈએ. ભાવ અને શબ્દનું સંગીત ગીતમાં લોહી થઈને વહે છે. શબ્દમાંથી નાદ જન્મે છે; શબ્દના વિશિષ્ટ અને ભાવને પોષક એવા સમુચ્ચયમાંથી સંવાદ પ્રકટે છે, સંવાદમાંથી લય વહે છે. અને ગીતમાં લય ઢાળને બાંધી આપે છે એટલે કે શબ્દનો નાદ, શબ્દાવલિમાંથી પ્રકટતો સંવાદ, સંવાદમાંથી વહેતો લય અને લય દ્વારા બંધાતો ઢાળ એ ક્રમમાં ક્રમ ગીતનો બાહ્ય દેહ ઘડી આપે છે. એના એ બાહ્ય દેહમાં જો કવિતાની પ્રતિષ્ઠા થઈ ન હોય તો એ શબ્દસંગીતભરપૂર રચના ગીત નહીં પણ ગાયન થઈ જાય છે. કવિએ નાદમય થવાનું હોય છે, નાદવશ નહીં. કવિ નાદનો સ્વામી છે, એનો ગુલામ નથી. પણ કવિ જ્યારે શબ્દના નાદ આગળ નમતું જોખતો થઈ જાય છે ત્યારે એ ગાયન સિવાય કશું સર્જી શકતો નથી. શબ્દના લયમાં ભાવ વિલય ન પામે એટલું તો ગીતકારે જોવું જ રહ્યું. ગીતકાર જ્યારે શબ્દમાં રહેલી નાદશક્તિનો પ્રાસ અને આંતરપ્રાસ દ્વારા વિનિયોગ કરે છે ત્યારે સુખદ પરિણામ આવે છે.

કવિએ શબ્દમાં રહેલાં સૂરના રેશમી અને સૂક્ષ્મ તંતુને એની સુંવાળપને સહેજે આંચ ન આવે એ રીતે પકડીને ભાવને પોષક એવો વણાટ વણવાનો હોય છે. ઉત્તમ ગીતમાં શબ્દલય અને ભાવલયનો રસમેળ જોવા મળે છે.

ગીત એક જ ભાવ કે વિચારને ઝીલી શકે છે. સંક્ષિપ્ત અને સંગીતમય હોવું એને માટે અનિવાર્ય છે. અતિ વિસ્તારને ગીત ખમી શકતું નથી. પ્રાસલાલચુ કવિઓ પ્રાસની પૂણી વધુ પડતી કાંતીકાંતીને ગીતના તંતુને તોડી નાખે છે.

સુરેશ દલાલ
('ગીતિકા'માંથી)

## નવું લવાજમ

ગ્રાહક મિત્રો,

છેલ્લા કેટલાક સમયથી મુદ્રણસામગ્રીના ભાવોમાં સતત વધારો થતો રહ્યો હોવા છતાં અમે 'કવિલોક'નું લવાજમ વધાર્યું નહોતું. પરંતુ તાજેતરમાં કાગળના ભાવમાં બેહદ અને છાપકામના ભાવમાં સામાન્ય વધારો થયો છે. આ પરિસ્થિતિમાં 'કવિલોક'ના લવાજમમાં થોડો વધારો કરવો અનિવાર્ય બન્યો છે. સૌ ગ્રાહકો આ વધારાને સહ્ય ગણશે એવી અમારી અપેક્ષા છે.

'કવિલોક'નું નવું લવાજમ નીચે પ્રમાણે રાખેલ છે. ગ્રાહકો અને એજન્ટોએ તેની નોંધ લેવા વિનંતી છે.

વાર્ષિક લવાજમ રૂ. ૪૦–૦૦ * આજીવન લવાજમ રૂ. ૪૦૦–૦૦
પરદેશમાં (હવાઈમાર્ગે ડૉલર ૧૨ અથવા પાઉન્ડ ૭)

લવાજમ બહારગામની બેંકો પરના ચેકથી સ્વીકારાતું નથી. મનીઑર્ડર કે ડ્રાફ્ટથી લવાજમ મોકલવું.

## સર્જક મિત્રોને

સર્જક મિત્રોને વિનંતી છે કે પોતાની કૃતિ સાથે જવાબી કાર્ડ, પરબીડિયું કે ટિકિટ ન બીડવાં. સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ માસમાં અપાય છે. અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી.

## કવિલોકનાં બે નવાં પ્રકાશનો

૧. શ્રીઅરવિંદના મહાકાવ્ય 'સાવિત્રી' ઉપર સંક્ષિપ્ત રેડિયોરૂપકો :
નિયોજક શ્રી ચંદ્રવદન મહેતા
કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૧૩૬, કિંમત માત્ર રૂપિયા ૨૪
[બીજી આવૃત્તિની મર્યાદિત નકલો ખૂટી જાય તે પહેલાં તમારી નકલ મેળવી લેશો]

*

નવ્ય કવિ શ્રેણી–૬

૨. અર્થાત્ – અશોકપુરી ગોસ્વામીનો ગઝલસંગ્રહ
કાચું પૂઠું, ક્રાઉન પૃ. ૭૨, કિંમત માત્ર રૂ. ૧૦

○ પ્રાપ્તિસ્થાન ○

ગ્રંથાગાર : મ્યુનિસિપલ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦૦૦૯

વર્ષ વિ. સં. ૨૦૪૬ કવિલોક જુલાઈ–ઑગસ્ટ, ૧૯૯૦

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठता मनो मे वाचि प्रतिष्ठितमाविराविर्म एधि ।

## ગીત

પ્રત્યેક શબ્દને એનો નાદધ્વનિ અને એનો અર્થધ્વનિ હોય છે. સમર્થ કવિ કાન દ્વારા શબ્દના નાદસૌંદર્યને જોતો હોય છે અને એનો સાક્ષાત્કાર કરતો હોય છે. શબ્દમાં ઉદ્‌ગારને પામવા માટે, એના નાદને ઝીલવા માટે કવિનો કાન સરવો હોવો જોઈએ. ભાવ અને શબ્દનું સંગીત ગીતમાં લોહી થઈને વહે છે. શબ્દમાંથી નાદ જન્મે છે; શબ્દના વિશિષ્ટ અને ભાવને પોષક એવા સમુચ્ચયમાંથી સંવાદ પ્રકટે છે, સંવાદમાંથી લય વહે છે. અને ગીતમાં લય ઢાળને બાંધી આપે છે એટલે કે શબ્દનો નાદ, શબ્દાવલિમાંથી પ્રકટતો સંવાદ, સંવાદમાંથી વહેતો લય અને લય દ્વારા બંધાતો ઢાળ એ ક્રમમાં ક્રમ ગીતનો બાહ્ય દેહ ઘડી આપે છે. એના એ બાહ્ય દેહમાં જો કવિતાની પ્રતિષ્ઠા થઈ ન હોય તો એ શબ્દસંગીતભરપૂર રચના ગીત નહીં પણ ગાયન થઈ જાય છે. કવિએ નાદમય થવાનું હોય છે, નાદવશ નહીં. કવિ નાદનો સ્વામી છે, એનો ગુલામ નથી. પણ કવિ જ્યારે શબ્દના નાદ આગળ નમતું જોખતો થઈ જાય છે ત્યારે એ ગાયન સિવાય કશું સર્જી શકતો નથી. શબ્દના લયમાં ભાવ વિલય ન પામે એટલું તો ગીતકારે જોવું જ રહ્યું. ગીતકાર જ્યારે શબ્દમાં રહેલી નાદશક્તિનો પ્રાસ અને આંતરપ્રાસ દ્વારા વિનિયોગ કરે છે ત્યારે સુખદ પરિણામ આવે છે.

કવિએ શબ્દમાં રહેલાં સૂરના રેશમી અને સૂક્ષ્મ તંતુને એની સુંવાળપને સહેજે આંચ ન આવે એ રીતે પકડીને ભાવને પોષક એવો વણાટ વણવાનો હોય છે. ઉત્તમ ગીતમાં શબ્દલય અને ભાવલયનો રસમેળ જોવા મળે છે.

ગીત એક જ ભાવ કે વિચારને ઝીલી શકે છે. સંક્ષિપ્ત અને સંગીતમય હોવું એને માટે અનિવાર્ય છે. અતિ વિસ્તારને ગીત ખમી શકતું નથી. પ્રાસલાલચુ કવિઓ પ્રાસની પૂણી વધુ પડતી કાંતીકાંતીને ગીતના તંતુને તોડી નાખે છે.

સુરેશ દલાલ

('ગીતિકા'માંથી)

# કવિશ્રી ન્હાનાલાલની ગીતશક્તિ

ચંદ્રકાન્ત શેઠ

એક સમય હતો દલપતરામનો, લોકોએ એમને કવીશ્વર કહીને ભરપૂર પ્રેમ કરેલો, એવો જ બીજો સમય આવ્યો એમના સપૂત ન્હાનાલાલનો, લોકોએ 'મહાકવિ' કહીને એમને બિરદાવ્યા. આજે એ સમય છે જ્યારે આપણે ન્હાનાલાલના આ નગરમાં એમની પ્રતિમા ક્યાં છે એ પૂછવાનું ભૂલી ગયા છીએ. આપણે ન્હાનાલાલ સ્મારક ટ્રસ્ટની સદ્‌ભાવનાના ટેકે એમને યાદ કરવાના દિવસો આવ્યા...હશે! સંસારચક્રના આવા વારાફેરા આવતા રહે છે. ઇતિહાસના જાગૃતલ ન્હાનાલાલે એ પ્રીછેલા અને તેથી જ પ્રમાણેલા.જમાને જમાને ન્હાનાલાલની કાવ્યશ્રીની અગ્નિ–પરીક્ષાઓ ચાલશે, પણ સતી સીતાની જેમ એય વિશુદ્ધ તેજે લખલખતી સદાય ટકવાની અને આપણી અંદરના રામનેય ટકાવવાનું બળ અર્પતી રહેવાની. ન્હાનાલાલની કવિપ્રતિભાએ લિરિકનાં રસક્ષેત્ર ખૂંદ્યાં ને તે સાથે એપિકની ઊંચાઈઓ સુધી પહોંચવાનાયે પુરુષાર્થો આદર્યા. ન્હાનાલાલ 'મહાકવિ' ખરા? ગુજરાતી વિવેચને એમના 'કુરુક્ષેત્ર', 'હરિસંહિતા' આદિમાંના કાવ્યપુરુષાર્થનો વધુ ઝીણવટથી તાગ કાઢીને એના ઉત્તર આપવાના છે. મહાભારતકાર અને ભાગવતકારના શ્રીચરણે વિરાજી, આપણા રસ અને પુણ્યના કવિએ જીવન અને જગતની ચોપાટ પર શ્રીહરિની ચરણચાલનો કેવો મહિમા-પ્રભાવ છે તેનું રસોલ્લાસપૂર્વક નિરૂપણ કર્યું. એ કરતાં કરતાં આ આનંદદેશના આનંદિયાએ — આ બ્રહ્મદેશના બ્રાહ્મણિયાએ — આ બંસીધાટના બંસરિયાએ — આ આવતી વસંતના વસંતિયાએ જે રસચેતનના ટહુકાઓ એની વાગ્વેણુ દ્વારા આપણને સુણાવ્યા તેના આહ્લાદ-આમોદ એવા તો આપણે અનુભવતા રહ્યા છીએ કે ન્હાનાલાલ ઊર્મિકવિ – ગીતકવિ ખરા યા નહીં ને પૂછવાની વૃત્તિ થતી નથી અને એ માટે ગુજરાતી વિવેચનનીયે ગરજ પડતી નથી.

ન્હાનાલાલ એટલે, ઉમાશંકર કહે છે તેમ, 'ગિરા ગુર્જરીનું હૃદય'. ગુજરાતી ભાષાનું સામર્થ્ય નરસિંહે,અખાએ, પ્રેમાનંદે,ગોવર્ધનરામે જેમ બતાવેલું તેમ કવિશ્રી ન્હાનાલાલે પણ બતાવ્યું. ગુજરાતી ભાષાની માધુરીનો સાક્ષાત્કાર જેમ દયારામની પદ–ગરબીઓમાંથી તેમ ન્હાનાલાલની ગીત–કવિતામાંથીયે લાધે છે. ન્હાનાલાલે એમની ગીતગંગા દ્વારા જે શબ્દસમૃદ્ધિ, લયસમૃદ્ધિ, ભાવસમૃદ્ધિ આપણી આગળ પ્રગટ કરી તેના ગંગોત્રીસ્થાને છે નરસિંહ ને મીરાં, ભટ્ટ પ્રેમાનંદ ને દયારામ, બ્રહ્માનંદ સ્વામી ને પ્રેમાનંદ સખી, દલપત ને નર્મદ, ગોવર્ધનરામ અને નરસિંહરાવ. વ્રજ કવિતા ને ચારણી કવિતા દલપતરામની કવિતા જેટલી જ તેમની નિકટ હતી. વૈષ્ણવી ને સ્વામીનારાયણની કવિતા-ધારામાં એમના નિત્યના અંઘોળ હતા રાસ ને

ગરબા, હીંચ ને હમચી સાથે ઊછળતાં લોકગીતોના લયમાં એમનાં ગેજનાં ડોલનઝૂલણ હતાં. જૂની રંગભૂમિનાં અનેક 'સંગીતો'એ એમના ગાનમાં ને કંઠમાં સ્નેહના માળા બાંધેલા. એમની કવિતાના વાયુમંડળથી કલાપી ને કાન્ત પણ વેગળા નહોતા. સુન્દરમ્‌ની રીતે કહીએ તો કળાની વસંત લાવનાર કાન્તે જ 'વસંતોત્સવ'ના કવિ ન્હાનાલાલની કળાવસંતનો ઉત્સવ વધાવ્યો. કાન્તે ન્હાનાલાલને 'ઊગ્યો પ્રફુલ્લ અમીવર્ષણ ચંદ્રરાજ' કહીને આવકાર્યા ને ન્હાનાલાલ ગુજરાતી કવિતાસૃષ્ટિના — ગીતસૃષ્ટિના અમી-વર્ષણ ચંદ્રરાજ બનીને રહ્યા. કવિશ્રી ન્હાનાલાલે પોતાની અનન્ય પ્રતિભાથી આપણા પરંપરાગત ગીતસ્રોતને નવો રણકો, નવું તેજ, નવી ગતિ ને દિશા ચીંધ્યાં. ન્હાનાલાલ ગુર્જરપાટે અવતર્યા તે પૂર્વેય ગરવી ગુજરાતના ગળામાં અવનવાં રાસગીતો ગુંજતાં જ હતાં. ન્હાનાલાલને ય એની ખબર હતી. તેથી તો તેમને પોતાનાં રાસ-ગીતોમાં પેલા સુંદર મનોહારી જૂના રાસોના ઉમંગઊછળતા ઉપાડની ઊણપ વરતાઈ હતી. આમ છતાં ન્હાનાલાલની સર્જકતા એ ઊણપ અનુભવી બેઠી ન રહી. તેણે ગુજરાતની સમૃદ્ધ ગીતપરંપરાને પોતાના લોહીના લય સાથે મેળવી, એના લયઢાળ, છંદછાક ને શબ્દસાદને આત્મસાત્ કર્યાં અને એ રીતે પોતાની ગીતશક્તિનું નવ-પલ્લવન સાધતાં પોતેય રળિયાત થયા અને આપણનેય રસપરિમલ ફોરતાં, ચંદનચાંદનીની સિકર-શાં કાવ્યો–ગીતો આપી રળિયાત કર્યા.

ન્હાનાલાલને મન કવિતા એક સુંદરી હતી અને તેય રસ-ઝાંઝરી રૂમઝૂમતી સુંદરી. એમને મન એ કવિતા જ નહોતી જેની ગતિમાં ડોલનની માધુરી ન હોય, જેમાં લયનું લાલિત્ય અને ભાવનું લાવણ્ય ન હોય. કાવ્યમાં એક પ્રકારની સૂક્ષ્મ સંગીતાત્મક માધુરીના તેઓ આરાધક હતા અને એ આરાધનાને પૂરી સાનુકૂળતા સાંપડી ગીતની વસંતલ કેડી પર સંચાર કરતાં.

ન્હાનાલાલને ગીતના લય-શબ્દને ભજન કીર્તનમાં, નાટક ને નૃત્યમાંથી, ઉસ્તાદી જલસાઓ ને મહેફિલોમાંથી ગ્રહ્યો હતો. એ શબ્દ એમની પાસે કેવળ અર્થ લઈને જ નહોતો આવ્યો, ભાવાત્મક જીવનનું ભરપૂર સંગીત લઈને આવ્યો હતો. એ શબ્દ સતત એમની સાથે, એમના હૈયે ને હોઠે ઝૂમતો રહ્યો. તેમણે પ્રસંગોપાત્ત, કાવ્ય-નાટકો રચ્યાં, લલિત કથાઓ પણ માંડી, ચિત્ર-દર્શનોના પટ આલેખ્યા અને ઉદ્‌બોધનોના ઉદ્‌ગારોના આલેખોય કંડાર્યા. આ સર્વ સાહિત્ય-પ્રકારોમાં સહેલતાં તેમણે ગીતને તો ન જ છોડયું, બલકે તક મળી ત્યાં એને રજૂ કરીને રાચ્યા. એમના 'કુરુક્ષેત્ર' અને 'દ્વારિકાપ્રલય'માંયે ગીતલતા તો એનાં પુષ્પો ફોરાવતી જ રહી છે. એમની 'હરિસંહિતા' ગીતસંગીતના – દેશી ઢાળના રાગરંગે જમાવટ કરી શકી છે. એમનાં નાટકોમાં તો ગીત અનેક રીતે રંગભૂમિની તહેનાતમાં રહ્યું છે. ગીતના કારણે નાટકમાં સંગીત–નૃત્ય જેવી કળાઓને તો અવકાશ મળ્યો જ, એથી ભાવકવિતાના ભર્ગને અવતરવાનો આધાર સાંપડયો જ, તે ઉપરાંત પણ તેમના ગીતે નાટકના ભરતગૂંથણમાં મૂલ્યવાન પ્રદાન

કર્યું છે. નાન્દી કે પ્રાર્થનાની રીતે, કોરસ યા સંઘગાનની રીતે, પાત્રના મનોગતના ઉઘાડ માટે, પાત્રપાત્ર વચ્ચેના સંબંધતંતુ જોડવા-જમાવવા માટે, નાટ્યવસ્તુનાં મામિક સત્યોના ઉદ્દાવ માટે, નાટ્યઘટના માટેનો સાનુકૂળ ભાવપરિવેશ સર્જવા માટે — એ રીતે અનેકાનેક વસ્તુઓ સાધવા માટે ન્હાનાલાલનું ગીત ઉપયોગમાં આવ્યું છે. 'ઇન્દુકુમાર', 'જયાજયન્ત', 'પ્રેમકુંજ', 'વિશ્વગીતા', 'જહાંગીર-નૂરજહાંન', 'શાહાનશાહ અકબરશાહ' આદિ નાટકોનો તો આરંભ જ ગીતથી થાય છે. એ રીતે એમનાં કેટલાંય નાટકોનું સમાપન પણ ગીતથી થતું જોવા મળે છે. 'જયાજયન્ત'માં પ્રારંભે જ આવતા 'પરમ પ્રેમ પરબ્રહ્મ' ગીતથી સમુચિત રીતે નાટ્યગત પ્રેમતત્ત્વનું મંગલ મહિમાગાન કરાય છે અને તેય રાગ કલ્યાણમાં. એ જ નાટકમાં જયા સાહેલીઓ સાથે પર્વત પર ચડવા જતાં 'ધીમે ધીમે ધીમે, સાહેલિ ! / ચાલો ચ્હડિયે ગિરિઓ ગરવા' એમ ગીત ગાય છે. વળી જયંત આવે છે ત્યારે તેનું સ્વાગત પણ 'જય ! જય ! કુમાર આવો !' એમ ગીતથી થાય છે. આ જ નાટકના બીજા અંકમાં, સાતમાં પ્રવેશમાં, તેજબા આરંભે જ ઊગતા પ્રભાતનો નિર્દેશ કરતું 'ઊગે છે પ્રભાત આજ ધીમે ધીમે' — એ ગીત ગાય છે. એ જ નાટકના ત્રીજા અંકમાં, પાંચમા પ્રવેશમાં અપ્સરાઓ — 'અમે અખંડ યૌવનની મૂર્તિઓ' એ રીતે પોતાનો પરિચય ગીતમાં જ આપવાનુ પસંદ કરે છે. એમના 'ઇન્દુકુમાર'માંનું પાંખડીનું પાત્ર તો 'અરધેરું ભાવનામયતાથી તો અરધેરું ગીતમાધુરીથી જ જાણે ન ઘડાયું હોય !

એ જ નાટકમાં કાન્તિકુમારી 'મ્હારી ભરચક હેલ છલકાય રે ! / સખિ ! નમતાં હું નીતરું'– એમ પોતાની આંતરઅવસ્થાનો ખ્યાલ ગીત દ્વારા આપે છે. (અંક : ૨, પ્રવેશ : ૪.)

ન્હાનાલાલનાં નાટકોમાં એક બાજુ ડોલનશૈલીનો ધસમસતો પ્રવાહ અને બીજી બાજુ આ ગીતનિર્ઝરો અને ગીતઝરમરો ! — આ ઉભયવિધ લયરૂપોના સંયોજને એમના ભાવવિશ્વને આર્દ્ર–ઊજળો ઉઠાવ મળે છે અને એના ખિલાવખુલાવમાં કોઈ અનોખી સ્ફુર્તિનો સ્પંદ અનુભવાય છે.

ન્હાનાલાલ લીલયા અછાંદસમાં કે છાંદસ લયમાંથી ને ગીતમાં ને ગીતલયમાંથી અછાંદસ કે છાંદસ લયમાં સરી શકે છે. 'કુરુક્ષેત્ર'ના વિવિધ કાંડોમાં, 'ઓજ અને અગર'માં, 'હરિદર્શન' અને 'વેણુવિહાર'માં, 'પ્રજ્ઞાચક્ષુનાં પ્રજ્ઞાબિન્દુ' વગેરેમાં આનાં અનેક સુંદર ઉદાહરણો છે. વળી, ન્હાનાલાલે 'વસંતગીત', 'વનવનનાં અંધારાં વામશે', 'સૂના આ સરોવરે આવો', 'હો જયા ! વીતી વીતકની વધાઈઓ', 'હો-ઓ ! દુઃખનો દિલાસો...' વગેરે ગીતોમાં તેમણે અક્ષરમેળ માત્રામેળ છંદો વગેરેનોય સાખીની રીતે સફળ પ્રયોગ કરી જાણ્યો છે. કવિની લયતત્ત્વસૂઝ–પરખ કેવી સૂક્ષ્મ છે તેના સંકેત આ ઉદાહરણો આપે છે. કવિશ્રીએ 'ઇન્દુકુમાર–૧'ની પ્રસ્તાવનામાં 'છંદ અને કવિતા'ની વાત કરતાં વાણીના ડોલનની વાત કરી છે. આ ડોલન – લયતત્ત્વને તેમણે યોગ્ય રીતે જ ગેયતા કે છન્દોબદ્ધતાથી વધુ સૂક્ષ્મ અને

'કવિતાનું સહજન્ય' માન્યું છે. ન્હાનાલાલ લયની આવી સાક્ષાત્કૃતિ સાથે ગીતકૃતિમાં આગળ વધે છે અને ભાવાનુકૂળ – રસાનુકૂળ વૈવિધ્ય-સભર અને વૈચિત્ર્યપૂર્ણ, સરળ તેમજ સંકુલ – એવી અનેકવિધ લયાકૃતિઓ નિપજાવવામાં નોંધપાત્ર સફળતા પ્રાપ્ત કરે છે.

ન્હાનાલાલે એમની ગીતસૃષ્ટિમાં જે વિવિધ લયઢાળો અજમાવ્યા છે તેની યાદીયે ઘણી લાંબી થાય. તેમણે મધ્યકાલીન ભજન–કીર્તનની પરંપરાને અનુસરતાં ગીતો, ઉસ્તાદી ગાયકીની ચીજ બની શકે એવાં ગીતો, લોકગીતોની રાહે રચાયેલાં ગીતો, ચારણી છંદોલયે બંધાયેલાં ગીતો, તત્કાલીન રંગભૂમિના લયઢાળોની અજમાયશ કરતાં ગીતો, ગઝલ–કવ્વાલીની છટાનાં ગીતો, અંજની ગીતો, લાવણીઓ, જયદેવની અષ્ટપદીની રીતનાં ગીતો વગેરે અનેક પ્રકારો આપ્યા છે. તેમાંની એક-બે કડીથી તે ૩૦–૩૨ કડી જેટલાં લાંબાં દેશીના જેવાં ગીતો ય મળે છે. કેટલાંક ઉદાહરણો જોઈએ :

૧. મ્હારાં નયણાંની આળસ રે,
ન નીરખ્યા હરિને જરી;
એક મટકું ન માંડ્યું રે,
ન હરિયાં ઝાંખી કરી.

—આ 'હરિદર્શન'માંનો લય કેટલો શાંત-કોમળ અને ભાવાર્દ્રતાથી સભર છે તે અનુભવી શકાશે.

૨. પરમ ધન પ્રભુનાં લેજો, લોક !
રૂપું ધન, ધન સોનું,
હો અબધૂત ! હીરા મોતી ઝવેર,
હો અબધૂત ! હીરા મોતી ઝવેર;
સત્તા ધન, ધન જોબન, ચળ સહુ,
અચળ બ્રહ્મની લહેર :
પરમ ધન પ્રભુનાં લેજો, લોક !

અહીં આપણી ભજનવાણી–સંતવાણીના એકતારે રણકતા લયની ગુંજ પ્રતીત થશે.

૩. મ્હારા સાવજશૂરા નાથ હો !
ત્હારે દેશ – કશા પરદેશ !
કેસરઘોળી કંકાવટી,
ને કુંકુમઘોળ્યો થાળ;
સૂરજ ! તુજને પૂજશું મ્હારે
સૂરજદેવળ પાળ :
મ્હારા સાવજશૂરા૦

—કાઠિયાણીના આ ગીતમાં ઓજસને અનુકૂળ ગરવી લયચ્છટા પ્રતીત થશે.

૪. રસની રમણાએ અમે નીસર્યાં રે લોલ;
ભવ્યભાગ્ય અગે બ્રહ્મનન્દિની
આનંદિની રે લોલ :
હરિની રમણાએ અમે નીસર્યાં રે લોલ.

—અહીં હરિની રમણાના ઉલ્લાસને અનુકૂળ વળોટવાળી લયલીલા અનુભવાશે.

૫. બ્રહ્માંડ બ્રહ્મે પાથર્યું સુખકુંજ સમ ઊંડું
ત્હાં એકલો ઊડું.
જન, જગત, સૂર્ય, સુહાગી જ્યોત્સ્ના :
વિશ્વ બહુ રૂડું પણ એકલો ઊડું.

—ધૂમકેતુના આ ગીતમાં ધૂમકેતુની ખુમારી-ભરી ભવ્ય ભાવચ્છટાને સાનુકૂળ એવી ગભીર–

ગંભીર-વજનદાર ને પ્રસન્ન લયચ્છટા છે. 'હરિનાં દર્શન'ની લયચ્છટા સાથે તે સરખાવવા જેવી છે.

૬. પાર્થને કહો ચ્હડાવે બાણ
હવે તો યુદ્ધ એ જ કલ્યાણ
કહો, કુંતાની છે એ આણ
પાર્થને કહો ચ્હડાવે બાણ :
ભીખ્યાં, ભટકયાં, વિષ્ટિ, વિનવણી,
કીધાં સુજનનાં કર્મ;
આર્ય સુજનતા દૈન્ય ગણી તો
યુદ્ધ એ જ યુગધર્મ :
સજીવન થાય પડયાયે પ્હાણ,
પાર્થને કહો, ચ્હડાવે બાણ.

—અહીં કવિએ કુંતા માતાના મનોભાવને ઉઠાવ આપે એ રીતે શબ્દપસંદગી, શબ્દસમાયોજના, કાકુ, પ્રાસવિધાન અને લય વગેરેનો સુમેળ સિદ્ધ કર્યો છે. ગુજરાતી વાણીનું એ ખમીર અહીં અનુભવી શકાશે.

૭. પરમ પ્રેમ પરબ્રહ્મ
માતપ્રેમ, તાતપ્રેમ, પુત્રપ્રેમ. પુત્રીપ્રેમ
દંપતીના હેત પ્રેમ, પ્રેમ છે સંસારસાર
પરમ પ્રેમ પરબ્રહ્મ.

—અહીં કવિએ ઉસ્તાદી ગાનને અનુકૂળ એવો પદબન્ધ ને પદ્યબન્ધ રચ્યો છે.

૮. વિરાટનો હિન્ડોળો ઝાકમઝોર
કે આભને મોભે બાંધ્યા દોર
વિરાટનો હિન્ડોળો ઝાકમઝોર.

—આ રચના ઉસ્તાદી ગાનને અનુકૂળ પદ્યબન્ધવાળી છે.

૯. સાગર સખે! મુજ કાનમાં
એવું કંઈ તો ગા,
જીવ્યું મીઠું લાગે મ્હને,
એવું કંઈ તો ગા.

—અહીં કવિએ જે રીતે હરિગીતના લયના પ્રયોગ 'ગા' ક્રિયાપદ પંક્તિને અંતે યોજી, 'તો' પદથી પોતાના કથનને વજીટ આપીને મર્મસ્પર્શી વિનંતી કરી છે તે ધ્યાનાર્હ છે.

૧૦. એક જ્વાલા જલે તુજ નૈનનમાં
રસજ્યોત નિહાળી નમું, હું નમું;
એક વીજ જલે નભમંડળમાં
રસજ્યોત નિહાળી નમું, હું નમું.

અહીં ગઝલ-કવાલીના લયમાં નમનનો ભાવ કેટલી સચોટતાથી - સરસતાથી પ્રત્યક્ષ થાય છે! કવિની ગુજરાતને મોટામાં મોટી ભેટ આ 'રસજ્યોત'ની છે.

૧૧. અમો જોગીના જોગ માફ કરજે, બાલા!
ત્હારા ભોગીના ભોગ અંગ ધરજે, બાલા!

અહીં જે માફીનો ભાવ રજૂ થયો છે તેની જ રમણીયતા છે. માફી માગનારની નજાકત 'માફ કરજે, બાલા'ની દરેક કડીએ જે ઉપસ્થિતિથી છે તેથી વેધકતા ધારણ કરે છે.

૧૨. પ્રભો! તુજ દ્વારમાં ઊભી
જગાવ્યો મ્હેં અહાલેક;
જગતના ચોકની વચ્ચે
જગાવ્યો મ્હેં અહાલેક.

—અહીં અલાલેકની ખુમારીને બુલંદ કરતી લયચ્છટાનું સૌંદર્ય પ્રતીત થશે.

૧૩. નથી નેત્ર, શું તેજ પિવાય, સખે!
નથી પાંખ, શી વિધ ઉડાય, સખે!
નથી ચેતન, કેમ લવાય, સખે!
કંઈ બોલ સખે!
ઉર ખોલ સખે!
રસચેતન કેમ લવાય સખે!

—અહીં 'ચેતન'માં કવિ અંજની લયચ્છટાના વિનિયોગથી કેવી વાગ્ભંગિમા સિદ્ધ કરે છે તે જોઈ શકાશે.

૧૪. ધ્રાંગ ધ્રાંગ રસરાજના અનહદ મૃદંગ વાય;
પરબ્રહ્મના ચોકમાં રસના રાસ રચાય.
ઊગત શરદપૂનમ ચંદ,
વ્રજમાં વળી વૃન્દ વૃન્દ,
કિરણ કિરણ ઝીલી ઘૂમન્ત,
ગગન ગોંફ ગૂંથે;
ગહરા ગજવી દિગન્ત; મધુરી મુરલી બજન્ત,
રસભર નટવર રમન્ત, જગવિભૂતિ જૂથે;
અરસપરસ હસી–હસાવી,
વળી વળી નયનન નચાવી,
ઢોળી દગરસ ભીંજવવી, છબિ અનૂપ છાજે;
વિલસે રસના વિલાસ, રાધાવર રમત રાસ,
ઊછળે આનંદહાસ, પ્રભુતા ગાજે,
હો સંત! પ્રભુતા ગાજે.

અહીં ચારણી છંદલીલાનો લયકેફ અનુભવી શકાશે. તેમણે 'સંગ્રામચોક', 'કેસરવાઘો થઈ સજી, કેસરિયો શિરપાઘ'—એ રચનામાં ચારણી છંદોને રમાડી જાણ્યા છે.

સુધારાનો ઝંડો ફરકાવતાં, પ્રેમશૌર્યના આવેગે 'યા હોમ કરીને પડો ફતેહ છે આગે' એમ ગાનારા નર્મદથી આ આર્યોના આર્યત્વનો, વીરોના વીરત્વનો, બ્રાહ્મણના બ્રહ્મત્વનો અને દેવોના દેવત્વનો ઝંડો ફરકાવનારા 'પ્રેમભક્તિ' ઉપનામધારી આપણા કવિશ્રીને જરાયે છેટું નથી. ન્હાનાલાલે કેસરભીના કંથની કેસરિયા વાતોથી ઊભરાતાં કસુંબલ રંગનાં અનેક કાવ્યો–ગીતો આપ્યાં છે. એમના કાઠિયાણીના ગીતમાં એ મિજાજ કેવો તો અણિયાળો થઈને આવે છે તે જુઓ :

નેણથી ભાલા છોડતો કાંઈ આંકડિયાળા કેશ;
ધણ વાળીને વળશે મ્હારો કંથડ જોબનવેશ :
—મ્હારા સાવજસૂરા૦

... ... ... ... ...

કસુંબલ રાતી આંખડી, રોમેરોમ ઠીંગલનાં દૂધ.
બળબાહુમાં બરછી ઊછળે, ઢાળે ઢળકે જુદ્ધ :
—મ્હારા સાવજશૂરા૦

આ રંગનો ઉત્સવ માનનાર ન્હાનાલાલને મેઘાણીના પુરોગામી તરીકે સ્વીકારતાં આનાકાની નહીં જ કરે.

ન્હાનાલાલ 'લહરિયાં સાગરમાં ન સમાય / અખનિયાં અનન્તમાં દોળાય'—એ રીતે હિન્દી સંતવાણીની લયછટા—શબ્દછટા ગીતમાં અસરકારક રીતે દાખવી શકે છે તો 'જીહુના જળાધિજળઆરે' તથા 'અનંતને આરે' જેવી 'મહેરામણનાં મોતી'માંની રચનાઓમાં જયદેવની અષ્ટપદીની લયલીલાનો જાદુ દાખવવા પ્રયત્ન કરે છે.

ન્હાનાલાલે ગીતોમાં ભજન, પ્રાર્થના, રાસ, ગરબો, હીંચ જેવા પ્રકારો ઉપરાંત આરતી, હાલરડું, વધાઈગીત, તિથિ, લગ્નગીત, રાસડા જેવા પ્રકારોય આપ્યા છે. એમનાં બાલગીતોની વળી એક જુદી દુનિયા છે.

ગણ્યા ગણાય નહીં,
 ચોખ્ખું મ્હારું મુખડું;
ચોકખા મ્હારા હાથ,
 ચોકખું મ્હારું ઉર.
 ત્હાં;
 બેસે જગના નાથ!

'આમંત્રણ', 'કંથકોડામણી', 'ન્હોતરાં', 'વસંતની વસંતિકા' જેવાં લોકગીતોના ઢાળ-વાળાં અનેક ગીતો આપ્યાં છે એ તો ખરું જ, એ લોકગીતોની ઇબારત પણ અપનાવીને 'ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ', 'જગમાં વાગી વ્હાલપની વાંસલડી જો', 'વીરા તાહરે વારણે' જેવાં કેટલાંક ગીતો કવિશ્રીએ રચ્યાં છે.

ન્હાનાલાલે પ્રાચીન કે પ્રચલિત ગીતોના ઉપાડ લઈને પોતાની રીતે એમને ખપમાં લીધાનાં અનેક દૃષ્ટાંતો છે. 'ઝીણા ઝરમર વરસે મેહ! ભીંજે મ્હારી ચૂંદલડી'— આ સુંદર ઉપાડ વસ્તુતઃ તો વાંકાનેર આર્ય હિતવર્ધક નાટક મંડળીના 'જગતસિંહ' નામના નાટક-માંના એક રાસડામાંથી લીધેલો છે. 'આમંત્રણ' નામના ગીતમાંનું 'આવજો — આવજો યમુના-ઘાટ, ત્હાં મળશું' – એ ધ્રુવપદ આપણા એક લોકગીતમાંથી તેમણે મેળવ્યું છે. 'હલકે હાથે તે નાથ, મહીડાં વલોવજો'માં પણ પહેલું ચરણ આપણી એક પ્રચલિત રચનામાંનું છે. 'મ્હારા કેસરભીના કંથ હો! સિધાવો જી રણવાટ!'- એ ધ્રુવપંક્તિ પ્રેમાનંદ સખીની 'મ્હારા કેસર-ભીના કાન રે ઊભા ગંગાજીને તીર' — એ ધ્રુવ-પંક્તિ પરથી સૂઝેલી છે. ન્હાનાલાલે, આમ, ગીતના પદ્યબંધમાં—એના ઢાળસ્વરૂપમાં આપણી સમૃદ્ધ કાવ્યપરંપરાનો પૂરો લાભ ઉઠાવ્યો છે.

ન્હાનાલાલનાં ગીતોમાં એક જુદું હવામાન આપણને લાગે છે. એક બાજુથી ન્હાનાલાલ આપણી પ્રાચીન-મધ્યકાલીન ભાવ-ભાવનાઓની ભાષા અપનાવીને તેને અર્વાચીન વાતાવરણમાં પ્રતિષ્ઠિત કરવાના સંનિષ્ઠ પ્રયત્નો કાવ્યો-ગીતો દ્વારા કરે છે. એમનું માનસ આર્યત્વની અને ક્ષાત્રત્વની, સતીત્વ અને પુણ્યત્વની પરંપરાગત માન્યતાઓનું પ્રશંસક તેમજ પૂજક છે. તેઓ એક કવિ તરીકે પયગંબરી આવેશથી પોતાના અનુભવને રજૂ કરવા મથે છે. તેઓ પ્રત્યેક કાવ્યને પોતાના અનુભવમંત્ર-શું ને પ્રત્યેક ગીતને પોતાની અનુભવઋચા-શું લોકોત્તરરૂપ આપવા ચાહતા હોય છે. એમનાં ગીતોમાં તેથી સ્વાભાવિકતયા ભાવનામયતાનું—રોમેન્ટિસિઝમનું-ઉદ્‌ગાન મળે છે. ન્હાનાલાલને ધરતી પર ઊભા રહીને જાણે ગાવાનું ગોઠતું નથી. કોઈ મંત્ર-દ્રષ્ટાની જેમ, કોઈ મનીષી કે ઉદ્‌ગાતાની જેમ પોતે હોય તે ભૂમિકાથી અદ્ધર ઊઠીને પોતાની ગાનમાધુરી રેલાવે છે. એમની આ મનોભૂમિકા-માં સાત્ત્વિકતા – આધ્યાત્મિકતા ને દિવ્યાભિ-મુખતાનાં તત્ત્વોનો ઠીકઠીક સંચાર હોય છે. ન્હાનાલાલને ઊંચાઈઓમાં અને વિશાળતાઓ-માં લહેરવું, સહેલવું ને ગુંજરવું ગમે છે.

એમનો વાસ્તવવિહાર પણ વ્યોમવિહાર વિના જાણે જામતો નથી. એમને તો સંસારવિહાર માટેય બ્રહ્માંડવિહાર અનિવાર્ય થઈ રહે છે! કવિ જે કંઈ ગાય છે તે ખુમારીથી, પૂરી આત્મશ્રદ્ધાથી અને સદ્‌ભાવનાથી પ્રેરાઈને ગાય છે. ઉન્નતને જોવું, ઉન્નતને મનમાં ધારણ કરવું ને ઉન્નતનું કવન-ગાન કરવું—આ એમની કવિતા માટે—ગીત માટે એમણે જાણે આવશ્યક લેખ્યું ન હોય! ન્હાનાલાલને હીણું ગાવું ને સંકડાશ-માં રહીને ગાવું તો ફાવે જ નહીં તેમને સામાન્ય ગાયક રહીને નહીં, ઉદ્‌ગાયક થઈને જ શાતા વળે છે. તેઓ ક્ષણમાં શાશ્વતીની, અણુમાં બ્રહ્માંડ-ની, અસ્થિરમાં સ્થિરની, જડમાં રસચેતનની, માનવની ક્ષણભંગુરતામાં જીવનની શાશ્વતતાથી અને મૃત્યુમાં અમૃતમય અંશોની અવિરત ખોજ ચલાવનારા કવિ છે. દિવ્યતા ને અદ્‌ભુતતા, રમ્યતા ને ભવ્યતા, આનંદમયતા ને ઉદાત્તતા — આ બધાંની વચ્ચે એમના ગીતના વિહાર-વિલાસ ને વિકાસ છે. ન્હાનાલાલે ગીત દ્વારા અક્ષત આનંદના અનુભવોને તાક્યા છે તો અક્ષત આનંદના અનુભવોમાંથી ગીતને પામવા સતત સક્રિય તેઓ રહ્યા છે. તેમની આવી ભૂમિકાને કારણે કદાચ આપણને નીચેના જેવા ઉદ્‌ગારો સાંપડે છે :

(૧) આભને ઝરૂખે રે,
ઊભો'તો હું એકલો હો જી!
જોતો'તો એ નવલખ તારલિયાની માળ;
તેજતેજના ગોળા રે,
ગગનોમાં ઘૂમતા હો જી!
દીઠા મેં તો રમઝૂમતા દીનદયાળ
આવો આવો, વીરા રે,
આ આંખડી પરોવો અનંતમાં હો જી.

(૨) હરિ હૈયે, હરિ ભાવમાં,
હરિ બેઠા છે લલાટ,
ગગનગુફા ભરીને ઊભા,
હરિવર મ્હારા વિરાટ રે.

(૩) આલી! પેલો ગેબની ગુફામાં ઊભેલો
ને નેણલાંની પાળે છલ્યો રે લોલ,
આજ મ્હેં એ આનંદછોળ અલબેલો
જાદવરાય નયણે ઝીલ્યો રે લોલ.

(૪) ચાર કહે કોઈ, આઠ કહે,
કોઈ કહે દસદિશ,
રોમેરોમની અનંત દિશા મ્હારે
સહુમાં વહે જગદીશ.

(૫) આત્મ-શું વિશાળ વ્યોમ,
પ્રેમભક્તિની આ ભોમ,
બ્રહ્મ વહે રોમરોમ : આવો — આવો!

ન્હાનાલાલ લય ને શબ્દના અવલંબને જેમ જેમ પોતાનો ચેતોવિસ્તાર સાધતા જાય છે, ખૂલતા જાય છે તેમ તેમ તે વધુ ને વધુ ખીલતા લહાય છે. તેમના માટે માનવજીવન અને જગતમાં સારરૂપ તત્ત્વ તે બ્રહ્મરસ છે. એ જ એમનો રસ-બ્રહ્મ. તેમની કવિચેતના ગાનયોગમાં શબ્દબ્રહ્મ ને નાદબ્રહ્મની એકરૂપતા સાધવામાં સક્રિય હોય છે. તેઓની ગીતની પાંખે ઊડતા ઊડતા રસતત્ત્વ ને બ્રહ્મતત્ત્વમાં, સ્નેહતત્ત્વ અને ધર્મતત્ત્વમાં જે એકાત્મતા છે તેનો સાક્ષાત્કાર કરવા મથે છે.

અને અલપઝલપ એની ઝાંખી પામ્યાના સંકેત આપતી દેવદીધી પંક્તિઓ પણ એમની ગીતરચનામાંથી નીપજી આવતી હોય છે. ન્હાનાલાલ નરની વાત માંડે નારાયણના ખ્યાલ સાથે, ઇતિહાસની વાત માંડે કાલ ભગવાનનાં અમૃત પ્રાપ્ત કરવાની ભાવના સાથે, અને ધરતીની વાત માંડે પરમાત્માની પાદપીઠિકાના ખ્યાલે. ન્હાનાલાલની શબ્દનિષ્ઠા, જીવનનિષ્ઠા, જગન્નિષ્ઠા ને બ્રહ્મનિષ્ઠા એમ બૃહત્-બૃહત્તર વર્તુળોમાં ગીતાંદોલનોએ વ્યાપતી 'ભૂમા વૈ તત્સુખમ્'નો અનિર્વચનીય અનુભવ કરવા તરફ પ્રવર્તતી હોય છે. ન્હાનાલાલનાં ઉત્તમ ગીતોની ગંગોત્રી તો એમના અંતરતમના ઉઘાડમાં છે. ભીતરના ભાવ ઉછાળની સંગતિ પામીને તરતા-ઝીલાતા શબ્દોને એકાગ્રતાપૂર્વક પામી લઈને તેનાથી ગીતની સુકુમાર સેર તેઓ ગૂંથતા હોય છે. એ ગૂંથણમાં સૃષ્ટિસંસારના અવનવાં સત્યો ને રસવૈચિત્ર્યો ઝડપાઈ જતાં હોય છે. એ આપણને સાનંદ આશ્ચર્યચકિત કરે છે તો ક્યારેક ગૂંચવે-મૂંઝવે પણ છે.

ન્હાનાલાલ જેને ગાવા માંગે છે તે વિષયો મહદંશે તો રમ્ય-ભવ્ય હોય છે. અનેકવાર એમાં દિવ્યતાનાયે સમારોપ કવિદૃષ્ટિ કરીને રહે છે. ન્હાનાલાલ ગીતવિશ્વમાં દેશ-કાળનાંયે પારનાં રસસૌન્દર્યોની ઉત્કટ અભીપ્સાનો સંચાર જોવા મળે છે. ન્હાનાલાલના ગીતલયમાં એક પ્રકારની મોકળાશ-નિર્બંધતા પ્રતીત થાય છે. ગીતમાં ન્હાનાલાલ ગૂંગળાતા ક્યારેય નહીં લાગે: ગીતના લયમાં ન્હાનાલાલ લીલયા તરતા અને ક્યારેક તો પેલા તરસ્યા વિહંગરાજની જેમ ઊડતાયે પ્રતીત થાય છે. લય એમના ગીતને બાંધતો આગળ વધે છે, તો એમનું ગીત લયની મોકળાશ પ્રતીત કરાવતું આગળ વધે છે. લય એટલે બંધન નહીં જ, લય એટલે તો કવિના આત્મનૃત્ય માટેનો અનિવાર્ય સંગીતાત્મક નિર્બંધતા. ન્હાનાલાલના ગીતમાં શબ્દનૃત્ય ને આત્મનૃત્યનાં જુગલબંધીનો ભલે વિરલ પણ ચમત્કારો સર્જાયા છે ખરા. ભાવનું સંગીત ને ભાવનાનું સંગીત, અર્થનું ને સંગીત ને શબ્દનું સંગીત. એમાં વળી કવિસંવિતનું મૌનનું સંગીત પણ ભળી શકે. આ સર્વ સંગીતના આંતરમેળથી ન્હાનાલાલનું ગીત ધબકતું, પ્રેરાતું ને પાંગરતું લાધ્ય છે. કવિઆત્મા ગીતાત્મા થાય ત્યાં જ ગીતની પરાકાષ્ઠા. ન્હાનાલાલમાં એ સીમાડે ક્યારેક પહોંચાય છે ખરું. તેથી નરસિંહ પછી ન્હાનાલાલનું નામ આપણને સાંભરે છે. બંનેયનાં ગીતોમાં ગુજરાતી ભાષાની ભવ્યતા ને રમ્યતા, ભભક અને ચમકનાં અમૃતદર્શન થઈ રહે છે.

ન્હાનાલાલનાં ગીતોમાં શબ્દ જાણે રસજ્યોત બનીને રહે છે. એના સૌન્દર્યપ્રકાશમાં ઘણી ચીજવસ્તુઓ પૃથક્તાઓ ગળીઓગળી જઈ અમૃતમય એકાત્મતાની ઝાંય પ્રગટ કરી રહે છે. અવારનવાર ગીતનો વાગ્લય ભાવપિંડને બાંધતો, ઘાટ દેતો લોકોત્તર ધ્વનિલાવણ્યનું સ્ફુરણ કરી રહે છે. ગોપિકા ગોરસીનું માધુર્ય આત્મામાંની અમૃતહેલીના અનુભવ સાથે આપણને સાંકળી લે છે. કોઈ વાર જમનાજીનેય પોતાનામાં ઊછળવા દેતી એ ગોરસીમાંથી જ શીતળ અમૃતના આસ્વાદ

સાધી રહે છે. ન્હાનાલાલની આવી ગેયરસમાધુરી-નો સ્વાદ આપતાં કેટલાંક ગીતોનું તો પેરાફ્રેઝ કરવું – ગદ્યરૂપાંતર કરવું–યે અશક્યવત્ લાગે છે, અને એ જ એમનાં ગીતોની પ્રબળ સંકર્ષણ-શક્તિ છે.

આમ, ન્હાનાલાલની ગીતચેતના રસૈકાગ્રતા સાધતી ઉત્ક્રાન્તિના ચાકે ચઢતી શબ્દ-અર્થ-ભાવસૃષ્ટિનાં સંકુલ સ્તરોને ભેદતી જ્યારે અમૃતાનુભવોને વ્યંજિત કરે છે ત્યારે જે ચમત્કારો થાય છે તેના થોડા અંશો આપણે જોઈએ :

કવિશ્રીનું 'વિહંગરાજ' ગીત જુઓ :

"તરસ્યા એ વાદળીને તીર
વિહંગરાજ તરસ્યા ઊડે રે;
સન્ધ્યાના સાગરને નીર
વિહંગરાજ તરસ્યા ઊડે રે."

વીજળીની વેલ–શા અધીર વિહંગરાજ વાદળી-ને તીરે જ તરસ્યા રહે એ કેવું ?

'અજબ કો વેણુ વાગી, વેણુ વાગી' એમ આપણા કવિ એક બીજું ગીત ઉપાડે છે. આ વેણુ સાંભળનારીને શું થાય છે એ તો તે સખીને જે કહે છે તેમાંથી જ પમાય છે. તે કહે છે :

'અજબ કો વેણુ વાગી, વેણુ વાગી
ધીમી ધીમી અમીની છલક આવી, સખી
મીઠી હલકે મ્હને એકલી હસાવી
અજબ કો વેણુ વાગી, વેણુ વાગી.'

યૌવનની ઋતુ આવતાં કોઈ મુગ્ધ યૌવના કઈ રીતે મનના માન્યા જનને ઈજન આપે છે ! —

'મ્હોરી, મ્હોરી આંબલિયા કેરી ડાળ રે
એ રત આવી, ને રાજ, આવજો.'

અહીં 'રત' ને 'રાજ'નો સંબંધ પકડવા જેવો છે ! 'રત'નું 'ઋતુ' તો કલ્પાય જ નહીં ને !

અન્ય એક ગીતમાં નાયિકા વેણી ગૂંથવા બેઠી છે પણ વેણી ગૂંથતાં મહીં ફૂલ ગૂંથવાનું જ ભૂલે છે ! કારણ મજબૂત હશે. એનો અણસાર તો ત્યારે આવે છે જ્યારે આષાઢી વાદળી વરસતાં એ કહે છે :

'અંગુલિના સ્પર્શ સમાં ફોરાં અડ્યાં, ત્ય્હાં
નાહી હું ઓરડે એકાન્ત, અલબેલડી
વેણી ગૂંથી ને મહીં ફૂલ હું તો ભૂલી.'

ફૂલ ને ભૂલ અહીં કેટલાં નજીક છે ! પ્રિયકાન્ત જેવા કવિ એ પામી ગયા. ફૂલ ગટગટાવતાં ફૂલ–ભૂલમાં ભળી જાય એવો રમણીય ગોટાળો કરી બેઠા !

ન્હાનાલાલનાં અનેક ગીતોને નાટ્યાત્મકતાનો લાભ મળ્યો છે. ભાવને વધુમાં વધુ પ્રત્યક્ષ રીતે માણવાનું એમનું વલણ ગીતને રૂપસઘન કરે છે. એમનું 'સ્નેહીનાં સોણલાં' ગીત જુઓ :

'સ્નેહીનાં સોણલાં આવે સાહેલડી !
ઉરના એકાન્ત મ્હારાં ભડકે બળે;
હૈયાનાં હેત તો સતાવે, સાહેલડી !
આશાની વેલ મ્હારી ઊગી ઢળે.'

અહીં સૂરનું તો ખરું જ, શબ્દનુંયે સૂક્ષ્મ સંગીત છે ને ભાવનું પણ. ઉરના એકાન્તનું ભડકે બળવું તો આવા પ્રતિભાવંત કવિ જ

દાખવી શકે. એ જ કાવ્યમાં અન્યત્ર કવિ કેવાં સુકુમાર ભાવચિત્ર આલેખે છે તે પણ માણવા જેવું છે :

'ઝીણી જ્યોતે ઝળહળે પ્રિયનો દીપક લગીર
પડે પતંગ મહીં જલે
એવી એવી આત્માની અધીર–રે સાહેલડી !
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.
ખૂંચે ફૂલની પાંદડી, ખૂંચે ચંદ્રની ધાર
સ્નેહીનાં સંભારણાં
એવાં એવાં ખૂંચે દિલ મોઝાર – રે સાહેલડી !
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.'

આ કવિને તો શતદલ પદ્મ જોવા મળ્યું, પણ ત્યાં એ કંઈ અટકે? એમને તો એ પદ્મમાં ફોરતો પરિમલ જોવો છે; ને તેથી જ નંદવાય નહીં એવું એક વેણ નાખે છે :

'શતદલ પદ્મમાં પોઢેલો
હો! પરિમલ દાખવો, હોય જો દીઠેલો.
શોધ્યાં સરોવર, શોધી ફૂલવાડીઓ
શોધી રસકુંજ જ્યાં રમેલો
શોધી આયુષ્યની મ્હોરી અમરાઈઓ
દીઠો ન દુનિયા ફોરેલો — હો!૦'

કવિ એક બાજુ શતદલ પદ્મમાંના પરિમલને જોવા ઝંખે છે તો ચન્દ્રએ મોકલેલાં અમૃત ઝીલવા યે ચાહે છે. તેથી તેઓ કહે છે :

'ચંદ્રીએ અમૃત મોકલ્યાં, રે બહેન
ફૂલડાં કટોરી ગૂંથી લાવ,
જગમાલણી રે બહેન
અમૃત અંજલિમાં નહિ ઝીલું રે બહેન!'

આ વસંતધર્માં કવિ વસંત ખીલતાં હરિને આમંત્રણ પાઠવે છે :

'આ વસન્ત ખીલે શતપાંખડી,
હરિ! આવોને,
આ સૃષ્ટિએ ધરિયા સોહાગ;
હવે તો હરિ! આવોને'

અહીં 'હવે તો' એ શબ્દોના ભાવવળો રસિક જનો ધ્યાનમાં લેશે જ. 'અસ્થિરો મહીં સ્થિર' એવા પરમાત્માને 'ઢૂંઢતાં' જ, કવિ વિરાટના હિંડોળા સુધી ને બ્રહ્મબંસરીના પરમ શબ્દ સુધી પહોંચે ને?

આ ન્હાનાલાલને જીવનનાં વૈષમ્યોની જાણ નહોતી એમ નહીં. 'જરા બાલાને બળતી બચાવો, સજન' એમ ઇન્દુકુમારમાં પાંખડીને મુખે કહેવડાવે છે. 'વિશ્વગીતા'માં વૃદ્ધા પૃથ્વી દ્વારા માર્મિક ફરિયાદ પણ કરાવે છે :

'હરિ નેહને નેણલે ઝુલાવી
ને દેવનાં દાન દીધાં
પછી ભવને ભુલામણે ભુલાવી
કે પારકાં કેમ કીધાં?'

આગળ કહે છે :

'હરિ! તારલાની ચુંદડી ઓઢાડી
ને દેવનાં દાન દીધાં,
પછી ભવને ભુલામણે ભુલાવી
કે પારકાં કેમ કીધાં''

તેમણે માનવી જે રીતે પરિગ્રહ–લોભ આદિથી પ્રેરાઈ વર્તે છે તે જોઈ તેને સીધો જ પ્રશ્ન કર્યો છે :

'માનવી ! શી આ ઝૂંટમઝૂંટ,
અવનીનાં અક્ષયપાત્ર અખૂટ.'

તેમણે મનુષ્યને એ પણ પ્રશ્ન કર્યો છે કે દુનિયા મહાદવમાં સળગે છે, તો કોણ તેનો ઉદ્ધાર કરશે? 'ફૂલડામાં અગ્નિ પ્રચંડ'–એ સ્થિતિ કોણ નિવારશે?

કવિ જીવનનાં વૈષમ્યો જુએ છે, વ્યથિત થાય છે, તેનું ગાન પણ કરે છે; પરંતુ એવું ગાન કરવામાં તેમનો રસ ઓછો છે. તેઓ પ્રભુની પ્રભુતાના–રસપ્રભુતાના–ગાયક છે. 'પરમ ધન પ્રભુનાં લેજો લોક' એમ કહેનારા છે. એમને જ્યાં પ્રેમમંદિર છે ત્યાં - સામી પાર - ઈશ્વરના દેશમાં, જ્યાં ચેતનભોમ છે ત્યાં પહોંચવું છે. દેહ ભલે રહ્યો, સંબંધ તો દેહીનો જ ખરો! ન્હાનાલાલે પૂરા આસ્તિકભાવથી બ્રહ્મનું અને તેના સર્જેલા આ બ્રહ્માંડનું — બ્રહ્માંડભરીને ઊછળતા બ્રહ્મઅમીનું ગાન કરવાનું તાક્યું. તેઓ આગળ સૂચવ્યું તેમ અણુની વાત કરે છે, પણ અણુથી બ્રહ્માંડ સુધી, વનની વાત કરતાં કરતાં જન ને જગત સુધી પહોંચ્યા વિના રહી શકતા નથી. એમણે હમેશાં ગીતમાં બ્રહ્મનાદની — શબ્દમાં શબ્દબ્રહ્મની સાક્ષાત્કૃતિની ખેવના રાખી. બ્રહ્મબંસરી થવામાં પોતાના અસ્તિત્વની સાર્થકતા પ્રીછી અને તેથી જ માર્મિકપણે તેમણે 'પ્રજ્ઞાચક્ષુનાં પ્રજ્ઞાબિન્દુ'માં કહ્યું; 'ગીતોનો ગાનાર પ્રેરણાપ્રભુ છે; મ્હારું તો ગ્રામોફોન એ ઝીલે છે ને બોલે છે.'

ન્હાનાલાલે અનેક રીતે ગીતો આપ્યાં–કથનાત્મક રીતે, વર્ણનાત્મક રીતે અને સંવાદાત્મક–નાટ્યાત્મક રીતે, એકોક્તિની રીતે ય તે. આ ગીતોમાં તેમણે પ્રાસરચના અને ધ્રુવપંક્તિઓ, ધ્રુવપદો અને તાનપૂરક ઉદ્ગારોની અવનવી ભંગિમાઓ દાખવી. આંતરપ્રાસ ને અંત્યાનુપ્રાસ તો તેમને સહજ સાધ્ય છે. 'હરિવર! વિશ્વવિભૂતિ વિલસતા, દગદગ વસતા, હદ હદ હસતા, અંગોઅંગ હુલસતા' જેવી પંક્તિઓ રચવી એમના માટે આસાન છે. તેઓ 'દીઠડા મીઠડા રંગેશ!' — એમ વિશેષણ અને ક્રિયાપદ વચ્ચે ય યમકપાશ બાંધી જાણે છે.

'પ્રાણના પ્રકાશ છે પ્રફુલ્લ જો', વિદ્યુમુખી કુલવધૂની રસસુધા' જેવી 'વર્ણાનુપ્રાસસિદ્ધ કાવ્યપંક્તિઓ તેઓ યથેચ્છ રીતે આપી જાણે છે. એમની ખરી શક્તિ તો પ્રાચીન–મધ્યકાલીન, લોકલાડીલી ભાષાના અનેકાનેક શબ્દરત્નોને જોઈ જોઈ તેનો નવા રસથી વિનિયોગ કરવામાં છે. 'પ્રેમ વાતા ઝરણ' 'પ્રિય ગુણગાન ફૂલો' કે 'ભાલકમલ સૌભાગ્યસુધા' જેવા દીર્ઘ સમાસો ય એમના વાક્પ્રવાહમાં નભી જાય છે. વળી 'ધનચીંટી' 'આશાઆંજી', 'સુમનસુહન્ત', 'શોભાશોભનહાર' જેવા સમાસો યે એમની વિલક્ષણતા છે. ન્હાનાલાલની સામાસિક રચનાશૈલી સ્વતંત્ર રીતે અભ્યાસનો વિષય થાય એવી રસપ્રદ છે. ન્હાનાલાલ 'રૂપલા', 'છૂપલા', 'દીપલા' જેવા, 'મર્માળી'ના મેળમાં 'ધર્માળી' જેવા, 'કુસુમલ', 'વસંતલ' જેવા, 'શ્રમેલ', 'છીછરે' જેવા શબ્દપ્રયોગો પણ કરે છે. ન્હાનાલાલનો પોતાનો જાણે એક આગવો શબ્દકોશ છે. અવારનવાર કોઈ પયગંબરી છટાએ, ઋષિવર–મુનિવરની મુદ્રાએ, ભગવી કન્યા કે

રજવાડી શાલદુશાલ ઓઢીને મંત્રવાણી ભાખતા હોય, ત્રિકાલ મંત્રો ઉદ્‌ગારતા હોય એવા દેવતાઈ દમામથી ગીતમાં મુખર થતા હોય છે. ક્યારેક નાટકીપણું કે ભાષણિયાપણું યે લાગે એવું બને છે. આમ છતાં એમનામાં સાચી ને ઉત્કૃષ્ટ ગીતપ્રતિભા હોવાથી પોતાના દોષો સામે ય પોતે ટકરાતા હોય છે. એમનામાં છટકણા તરલસંકુલ ભાવોના રંગોને સમુચિત વ્યંજનામધુર શબ્દોમાં પકડવા માટેનાં સાહસિકતા ને સામર્થ્ય છે. તેથી જ તેમનાં ગીતો વાગ્મિતા ને નાટકીય સૂત્રોચ્ચારોમાં ખોવાઈને ખુવાર થતાં ઠીક ઠીક અંશે બચી શક્યાં છે. પરંપરામાં મૂળિયાં રાખીને ય ન્હાનાલાલનું ગીત અર્વાચીન હવામાનમાં વિપરીત સ્થિતિમાંયે પોતાનું કૌવત અને કામણ અણનમપણે દાખવી રહ્યું છે.

ન્હાનાલાલનાં ગીતોમાં હિંડોળા ને ખાટ, બાજઠ ને પાટ, હેલ ને કળશ, માંડવા ને ચંદરવા, કફની ને કંથા, ઝોળી ને ખપ્પર, ગોરસ ને સબરસ, કુંકુમ ને ધૂપ, પનઘટ ને પગથાર, આંગણ ને ચોક, પાલવ ને ઘૂંઘટ, જોગ ને સોહાગ, શીલ ને સતીત્વ — આવી તો કંઈક ચીજવસ્તુઓ, ભાવભાવનાઓ વગેરેનું એક એવું વિશ્વ છે, જે પ્રાચીન-મધ્યકાલીન છે ને સનાતન જેવું યે લાગે છે. એ વિશ્વ તળગુજરાતનું, ગુજરાતણનું, ભારતનું, ભારતની આર્યનારીનું. જોગીન્દર અને જોગણનું, ધર્મવીર રાજવી ને દાનવીર શ્રેષ્ઠીનું સવિશેષ લાગે છે. ભમરા ને પુષ્પકુંજો, કોયલો ને આમ્રકુંજો, રાજહંસો ને સરોવરો — આ સર્વની આ કુદરતનાં અમી પી ઊછરેલી સૃષ્ટિ છે. એમાં ઝાંઝરના ઝમકાર છે ને પાવડીઓના પડછન્દા છે. એમાં ગહનગુફાઓ-ગેબમાં ગોરંભાતા ધ્વનિથી ગીતનું અવકાશમંડળ સભર ભર્યું લાગે છે. એમાં અલખ છે ને ૐ છે. એમાં દર્શન છે — દીદાર છે. એની દુનિયામાં ઝરમરિયા મેહુલા, વીજળીની વેલ, શતદલ પદ્મ, ચન્દનચાંદની અને વસંતલ વાયુના તીઝણા છે. આવો આવો કેટકેટલો દાદ અહીં અને એ દદા વચ્ચે લલિતલવંગલતા-શી કવિતારમણીનું નરવુંગરવું ઝલમલતું નૂર પણ છે જ છે. ન્હાનાલાલ રસ પ્રત્યે અબખો આવે એટલી વાર રસ શબ્દ પ્રયોજે છે. બાલુડું ય અહીં 'રસબાલુડું' થાય છે ને 'પામરી' 'રસપામરી'. બ્રહ્મ શબ્દ પણ ભ્રમ થાય એટલી હદે અને એ રીતે ગીતોમાં ફંગોળાતો રહ્યો છે. કેમ જાણે બ્રહ્મની રટણા માત્રથી બધું બ્રાહ્મી થઈ જવાનું ન હોય! ન્હાનાલાલે રાજમહેલના કાંઠડા અને સિંહણના ડંખ પણ બતાવ્યા છે. 'રણના રણધ્વજ' ને 'જગનાં જગરણ' પણ વર્ણવ્યાં છે. આવું કેટલુંક વિચિત્ર એમની કવિત્વસૃષ્ટિમાં મળે છે. મોઢું ભાંગી નાખે અને સાકર ને એવા કંકર અહીં ન મળે એવું નથી. પરંતુ એ બધું બાદ કરતાં-ટાળતાં ય ઘણું એવું રહે છે જે ન્હાનાલાલની ગીતશક્તિની ગરિમારૂપ હોય.

કવિની ગીતરચનાઓનો મનભર સ્વાદ લેનાર ન્હાનાલાલની પેઠે પ્રકૃતિપ્રાણની જે સમાધિભાષા એ 'મૌન તો પરબ્રહ્મની વાણ' એની પ્રતીતિ કરતો આહ્‌લાદક શાંતિની શીતળ ઝરમરમાં પોતે ઠરી સૌને ય ઠારે એ જ ભાવના વ્યક્ત કરવાની રહે છે. □

'મહાકવિ ન્હાનાલાલ સ્મારક ટ્રસ્ટ'ના ઉપક્રમે ૩૦ માર્ચ ૧૯૮૭ના રોજ અપાયેલું જયંતી-વ્યાખ્યાન

# શિશિર

રાજેન્દ્ર શાહ

(રેખાંકિત ઋતુ)

### ૧ ટાઢ

ગોરજવેળાનો સથવાર કરી
ઊતરી આવે છે પ્રલમ્બિત રાત્રિ
અન્ધકાર
ભેળી ટાઢ
સુતીક્ષ્ણ ન્હોર એવા બાહુએ હજાર.

ગતિ-શાન્ત ઝાલર-લ્હેર
જનપદ પાધર ને વન
સકલ અચર.
દીવની આંચની જેમ ગગને તારક પણ
ટહે જરજર.

નીડ મહીં વિહંગ-યુગલ પાંખેપાંખ
આશ્લેષ પ્રગાઢ
સહસ્ર બાહુએ વળગન્તી આવે તોય
ફાવે નહીં ટાઢ.

૦

### ૨ હિમડંખ

સુકોમલ
ઉપવન-વનશ્રીને લાગ્યો હિમડંખ
અંગેઅંગ
થીજી થીજી થાય અચેતન
જાણે કે નિધન—
ડંખે કાતીલ ગરલ.

ખીલુંખીલું કરતી જે કલિ
દલેદલ તંગ
(ઉઘાડ નહીં તો નહીં ભૃંગ)
વજ્ર-મુષ્ટિ-બદ્ધ એની કાય
હુંહવાય
ગગન ભણી છે એની અરવ અંજલિ.

અડકું હું એને મ્હારાં નેત્રને કિરણ:
કંઈક તો બને એને હૂંફનું કારણ.

૦

### ૩ પાનખરનું પર્ણ

હવે મ્હારા માટે નથી
ડાળેડાળ વહેતા
તરુવરના રસનું આસ્વાદન
પરિપોષણ.

મ્હારી ભીતર રહેલી ગોપવધૂનો
નીલામ્બર સાળુ
હવે નહીં
હવે એકમાત્ર પીત વર્ણ.

હવે વૃન્ત-મુક્ત

અન્તરિક્ષના આનન્ત્યમાં
અનિલની લહરે લહરે
મરમર સૂર સહ

ગતિહીન ગતિમય
સરસ નૃત્યે
લીન
...

(મૂર્છના—ઉત્સર્ગ)

०

## ૪ બોલ, – બાષ્પકાય

પ્રથમ પ્રહરે પરિસ્નાત
શુભદૃષ્ટિ કાજ
બેઉ અમે
આવીએ નિકટ તે સમે

બોલીએ મઙ્ગલ કંઈ બોલ.
બોલનો જ બાષ્પમય નર્તન-હિલોળ
અમારી બેઉની મધ્ય :
લાસ્યનું તરલ દૃશ્ય.

આછેરે અન્તરપટ જણાય ન મુખ :
તો ય તે અમને ઊંડે ઉર ભૂર સુખ.

०

## ૫ શિશિર મધ્યાહ્ન

મધ્યાહ્ન આતપ—છત્ર છાયા
આજ
 કંઈક તો લાગે રુચિર.
શિરાએ શિરાએ હિમવત
હવે
 વહન—સરળ છે રુધિર.

બન્ધ કણ્ઠ શ્વાસ
હવે
 મોકળે વદન કુહૂકલહર ગાન.
ઊતરતી આવે વેળ
પણ
 ત્યાં તો તરંગિત ચોમેર તમામ.

શીતળ સવાર સાંજ રાત્રિ અતિદીર્ઘ :
મધ્યાહ્ન આતપવેળ સુમઙ્ગલ તીર્થ.

०

## ૬ આસન્ન છે કોઈ

દિગમ્બર તરુતણી વેદના-
 નિઃશ્વાસ
 થરકન્ત પ્રાણ-
કાંટે કાંટે અંકુરિત એ જ
 પુષ્પદલે
 દૃશ્યમાન.

વર્ણ-સુગન્ધનાં વેણ ઝીલી
 અહીંતહીં બધે ભમી
 ભૃંગ કરે ગાન :
'આસન્ન છે કોઈ અગોચર
 એનાં નેપુરને રવ
 ઉત્તેજિત આસમાન.'

પ્રતીક્ષા-ઉત્સુક છે નયન :
આભાસનો આસવ છે વાયુને વહન.

## બે સૉનેટ

જિતેન્દ્ર કા. વ્યાસ

### અલકા તો ય રે ! દૂર દૂર !

આવ્યો પાછો મદઝરત માતંગ જેવો અષાઢ !
જામ્યાં વ્યોમે ઘન સઘન. શો મેહુલો જોશભેર
વર્ષે હર્ષે જલ, બળીજળી આ ધરા હોંશભેર
ઝીલે; ખીલે પુલકિત થઈ. ભવ્ય આનંદ-બાઢ
આવે ચારે તરફ. ગગને બાજતાં શાં મૃદંગ !
તાલે એના ટહુકી ઊઠતા મોર ખોલી કલાપ.
નાચે રાચે વીજળી રમતી આભમાં. રંગચાપ
ફેલાયું કૈં – ઉર ઉર અહો ! ઊમટે છે ઉમંગ !

પાનું ત્યારે ફરતું ઝૂરતા યક્ષના ભાગ્ય કેરું
લાધે એને દૂત.. સ્વજન તો આંહીં રે વાસછેટું
સૂતું તોયે વિરહ વસમો (શાપ શો ક્રૂર !) વેઠું,
વેઠે એ યે, ઉર અલગ ત્યાં જામતું દર્દ ઘેરું !

વર્ષે ધારા, ઉર ઉભય મૃત્પિંડ શા ચૂર ચૂર !
સ્હોડે સૂતું સ્વજન, અલકા તો ય રે ! દૂર દૂર !

### મારો એ વાંક કે....

એને સ્પૃહા નવ હતી થઈ તીર તાતું
કંદર્પનું, ઊછળતાં ઉર ભેદવાની;
કે દક્ષિણાનિલ અડયે થઈ રંગરાતું
ગંધેલચ્યું કુસુમ શૈ બહકી જવાની.

એને સ્પૃહા નવ હતી પુરકન્યકાની
વેણી મહીં ગ્રથિત શૈ મૃદુ મ્હાલવાની,

કે કો મહાજન તણે ઉર ઝૂલવાની
થૈ હારમાંતું ફૂલડું, મગરૂરી માની.

વાડા મહીં મુજ ઊગ્યું ફૂલ ધંતૂરાનું
એ તો હતું, નભ તણી નીલિમા ધરાઈ
પીતું. સમર્પિત થવા શિવને મઝાનું
જોતું સદા સ્વપન. હાય ! ગયું વિલાઈ !

મારો એ વાંક કે મેં શિવચરણ પરે ફૂલ એ ના ચડાવ્યું;
નિત્યે શિવાલયે ગ્યો, તદપિ મુજ થયાં બ્હાર રે ! રે જવાયું !

---



---

## યાત્રા – બેથલેહેમની

વિનોદ ત્રિવેદી

ધરણિ થરથર ધ્રૂજે,
હિમાલય વહી જઈ, ટાઢોબોળ ઠરી ગયો,
કહે નહિ છતાં કતલ કરતી, ભલી 'શ્રી નોટ થ્રી' ગોળીઓ.

'આવા કસમયે તે ભલા જાત્રાએ જવું ?'
ના કેડીઓ, વચ્ચે આવતાં દુર્ગમ પહાડ ને જંગલો,
ઠંડી કહે, "બારા નીકળશો મા, અહીં નહિ કોઈનું ય કામ."
વૃદ્ધો કહે, "સ્મરણમાં આવો શિયાળો કદી જોયો નથી."

ઊંટો ગાંગરે, પગે પરુ, સોજા ઘણા માંખો બણબણે
ચરણ કહે, "ના ચાલીએ, ચાહે થાય તે ક્યો કરી."
ને એમ કહી બેસી પડ્યા, તો યે બરફ ના ઓગળે.

"યાદ આવી, થયું, ઠીક થાત, જો બારા નીકળ્યા જ ન હોત."

પહાડના ઢોળાવ પર એ અમારા આલયો,
એ ઝરૂખા, એ અટારીઓ
લાવતી શરબત ઉપર કંઈ શરબતો, એ રેશમાઓ

પણ અહીં તો ઊંટવાળા, લાલઘૂમ આંખો કરી, બાંયો ચડાવી બાઝતા,
ને એકમેકને કારણવશાત્ કે કારણ વગર પણ ભાંડતા,
ભાગી જતા, એમને તો જોઈએ બસ સૂરા, બસ સુંદરી.
ધીરે ધીરે રાતમાં દેવતા ય ઠરી જતા.

ઘર નહિ, તંબુ નહિ પણ વૃક્ષ નીચે વિશ્રામતા
વણઝારમાં, યાત્રા અમારી ચાલતી.
ઠેર ઠેર પડાવ, કદી શ્હેર, કદી ગામ, કદી વાટ માત્ર કેડી તણી

રસ્તે રઝળતી વાત જેવી
કઠિન એ મુસાફરી
ગામ તો ઉકરડો
ગામની ચીજના ભાવ આસમાનના

કેટકેટલી કપરી ક્ષણો યાત્રા વિષે,
શી શી વીતી તે કહેવા શબ્દો જડતા નથી.

ને આમ તો આકાશના આ તારકો અમ ભણી જોઈ હસે ટમકે
તો ય તારકવૃંદને જોઈ રાતે અમે ખૂબ ચાલતાં,
વાટ સંકોરી, ઘી પૂરી દીપક જયમ ચાલુ રહે.
માથાં ટેકવી હાથ પર, ઝોકાં ખાઈ, પુનઃ તાજાં થઈ જતાં
ઊંઘમાંયે દૂર-સુદૂરથી કંઈક શબ્દો કાનમાં કહી જતા –
"આ યાત્રા તમારી ?! મૂર્ખાઈની કોઈ હદ ખરી ?!"

આમ ને આમ, ઊગ્યું એક પરોઢિયું
ડુંગર કેરી ખીણમાં
'ધેન સ્મોલ ફાઉલન મેકન મેલડી'
'વિન્ટર' ગયો, ને 'સ્પ્રિન્ગ' આવી
કૌતુકપ્રિય 'શેલી'ની યાદ લાવી,
મીઠી મ્હેક, મ્હેકતા વઉંચણા છોડવા
કપાસ પણ કેટલા આનંદમાં કંઈ ઝૂલતા
રૂમઝૂમ કરતું ઝરણું ગીત ગાય
ને દૂર ત્યાં પવનચક્કી, આછી ફરે અંધકારમાં
આકાશ ધરતી પર ઝળઝળે, ત્રણ વૃક્ષને[1] ચુંબન કરે.
તબડાક તબડાક જાય સફેદ અશ્વ[2] મહાકાય તે ભીડમાં.
દ્રાક્ષના માંડવે લચી પડેલી, ધર્મશાળાના પ્રાંગણે આવી ઊભાં
અમે જોયાં છ હાથ,[3] હા માત્ર હાથ, ઉઘાડે બારણે રૂપાનાણે ખેલતા
ને છ છ પગ,[3] ખાલી બીઅર ટીનને દેડવી દેડવી પ્રહારતા.
'અહીં તો કોઈ કશું કહેતું નથી. તો ઊભા રહેવાનો શો અર્થ ?'
બિસ્તરાપોટલાં બાંધી યાત્રા અમારી નીસરી
સાંજના ઓળા ધરતી પર ગોઠવાય
અમે પણ પાસપાસમાં ગોઠવાઈ ગયાં, જમાવટ કરી.
અવતરણની આ શું જન્મભૂમિ ?
પગે પડયાં, સાષ્ટાંગ કર્યાં ગદગદીત થઈ
બેથ્લેહેમ, તું અયોધ્યા, તું મથુરા, તું પવિત્ર ભૂમિ મક્કા–મદિના !
'જય કનૈયાલાલકી, હાથી ઘોડા પાલખી,

નંદ ઘેર આનંદ ભયો, જય કનૈયાલાલકી !'
અયોધ્યામાં રામજીનાં દર્શને ભભૂતિ બાવાનો કેવો હશે રોમાંચ !
આનંદથી. રોમાંચ, ગાત્રો ગદ્દગદિત થઈ, આંખ હર્ષાશ્રુ વહાવે.
બેથ્લેહેમની યાત્રા હેમખેમ પૂરી થઈ.
યાદ આવે ખૂબ અમોને, ચાહે પુનઃ હોય એ સંકટો
તો ય એ યાત્રા પુનઃ પુનઃ કરવી ગમે.
ખરેખર અવતરણ થયું છે મારા પ્રભુપુત્રનું ફરી એકવાર
સમી આંખે જોયા પછી, સાબિતીનું શું છે કામ ?
ઈશુના જન્મની વાતો, ઈશુના વધસ્તંભની ખરી.
ઈશુનું મૃત્યુ ન હોય, એ 'રીસરેક્શન' પૂર્ણ સત્ય
ઈશુના ક્રૉસ પર ચઢવાનો, ઈશુનો મંગલ જન્મમાત્ર
જગતના ધર્મો, જગતના પરિવ્રાજકો, જગતનાં નરનારીઓ
બેથ્લેહેમની યાત્રા સનાતન, માટે, સૌ કરો.
ઈશુ ન કોઈ યુગ તણો, ન કોઈ ખાસ પ્રદેશનો
ઈશુ તો યાવદ્ચંદ્રદિવાકરૌ ધરતીમાત્રનો
ચાહે ભયંકર ગરમી કે ભયંકર શીત હો,
ઈશુના ધામની યાત્રા પુનઃ પુનઃ કરવી ગમશે, હોં !

[નોંધ : પ્રસ્તુત કાવ્ય ટી. એસ. એલિયટના 'જર્ની ઑવ ધ મઝાઈ' Journey of the Magii કાવ્યમાંથી આકાર પામ્યું છે. ત્રણ ડાહ્યા માણસો વિશેષ નક્ષત્ર-તારાના ઉદયે બાળ-જીસસનાં દર્શને જવા નીકળે છે. કાવ્યના અંતે કવિ ખાસ દેશ-કાળને બદલે સમષ્ટિનો સંદર્ભ પકડે છે.]

૧ **ત્રણ વૃક્ષો :** કેલ્વરી એટલે કે માનવખોપરીઓ વાળી જગ્યા, ખાસ કરીને ઈશુને વધસ્તંભ પર ચડાવવામાં આવ્યા તે જગ્યા; આમાં ત્રણ વધઃસ્તંભોમાં એક ઈશુ માટેનો અને અન્ય બે, બે ચોર માટેના – એના પ્રતીકરૂપે ત્રણ વૃક્ષો

૨ **સફેદ અશ્વ :** બુક ઑવ રીવિલેશનમાં વિજેતા ક્રાઇસ્ટને સફેદ અશ્વ પર આરૂઢ થઈને જતા દર્શાવ્યા છે.

૩ **છ હાથ, છ પગ :** છ હાથ, છ પગ સૈનિકોના છે. ઈશુ બેવફા જ્યુડસ આઇસ્કેરિયટ દ્વારા ચાંદીના માત્ર ત્રીસ સિક્કાઓ માટે છેતરાયા હતા. ઈશુએ પરિધાન કરેલા ઝભ્ભા માટે એને વધસ્તંભે ચડાવનારં ત્રણ સૈનિકો જુગાર રમે છે – તેમનાં છ હાથ ને છ પગ.

## ભલાજી, મને

જયન્ત પાઠક

ભલાજી, મને મોયણીના મંતર ના આવડે :
આવડતા હોત, અરે આવડતા હોત તો—
ભમરો કરીને પૂરી રાખ્યા મેં હોત
                    દંન તમને આખોય મારે દાબડે;
અંધારું થાત પછી છત્તરપલંગ
                    જોડાજોડ હોત પોઢેલાં આપડે !

ભલાજી, મને મોયણીના મંતર ના આવડે.
આવડતા હોત, અરે આવડતા હોત તો—
પોપટ કરીને પૂરી રાખ્યા મેં હોત
                    દંન તમને આખોય મારે પાંજરે,
પાણી છાંટીને પછી કુંવરને છાના મેં
                    સોડમાં લીધા હોત સાંજરે !

ભલાજી, મને મોયણીના મંતર ના આવડે.
આવડતા હોત, અરે આવડતા હોત તો—
વાદળ બનીને હોત વરસી ને
                    ચાકરીએ જાતા તમોને રૂહેત રોકી;
હૈડાની હોત કરી ઊભી દીવાલ અને
                    ચિતડાની સોત મૂકી ચોકી !

## ગઝલ

સુરેન્દ્ર કડિયા

આંખ ભીની થાય તારી એટલો આશય હતો,
કોઈ ફાવી જાય કારી એટલો આશય હતો.

હું બની વર્તુળ જેવું કેન્દ્રમાં ડૂબી ગયો,
તું નિહાળે ખૂબ ધારી એટલો આશય હતો.

સ્વપ્ન, સ્મરણો, કલ્પનાઓને હટાવ્યાં બાજુએ,
શબ્દની ચાલે સવારી એટલો આશય હતો.

મેં ટકોરો ફૂલનો હળવેકથી દીધો હતો,
સહેજ ઊઘડે એક બારી એટલો આશય હતો.

## ક્યાં નીકળ્યો

જગદીશ ત્રિવેદી

બપોર બળતા હતા, અગન-વીંટી ચારે દિશા,
કરાર મનને વળે સમજી દૂ...ર, ત્યાં દૂરના
પ્રગાઢ વનને વિશે ચરણ લૈ મને ચાલિયા.
વિહંગ-ટહુકા થકી નીતરતી હતી લીલુડી
ઋજુ સુરભિવંત શાંતિ— મન ગુંજવા કૈં કરે—
ઘડીક મહીં કેવી આખી પલટાઈ બાજી ગઈ !

અકલ્પ્ય ઘનની ઘટા પ્રસરવા હવે માંડી'તી,
જરીક ઘનઘૂંટડો નજર ચાખવાનું ચહે—
નર્યું મુશળધાર આભ વરસી પડ્યું સામટું—
નીચે-ઉપર આજુબાજુ જલબાગ મ્હોરી ઊઠ્યો !

ન કેવળ કંઈ વરસતું જ આ એકલું
હતું ગગન આટલું : તરુ, પહાડ, વૃક્ષો, અરે;
નિસર્ગ-રમણી નરી વરસવે ચગી શી હતી !
સ્વયં વરસી ઓગળી પ્રસરી હુંય ક્યાં નીકળ્યો !

## હું તો પાંદડી

શૈલેશ ટેવાણી

હું તો પાંદડી છું તારા ઉચ્છ્વાસની
મને અડકે ફોરમ તારા શ્વાસની !
જેમ મોસમ બદલે છે આસપાસની,
ગીત ગાતી હું રોજ તારી ખાસની;
મારી આંગળીએ ઓળખ છે પ્યાસની
મહીં વીંટી પહેરું છું, આભાસની.
હું તો ખાલી કંકોતરી ઉજાસની
ભલે લખતી તિથિઓ અમાસની.
જેમ ગૂંથું છું, વારતા પ્રવાસની;
યાદ મહેંકે છે તારા સહવાસની;
ભાળ મળશે જો તારા નિવાસની
રોજ રંગોળી દૈશ એ આવાસની.

## વર્ષા | જગદીશ ત્રિવેદી

આજે આમ અહો અચાનક નર્યાં ક્યાંક્યાંથી ભેગાં મળ્યાં—
કાળાં ભમ્મર વાદળો ગગનને ઘેરી વળ્યાં સામટાં—
આખાયે અવકાશના કણકણો આશ્લેષમાં જ્યાં ધર્યાં
કોઈ ઊંડી સમાધિમાં સ્થિર બધું— શી ચિત્રસૃષ્ટિ નરી!

ત્યાં તો પાછી ક્ષણ અવર શી બાજી પલટાઈ આખી—
આછો આછો પવન ફરક્યો શૈલશૃંગો પરેથી,
ધીરે ધીરે સુરભિ ઊઘડી પુષ્પનાં પોપચાંમાં;
કુંજેકુંજે સ્વર વહી વળ્યા શાંત કો બીનમાંથી,
જાગી ઊઠ્યું યુગયુગ–જૂનું દર્દ કો વેદનાનું—

ઊંડી કો વનરાઈથી વિહગના કેવા વહ્યા સામટા
એકાએક અપૂર્વ રમ્ય ટહુકા: હૈયું હિલોળે ચડ્યું—
એને તાલ પુરાવતું ગગનથી આ કોણ છુપાઈને
હૈયાનાં અમી મીઠડાં વરસતું— ભીંજાવતું માહરા
આવીને ઘરમાં મને— ઝીલી રહું હું એકલો આભને!

## અઢળક વહો | મહેન્દ્ર જોશી

હે સમંદર! કાં તો મારાં નેત્રથી અઢળક વહો
કાં તો મારાં નેત્રમાં કેવળ બડકતું સ્થાન લો.

કાં તો મારાં ટેરવાં પર શિલ્પનું સ્થાપન કરો
કાં તો મારી આંગળીને મત્સ્યનો અવતાર હો.

ધુમ્રખંડોમાં ધુમાતા આ સમયને વશ કરો
કાં તો મારા અગ્નિપિંડોમાં પવન થઈ સંચરો.

આ ધરાથી તે ગગનના આવરણ વચ્ચે રહી
કેમ બૂઝાવ્યા કરો છો વંશ મારા સ્વપ્નનો?

એક ઇચ્છા નામની ખીંટી ઉપર લટકી અને,
ક્યારનો જોયા કરું છું ભેદ આ બ્રહ્માંડનો!

છેક મારા કાનના પડદા સુધી ટહુકી ગયો
ક્યાં ગયો નિઃશબ્દનો હરિગો હતો તે ક્યાં ગયો?

# વૃક્ષને ય વાચા હશે

દક્ષા વ્યાસ

વૃક્ષને ય વાચા હશે, કોને ખબર હતી !
કોઈ ફૂલ–ફળ, ડાળ–પાન તોડે છે ને
'ટફ' કરતું એ વેદનાને વાચા આપે છે.

વાયરો વાય છે ને ડાળ–પાન
પરસ્પર તાળીઓ લઈ દઈ
'રવ રવ' ધ્વનિથી સૌને નિમંત્રે છે આનંદરમણામાં.

ઝંઝાની ઝાપટ લાગતાં એ 'હીંહીંકાર' ધ્વનિથી
વનવગડાને ભયભીત કરી મૂકે છે.

પકવ ફળ–ફૂલ ખેરવીને
એ 'ડબડબ' કે 'ઝર–ઝર'ના કોમળ–મધુર ધ્વનિથી
મા ધરિત્રીને પવિત્ર અર્ઘ્ય અર્પે છે.

પ્રથમ વર્ષાએ થતા રોમાંચની ગૂઢ વાણી તો
એ દેહ ઘ્રાણેન્દ્રિયને પહોંચાડે છે.

વસંતનો મદીલો સ્પર્શ થતાંમાં
એ અંગેઅંગ કોળી ઊઠીને
મૃદુમધુર ગુજગોષ્ઠી જ માંડી બેસે છે સમષ્ટિ સંગે.

ને પાનખરે ખડખડ થતાં પકવ પર્ણને
'ખર ખર' ખેરવતાં ખેરવતાં
વાસાંસિ જીર્ણાનિ . નું સનાતન સંગીત છેડીને
અનહદની દિશા ય દેખાડી દે છે !
હા, વૃક્ષને ય તે વાચા હશે, કોને ખબર હતી !

## ફાંફાં | પ્રીતિ સેનગુપ્તા

મન તો હોઈ શકે છે પંખીની જાત.
ચાંચમાં વાદળનો ગાભો હોય
અને પાંખ પર અવકાશનો અસબાબ.
એને ક્યાં પગની જરૂર છે
ઊડવા માટે ?
પગ તો મારા જકડાઈને રહ્યા છે
સાંકળોમાં.
બેડીઓ છે હાથે —
હાથ અકડાઈને રહ્યા છે.
જીભ પર લાગ્યાં છે તાળાં,
અને પોપચાં પર
જાણે કરોળિયાનાં જાળાં.
સમજાવવાનો પ્રયત્ન ફોગટ જ જવાનો.
જે હારને સુગંધિત ફૂલોનો સમજું છું
તે દેખાય છે સાવ કચકડાનો.
પૃથ્વીને ફરતી ધારું છું, તો સ્થિર હું લાગું છું.
પૃથ્વીને સ્થિર ધારું છું, તો હું લાગું છું
ચક્કર ફરતી, અથડાતી, અડફેટાતી.
હું કોણ છું–ની શોધ
છોડી દીધી છે ક્યારની.
ચાલે છે ખરી શોધ
હું શાને માટે છું–ની.
અસમર્થ છું હાથ જોડવા,
પ્રાર્થના વદવા,
ઊંચી આંખે–નીચી આંખે માગણી કરવા.
બંધ પાંજરામાં થતો રહે છે
પાંખોનો ફફડાટ.
પંખીને આકાશની જરૂર છે
ઊડવા માટે.
એને આકાશની જરૂર છે.

# આપણે

ફિલિપ કલાર્ક

પળેપળે
આપણે તૂટીએ
અભીબાની જેમ...
તૂટી ગએલા સંબંધોને
સાંધવા મથતાં આપણે
વધુ ને વધુ
તૂટતાં જઈએ.
સુકાતા જતા
ઝાડના એકાદ ઠૂંઠાને
ફૂટે કૂંપળો
અને
આપણા દુઝતા
ઘાને વળે કળ...
પળેપળે વિખૂટા પડવાની
પળેપળે અજુકતું થવાની
દહેશત
આપણને પજવ્યા કરે
આંખમાં
ખૂંચતા કણાની જેમ...
સ્વપ્નોને
મમળાવતાં મમળાવતાં
ચાલ્યાં જતાં હોઈએ ને
પીઠ પાછળ
ઝીંકાય ઘા
એબાકળી બની ગએલી
હયાતીને
કેન્દ્રમાં
લાવવા કરીએ પ્રયત્ન.

ક્ષણ ક્ષણના
ભેદને પામવા
ખોદી જોઈએ મૌન
ને અંદરથી નીકળે
ઊકળતા શબ્દો
ખળભળતા અર્થ;
લાગે બધું વ્યર્થ.
ને
મુઠ્ઠીમાં
કશુંક બંધ રાખી
આપણે ફરીએ
આમથી તેમ
શબ્દને સાચવવા
જઈએ તો
સરી જાય અર્થ
ને
અર્થને સાચવવા
જઈએ તો
સરી જાય શબ્દ.
વિચારોની વાગોળો
તો લટક્યાં કરે
ઊંધાં માથે
કોરા કાગળ પર...
શબ્દ
અને
અર્થની જાળમાં
તરફડ્યા કરે
આપણી
ઇચ્છાની માછલીઓ.

આપણે
સમય સાથે
તાલ મિલાવી શકીએ નહીં
ને
વેદનાનાં વહાણ
ખડકાય
આપણા અસ્તિત્વને કિનારે..
લાગણીઓને
ફ્રીઝમાં મૂકી
ટી. વી. જોવા
બેસી જતાં આપણે.
શ્રદ્ધાને
આવતાં લાગે વાર
ને
શંકાશીલ
ઝંખના વરસ્યાં કરે
અનરાધાર.
ઊડી જતા.
બલ્બના ઝબકારાથી
અંજાઈ જાય આંખો
ને આપણે
અંધારામાં
ફંફોસ્યાં કરીએ સંબંધોને...
આપણે ભીતરને
ઉલેચી શકતાં નથી
કે,
છોળને ખાળી શકતાં નથી
ઘુઘવતા સાગર આગળ
રેતીની જેમ પડેલાં આપણે
તાક્યાં કરીએ
સાગરના અફાટ વિસ્તારને.
ઉપકારના ભારથી
વાંકી વળી ગએલી ગરદન
ને
સલામો કરી કરીને
થાકી ગએલા હાથ.
મિત્રો,
કૂંજામાં કાંકરા નાખવાથી
કવિતા ઉપર આવતી નથી
ચાલો.. આપણે..

## થાકી જવાય છે | 'પ્રણય' જામનગરી

ઘટના સુધી આવી અને થાકી જવાય છે
અખબારને વાંચી અને થાકી જવાય છે.
છે ઓરતા લાંબી સફરના સામટા અને
ઉંબર સુધી આવી અને થાકી જવાય છે.
હરએક શખ્સ હોય છે દીવાલ રેતની
એ વાત સમજાવી અને થાકી જવાય છે.
શાપિત હયાતી જેમ છે આ નાવ શબ્દની
કાંઠા સુધી લાવી અને થાકી જવાય છે.
આજે 'પ્રણય' એના વિષે કંઈપણ નહીં કહે
હોઠો હવે મ્હેકાવીને થાકી જવાય છે.

કવિલોક જુલાઈ-ઑગસ્ટ ૧૯૯૦

## મૃત્યુ પડખે

હરેશ તથાગત

જિંદગીમાં શ્વાસશ્વાસે ખૂટવાનું હોય છે,
મૃત્યુ પડખે, નામ નિજનું મૂકવાનું હોય છે.

હોશિયારી કોઈની ક્યાં કામ આવે છે કદી?
એ બધું થઈને રહે છે, જે થવાનું હોય છે.

એટલું સમજાય જેને એમને કં દુ:ખ ક્યાં?
કોઈપણ સંબંધ વચ્ચે તૂટવાનું હોય છે.

છે અધૂરો આભનો વિસ્તાર ને આ પાંખ પણ,
જ્યાં સુધી ના બેય વચ્ચે ઊડવાનું હોય છે.

એટલે બહુ જીવતી છે બંદગી આ શ્વાસની,
ઝૂકવાનો અર્થ પણ ત્યાં ઝૂમવાનું હોય છે.

## અચરજનામે દેશ

રમણીક સોમેશ્વર

અચરજ નામે દેશ ચાલતાં હું ને મારી વાચા,
જે રસ્તા ખોવાઈ જતા એ રસ્તાઓ સૌ સાચા.

અચરજ એવું કે અહીંયાં ખોવાઈ જવું તે જડવું,
'વિસરવું' પામીને પામો તમે અહીં 'સાંભળવું'.

ટકી રહે તે તૂટે ને સચવાઈ રહે જે કાચા,
અચરજ નામે દેશ ચાલતાં હું ને મારી વાચા.

કોઈ કશું ના બોલે, વાત વદે તો કેવળ ડોલે,
સૂરજનું તાળું ચાંદાની કૂંચીથી સૌ ખોલે.

કેણી પેરે કહીએ, કહેવાનાં છે સાધન ટાંચાં,
અચરજ નામે દેશ ચાલતાં હું ને મારી વાચા.

# ત્રણ ગઝલ

દિલીપ મોદી

(૧)

થાય એવું.. થાય એવું કે લખું ખત,
તું નિકટ ક્યાં છે? કરું તેથી હું હરકત.

ઓરડે હું શાંતિ ને ઝંખું સમાધાન,
ભીંત ચારે બાજૂ ઝવડે ને ઉપર છત.

ગેરહાજર હોય છે તું તેથી આજે,
હું કરું તૂટેલ દર્પણની મરામત.

કાચનો છે મોહ ને રંગીન માયા,
પારદર્શક ગ્લાસમાં છે લાલ શરબત.

તું ભલે . સામ્પ્રતની દેવી હો ખરેખર,
તું ગલત સમજે મને, છું કયા સમય ગત?

નર્ક ભીતર મનની, તારી યાદ જાણે—
પૃથ્વી પર આવી વસે છે એક જન્નત.

આ કટોરો ઝેરનો પીવા હું સંમત,
ફૂંક મારે તું અગર, થઈ જાય અમૃત.

પ્રાણવાયુ ક્યાં ગયો વાતાવરણનો?
હું શ્વસું તારા વગરનું શ્હેર સૂરત.

મૌન ફૂંક્યે; શબ્દ દીંચું; અર્થ ચાવું;
આ ગઝલ હો બીડી-દારૂ-પાનની લત.

બાંધ લે, કિલ્લો; મને તું કર નજરકેદ,
થઈ જઈશ શરણે તને; લીધું છે મેં વ્રત.

ઊંઘતો'તો ત્યાં સુધી ખુલ્લું હતું મેદાન,
જાગીને જોયો દિલીપ સામે જ પર્વત.

(૨)

જિંદગીનો, યાર, મકસદ શું હશે!
જીવવાનો આમ મતલબ શું હશે?

સ્પંદનોની મુજ તિજોરી ઊભરાય
આ કમાણી જેવું અઢળક શું હશે?

છે કસમ રાતી ક્ષિતિજના હે, સનમ!
ભીતર સંધ્યા અરવરવ શું હશે?

બુદ્ધિ છે, મન છે, સમજ છે, છે વિચાર;
ખોપરીમાં પાક મબલક: શું હશે!

ખૂબસૂરત મારી છે તનહાઈ આ
ગાલવાસો કરતી અટકળ શું હશે!

મ્હેકવું છે, મ્હોરવું છે, ટહુકવું છે;
મંજરી, ફળ, ફૂલ, ઉપવન શું હશે!

ખુશનુમા વાતાવરણનો આમથી
પાનખરની પીળી ધડકન શું હશે?

ગીત, લય, સંગીત, સ્વર ને તાલ છે,
હું વિચારું છું કે સરગમ શું હશે?

આ ગઝલ લખવાનું સાહસ મેં કર્યું,
માણતા સૌ શબ્દ અવસર શું હશે?

(૩)

હો સમસ્યા કેવડી, ક્યાં માપ છે?
જાણે કે આઘાત ઊંડો કાપ છે!

એક માણસનું બીજા માણસને આમ
ના પિછાણી શકવું કેવી થાપ છે !

તાંતણો કાચો ય તૂટે છે હવે—
શ્વાસ લેવો ગામમાં આ; પાપ છે !

ગળચી દાબી મારી નાખી દઈ શકો,
બિનજરૂરી જન્મવું શું શ્રાપ છે ?

ઊંહકારો ના કરું — એ સ્પર્શની
કાપી નાખો ટેરવાં પર છાપ છે !

વાળવો જો હોય બદલો ઝેરનો,
ડોકું મરડી દો ઝડપથી; સાપ છે !

ક્યાં યથાવત્ આજ છે અભિગમ જુઓ
વાણી ને વર્તન અલગ— સંતાપ છે !

રાખથી શમણાંની ઇમારત ચણે
જે ગયો વીતી સમયનો વ્યાપ છે !

કોઈ ફળની ઝંખના ખાતર દિલીપ
તંત્ર છે આ, મંત્ર છે આ, જાપ છે !

## ઊભો છું

મનીષ પરમાર

હું ય રણના શ્વાસ કાપીને ઊભો છું,
આંસુની ભીનાશ આપીને ઊભો છું.

ક્યાં સુધી વેઠે હિમાળો આપણું મન ?
છાંયડા સળગાવી તાપીને ઊભો છું.

આથમી લેવાતું સૂની સાંજ જેવું,
દૂર રંગો જેમ વ્યાપીને ઊભો છું.

રોજ ગેબી બોલતું મારી ભીતરમાં,
હું ગઝલનો શબ્દ સ્થાપીને ઊભો છું.

વાટ આંખોમાં પડી છે સાવ સૂની,
ખૂબ લાંબું આંસુ માપીને ઊભો છું.

## તો મજા પડે

શ્યામ સાધુ

ઉપવન તમારી યાદ ધરે તો મજા પડે,
ચિંતાઓ ફૂલ જેમ ખરે તો મજા પડે !

કારણ વગરનું મનમાં કશુંક બોલવાય ને,
અજવાળું દોસ્ત, આવી કરે તો મજા પડે !

ચોમેર દૂર દૂર નર્યાં મૌન વન મહીં,
શબ્દોનાં હરણ પાછાં ફરે તો મજા પડે !

વિસ્મય અનેક આંખના દરવાજે ઝળહળે,
દશ્યો જ એમાં રંગ ભરે તો મજા પડે !

હું તો સમય મજલ મહીં સપનું ક્ષણાર્ધનું,
મારી ગઝલ ગવાતી રહે તો મજા પડે !

## ત્રણ ગઝલ

દિલીપ મોદી

(૧)

થાય એવું.. થાય એવું કે લખું ખત,
તું નિકટ ક્યાં છે? કરું તેથી હું હરકત.

ઓરડે હું શાંતિ ને ઝંખું સમાધાન,
ભીંત ચારે બાજુ ઝરડે ને ઉપર છત.

ગેરહાજર હોય છે તું તેથી આજે,
હું કરું તૂટેલ દર્પણની મરામત.

કાચનો છે મોહ ને રંગીન માયા,
પારદર્શક ગ્લાસમાં છે લાલ શરબત.

તું ભલે . સામ્પ્રતની દેવી હો ખરેખર,
તું ગલત સમજે મને, છું ક્યા સમય ગત?

નર્ક ભીતર મનની, તારી યાદ જાણે—
પૃથ્વી પર આવી વસે છે એક જન્નત.

આ કટોરો ઝેરનો પીવા હું સંમત,
ફૂંક મારે તું અગર; થઈ જાય અમૃત.

પ્રાણવાયુ ક્યાં ગયો વાતાવરણનો?
હું શ્વસું તારા વગરનું શ્હેર સૂરત.

મૌન ફૂંક્યું; શબ્દ ઢીંચું; અર્થ ચાવું;
આ ગઝલ હો બીડી-દારૂ-પાનની લત.

બાંધ લે, કિલ્લો; મને તું કર નજરકેદ,
થઈ જઈશ શરણે તને; લીધું છે મેં વ્રત.

ઊંઘતો'તો ત્યાં સુધી ખુલ્લું હતું મેદાન,
જાગીને જોયો દિલીપ સામે જ પર્વત.

(૨)

જિંદગીનો, યાર, મકસદ શું હશે?
જીવવાનો આમ મતલબ શું હશે?

સ્પંદનોની મુજ તિજોરી ઊભરાય
આ કમાણી જેવું અઢળક શું હશે?

છે કસમ રાતી ક્ષિતિજના હે, સનમ!
ભીતર સંધ્યા અરવરવ શું હશે?

બુદ્ધિ છે, મન છે, સમજ છે, છે વિચાર;
ખોપરીમાં પાક મબલક: શું હશે!

ખૂબસૂરત મારી છે તનહાઈ આ
રાતવાસો કરતી અટકળ શું હશે?

મ્હેકવું છે, મ્હોરવું છે, ટહુકવું છે;
મંજરી, ફળ, ફૂલ, ઉપવન શું હશે?

ખુશનુમા વાતાવરણનો આગ્રહી
પાનખરની પીળી ધડકન શું હશે?

ગીત, લય, સંગીત, સ્વર ને તાલ છે,
હું વિચારું છું કે સરગમ શું હશે?

આ ગઝલ લખવાનું સાહસ મેં કર્યું,
માણતા સૌ શબ્દ અવસર શું હશે?

(૩)

હો સમસ્યા કેવડી, ક્યાં માપ છે?
જાણે કે આઘાત ઊંડો કાપ છે।

એક માણસનું બીજા માણસને આમ
ના પિછાણી શકવું કેવી થાપ છે!

તાંતણો કાચો ય તૂટે છે હવે—
શ્વાસ લેવો ગામમાં આ; પાપ છે!

ગળચી દાબી મારી નાખી દઈ શકો,
બિનજરૂરી જન્મવું શું શ્રાપ છે?

ઊંહકારો ના કરું— એ સ્પર્શની
કાપી નાખો ટેરવાં પર છાપ છે!

વાળવો જો હોય બદલો ઝેરનો,
ડોકું મરડી દો ઝડપથી; સાપ છે!

ક્યાં યથાવત્ આજ છે અભિગમ જુઓ
વાણી ને વર્તન અલગ— સંતાપ છે!

રાખથી શમણાંની ઇમારત ચણે
જે ગયો વીતી સમયનો વ્યાપ છે!

કોઈ ફળની ઝંખના ખાતર દિલીપ
તંત્ર છે આ, મંત્ર છે આ, જાપ છે!

## ઊભો છું

મનીષ પરમાર

હુંય રણના શ્વાસ કાપીને ઊભો છું,
આંસુની ભીનાશ આપીને ઊભો છું.

ક્યાં સુધી વેઠે હિમાળો આપણું મન?
છાંયડા સળગાવી તાપીને ઊભો છું.

આથમી લેવાનું સૂની સાંજ જેવું,
દૂર રંગો જેમ વ્યાપીને ઊભો છું.

રોજ ગેબી બોલતું મારી ભીતરમાં,
હું ગઝલનો શબ્દ સ્થાપીને ઊભો છું.

વાટ આંખોમાં પડી છે સાવ સૂની,
ખૂબ લાંબું આંસુ માપીને ઊભો છું.

## તો મજા પડે

શ્યામ સાધુ

ઉપવન તમારી યાદ ધરે તો મજા પડે,
ચિંતાઓ ફૂલ જેમ ખરે તો મજા પડે!

કારણ વગરનું મનમાં કશુંક બોલવાય ને,
અજવાળું દોસ્ત, આવી કરે તો મજા પડે!

ચોમેર દૂર દૂર નર્યાં મૌન વન મહીં,
શબ્દોનાં હરણ પાછાં ફરે તો મજા પડે!

વિસ્મય અનેક આંખના દરવાજે ઝળહળે,
દશ્યો જ એમાં રંગ ભરે તો મજા પડે!

હું તો સમય મજલ મહીં સપનું ક્ષણાર્ધનું,
મારી ગઝલ ગવાતી રહે તો મજા પડે!

# માણસ : એક સાચી અફવા

દીપક જગતાપ

માણસ
અંધત્વનો શ્રાપ લઈને જીવે છે,
ક્યારેક માણસ
દુર્યોધનનો દોસ્ત બની જાય છે,
તો ક્યારેક માણસ
ગીતાનું જ્ઞાન હોવાનો ઢોંગ રચાવે છે...
એટલે જ -
માણસ પોતાને ધૃતરાષ્ટ્ર કહેવડાવે છે,
ક્યારેક માણસ કર્ણ બની જાય છે
તો ક્યારેક પાર્થ... !

માણસ ગુરુ બને છે
અને શિષ્યના જ હાથે મરાય છે
એટલે જ એ દ્રોણ કહેવાય છે... !
કોણ કહે છે કે કર્ણ પાપનો ભાગીદાર હતો ?
દુર્યોધનના પક્ષમાં રહીને પણ
માણસ
પાંડવ(બંધુઓ) સામે યુદ્ધ કરી શકે છે...

માણસ હોવા માટે
યુદ્ધ કરવું અનિવાર્ય નથી
અને યુદ્ધ કરવા માટે
માણસનું હોવું જરૂરી પણ નથી
કારણ -

જ્યાં સુધી શ્રીકૃષ્ણ જીવે છે
ત્યાં સુધી તો
પરિણામ જ યુદ્ધ કરે છે
પરિણામ જ જીતે છે
અને પરિણામ જ હારે છે...
સમય તો કેવળ
એક પરિમાણ બનીને
નારદની ભૂમિકા ભજવતો હોય છે.

માણસ હવે
કેવળ ઇચ્છામૃત્યુનું વરદાન બની ગયો છે.
ભીષ્મનો અવતાર
ધારણ કરી કરીને
યુગેયુગે
નિજી હસ્તિનાપુરને
પોતાના ખોળામાં
સાચવવા બેઠેલો માણસ
હવે પૂતળું બનીને
અજરામર થઈ જવા ચાહે છે.

માણસ હવે
માણસ નહિ,
એક સાચી અફવા બની ગયો છે !

* * *

# અંતિમ સંસ્કાર

સંસ્કૃતિરાણી દેસાઈ

અસ્તિત્વના કાચના આરપાર દેખાતા શરીરને
હાંસીહાંસીને ભરી દીધું છે
ઑફિસે જવાની વ્યર્થ ધમાલથી,
ટાઈમસર વાનગીસભર રસોઈ બનાવવાની અર્થહીન મહેનતથી,
બોદા વ્યવહાર સાચવવાથી,
ને યશ મેળવવાની કમાલથી.
ઊભરાઈ રહ્યું છે આપણું અસ્તિત્વ આવાં કેટલાંય ચીંથરાંથી.

આરપાર નથી દેખાતું હવે.
આપણને આપેલા ચકચકિત કાચના વાસણને
તૈડ પર તૈડ પાડવામાં,
રાખથી માંજીમાંજીને વાસણ પર ઘસરકા પર ઘસરકા પાડવામાં
ને સ્વચ્છ સફેદ નિર્મળ કપડાને ચીંથરું બનાવવામાં
આપણે થઈ ગયા છીએ એટલાં તો મશગૂલ કે
સાંજે દિવસની લાશને બળતી જોવાનો
આપણે માટે બની ગયો છે એક નિત્યક્રમ.

ને ખ્યાલ પણ નથી આવતો કે થઈ રહ્યો છે અત્યારે
દિવસનો અંતિમ સંસ્કાર.
દિવસનો અંતિમ સંસ્કાર એક જમાનામાં અનુભવી શકતાં હતાં આપણે.
પણ જૂની થઈ ગઈ હવે એ વાત,
ને ભુલાઈ ગઈ છે તદ્દન.
અરે ! ઘણાં લોકો તો લાશને બળતી જોઈ આનંદથી એમ પણ કહે છે,
કેટલો સુંદર સૂર્યાસ્ત છે !

# બે ગઝલ

સુરેન્દ્ર જી. કડિયા

(૧)

છેક છેલ્લા શ્વાસ કેરી નોંધ પણ લેવી ઘટે,
એ અકળ અજવાસ કેરી નોંધ પણ લેવી ઘટે.

આંખને હરતી હશે એની જ લીલપ એકદા,
એમ સુક્કા ઘાસ કેરી નોંધ પણ લેવી ઘટે.

તું હતી તો જિંદગીનું ગીત રણઝણતું રહ્યું,
કે સૂરીલા પ્રાસ કેરી નોંધ પણ લેવી ઘટે.

દુઃખ દશરથથી અધિકું, તો ય જીવ્યે જાઉં છું,
શબ્દનાં વનવાસ કેરી નોંધ પણ લેવી ઘટે.

(૨)

શબ્દ ફૂટે કે ફૂટે આકાશ કેવળ, આપણી વચ્ચે,
જંગલો ઊગે કે ઊંચા પ્હાડ કેવળ, આપણી વચ્ચે.

તું બહારોને ચહે ને હું ચહું છું બાગને મનભર,
રહી ગઈ છે આટલી તકરાર કેવળ, આપણી વચ્ચે.

દિલ દઝાડયું તેં હશે કે મેં ફૂલોનું ભૂલથી કિંચિત્,
નહિતર તો શાને વિસ્તરે વેરાન કેવળ, આપણી વચ્ચે.

મેં સમયને ચેતવ્યો કે જા, હટી જા, તું હવે છેટો,
થઈ રહ્યો છે કેટલો હેરાન કેવળ, આપણી વચ્ચે.

# સપનું મારું ચીમળાયેલું ચામાચીડિયું

રજનીકાન્ત પંચોળી

દૂર ખૂણામાં સંતાએલું
દી આખાનું ચીમળાયેલું
સપનું મારું
રાતે ઊડતું
ચામાચીડિયું....
ઝાંવાં મારે અહીંતહીં ને
ક્યાં ય ન જાવા મળતું બારું
ચામાચીડિયું...
દિવસ આખો ખૂણે લપાઈ
બેસી રહેતું
રોજાં કરતું
રાતે દોડે મારે ફાંફાં
લોહી પીવાને
બહાર જવાને
તીણા, ઝીણા દાંત ચળકતા
ચામાચીડિયું..
સપનું મારું ઊડવા મથતું
ચામાચીડિયું
અહીં તહીં ભટકાતું
ઊંચે, નીચે
આગળ, પાછળ
દુનિયા નાની લાગે તેને
બહાર જવાનો મારગ
ક્યારે મળશે?
તોડી ખંડ જશે ક્યાં ગાંડું?
એન્ટેના માથામાં ઠોક્યો,
રાતે ભાળે ખૂબ મજાનું
સરજનહારની લીલા!
રમે, જમે ને વડવાઈમાં
સ્વર્ગ સમું મહાલે..
તે ક્યાંથી
બંધિયાર આ
ખંડે પડ્યું ભરાઈ?
સપનું મારું...
માથું ફૂટે
પડે–આથડે
રાતે ઊડતું ચામાચીડિયું
પ્રકાશ-વાળા —
—તેના માટે તો અંધારાં—
આવા ખંડમાં
ક્યાંથી આવ્યું?
સપનું મારું
ભૂખ્યું, તરસ્યું
ચીમળાયેલું
સવારથી તે સાંજ લગી જે
કામ કરીને
ઘેર આવું ત્યાં
અહીં આથડતું...
દુનિયા નાની લાગે તેને
સપનું મારું
ચીમળાયેલું ચામાચીડિયું
મોટું થઈને
વેમ્પાયર થઈ
લોહી પીશે શું,
મારું?

# બે ગઝલ

સુરેન્દ્ર જી. કડિયા

(૧)

છેક છેલ્લા શ્વાસ કેરી નોંધ પણ લેવી ઘટે,
એ અકળ અજવાસ કેરી નોંધ પણ લેવી ઘટે.

આંખને હરતી હશે એની જ લીલપ એકદા,
એમ સુક્કા ઘાસ કેરી નોંધ પણ લેવી ઘટે.

તું હતી તો જિંદગીનું ગીત રણઝણતું રહ્યું,
કે સૂરીલા પ્રાસ કેરી નોંધ પણ લેવી ઘટે.

દુઃખ દશરથથી અધિકું, તો ય જીવ્યે જાઉં છું,
શબ્દનાં વનવાસ કેરી નોંધ પણ લેવી ઘટે.

(૨)

શબ્દ ફૂટે કે ફૂટે આકાશ કેવળ, આપણી વચ્ચે,
જંગલો ઊગે કે ઊંચા પ્હાડ કેવળ, આપણી વચ્ચે.

તું બહારોને ચહે ને હું ચહું છું બાગને મનભર,
રહી ગઈ છે આટલી તકરાર કેવળ, આપણી વચ્ચે.

દિલ દઝાડ્યું તેં હશે કે મેં ફૂલોનું ભૂલથી કિંચિત્,
નહિતર તો શાને વિસ્તરે વેરાન કેવળ, આપણી વચ્ચે.

મેં સમયને ચેતવ્યો કે જા, હટી જા, તું હવે છેટો,
થઈ રહ્યો છે કેટલો હેરાન કેવળ, આપણી વચ્ચે.

# સપનું મારું ચીમળાયેલું ચામાચીડિયું

રજનીકાન્ત પંચોળી

દૂર ખૂણામાં સંતાએલું
દી આખાનું ચીમળાયેલું
સપનું મારું
રાતે ઊડતું
ચામાચીડિયું....
ઝાંવાં મારે અહીંતહીં ને
ક્યાં ય ન જાવા મળતું બારું
ચામાચીડિયું...

દિવસ આખો ખૂણે લપાઈ
બેસી રહેતું
રોજ કરતું
રાતે દોડે મારે ફાંફાં
લોહી પીવાને
બહાર જવાને
તીણા, ઝીણા દાંત ચળકતા
ચામાચીડિયું..

સપનું મારું ઊડવા મથતું
ચામાચીડિયું
અહીં તહીં ભટકાતું
ઊંચે, નીચે
આગળ, પાછળ
દુનિયા નાની લાગે તેને
બહાર જવાનો મારગ
ક્યારે મળશે?
તોડી ખંડ જશે ક્યાં ગાંડું?

એન્ટેના માથામાં ઠોક્યો,
રાતે ભાળે ખૂબ મજાનું
સરજનહારની લીલા!
રમે, જમે ને વડવાઈમાં
સ્વર્ગ સમું મહાલે..
તે ક્યાંથી
અંધિયાર આ
ખંડે પડ્યું ભરાઈ?
સપનું મારું...
માથું કૂટે
પડે–આથડે
રાતે ઊડતું ચામાચીડિયું
પ્રકાશ–વાળા —
—તેના માટે તો અંધારાં—
આવા ખંડમાં
ક્યાંથી આવ્યું?
સપનું મારું
ભૂખ્યું, તરસ્યું
ચીમળાયેલું
સવારથી તે સાંજ લગી જે
કામ કરીને
ઘેર આવું ત્યાં
અહીં આથડતું...
દુનિયા નાની લાગે તેને
સપનું મારું
ચીમળાયેલું ચામાચીડિયું
મોટું થઈને
વેમ્પાયર થઈ
લોહી પીશે શું,
મારું?

# દસ જપાની કાવ્યો

અનુ. જ્યોતીન્દ્ર નિર્મળ

(૧)

જો હું ભાગીને તને
મળવા આવવાનું વિચારું
તો દસ હજાર માઈલનું અંતર પણ
એક માઈલ જેટલું થઈ જાય.
પણ આપણે બન્ને એક જ શહેરમાં છીએ
અને હું તને મળવાની હિંમત કરી શકતી નથી.
આ એક માઈલનો પથ
દસ હજાર માઈલ કરતાં પણ લાંબો છે.

(૨)

તું મને પૂછે છે કે આપણે પ્રેમીઓ
મળ્યાં એ પહેલાં હું શું વિચારતી હતી?
જવાબ સહેલો છે :
હું તને મળી એ પહેલાં
મારી પાસે વિચારવા જેવું કંઈ જ ન હતું.

(૩)

તને પ્રેમ કરવો એ
દરિયાનું પાણી પીવા બરાબર છે.
જેટલું વધારે પીઉં એટલી
વધુ ને વધુ તરસી બનું છું.
એટલી બધી કે છેવટે
મારે તરસ મીટાવવા આખો દરિયો પીવો પડશે.

(૪)

હું દર રાત્રે તારાં સ્વપ્નો જોઉં છું.
માટે એકલતાના દિવસો
માત્ર સ્વપ્નો જ છે.

(૫)

મારા હૃદયમાં જ્વાળા પ્રગટે છે.
એનો ધૂમાડો ઊઠતો નથી.
( એથી ) કોઈ એ વિષે જાણતું નથી.

(૬)

કોણ છે ? હું.
હું કોણ ? હું હું છું.
તું મારું સર્વનામ લઈ લે.
તો આપણે આપણે છીએ.

(૭)

મને પ્રેમ કર.
આ ક્ષણે આપણે
વિશ્વના સૌથી સુખી લોક છીએ.

(૮)

કેટલાંય જન્મો પહેલાં હું પ્રેમના
ધસમસતાં વ્હેણમાં પ્રથમ દાખલ થઈ.
અને છેવટે અનુભવ્યું કે
એને કોઈ કાંઠો જ નથી.
છતાં જાણું છું કે હું ફરી ફરીને
એમાં દાખલ થઈશ.

(૯)

ઘણા ઘણા સમય પહેલા
ઊજી નદીના પૂલ પાસે નાની હોડીમાં
આપણે આગિયાઓના વાદળ વચ્ચે સર્યા.
હવે યુવાનીના આગિયાઓ બુઝાઈ ગયા છે.
આભાર માનીએ એ માટે
પ્રૌઢતાની જંતુનાશકતાનો.

(૧૦)

બાગમાં એક કાગડો જાગ્યો.
અને પૂનમની ચાંદનીમાં એણે કાગારોળ કરી મૂકી.
હું જાગીને વીતેલાં વર્ષોની યાદમાં
ડૂસકાં ભરવા લાગી.

(જપાની કવયિત્રી મારીશિકોનાં કાવ્યોના અંગ્રેજી અનુવાદ પરથી)

## એવું લાગતું

તું મને હમણાં મળેલી હોય એવું લાગતું,
શ્વાસમાં ફોરમ ઢળેલી હોય એવું લાગતું.

આંખને મારગ ભલે આવી અને ઊભી રહી
પણ નજર પાછી વળેલી હોય એવું લાગતું.

ક્યાં ભરેલું ફૂલ મારા હાથમાં છલકાય છે ?
મ્હેક ચાલી નીકળેલી હોય એવું લાગતું.

રાખ મારા અંગ પર ઊડી રહેલી જોઉં છું,
આગ લોહીમાં ભળેલી હોય એવું લાગતું.

શ્વાસમાંથી મ્હેકનો લીલો ધુમાડો નીકળે,
મ્હેક અંદર ઓગળેલી હોય એવું લાગતું.

– મનીષ પરમાર

મનીષ પરમારની જે થોડીઘણી ગઝલો પ્રકાશિત થયેલી છે તે એની ગઝલસિદ્ધિનો પરિચય આપી જાય છે. મનીષ પરમારની ગઝલોમાં એમના હૃદયમાં ધબકતી સંવેદનાઓ કશાયે આવરણ વિના પ્રકટ થતી જોવા મળે છે. એમની ગઝલોમાં ગઝલનો મિજાજ સારી રીતે જળવાયેલો જોવા મળે છે. ગઝલ જેવા ઊર્મિપ્રધાન કાવ્યપ્રકારમાં કવિ જરાક પણ ચૂકે તો ગઝલમાં નબળા શેઅર ઘૂસી જવાનો ભય હોય છે. આ કવિની પ્રસ્તુત ગઝલ આ ભયમાંથી ઊગરી ગઈ છે.

કવિને જે વાત કહેવી છે એ વાત કેટલી સૌન્દર્યાત્મક રીતે એ કહી શકે છે એ બાબતથી કવિનું ગજું પારખી શકાય છે. વાતને મુલાયમ રીતે કવિ કઈ રીતે કહી શકે છે એ એનું જમા-પાસું છે. પ્રથમ શેઅરને આ બાબત બરાબર રીતે લાગુ પડી શકે છે. કાવ્યનાયક ને નાયિકા હમણાં મળેલી હોય એવું લાગે છે પણ એ બાબત માટેની પોતાની અનુભૂતિને કવિ વધુ ચોટદાર રીતે કહેવા માટે આ શેઅરની બીજી પંક્તિમાં કહે છે કે

'શ્વાસમાં ફોરમ ઢળેલી હોય એવું લાગતું'

આવી અનુભૂતિ સંવેદનશીલ કવિ સિવાય કોને પ્રાપ્ત થાય ?

નાયિકાએ વિદાય લીધી હોય તોપણ નાયિકા અને નાયકનો પ્રેમ તો નાયકના જીવનમાં સદાયે વસ્યા જ કરે છે, કારણ કે મ્હેક રૂપે આવેલી નાયિકા તેની વિદાય પછીયે મ્હેક રૂપે નાયકના શ્વાસમાંથી પ્રગટ થાય છે. નાયિકા નાયકના જીવનમાંથી, શ્વાસમાંથી પરત જઈ શકે એમ છે જ નહીં; કારણ કે એ તો નાયકની ભીતરમાં જ ઓગળી ગઈ છે. ફોરમ બનીને ઢળેલી – લોહીમાં આગ બનીને ભળેલી – હમણાં મળેલી અને 'ચાલી નીકળેલી' એવી નાયિકા પણ અંતે તો એ જ વાતને દૃઢ કરે છે કે નાયકના જીવનમાંથી ખરેખર તો નાયિકા ક્યાંય વિદાય લઈ શકે એમ નથી. કાવ્યનું મધુર રીતે કવિએ સમાપન કર્યું છે અંતિમ શેઅર છે કે

'શ્વાસમાંથી મ્હેકનો લીલો ધુમાડો નીકળે,
મ્હેક અંદર ઓગળેલી હોય એવું લાગતું.'



## કવિલોક ટ્રસ્ટને મળેલાં નવાં દાન

| | | | રૂ. |
|---|---|---|---|
| ૧ | શ્રી નિખિલેશ એ. શેઠ, યુ. એસ. એ | | ૧૦૩૨–૦૦ |
| ૨ | શ્રીમતી શોભના માનવાલા, | સૂરત | ૧૦૦૦–૦૦ |
| ૩ | શ્રી પ્રતિભા ખાનવઝીર, | સૂરત | ૫૦૧–૦૦ |
| ૪ | ડૉ. કુંજવિહારી મહેતા, | સૂરત | ૨૫૧–૦૦ |
| ૫ | પ્રો. ડી. બી. નાયક, | સૂરત | ૨૫૧–૦૦ |
| ૬ | શ્રી રતુભાઈ દેસાઈ, | મુંબઈ | ૨૫૦–૦૦ |
| ૭ | શ્રી સોમાલાલ શાહ, | અમદાવાદ | ૧૦૦–૦૦ |
| ૮ | ડૉ. ભરતભાઈ મહેતા, | સૂરત | ૧૦૦–૦૦ |

# કવિતાના નાભિકેન્દ્ર સુધી પહોંચવાનો પ્રયાસ

હરીશ વટાવવાળા

( 'સિસ્મોગ્રાફ' : ગુણવંત ઉપાધ્યાય, આવૃત્તિ પ્રથમ, ૧૯૮૯, પ્રકાશક શ્રીમતી ઊર્મિલા ઉપાધ્યાય, ૧૧૦૧/બી, 'યાદવ-નિવાસ,' આંબાવાડી, ભાવનગર – ૩૬૪૦૦૧ )

શ્રી ગુણવંત ઉપાધ્યાયના પ્રથમ કાવ્યસંગ્રહ 'સિસ્મોગ્રાફ' દ્વારા કવિતાનું કંપકેન્દ્ર શોધતાં શોધતાં કવિતાના નાભિકેન્દ્ર સુધી પહોંચ્યા છે. તેમનો આ પ્રયાસ જરૂર આવકાર્ય છે. આ કેન્દ્ર સુધી પહોંચવા તેમણે ઘણી મથામણો વેઠી છે / કરી છે. કળણમાં ખૂંપેલો માણસ કિનારા સુધી પહોંચે તેટલો પ્રયાસ તેમણે શબ્દને પામવા માટે કર્યો છે. શબ્દને પામવા માટે તેઓ સતત ચિંતનશીલ રહ્યા છે. તેથી જ તેઓ પોતાની જાત સાથે સતત ઝઘડતા રહ્યા છે. તેમની કવિતામાં સર્જનસભાનતા, કળાત્મક અભિવ્યક્તિની સજ્જતા, પ્રતીક-કલ્પનોનો વિનિયોગ, ભાવસાતત્ય, લયમાધુર્યની ભાતીગળ મુદ્રાઓ તેમજ કેટલાક પ્રયોગો પણ તેમણે કર્યા છે. આમ છતાં પણ તેમની કવિતા તપાસતાં તેમનો પોતાનો શબ્દ તેઓ પામી શક્યા નથી. તેમનો શબ્દ હજી પ્રણાલિકાગત છે / પરંપરિત છે, જેને કારણે એમનો ખાનગી શબ્દાર્થ, ખાનગી છંદોલય એમને મળ્યો નથી.

સાહિત્યક્ષેત્રે નવા સર્જકોનો પ્રવેશ અનેક આશાઓ અને અપેક્ષાઓ સાથે થતો હોય છે. આશાઓ એની પોતાની અને અપેક્ષાઓ એના ભાવકની. ગઝલમાં પ્રેમની ગુફતગો તો સદાકાળ ચાલતાની જ; પણ તે 'ગુફતગો' છે, જાહેર નિવેદન નથી તે ભુલાવું ન જોઈએ.

ગુજરાતી નવતર ગઝલે નવી કવિતાની સાથે રહી કાયાકલ્પ કર્યો છે, એનાથી આ કવિ સાવ અનભિજ્ઞ હશે ? તેમ છતાં કશોક ગઝલવિશેષ કવિએ સિદ્ધ કર્યો છે, કશુંક નિજી, કશુંક આગવું એ કાળની સનાતન માગણી છે, તેથી જ વિષાદયોગથી આગળ વધી પોતાનામાં જ કૃષ્ણત્વને પ્રકટાવવાનું સામર્થ્ય કવિને પામવાનું હજી બાકી છે. એવું સામર્થ્ય તેમની કવિતામાંથી પ્રકટે તેવી અપેક્ષા રાખવી રહી. શબ્દના illusionમાંથી નીકળી શબ્દને illuminate કરવા કવિ પ્રયત્ન કરે તો તેમનો પોતીકો શબ્દ તેમને જરૂર મળશે.

'સિસ્મોગ્રાફ'માં ચાર અંગ્રેજી રચનાઓ, ત્રીસ ગઝલો, ચોવીસ અછાંદસ રચનાઓ અને બે ગીતો સર્જકના વ્યક્તિત્વના આયના છે. તેમની કવિતાઓ તપાસતાં પ્રણય, પ્રકૃતિ, પુરાકલ્પન, ઇન્દ્રિયવ્યત્યય અને સામ્પ્રતનાં દર્શન થાય છે. તેમની કાવ્યબાનીમાં રહેલી ઋજુતા, કરુણતા, નિષ્ફળતાના કેટકેટલાયે ચહેરાઓની ભાષા-

ભિવ્યક્તિ / ભાવાભિવ્યક્તિ વાંચી શકાય છે તેમજ માનવમનના ઊંડાણને તાગવાનો / તોલવાનો અભિગમ, વિરહ, વેદના, વ્યથા, પ્રણય, એકરાર, રીસ, યાદ, ફરિયાદ દ્વારા વ્યક્ત થાય છે. કાવ્યસંગ્રહની કેટલીક પંક્તિઓ શબ્દતાજગીની બરફીલી છાલક મારે છે, તેથી ગુણવંતની કવિત્વશક્તિનો પરિચય મળે છે.

– હું જ છું એ ખુદ, ધરું વાતાવરણ,
કોણ આ હું પદ લઈને જાય છે ?!
(પૃ. ૨૭)

– હું મને ચોપાસ વિંટળાતો સતત
કોયલાની જેમ મન તરડાય છે ?!
(પૃ. ૨૮)

– હરેક જન્મે હાંફ ચઢે છે
ખુદ સેવેલું ઈંડું ફોડી. (પૃ. ૨૩)

– સુસ્ત નીંદર સુસ્ત જીવન સુસ્ત છે સૌ જાગરણ ?
છે અભયનાં મૂળિયાં પર શીત છાયું આવરણ (પૃ. ૧૩)

– હયો વલોવી હયો, વલોણું સૂર્યનું
ચાંદનીની તાંસળીમાં શું હશે ?
(પૃ ૧૬)

– શે શોધવું હવે અહીં પ્હાડ પર ચઢી
ઊર્જા વિનાની ચેતના–મિલકત નથી રહી.
(પૃ. ૩૪)

- એક ઝાકળ બિંદુમાં આકાશ લૈ,
મેઘ બારેમાસ વરસાવ્યા તો નથી ?!
(પૃ ૨૧)

– લાગણીનો બરફ જામી ગયા પછી
ડુમાને રક્ત–સ્રાવ થાય તો ઘણું.
(અછાંદસ– પૃ. ૪૨)

કવિ ગુણવંત લાગણીથી ભર્યોભાદર્યો છે, એટલે જ તેની કવિતામાં માનવીય સંબંધપણું, સંવેદનપણું દર્શાવતા કેટલાક શેઅર / પંક્તિઓ જોવા મળે છે. તેમજ આ કવિમાં સૂક્ષ્મ સંવેદનશક્તિ છે, એટલે જ તેની કવિતામાં ધ્વનિત થતા લય અને શબ્દ માધુર્યની તાજગીમય આસ્વાદ છાલક વાગે છે તેમજ કલ્પન અને પ્રતીકો દ્વારા સુંદર ચિત્રો ઉપસાવવાનો તેનો પ્રયાસ લેખે લાગ્યો છે.

- ગઢ કાંગરા આળસભર્યા રાણક અને ખેંગારના,
પદચાપ પણ ભૂત-પ્રેતશા, ફરતા રહે આભાસમાં
(પૃ. ૨૨)

– સાવ સસ્તા શ્વાસ કુંવારા અરે ?
હાથના મીંઢોળ કંકણ કરગરે ?! (પૃ. ૩૧)

– હાડપિંજર એણના સચવાય છે,
જેમને જીવન-મરણનો કયાસ છે. (પૃ. ૨૦)

– કાચ જેવો કાચ શૈને ઘૂઘવે
નીર સાગરમાં ભરી દે આયનો ?! (પૃ. ૧૯)

– શેરીમાં ચાલે છે વૃક્ષો
જાણે પહેરી તડકો લીલો ?! (પૃ. ૧૭)

– સૂર્યની લાલાશ તારા હોઠમાં
હાસ્ય સુગંધાય છે આંચલ તરફ ! ?(પૃ.૧૧)

– હું જ વિસ્તારીને માયાજાળને
માનવીમાં મન બની રીઝાઉં છું !
(પૃ. ૨૭, સ્વતંત્ર શેઅર)

'જ્યારે ત્યારે' (પૃ.૫૩) માં છેલ્લે કવિની સર્ગ-શક્તિનો સુપેરે પરિચય થાય છે. તેનો શબ્દ બળવત્તર થતો આપણને જણાય છે. તેમાં 'ટેરવામાંથી ગળતી ક્ષણો'નું કલ્પન કવિતાને તાજગી આપે છે.

– સૂર્યના સાતે સાત અશ્વોના
દાબડા પકડવા કાન શો
દોડતો હોઉં ત્યારે
હું સંપૂર્ણ એકલવાયો હોઉં છું
અને
મારા ટેરવાંથી ક્ષણો
સતત ગળતી હોય છે!

'પાંચ સમુદ્રકવિતાઓ' (પૃ. ૩૬)માં પ્રથમ ત્રણ કૃતિમાં 'પણો પણો', 'ક્ષણો ક્ષણો' પછી જરા જુદી રીતે 'સર્યો સર્યો'ની પ્રાસયોજના કવિતાને ગતિમય બનાવે છે. એટલે જ આ કૃતિઓ ધ્યાનાર્હ બની છે.

ઋતુઓને લક્ષમાં રાખી લખાયેલી ત્રણ અછાંદસ રચનાઓ Loud થઈ છે.

ઇતિહાસગઝલ 'ઉપરકોટ' (પૃ. ૨૨)માં શેઅર અધૂરો રાખી મુક્ત મિસરાથી ગઝલની શરૂઆત કરી છે, જેથી ભાવ સ્પષ્ટ થતો નથી અને તે જ પંક્તિ છેલ્લા શેઅરની અંતિમ પંક્તિ સાની મિસરા તરીકે પ્રયોજાઈ છે. જો છેલ્લો શેઅર શરૂઆતમાં મૂકી પછી એ જ શેઅર છેલ્લે ઉલટાવીને મૂક્યો હોત તો ગઝલ 'તસ્બી ગઝલ' બની હોત. કવિને મુક્ત મિસરાથી ગઝલ શરૂ કરવામાં પ્રયોગ લાગ્યો હશે, પરન્તુ ગઝલ ચુસ્ત રીતે તેના બંધારણમાં જ હોવી જોઈએ તે તેની પ્રથમ શરત છે. કવિ તે ભૂલી ગયા હોય તેમ લાગે છે. ચીનુ મોદીએ 'ઈર્શાદગઢ'માં 'તસ્બી ગઝલો' આપી છે. 'ઉપરકોટ'માં પ્રતીક-કલ્પન દ્વારા ગઝલ સિદ્ધ કરવા પ્રયાસ કર્યો છે.

– જોવું જ ઉપરકોટ જો,તો સિદ્ધરાજી પ્યાસ શો,
પથરાળ શીલાઓ શ્વસે, રા'માંડલિકી શ્વાસ શો.

'જો-તો' અને પ્યાસ-શ્વાસ'ની પ્રાસયોજનાથી શેઅરને ગતિ મળી છે. તે ઉપરના શેઅરમાં જોઈ શકાય છે. 'પથરાળ શીલાઓ શ્વસે'માં રહેલું ઇન્દ્રિયવ્યત્યય સજીવારોપણ, 'સિદ્ધરાજી પ્યાસ'માં રહેલી જિજીવિષા અને રા'માંડલિકી શ્વાસ'માં રહેલી વેદના તેમજ 'ઉપરકોટ' આખી ગઝલમાં રહેલાં ઇતિહાસ સ્મૃતિ આપણી સમક્ષ ચાક્ષુષ થાય છે.

'શું હશે?' (પૃ. ૧૬) ગઝલના એક શેઅરમાં ઉપમા અલંકારથી ગઝલને સંવારી છે :

– હયો વલોવી હયો, વલોણું સૂર્યનું
ચાંદનીની તાંસળીમાં શું હશે?
તો –

''લીલવું આકાશ ધર વાગોળતું'માં રહેલું સજીવારોપણ ધ્યાનાર્હ બન્યું છે તેમજ 'વાગોળવા'ની ક્રિયા 'નિરાંત'ને ચાક્ષુષ કરે છે.

'જોતો રહું છું' (પૃ. ૨) ગઝલના શરૂઆતના પાંચ શેઅરમાં કવિએ બંધારણ જાળવ્યું છે, પરન્તુ તે પછીનો શેઅર 'ત્રિપદી'માં લખાયો

છે. ત્યાં એક મિસરા સાથે બીજા મિસરાનો અને બીજા મિસરાનો ત્રીજા મિસરા સાથે સંબંધ જળવાતો નથી. તે પછી કવિએ તુરત જ ચતુષ્પદી સરખા રદિફકાફિયા લઈને ગઝલને પૂરી કરી છે, જેને ભરતીના શેઅર કહી શકાય. ગઝલ સાથે આવાં અડપલાં કરી કવિએ પોતાને જોખમમાં મૂક્યો છે.

કેટલીક ગઝલોમાં બંધારણ જળવાયું નથી. 'રમલ' છંદમાં લખાયેલી ગઝલ 'વિના' (પૃ. ૩) માં બીજો શેઅર તપાસીએ —

– ભટકતા ભવ ભાંગશે ભાવી નથી ?
બંધ મુકી બોલ તું બડબડ વિના.

ઉલા મિસરામાં 'ભટકતા'માં આપણે 'ભટ-ક-તા' એમ બોલતા નથી. પરન્તુ 'ભ ટક-તા' એમ બોલીએ છીએ. 'રમલ' છંદ 'ગાલ ગાગા' આવર્તનવાળો છંદ છે અહીં 'ભ' એ લઘુ છે. પરન્તુ કવિ આરંભે એ 'લઘુ' અક્ષરનો એક 'ગુરુ' અક્ષર બનાવવાની લાલચમાં બંધારણ-દોષી ઠર્યા છે.

'નથી રહી' (પૃ. ૩૪) ગઝલના ચોથા શેઅરમાં 'છબીમાં ગાઉં છું' (પૃ. ૬)ના ચોથા શેઅરમાં 'શ્વાસ' (પૃ. ૨૦) ગઝલના છેલ્લા શેઅરમાં. તેમજ 'ખાલીપો' (પૃ. ૧૪), 'અહેસાસ' (પૃ.૧૫), 'જન્મ્યો' (પૃ. ૭), 'કોઈ ચાલ્યું ગયું' (પૃ. ૮), 'કુદરત' (પૃ. ૧૦), 'કિરણ' (પૃ. ૧૨)માં પણ બંધારણદોષ છે.

'સંભારણ' (પૃ. ૪)માં 'શૈલેજા, સુધા અને સંમોહિની જેવા વર્ણાનુપ્રાસો કઠે છે.

કેટલીક ગઝલોમાં 'ઉલા' મિસરાનો 'સાની' મિસરા સાથે સંબંધ જળવાતો નથી. દાવો અને દલીલ બરાબર થવાં જોઈએ તે થયાં નથી તેવા કેટલાક શેઅર તપાસીએ.

– પાંદડે પડઘાય ઓળા પ્રેતના
રેતસાગર ઘૂઘવે છે આદમી. (પૃ. ૫)

– સૂર્યમુખી વન હતાંની યાદમાં
શ્વાન જેવાં મન સ્રવે છે આદમી (પૃ. ૫)

– રેતના સાગર હવે હિલ્લોળશે
મોરવાનું મન તજે છે આદમી. (પૃ. ૫)

આઠ શેઅરની 'આદમી' ગઝલમાંથી ઉપરના ત્રણ શેઅરની બાદબાકી કરી હોત તો ગઝલ સારી બની શકી હોત. અન્ય ગઝલના આવા શેઅર તપાસીએ.

– નૌકા બની જીવનના આયાસો રચું
પાંખો બની ઉજાસમાં પ્રસરાઉં છું. (પૃ. ૬)

– વાતના જંગલ બધે
ઊદતો ના એક જણ. (પૃ. ૧૨)

– ભેદરેખા સ્પષ્ટ ના કહેવા વિશે,
શબ્દનો વ્યય મુખવટાનો ભાસ છે ! !
(પૃ. ૨૦)

'ભાંગ પીધેલી ગઝલ' (પૃ. ૨૪)માં કવિને જે વાત કહેવી છે તેની સાથે 'મૂળિયાં' રદિફનો કોઈ જ સંબંધ જળવાતો નથી. એટલે કહેવાનું મન થાય કે, કવિએ પણ ભાંગ પીને ગઝલ લખી હશે ! એટલે તેમની રીતે તે ગઝલમાં સફળ થયા છે તેમ કહી શકાય. તેમજ 'આલ્લે...લે !' (પૃ. ૨૯,-૩૦)ના ત્રીજા, ચોથા અને છઠ્ઠા શેઅરમાં સંબંધ જળવાતો નથી.

ગઝલ જ્યારે સંપૂર્ણ ગુજરાતણ બની છે ત્યારે તેને ઉર્દૂ પદાવલિથી શણગારવાની જરૂર ખરી? કવિએ 'અંકબંધ' (પૃ. ૯) અને 'નથી રહી' (પૃ. ૩૪)માં મસ્તી, મઝા, મશહૂર, નૂર, દસ્તુર, બાગબાં, બેહદ, તૂર, પાકબંદો, રઝા, હજૂર, હૂર, સૂર, શિકાયત, આદત, બા-કાયદા, શરિયત, તાકત, દાનત જેવી ઉર્દૂ પદાવલિ યોજી છે. તો કેટલીક ગઝલમાં અને અછાંદસ રચનાઓમાં અંગ્રેજી પદાવલિ પણ નજરે ચઢે છે. તો કેટલીક ગઝલોમાં શબ્દરમત પણ જોવામાં આવી છે. તો ક્યાંક ક્યાંક આયાસપૂર્વક શબ્દોને ગોઠવ્યા છે. તો કેટલીક ગઝલોમાં રદીફ અને કાફિયા જાળવ્યા નથી. કેટલીક ગઝલોમાં ગઝલમિજાજ નથી, માત્ર બંધારણ જાળવવાથી કે પ્રાસ-અનુપ્રાસ જાળવવાથી કે નવા રદીફ-કાફિયા લાપવાથી ગઝલ બનતી નથી. કેટલીક ગઝલોમાં બીનજરૂરી આશ્ચર્યવિરામ, પ્રશ્નાર્થ, અલ્પવિરામ, જેવાં વિરામચિહ્નો નજરે ચઢ્યાં છે. કવિને 'રમલ' છંદ તેમજ રેત, સાગર, જેવાં પ્રતીકો હૃદ્ય હોય તેમ જણાય છે.

બે ગીતો – બન્નેમાં પ્રથમ સારું, બીજું અતિસામાન્ય છે. તેમાં પ્રતીકોનો વિનિમય સારો થયેલો છે, પરન્તુ બંધારણ જાળવ્યું નથી. લયની સૂઝ તેમને ગીત તરફ લઈ જાય તેવાં એંધાણ વર્તાય છે.

પ્રયોગની ધખના કે પ્રયોગની દેખાદેખીથી કવિતા ન કહી શકાય તેવી કૃતિઓ આપતાં જાતને રોકી શકાઈ નથી એ પણ નોંધવું જ રહ્યું. આ સંગ્રહને ધ્યાનપૂર્વક જોનાર એમાંથી ઘણી નબળી રચનાઓ ચાળી શકે, જેમાં કવિતાને પામવા જતાં નિરાશા મળે. તેમ છતાં શરૂઆતમાં જેની નોંધ લીધી છે તેવી આસ્વાદ્ય કૃતિઓ પણ મળી છે. કવિ પાસે હવે પછીનો શબ્દ બળવત્તર થઈ આવે તેટલી અપેક્ષા રાખીએ.



---

## ગતાંકનો સુધારો

મે-જૂન ૧૯૯૦ના અંકમાં શ્રી રાજેન્દ્ર શાહના કાવ્યમાં નીચે પ્રમાણે સુધારીને વાંચવું :

પૃષ્ઠ નં. ૭ ઉપરની

'વાણી : પ્રિય મારો જ એ દોષ...' થી

'ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ' સુધીની પંક્તિઓ

પૃષ્ઠ ૧૧ પર 'સૂર : કેવો અભિશાપ' પછી વાંચવી.

---

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ, જૂજવે રૂપે અનંત ભાસે,
દેહમાં દેવ તું, તત્ત્વમાં તેજ તું, શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે.

પવન તું, પાણી તું, ભૂમિ તું, ભૂધરા! વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ લેવાને, શિવ થકી જીવ થયો એ જ આશે

વેદ તો એમ વદે, શ્રુતિ-સ્મૃતિ શાખ દે: કનકકુંડળ વિશે ભેદ ન્હોયે;
ઘાટ ઘડિયા પછી નામ-રૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે,

ગ્રંથ ગરબડ કરી, વાત નવ કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે,
મન-વચન-કર્મથી આપ માની લહે, સત્ય છે એ જ: મન એમ સૂઝે.

વૃક્ષમાં બીજ તુ, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એ જ પાસે;
ભણે નરસૈંયો: એ મન તણી શોધના: પ્રીત કરું પ્રેમથી પ્રગટ થાશે.

નરસિંહ મહેતા



# ૪૦ ટકાનો લાભ

'કવિલોક' ટ્રસ્ટે અત્યાર સુધીમાં ૧૯ પુસ્તકોનું પ્રકાશન કર્યું છે. આમાંથી નીચેનાં ૭ પ્રકાશનો અત્યારે અપ્રાપ્ય છે :

૧. શ્રુતિ – રાજેન્દ્ર શાહનો કાવ્યસંગ્રહ
૨. આર્દ્રા – ઉશનસનો કાવ્યસંગ્રહ
૩. રાનેરી – મણિલાલ દેસાઈનો કાવ્યસંગ્રહ
૪. જળની આંખે – પ્રજ્ઞેશ દવેનો કાવ્યસંગ્રહ
૫. સાત મહાકાવ્યો – સંપા. ધીરુ પરીખ
૬. પંચમહાકાવ્ય – સંપા. ધીરુ પરીખ

નીચેનાં તેર પુસ્તકોની જૂજ નકલો બાકી છે. એ તેર પુસ્તકોનો સેટ ૩૧મી ડિસેમ્બર ૧૯૯૦ સુધીમાં ખરીદનારને **રૂ. ૨૩૪-૦૦ને** બદલે માત્ર રૂ. **૧૮૫-૦૦માં** પ્રાપ્ત થશે. આ રીતે ૨૦%નો સીધો ફાયદો થશે. વળી, સામાન્ય બજારભાવ કરતાં કવિલોકનાં પ્રકાશનોની કિંમત ૨૦% જેટલી ઓછી રખાઈ છે. આમ, કુલ **૪૦ ટકાનો લાભ** આપ લઈ શકો છો :

| | |
|---|---|
| ૧. ટી. એસ. એલિયટ – સંપા. ધીરુ પરીખ | ૭૦–૦૦ |
| ૨. ગદ્યકાવ્ય – સંપા. ધીરુ પરીખ | ૨૪-૦૦ |
| ૩. આપણાં ઋતુકાવ્યો – સંપા. ધીરુ પરીખ | ૨૦–૦૦ |
| ૪. જીભ ઉપરનો ધ્વજ – પ્રફુલ્લ પંડ્યાનો કાવ્યસંગ્રહ | ૭–૦૦ |
| ૫. પાર્થિવ – જગદીશ વ્યાસનો કાવ્યસંગ્રહ | ૭–૦૦ |
| ૬. પરંતુ – વિનોદ જોશીનો કાવ્યસંગ્રહ | ૭–૦૦ |
| ૭. અરીસાઘર – બારીન મહેતાનો કાવ્યસંગ્રહ | ૭–૦૦ |
| ૮. અર્થાત્ – અશોકપુરી ગોસ્વામીનો કાવ્યસંગ્રહ | ૧૦–૦૦ |
| ૯. પ્રસંગસપ્તક – રાજેન્દ્ર શાહનાં સંવાદ-કાવ્યો | ૧૫–૦૦ |
| ૧૦. નિરુ. શે – રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું ચયન | ૨૦–૦૦ |
| ૧૧. 'સાવિત્રી' – ચં. ચી. મહેતાનાં રેડિયોરૂપકો | ૨૪–૦૦ |
| ૧૨. આગિયા – ધીરુ પરીખનો હાઈકુસંગ્રહ | ૧૫–૦૦ |
| ૧૩. અંગપચીસી – ધીરુ પરીખનો છપ્પાસંગ્રહ | ૮–૦૦ |
| કુલ. રૂ. | ૨૩૪–૦૦ |

અમદાવાદની બૅન્ક પરના ચેક/ડ્રાફ્ટથી કે મ. ઑ.થી રકમ મોકલવી. ટપાલથી પુસ્તકોનો સેટ મગાવનારે રૂ. ૧૦-૦૦ વધુ મોકલવા.

પ્રાપ્તિસ્થાન

**ગ્રંથાગાર :** જવાહરલાલ નેહરુ મ્યુનિસિપલ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯

## ૧૯૯૧ થી નવું લવાજમ

ગ્રાહક મિત્રો,

છેલ્લા કેટલાક સમયથી મુદ્રણસામગ્રીના ભાવોમાં સતત વધારો થતો રહ્યો હોવા છતાં અમે 'કવિલોક'નું લવાજમ વધાર્યું નહોતું. પરંતુ તાજેતરમાં કાગળના ભાવમાં બેહદ અને છાપકામના ભાવમાં સામાન્ય વધારો થયો છે. આ પરિસ્થિતિમાં 'કવિલોક'ના લવાજમમાં ના છૂટકે થોડો વધારો કરવો અનિવાર્ય બન્યો છે. સૌ ગ્રાહકો આ વધારાને સહ્ય ગણશે એવી અમારી અપેક્ષા છે.

૧૯૯૧ના વર્ષથી 'કવિલોક'નું નવું લવાજમ નીચે પ્રમાણે રાખેલ છે. ગ્રાહકો અને એજન્ટોએ તેની નોંધ લેવા વિનંતી છે.

વાર્ષિક લવાજ રૂ. ૫૦-૦૦ * આજીવન લવાજમ રૂ. ૪૦૦-૦૦

પરદેશમાં (હવાઈમાર્ગે ડૉલર ૧૨ અથવા પાઉન્ડ ૭)

લવાજમ બહારગામની બૅન્કો પરના ચેકથી સ્વીકારાતાં નથી. મનીઑર્ડર કે ડ્રાફ્ટથી લવાજમ મોકલવું.

---

## સર્જક મિત્રોને

સર્જક મિત્રોને વિનંતી છે કે પોતાની કૃતિ સાથે જવાબી કાર્ડ, પરબીડિયું કે ટિકિટ ન બીડવાં. સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ માસમાં અપાય છે. અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી.

---

## કવિલોકનાં બે નવાં પ્રકાશનો

(૧) શ્રી અરવિંદના મહાકાવ્ય 'સાવિત્રી' ઉપર સંક્ષિપ્ત રેડિયોરૂપકો :

નિયોજક શ્રી ચન્દ્રવદન મહેતા

કાચું પૂઠું, ડિમાઈ પૃ. ૧૩૬, કિંમત માત્ર રૂપિયા ૨૪

[ બીજી આવૃત્તિની મર્યાદિત નકલો ખૂટી જાય તે પહેલાં તમારી નકલ મેળવી લેશો. ]

*

નવ્ય કવિ શ્રેણી-૬

૨. અર્થાત્ - અશોકપુરી ગોસ્વામીનો ગઝલસંગ્રહ

કાચું પૂઠું, ક્રાઉન પૃ. ૭૨, કિંમત માત્ર રૂ. ૧૦

• પ્રાપ્તિસ્થાન •

ગ્રંથાગાર : મ્યુનિસિપલ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯

શરદ વિ. સં. ૨૦૪૭ કવિલોક સપ્ટેમ્બર-ઑક્ટોબર, ૧૯૯૦

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठता मनो मे वाचि प्रतिष्ठितमाविराविर्म एधि ।

## છંદ

પ્રત્યેક કવિ પોતાની આંતરિક જરૂરિયાતને વશ વર્તીને ભાવનાને સબળ અભિવ્યક્તિ આપવા સમુચિત માધ્યમને સ્વીકારતો હોય છે. છેક વેદકાળથી અત્યાર સુધીમાં થયેલા છંદોના પ્રયોગો પરથી એ તારણ કાઢી શકાય છે કે કવિઓ છંદના જડબેસલાક માળખાને-ગણિતને ગાંઠ્યા નથી. પોતાની અનુભૂતિને અભિવ્યક્ત કરવા નાના-મોટા ફેરફારો જરૂર પ્રમાણે એમણે કર્યા છે. ગાયત્રીનાં ત્રણ ચરણ અપૂરતાં લાગતાં એમણે ચાર ચરણોવાળા ત્રિષ્ટુભ-અનુષ્ટુપ નિપજાવ્યા છે એની પ્રત્યેક પંક્તિના આઠ અક્ષરોમાં ત્રણ અક્ષરો ઉમેરી અગિયાર અક્ષરનો ઇન્દ્રવજ્રા અને ઇન્દ્રવજ્રાના પ્રથમ ગુરુને સ્થાને લઘુ મૂકી-વૈવિધ્ય આણી-ઉપેન્દ્રવજ્રા પછી એનાં મિશ્રણો દ્વારા ઉપજાતિ અને એમ કરતાં કરતાં અનેક છંદોની રચના કરી છે. એ જ રીતે શાલિનીમાંથી મંદાક્રાન્તા અને મંદાક્રાન્તામાંથી સ્રગ્ધરા એમ સપતિક છંદોનું વૃક્ષ પણ વિસ્તરેલું છે.

સંસ્કૃત સાહિત્યમાં પરિવર્તન પામતાં પામતાં રૂઢ થયેલા આ અક્ષરમેળ-રૂપમેળ છંદો મનોહર રૂપે ગુજરાતીમાં પ્રયોજાયેલા છે અને પછી તો એનાં લઘુગુરુઓનાં સ્થાનોમાં લય જાળવીને, વ્યત્યય કે ઉમેરણ દ્વારા નવનવીન પ્રયોગો પોતાની ભાવાભિવ્યક્તિ માટે કવિઓએ કરેલા છે. ક્યાંક પંક્તિ-ખંડો સાથે સળંગ પંક્તિઓ, ક્યાંક બે વૃત્તોનાં મિશ્રણો, ક્યાંક લઘુગુરુ સ્થાનપરિવર્તન કે ક્યાંક લઘુગુરુને ઓછા કરી કે વધારીને ભાવાનુસારી લય સિદ્ધ કરવા છંદને નવા નવા રૂપે પ્રયોજ્યો છે, એની પાસેથી ધાર્યું કામ લીધું છે. છંદ, કાવ્યના એક ઘટક અવયવ તરીકે, એના અવિશ્લેષ્ય અંગ તરીકે સ્થાન પામ્યો છે. આ રૂપમેળ છંદોમાં કોઈ આવર્તન નથી, એટલે કે એના સંધિઓ આવર્તિત થતા નથી. છતાં એમાંથી અનુપમ લય કેમ સિદ્ધ થાય છે એ હજી શોધનો વિષય છે. છંદશાસ્ત્રનો, એટલે જ એ મોટો ચમત્કાર ગણાયો છે.

ચિમનલાલ ત્રિવેદી

('ભાવબિંબ'માંથી)

# કવિકર્મ : એક અનેકાવધાની -પ્રક્રિયા

## ઉશનસ્

હવે કવિતાકલાની સર્જકપ્રક્રિયા વિશે પૂર્વ-પશ્ચિમમાં મત આ ઠેકાણે ઠર્યો લાગે છે કે કવિતાકલાના ઉદ્ગમના કેટલાક ભાગો સર્જક માટે પણ થોડાક અગોચર રહ્યા છે પણ એ પ્રેરણોત્થ અંશ સ્વીકાર્યા પછીય તે ઉપર ઘણું જ સ્થાપત્ય જેવું નકશીકામ તથા પરફેક્શન માટે ફિનિશિંગની કરવાની બાકી જ રહે છે; આ પ્રક્રિયાને જ આપણે કુન્તક પ્રમાણે 'કવિ-કર્મકૌશલ' કહીએ છીએ. આ કવિકર્મની કુશલતા માટે કુન્તક વર્ણવક્રતાથી માંડીને પ્રબંધવક્રતા સુધીની અપ્રમત્ત એવી કાળજી રાખવી પડે છે; એટલા માટે જ કાવ્યપંડિતોએ 'કલા છેવટે તો થોડીક આર્ટિફિશિયલ- (એટલે 'બનાવટી'-'કૃત્રિમ' નહીં.) મનુષ્યકૃત' હોય છે એમ કહી છે. પ્રેરણોત્થ ભાગ કદાચ અપૌરુષેય કહેવાય, પણ તે પછી તો તેને કવિકર્મની કારીગરીની કુશળતાથી એક સૌંદર્યની નિર્મિતિ બનાવવાની બાકી જ રહી છે. આપણે કવિતાના ઉપાદાનમાં શબ્દાર્થના વ્યક્તિત્વ ઉપરાંત તેમાં ઉપકારક રીતે ઓતપ્રોત થતા લયનું ત્રીજું તત્ત્વ પણ જરૂર સ્વીકારવું જોઈએ, આ લય જ શું છાંદસ કવિતામાં કે શું અછાંદસ કવિતામાં-સૌંદર્ય અને આનંદના માદક તત્ત્વનો—ઘેનનો ઉમેરો કરે છે; આ લયે જ આપણને છંદો આપ્યા છે, ગીત આપ્યું છે; કવિતાપદાર્થમાં આમ જો લય નહીં તો, કવિતા નહીં', એવું સૂત્ર ઉચ્ચારી શકાય; ગદ્યકાવ્યમાં પણ આ લય જ તેને ગદ્યાળવું થતું અટકાવે છે; આમ ત્રણ તત્ત્વો કવિતાકળામાં અનુભૂતિને આકારવામાં તેની સાથે સૌંદર્યાનંદમૂલક સુકાબલામાં ઊતરે છે; એમાં કોઈ પરાજિત થતું નથી; એકાદે તત્ત્વ જો ઊણું ઊતરે છે ત્યારે સ્વયં કાવ્ય જ હારી જાય છે; કાવ્ય જીતે છે ત્યારે આ ત્રણે તત્ત્વો પરસ્પર સહકારિત્વથી સંવાદિતા-સુષમા સાધી સફળ થતાં હોય છે.

ધારો કે કવિ કોઈ ગીત કે સૉનેટ કે એવા કોઈ સ્વરૂપમાં સક્રિય હોય છે ત્યારે તે પ્રક્રિયા કેવી હોય છે વારુ? તેની સર્જકસમાધિ પણ આંતરિક રીતે એકીસાથે અનેક બિંદુએ પ્રવૃત્ત હોય છે; યાદ રહે કે લયનું તત્ત્વ ઘેન પ્રેરે છે છતાં એ અવસ્થા પ્રમાદની કે તંદ્રા-નિદ્રાની નથી; આ સમાધિમાં સર્જકચેતના સૌથી વધારે જાગૃતિ અનુભવતી હોય છે; કવિ એકીસાથે તેની અનુભૂતિને પ્રાપ્ત થયેલા લયમાં વહે છે, કહો કે એને એક ઢાળ-ઢોળાવ મળી ગયો હોય છે ત્યારેય તે સાવ અવશપણે વહી જતો—તણાઈ જતો નથી; જે છંદ કે ઢાળ તે સ્વીકારે છે તેનું શુદ્ધ માપ તેની નજરમાં જ હોય છે. આ જાગૃતિ જ એની લઘુગુરુની અશુદ્ધિથી બચાવે છે, શ્રુતિ ને યતિસ્થાનોને બરાબર જાળવે છે; એની પ્રતિભાની ઝીણી ચારણીમાં બધું ચળાઈને આવે છે; એની આ સાધનાને પહોળા 'જાળ' કરતાં તો તીક્ષ્ણ 'ગલ' કહેવો ઠીક લાગે છે, પંક્તિઓમાં આમ

તે ઢાળ પર ઢળે છે ત્યારેય શબ્દ તો શું, વર્ણની પસંદગી પણ અપ્રમત્ત રીતે કરતો રહે છે, કાવ્યમાં સીધો બોધ અને સીધો અર્થ-બોધ હાનિકારક છે તે તે જાણે છે એટલે વક્રતાને પ્રયોજે છે ને સમસ્ત શબ્દશક્તિને નાદમૂલ્ય તથા 'ધ્વનિ'મૂલ્યને પણ સાથોસાથ કામે લગાડે છે; ઔચિત્ય-અનૌચિત્યનો વિવેક પણ કરતો રહે છે ને શબ્દોને (અને વર્ણોનેય) સાકાંક્ષ-નિરાકાંક્ષ કરતાં પદવિન્યાસ ને વાક્યવિન્યાસ કરતો રહે છે; પંક્તિને અંતે પ્રાસની પણ તે માવજત કરતો રહે છે; ક્યારેક પ્રથમ પંક્તિ પૂરી થાય ત્યારથી જ બીજી પંક્તિના પ્રાસનો તેને ભાસ થતો હોય છે ને ક્યારેક તો તે પ્રાસના આધારે જ પાછા પગલે જતો હોય છે અર્થાનુકૂલ રીતે, આમ તે પ્રાસની કારકતા તથા સૌંદર્યમૂલકતાને બરાબર સમજે છે ને એ સમજે જ તે પ્રવર્તે છે; કવિની આ ચાલના દોરડા ઉપર ચાલતા એક કુશળ નટ જેવી હોય છે. કાવ્યમાં પ્રતીકો, અલંકારોને પ્રયોજે છે ત્યારેય તે સીધાપણાને ટાળવા તથા વક્રતાના સૌંદર્યને સાધવા જ તે આમ કરતો હોય છે; આ બધું કવિમાં સાવ સ્વાભાવિકપણે—લગભગ અનાયાસ રીતે થતું જણાય છે. પણ તે માટે કવિચેતનામાં સર્જનપ્રક્રિયાપૂર્વે તેણે ઘણી સાધના કરી લીધી હોય છે. કારયિત્રી ઉપરાંત તે ભાવયિત્રી પ્રતિભાનો પણ ઉપયોગ કરે છે ને કાવ્યના ગુણો સાધતો હોય છે ને દોષોને નિવારતો તો હોય છે; લોકશાસ્ત્રાદિના અન્વેક્ષણથીય આ ચેતના સમૃદ્ધ બની હોય છે.

તેનાં પગુ તે સંપ્રજ્ઞાત-અર્ધસંપ્રજ્ઞાતપણે લાભ લેતો હોય છે. ભારતીય કે પશ્ચિમનાં કાવ્યશાસ્ત્રોમાં જે જે સર્જકતત્ત્વોની લાંબી મીમાંસા થઈ છે તે બધામાંથી જ તે પસાર થતો હોય છે. ભમરડો ખૂબ ગતિમાં હોય છે ત્યારે જ આપણે તેને 'ઊંઘે' છે કહીએ છીએ.

આમ, કવિકર્મનો જેટલો મહિમા કરીએ તેટલો ઓછો છે. એ જ જાણે પ્રતિભા પછીનું એની લગભગ જતું પ્રતિભાકલ્પ તત્ત્વ છે. કવિ સર્જનસમાધિમાં ડોલે છે ત્યારેય તે તેનાં સર્જક ઘટકતત્ત્વોના વિન્યાસમાં અપ્રમત્ત રીતે ચેતનામાં જાગ્રત રીતે—કુશળતાપૂર્વક કામ કરતો હોય છે તે આ જાગૃતિને વર્ણ, શબ્દ, વાક્ય પ્રતીક, કલ્પના, કલ્પન, અલંકાર, અર્થ, લય વગેરે સૌંદર્યમૂલક તત્ત્વોમાં અખિલાઈથી અનેક રીતે સાવધાન રહી એકીસાથે સહકારિત્વથી વ્યાપારથી કરતો હોય છે ●

---

## નોંધ

અમદાવાદની અશાંત પરિસ્થિતિને કારણે
આ અંક મોડો પ્રકટ કરી શકાયો છે
તે બદલ ક્ષમાપ્રાર્થી છીએ. — તંત્રી

---

# સ્નેહરશ્મિનાં હાઈકુમાં પ્રણયનું તત્ત્વ : એક દૃષ્ટિપાત

જગદીશચંદ્ર ચ. પટેલ

ગુજરાતી કવિતામાં હાઈકુક્ષેત્રે સ્નેહરશ્મિનું પ્રદાન અનન્ય છે એમણે 'સોનેરી ચાંદ રૂપેરી સૂરજ' તથા 'કેવળ વીજ' એ નામે બે સમૃદ્ધ હાઈકુસંગ્રહો આપ્યા. સંખ્યા અને સત્ત્વ— એમ બેઉ દૃષ્ટિએ એમનાં હાઈકુ અનોખી ભાત પાડનારાં રહ્યાં છે, એટલું જ નહીં પણ શુદ્ધ કવિતાના નૂતન પ્રકાર લેખે તેનું ઐતિહાસિક મૂલ્ય વિશેષ રહ્યું છે. 'સકલ કવિતા'માં સંકલિત હાઈકુરચનાઓ જોતાં એ કાવ્યસ્વરૂપ પ્રત્યેની એમની લગન-ભક્તિ-સાધના અને વફાદારીની પ્રતીતિ સુપેરે થાય છે.

સ્નેહરશ્મિએ પ્રકૃતિનાં વિવિધ સત્ત્વોને આલેખતાં મનોહર હાઈકુ રચ્યાં છે તેમ માનવ-જીવનના વિવિધ ભાવોને આલેખતાં હાઈકુ પણ લખ્યાં છે એમના આ પ્રકારનાં હાઈકુમાં પ્રણયનાં વિવિધ રૂપોનું પ્રગટીકરણ જ વિશેષ થયેલું છે. એમાં અદ્ભુત, હાસ્ય, કરુણ, શૃંગાર જેવા વિવિધ ભાવરસોની છોળો ઊડે છે તો સાથે ક્યાંક હળવો વ્યંગ-વિનોદ પણ આલેખાયો છે. એમાં પિયુમિલનની મદભરી મસ્તી છે તો બીજી બાજુ મુગ્ધાના પ્રણયવૈકલ્યની ટાઢી-મીઠી બળતરા પણ છે. એમાં યૌવનસહજ ઉછાળ ને લાલિત્ય છે. તેમ મુગ્ધાની લજ્જાળુતા પણ છે. એમાં પ્રૌઢસહજ ગાંભીર્ય છે તેમ બાલસહજ કૌતુક પણ છે. કવિએ પ્રણય, માતૃત્વ, વિચ્છેદ, વેદના—કરુણા જેવાં માનવીય સંવેદનોને એવાં રુચિકર શૈલીમાં કંડાર્યાં છે કે હાઈકુ કવિતા સાચા અર્થમાં સર્વાંગસુંદર કવિતા બની રહે છે.

કવિને યૌવનઊર્મિને વ્યક્ત કરવી વિશેષ ગમે છે તે પાછળનું કારણ એ કે સ્વર્ગસ્થ પુત્રી ઉમા જે ન પામી શકી તેનું અપાર દુઃખ કવિ સાંપ્રતમાં પણ અનુભવે છે એટલે એમની હાઈકુ કવિતામાં યૌવનના ભાવરૂપો એક યા બીજી રીતે વારંવાર આલેખાતાં રહ્યાં છે. દા.ત. નવવધૂના સૌંદર્યને અને એના મનઅંતરના રમણીય ભાવોને નીચેના હાઈકુમાં સચોટ અભિવ્યક્તિ મળી છે :

'સેંથે સિંદૂર;
દૃષ્ટિ દર્પણે; અહો !
મુગ્ધ બે નેણ !'

(સકલ કવિતા, પૃ. ૫૧૫)

અહીં બ. ક. ઠાકોરની 'ચાંદલો પૂર્ણ કરવા' દર્પણમાં જોતી નાયિકાને યાદ કરવા જેવી ખરી ! તો વળી એમના બીજા એક હાઈકુમાં ફાટફાટ થતા યૌવનઉછાળાનું ચિત્ર સ્પર્શક્ષમ રીતે ઝિલાયું છે સોળે કળાએ ખીલેલું યૌવન જાણે કે ચગડોળે ચઢીને આકાશમાં હિલ્લોળા લેતું ઊડતું ન હોય !—

'મેળામાં ચઢી
ચગડોળે યૌવન
આકાશે ઊડે.' (સ. ક., પૃ. ૫૨૨)

આ રીતે આકાશમાં હેરિયાં લેતું યૌવન એકાએક નવોઢાનું રૂપ સજી લે છે ત્યારે યૌવન-સહજ મનોભાવો અને એના રૂપસૌંદર્યનું લાલિત્યસભર નિરૂપણ કેવી નજાકતતાથી નીચેના હાઈકુમાં આલેખાયું છે :

'નવવધૂએ
દીપ હોલાવ્યો : રાત
રૂપની વેલ.' (સ. ક., પૃ. ૫૨૬)

અહીં રાતને રૂપની વેલ અને રૂપની વેલને નવવધૂ – એવું કહેવામાં રહેલું ઔચિત્ય ધ્યાનાર્હ બન્યું છે. તો ક્યારેક ઘણા લાંબા સમય બાદ પ્રીતમ એકાએક મળી જતાં નાયિકા અંગેઅંગમાં કેવો રોમાંચ અનુભવે છે, તેનું સુંદર ચિત્ર જુઓ :

'સ્નાન કરીને
નીકળું જ્યાં બહાર
અહો ! પ્રીતમ.' (સ. ક., પૃ. ૫૦૯)

અને પછી તો કવિ તરત જ નાયિકાની મનઃસ્થિતિને આ રીતે નિરૂપે છે :

'પૂર્ણિમા મથે
સમાવા અબ્ધિહૈયે
ચૂંદડી લ્હેરે.' (સ.ક., પૃ. ૨૮૦)

અરે, રોમાંચ અનુભવતી નાયિકાને જ શા માટે? કવિની સૌંદર્યભાવપારખુ દૃષ્ટિ તો સૌંદર્યઘેલા નાયકને પણ ઝડપી લે છે :

'ઓઢણી પર
ઝગે આગિયો, જુએ
પ્રીતમ મુગ્ધ.' (સ. ક., પૃ. ૫૬૦)

આ અને આવાં બીજાં અનેક હાઈકુમાં કવિએ નવોઢાના યૌવનસહજ મનોભાવોનું કલાત્મક નિરૂપણ કર્યું છે. એમાં એક તરફ યૌવનનો ઉછાળ છે તો બીજી તરફ પિયુ-મિલન માટેનો તલસાટ ને અભિપ્સા પણ છે :

'હીંચકા ખાતી
યૌવના, ચૂંટી ફૂલ
ગૂંથે અંબોડે.' (સ. ક., પૃ. ૫૨૫)

તો વળી 'સોહાગ રાત' અને 'સગર્ભા કોડે' જેવાં હાઈકુમાં નવોઢાના અંકુરિત થતા સુહાગી ભાવને સબળ અભિવ્યક્તિ મળી છે, જ્યારે 'પારણે શિશુ' અને 'જાગ્યું બાળક' જેવાં હાઈકુમાં માતાના અસીમ વાત્સલ્ય-મમતાની સાથે બાળકના નિર્મમ હાસ્યનું સુંદર ચિત્ર કંડારાયું છે.

આ રીતે યૌવનોર્મિને આલેખતાં હાઈકુમાં એક તરફ પ્રણયની મીઠી મધુરિમા; સૌંદર્યની ગરિમા છે તો બીજી તરફ હળવો નર્મ-મર્મ તથા મુગ્ધાની વેદના ને કરુણતા પણ છે. દા.ત., વ્યવહારમાં પતિ-પત્નીનો મીઠો કલહ ને હાસ્યની આછી લકીર સાથે નીચેના હાઈકુમાં રજૂ થયો છે :

'વીતી વસન્ત :
રૂસણે તારે તોયે
હજી તે તાજી !'' (સ. ક., પૃ. ૨૬૯)

પતિ-પત્નીનો આ કલહ ક્યારેક તો વિસ્ફોટક હાસ્ય સાથે રજૂ થયો છે :

'ખંખેરી ધૂળ
પત્નીની, પતિદેવ
વાસીદું વાળે.' (સ. ક., પૃ. ૫૩૦)

અને—

'મારી પત્નીને
મળી નથી રૂપાળી
કોઈ સુંદરી.' (સ. ક., પૃ. ૫૨૭)

જેવાં હાઈકુમાં રહેલો વ્યંગ પણ કેવો ધારદાર અને સચોટ છે. સ્નેહરશ્મિમાં રહેલી હળવા વ્યંગ-વિનોદની અસાધારણ પ્રતિભાની ઝાંખી એમાંથી મળી રહે છે.

પ્રણયવિચ્છેદને આલેખતાં હાઈકુમાં મુગ્ધાના વેદના ને કરુણાના ભાવોનું અસરકારક નિરૂપણ થયું છે. દા. ત. પ્રીતભરી યૌવનાની ઊંડી અકળ વેદના તાજી કૂંપળને ફૂટતી જોતાં હાથ રહેતી નથી; તેનું સચોટ નિરૂપણ નીચેના હાઈકુમાં થયું છે :

'કૂંપળ તાજી—
જુએ યૌવના આંસુ,
આંખનાં ખાલી' (સ. ક., પૃ. ૨૭૩)

તો વળી, ખંડિત થયેલા પ્રણયજીવનને દર્પણે જોતી નાયિકાનું ચિત્ર હૃદયસ્પર્શી છે :

'ભાંગ્યા દર્પણે
રહી છે જોઈ પ્રિયા
નિજ ચહેરો.'
(સ. ક., પૃ. ૫૩૫)

તો ક્યાંક નાયિકાના દ્વિવિધ અનન્ય સ્નેહભાવનું નિરૂપણ પણ થયું છે :

'ખીલે ખીલે ને
ખરે ફૂલ! ન ખૂટે
આંખનાં આંસુ.'
(સ. ક., પૃ. ૫૩૫)

આ અને આવાં બીજાં કેટલાંક હાઈકુમાં પ્રણયજીવનની આશા-નિરાશાની સંવેદના મૂર્ત થતી જોઈ શકાશે. તેમાં કવિની ભાવચિત્રાંકન-શક્તિનો સુંદર પરિચય મળે છે. તો સાથે કવિની સૌંદર્યભાવપારખુ કલાદૃષ્ટિનો પણ સુભગ પરિચય થાય છે. □

## કવિલોક ટ્રસ્ટને મળેલાં નવાં દાન

૧. કૈવલ્ય રાજેન્દ્ર શાહ, મુંબઈ રૂ. ૫૦૦–૦૦
૨. હિરેન પિનાકિન શાહ, અમદાવાદ રૂ. ૫૦૦–૦૦
૩. સુશીલાબેન પટેલ, વીરમગામ રૂ. ૫૦૦–૦૦
૪. કાન્તિભાઈ બારોટ, વીરમગામ રૂ. ૫૦૦–૦૦

## મેઘવીણાના તાર વચ્ચે

ઉશનસ્

વરસાદી-વેળાએ મને કંઈ વાર થાય છે:
જાણે અડોઅડ થૈ મને કોઈ જાળ જાય છે;
વાયુથકી યે પાતળા ને પ્રાવૃષે પલળી ગયા
બિસતંત શા કંપંત ઝીણા તાર જાય છે:
કૈંક તો એવા નજીક કે અંગુલે છેડી શકું,
તો કૈંક મારામાં થતા આ'પાર જાય છે;
ક્યારેક તો તાણેલ તંતુવાદ્ય હું જાતે, થતું;
સારંગ રણકતી ને ઝણકતી ધાર જાય છે;

ક્યારેક એવું થાય છે કે ક્યાંક આ સૂનકારમાં
'કોઈ છે' નો તાર પર ભણકાર થાય છે;
ક્યારેક જાણે ભીનમાં છેડી રહ્યું કો દર્દ દૂર
છેક નજદીક આવવાને ઝણકાર થાય છે;
કોઈ સીમની પાર સૂની આંખ જાણે કે ચૂવે:
તાર પર આંસુ-સરકતી માળ થાય છે,
રોમરોમે વેદના છે વિશ્વવ્યાપી સ્નેહની,
જો, તાર પર કો ફાળ અંતરિયાળ થાય છે.

## પ્રાત: ચકલીઓ

ઉશનસ્

હું ઊઠી જાઉં છું નિત પ્રથમ ઊઠી ચકલીએ,
પરંતુ એ ઊઠે કઈ રીતથી પ્હેલી? ન સમજું,
ઊઠી કે ઊડે છે નીડથી નીકળી ટૂંકડું; હજુ
રાત્રિ, રાત્રિ-લીંપી ન હજી પાંખો ઊકલી એ;

હું ઊઠી જાઉં છું પ્રથમ ચીંચીંના આદ્યસ્વરથી
મળસ્કું ઊઠે છે દિશ દિશ, પછી ઝાડ સ્વરનું
ધૂણી ઊઠે આખું પલપલ થતું પર્ણવરણું,
ક્ષણ રૂહે પંખીડું નીડ, પછી ઊડી જાય ઘરથી,

પછી તો એ....આવાગમન નીડથી તે નભ વિશે,
નભેથી તે પાછું નીડ મહીં, નીડેથી નભ ફરી......
ન જાને લાવે છે ફરી ફરી શું ચાંચે ભરી ભરી!
રવિની રાતોડી કિરણસળીઓ તો નહીં હશે?

કરે શું એ નીડે ગુચપુચ? બીજો સૂર્ય સ્રજતી?
હું ઊઠી તો જાઉં પ્રથમ ચીંચીએ કિંતુ......
—કિંતુ અચરતથી દિઙ્મૂઢ જ મતિ!

# વસંત

( રેખાંકિત ઋતુ )

રાજેન્દ્ર શાહ

## ૧. નવોન્મેષ

( છંદ : ઘનાક્ષરી )

કેટકેટલાં નૂતન રૂપ કરીને ધારણ
 સોહી રહેલ છે ભીતરનો શીતલ અનલ !
નીલ કુંજે તામ્ર વર્ણ
 આમ પર્ણ,
 ને કામણ
 કરન્ત કિંશુક, સહગુંજ વહી પરિમલ.

વિહગંમકણ્ઠે મંજરિત મધુમય ગાન.
 કને દૂર દૂર અનુ-અનુ રણકન્ત સૂર.
વિલોલિત તૃણદલ
 ઝીલ-જલ
 પ્રાણેપ્રાણ
 નવોન્મેષ ઉલ્લસિત રતિ આવેગપ્રચુર.

કૌમુદી-ઉજ્જ્વલ રાત્રિ હો વા તિમિર સઘન:
દ્યુતિમય લયને તરંગ ઝૂલે નિખિલ ગગન.

## ૨. નિગૂઢ ઇંગિતે

( અભ્યસ્ત પયાર )

કોઈ મ્હેને બોલાવે છે બ્હાર
 નિગૂઢ ઇંગિતે:
એક મ્હારે ઉર અણસાર
 પામું હું એ રીતે.
અનિમેષ માંડું હું નજર
 આંબતી ક્ષિતિજ,
કાંઈ એવું લહું ન ગોચર
 તોય તે પતીજ.
અંતરિક્ષે અનુરક્ત હાસ
 આ છે આવરણ:
અનાયાસ આચરે વિલાસ,
 કરણે ક્રીડન.
જે હો તે એ વસ્યું છે ભીતર:
નહીં બ્હાર, નહીં કો ઇતર.

## ૩. પાછલી ખટ ઘડીએ

( ઝૂલણા )

રાત્રિની પાછલી ખટ ઘડી ને વને
 શાન્ત શીળી હવા પંચમે ઝંકૃત:
એકનો બોલ ઝીલે અવર દૂરથી–
 નવ્ય ઉન્મેષ – ઉલ્લાસને ઇંગિત.

પક્ષ ખૂલે, જરા અંગ મરડાય ને
 અલસ અન્ધાર થઈ તરલ તમ ઓસરે,
ઉલટે સ્રોત આવી રહી મલયની
 લહર સહ મ્હેકનું વહન પણ મોકળે.

ઊઠ, રે ચાલ તેજી પલાણી હવે
 શંખ-મંગલ-નિધિજલ ગહન-ઘોષથી,
કોઈ દિગ્બન્ધ નહિ, વ્યાપ હો વ્યોમનો
 પ્રાણનું શ્વસન હો પરમ સન્તોષથી.

૪. લીલેરી મહેક
(વનવેલી)

ન્હાના ન્હાના મરવાની કાચી લીલી મહેકને પાન
માતેલ ભ્રમર
અહીંતહીં આમતેમ ફરી ફરી કરીને ભ્રમણ
ચરાચર સહુનેય ચમકાવી કરે નિજ ગાન.
પાંખ-વીંઝી હવાનોય તરંગહિલોળ
રોમાંચ શો દિયે છે અંઘોળ.

આમ તો જણાય
જાણે દીપ્તિમન્ત એક રાગ,-શ્યામ
ઉલ્લસિત કરી રહે નૃત્ય અવિરામ.
અન્તરિક્ષ જાણે એની પાંખે લહરાય.
જે સુખ તે માણે
એને આન્દોલિત કરી રહે પ્રાણે પ્રાણે.

૫. નાચતે ચરણુ
(પયાર)

ગોવાળ-બાળને કાન-
કરેણનું ફૂલ:
ભીને વાન, કાળે કેશ-
સોનલ સુગન્ધ,
ગોચર પાવાની માધુરીએ
છે વ્યાકુલ

કાનન, કુટિર, ગિર, દૂરની દિગન્ત.
રાગાનુરાગે ગવાય
હોરી તાલેતાલ,
આકાશે ઊડી છવાય
અબીરગુલાલ.

જમુનાજલની જેમ
કલ-વ્હેણુ વ્હાલ,
નાચતે ચરણુ રહ્યો અટવાઈ કાલ.

૬. રતિ કુહુકિની
(અભ્યસ્ત પયાર)

સાંજ ને સવાર સમી રાત્રિ રમણીય.
કંઈક છે તપ્ત તેજ મધ્યાહ્ન પ્રહર,
પ્રેમપન્થ-પાવકની જેમ.
નવોન્મેષે પ્રાણ મન આવેગ સભર:
ફેલાવે બાહુને સહુ કરવા સ્વકીય.

ચોમેર મોહનબોલ, રતિ-કુહુકિની:
ઝિલાય પલ્લવ-પુંજ-વને, ગગનેય:
– અધિક મધુર મૃદુ વેણ.
અજમ્પ-કમ્પન સહ આનન્દ અમેય,
પુલક પલકે આંખ તેજ-હેજ ભીની.
સહુનેય દિયે નિમંત્રણ:
આવ, આવ, ફુલ્લ પદ્મદલને આસન.

## ગ્રીષ્મ

(રેખાંકિત ઋતુ)

રાજેન્દ્ર શાહ

૧. પ્રસ્વેદ-નિર્ઝર

તૃણમયી ધરિત્રીશી-કાય
ગર્ભે એના કેટલાં છે જલ!

મકરમેષની ચણ્ડ જ્વાલાએ સંતપ્ત
સકલ દિશાએ ચરાચર કણેકણ,
ત્યારે હજાર ધારાએ તૃણમૂલ ભેદી

ધસી આવે છે ઝરણું:
હજાર ધારાએ કરે સિક્ત.
ઉષ્ણ ભલે હવા, એને તરંગ ચંચલ,
જલભીની કાયા છે શીતલ.

## ૨. અલસ અલસ

શબનમ-ઝીણું આવરણ પણ રહે નહીં
એવો આ સમય:
અલસ અલસ શિથિલ-ચરણ વેળ અહીં
અકારણ લાગે કલાન્તિમય.

મધ્યાહ્નની રુદ્ર વિભીષિકાએ પ્રચુર
આંખે આંજ્યું મરુ-મૃગજલ:
કંઈ નહીં કને, સહુ સર્યું દૂર દૂર
એકાન્ત એકલ અવિચલ.

નીલિમા વિયુક્ત છે આકાશ:
લહાય પ્રકાશ એમ લહાય આભાસ.

## ૩. મધ્યાહ્ન

સીમાન્ત ગોચર તરુવન
ખાલી ખાલી; ભાંભર નહીં વા નહીં ગાન.
ભારેલ અગન કણેકણ:
નીજ મહીં લીન રુદ્રનું નર્યું સ્મશાન.

જન્તુ કાજ છાયામય રાફ, –
ઉત્તાપનું એથી યદિ થાય નિવારણ.
અસહ્ય છે નિજનોય બાફ,
ઘડી નિદ્રા મૃત્યુ પણ વરદ કારણ.

આ'વે અહીં કોકિલ કૂજન!
ઉમા-અંતરને ભોલ ભૈરવ પૂજન!

## ૪. અપરાહ્ન

જાણે કોઈનું તૃતીય નેત્ર
ખૂલ્યું: હવામહીં એવો દાહ
(અદીઠ લાવા તણો પ્રવાહ)
–સ્પર્શે, અરણ્ય આ મરુક્ષેત્ર.

વાવંટોળ ફૂંકાય ઉત્તાલ;
ભેળાં થાય ધૂલિ તૃણદલ;
છાઈ રહી દિશાઓ સકલ
ઘૂમી ઘૂમી નાચે છે કંકાલ.

વૈશાખના આવેગે આક્રાન્ત
શ્રાન્ત મૂર્ચ્છામહીં અપરાહ્ન.

## ૫. ઘડી તડકો ઘડી છાંય

ડોકિયું કરી કરી છુપાય;
આવતી ઋતુની લજ્જાળ લહાય રીત.
કાળજું ઝાઝેરું અકળાય,
મન્થન વિના ન બ્હાર આવે નવનીત.

જલ નહીં, – ધૂલિનેય સ્નાન
રમણા કરન્ત લઘુ વિહંગયુગલ
શુભ શકુનનું અનુમાન:
ધરે છે તપન જાણે મધુર સુફલ.

વ્યોમ-ઘટામાં મણ્ડાય નેણ:
તડિત ત્વરિત ભણે આગમની વેણ.

## ૬. દિનાન્ત

રમણીય દિનાન્ત પ્રહર:
ઉદધિ તરંગે રમી આવે સમીરણ –

લહર લહર ને લહર.
આછેરી ઉજ્જવલ રાત્રિ તારાને કિરણ.
આન્દોલિત કુંજતરુપર્ણ;
રહી રહી ટહુકન્ત પંચમને સૂર.

તન્દ્રિત દૃગે જાગ્રત કર્યું:
વ્યાકુલ અન્તરે હવે પ્રશાન્તિ પ્રચુર.
શ્યામલ શ્યામલને અંજન
વ્યોમગંગાજલે સુશીતલ નિમજ્જન.

## મરણને મોઢામોઢ ફીલ કર્યાની એક પળ—

યોગિની શુક્લ

મારી છાતી ફાટે ને ફાટે ઊંબરો
લોહીનો દરિયો મૃગજળ થાય
કાળો ચાંદો ફરફરે મારી નાભિએ
ઊખડે ઊખડે અસ્થિઓના પ્હાડ
ઓ મારી મા રે તારાં હાલરડાં ઓઢાડ મારી પાંપણે.

એનધેન દીવા વળગે મારે અંગૂઠડે
ખાટી આંબલી રવરવે ભિલ્લુ ટેરવે
સો સો વડવાઈ ઝૂલે મારા હાડમાં
તારા ધબ્બા ગુલમ્હોર થાય મારી પીઠડીએ
ઓ મારા વીરા રે તારા કિટ્ટા વીંટાળ મારે બાવડે.

ઘરનો ખૂણો પીગળે સરસર આંગણે
ઘીનો દીવો લથડે અજવાળું રાણું બને
સૂરજ રેડું થઈ ખખડે સુક્કી આંખડીએ
એક ઓળો ટસટસે ઊંચી મેડીએ
ઓ મારા પિતા રે એક પીપળો રોપો મારી પિંડીએ.

સોનાની પીઠી અડે ને ઊગે સૂરજમુખી
મારા પાનેતરની ઝળહળ હજુ ગંધ
પૂરો પૂરો રે અળતો મારી પાનીએ
રોપો રોપો રે કેળ મારે માંડવે
ઓ! મારા મિત રે પાથર પાથર તું શ્વાસ મારે લાલડે.
...મારી છાતી ફાટે ને ફાટે...

## શેષાયુષ્યે

તનસુખ ઓઝા

(૧)

હડધૂત થઈ, ફંગોળાતો જતો કહી ડોસલો,
ખખડધજ હાડે ને સાંસે, ગળી જઈ ગોટલો;
જીવનરસ કેરીની છાલો, મળી ગઈ; ઓટલો,
ગૃહઉંબરનો; જાણે પ્હાડો, ચડી જઈ, પોટલો,
જીવનભરની કાર્યવાહી પૂરી કરવા તણો;
અમિત નીરખે ઢીલો વીલો મૂકી કર નેજવે!

મુખ પર હતી, વાંકીચૂકી, બહુ ખરચો પડી;
કર દઈ, દઈ, ભાલે; આંખો ઝીણી કરી' નીરખે.
દૂર-સુદૂરની યાત્રા કેવી, કરી અહીંયાં પૂરી!
દડરાજલ લાંબી કાપીને, ટરી થઉં હામ ત્યાં!
નિરવધિત વિશ્રામે લાધ્યો; હવે નહિ કામના;
હૃદય-મન એકાગ્રાં થાતાં સ્મરું પ્રભુ રામના.

જનમ પણ મેં લીધો ના છે, હતી કયહીં એષણા,
મરણ પણ મેં ધાર્યું છે ના, કરો શું ગવેષણા?

(૨)

હરહર થઈ ગંગા ગોળી થઈ ખૂબ જ કામની,
નરસિંહ અને મીરાંની જે ઘડી મળી યાદ આ.
ખડખડ થતું ને ખોડંગાતું હતું, પ્રભુ વેલડું,
કુંવરસમ પુત્રી મામેરું ઉરેય વસ્યું હતું.
સ્મરણ ગતને કેવું રંગે હતું મન ઘેલુડું
ગણપતિ રટીને હૈયામાં ભગિની શી ભાવના!
દૂરસુદૂરનાં વૃક્ષો કેરાં પરાક્રમ ખાઃ ત્રીજે
વટતરુ પરે ઝૂલંતા જયાં રસંત કુળામણી.

પીપર પીપળા ચાડી ખાતાં સ્મરંત ઉલામણાં,
ગલિત બનતાં પર્ણોઘાને નિચૂલિત રશ્મિથી;
રવિદ્યુતિજા આંખે ઝંખાપો થશે અળખામણો,
ચિંતવન વિષે આત્મીજાસે થશે કયમ પાંગળો.

કુરકશ કરાની આ કેવી ફરે નિજ ટેરવે,
ખરબચડ જે મોઢાની આ વિધિ નહિ ફેરવે !

(૩)

પનઘટ પરે જાતી પેલી જુએ પનિહારિઓ,
ઝટપટ જતીં વિદ્યુતાંગી ન કો ચિનગારિઓ.
તણખલર શક્તિ પ્રાબલ્યે પ્રવાહિત સ્રોત જે
મુજ શિથિલની હાસ્યે જાણે કરી રહી મશ્કરી.
યુવક દિલડે રંગી યાદી પ્રભાવિત વિસ્મૃતિ
કર કર મહીં આપી ચાલ્યા, વચે-તરુમાર્ગની !
સમજ નહિ શું આ ડોસાને 'પ્રભુ સ્મરણો તણું
શિશુ સકળ કહેતાં, જાણ્યું મેં હતુંય ઘણું ઘણું;
અજબ અગ સિદ્ધિ પ્રાબલ્યે ક્ષણે ક્ષણ શું ગણું ?
ગતિવિધિ તણા એ વૈશિષ્ટ્યો અહં પણ આપણું,
અવરમન જે વ્યાધ્યોપાધિ પ્રભો, કયમ ના હણું ?
પરજીવન કાજે ના જીવે, જીવે શું હતાત્મન !
સમય સરકી સર્પો જેવો જતો નિજ રાફડે,
સ્મૃતિ, મુજ તણી, આશા, ત્યાગી જતો મુજ ગામડે.

(૪)

ધડ ધડ ધડિંગાતી ગાડી, ડબે ડબલા સહે,
થઈ થઈ કરી શંટિંગે નૃત્યો કરે મધરાત્રિએ,
ક્રિસમ નવરાં જાણે જેવું પ્રયોજી પ્રસાધિને,
સકળ શિશુઓ જાતાં જાતાં ચડીય ડબે ડબે.

રતુંબલ
ઝાંય ઝીલતી
કન્યાની છાતીમાં ઊછળે અગાધ
સ્થિર થયેલો
દેવાલયની
સ્થંભકિન્નરી
રૂપે
ફરી વળે પાંપણ પર તાજો ચમકિલો અજવાસ
—ને
દ્રવી ઊઠે
કન્યાની આંખોમાંથી સમુદ્રનિલો.

*

ગઈ રાત્રે
ફરી એ જ જોયો
બિહામણો
કાળો
ફૂવાથંભ પરથી પડતું મૂકતો
સઢ ચીરી નાખતો
ખારવણના ગીતમાંથી
ડૂસકું થઈને વહી જતો
નર્યો પથ્થરનો.

*

CASA LUXOમાં+ બેઠાં બેઠાં
જોયો હતો
અરબી સમુદ્ર ગ્લાસમાં.

+ CASA LUXO—દીવનું એક બાર ઍન્ડ રેસ્ટોરન્ટ

## બે ગઝલ

ભરત ત્રિવેદી

(૧)

તમે વાત મારી ન માની હજી છે,
ગઝલ આમ આવી — ન આવી હજી છે,
લખ્યા મેં જે પત્રો તે તમને મળ્યા પણ,
મને વાત કહેતાં ક્યાં ફાવી હજી છે !
તમે હાથ રંગો — ને કોરો રહું હું ?
ખરા રંગ હીના ક્યાં લાવી હજી છે !
સમય જેમ આવી, થપાટો ન મારો,
છબી જેમ યાદો બચાવી હજી છે.
ગઝલ મોરી અંગે કાનમાં જો કહું તો ?
—બધી બારીઓ ક્યાં સજાવી હજી છે !

(૨)

ચલો સાવ એવી બનાવટ તો કરીએ,
નવી ખૂબસૂરત મિલાવટ તો કરીએ.
જગા આમ તો સાવ ખંડેર છે પણ,
અમસ્તી અમસ્તી સજાવટ તો કરીએ.
અહીં આપણો રાતભરનો જ વાસો,
કશી તોયે થોડી જમાવટ તો કરીએ.
ગયાં વર્ષને કોક વેળા ગણીને,
—અરીસાની સામે સજાવટ તો કરીએ.
અહીં કોઈનાય શબ્દ કાયમ રહ્યા છે ?
છતાં થોડી આજે લખાવટ તો કરીએ.

## છે આજેય !

ભરત ભટ્ટ 'તરલ'

શિખરની બધી ધૂળ અહીંયાં જ લેટી,
ધજા ફરફરાવે છે એવી તળેટી!

બધું આપમેળે ઉલેચાઈ જાતું;
સ્મરણની વજનદાર ખૂલે જ્યાં પેટી !

હું વરસો સુધી આમ ફેલાઉં છું ને;
મને પળમાં પાછો લઈશ હું સમેટી !

આ જળની સપાટીમાં પ્રશ્નો થયા છે,
નદી કેમ દરિયા કને જઈને ભેટી !

છું આજેય રેતી ભરેલું નગર હું;
ને ઇચ્છા જનમથી છે આજેય છેટી !

## વિષે

ભરત ભટ્ટ 'તરલ'

ભાષાનું રણ છે, પાણી વગરની નદી વિષે,
પાણીની જેમ બોલ હવે બાલદી વિષે !

ક્ષણનો વિચાર થાય તો મોઢું ઉઘાડીએ;
ચૂપચાપ મૌન સેવીએ આખ્ખી સદી વિષે !

ટહુકાની આસપાસ હવા હાથ ફેરવે;
ટહુકો કહે છે કાગડાને ષટ્પદી વિષે !

કાગળની હોડી જેમ તરી પણ નહીં શકો;
બોલી શક્યા પછીય તમે કાગદી વિષે !

છે શબ્દનું જ મૂલ્ય જગતની નિશાળમાં;
ઊંચકી ન આંગળીય શકાશે કદી વિષે !

## બીજી વખત

પંકજ વખારિયા

આવો કે આવશે નહીં અવસર બીજી વખત,
વરસે ફરી ના મેહુલો ઝરમર બીજી વખત.

સાબિત થયો નથી કોઈનો હક આ પળ ઉપર,
થઈ છે અવાજ-મૌનની ટક્કર બીજી વખત.

જોતો જ રહી ગયો ને કિનારો વહી ગયો,
તૂટી ગયું જહાજનું લંગર બીજી વખત.

મૂકું સજાવીને હું પિરામિડમાં મમી,
ગુજરી ગઈ છે પળ કોઈ સુંદર બીજી વખત.

લૂંટાઈ ગઈ છે આબરૂ આંસુની એક વાર,
ઓળંગશે ના આંખનો ઉંબર બીજી વખત.

## આરપાર

'પ્રણય' જામનગરી

શબ્દ ફરક્યો મન અટલની આરપાર,
મન પરોવાયું શબ્દની આરપાર.
આપ તો પૂછતા હતા જન્નત વિષે જ
કોઈ ચાલ્યું લ્યો, ગઝલની આરપાર.
ત્યાં કવન મારું ન હો શેં મ્હેક મ્હેક !
જ્યાં વસંતો છે કલમની આરપાર.
મન અહીં પાછળ રહ્યું કેવી મજાક !
દૃષ્ટિ તો પહોંચી ગગનની આરપાર.
ને ઉદાસી શ્વેત કેવળ છે હવે જ,
રંગ ઊડી ગયા નજરની આરપાર.
એક તું છે; એક તું છે; એક તું જ
જે શકે છે જઈ 'પ્રણય'ની આરપાર.

કવિલોક સપ્ટેમ્બર-ઑક્ટોબર

## હસ્તરેખાનું ગીત

સંજય છેલ

મેંદીના વનમાં કંઈ લાગી'તી આગ
અને સળગ્યાં'તાં કેસરિયાં મંન,
કેસરિયા સૂરજને હંફાવા નીકળ્યું'તું
એકલદોકલ લીલું વંન.
ડાળીઓ તો સળગી ગૈ હસ્તરેખા જેમ
અને મૂળસોતી સળગી ગઈકાલ;
પાંદડીનાં ટેરવાંને પંખી ઓટી ગયાં
ને સપનાંનો બળી ગયો ફાલ.

તાજી પરણેતરના હાથ જેવી વેદનામાં
ઇચ્છાની મ્હોરી'તી શાખ,
એક એક રેખ અને એક એક પાન
અને એક એક કૂંપળ થૈ રાખ.

સૂરજની સગડીએ શેકાયું વંન
અને ધૂળની રંગાઈ ગઈ પાની,
કાળાધબ્બ હાથમહીં વેઢાં જડે નહિ
ત્યાં કેમ મળે આપણી નિશાની !

## ખપ્પર બદલ !

'ઉશના'

શબ્દો બદલ, અર્થો બદલ, કિંતુ હવે અક્સર બદલ,
અસ્ત્રો બદલ, શસ્ત્રો બદલ, જર્જર હવે વસ્તર બદલ !

તારા જ ઘરની ભીંત પર છે લાલપીળી ચોકડી,
ઉઠાવ તારાં પોટલાં સત્વર હવે આ ઘર બદલ !

તું શૂન્યમાં નીરખ નહીં એ શૂન્યમાં લયલીનને,
ઘુમાવ ના ઈધરઉધર તારી નજર ભીતર બદલ !

પથ્થર તણી ક્યાં ખોટ છે આ કારમા દુષ્કાળમાં ?
આવે ન માફક એક તો પથ્થર બદલ, ઈશ્વર બદલ !

આરોપ છે મારા ઉપર તારી મહેકની ચોરીનો,
છે વાંક એમાં પવનનો એને કહે કે લહર બદલ !

ઘોરંટ છૂટચું જ્યોતીનું લે, દોસ્ત, તારી ઊંઘ વર !
કે બાણશય્યા પર હવે કરવટ બદલ, કળતર બદલ !

ખાલી હવે આ ખોપરીમાં રિક્તતા ખરખર ખરે,
ખંડેર જેવું ખખડધજ 'ઉશના' હવે ખપ્પર બદલ !

ભરચોમાસે
સુશીલા ઝવેરી

## ઉદેપુર-રાત્રે ૩.૧૫-મે ૧૯૮૯

જગત ગાડીત

એકમાત્ર
    એક અવાજ વીંધી નાંખે છે
        આ શહેરના હૃદયને.

પછી અનુસરે છે, સ્તબ્ધ શાંતિ
    ગણવેશધારી પરિચારિકાની જેમ, સોડિયમ પ્રકાશમાં.

હજુ
    અહીં જીવંત છે રાત્રિનો સ્પર્શ
        સ્વાનની વિશુદ્ધ ભૂમિતિ.

સીધીસટ રસ્તાની ફૂટપટ્ટી
    આસપાસ ચૂપચાપ મકાનો, ગલ્લાઓની છાયા.

સ્વોત્સ્થ કોઈ કન્યાનું હૃદયકેન્દ્ર અને
    અચાનક પરિકર ઘૂમે છે, ત્યાં હાજરાહજૂર
        સ્વર્ગનાં ઉપવનનો એક ટૂકડો !

હે દેવોને પણ દુર્લભ વિશુદ્ધ દશ્યો તમે
    ટકતાં નથી હૃદયમાં ક્ષણેકથી વધુ........

આ નગરના કોઈ એકાંત રસ્તા ઉપર
    ધીમે ધીમે તેની જર્જરિત ચાલે નીકળી ચૂકયો છે
        ખભે તેનો અજાયબ થેલો ભરાવી
        વૃદ્ધ અને આનંદી, સ્વપ્નનો ફરિશ્તો.

## એક ગઝલ

જિતુ ત્રિવેદી

ક્ષણે ક્ષણે રહો અસલ સ્વભાવની અસર મને,
રહો ગગન, પવન, સુમન, પરાગની અસર મને.
અસર મને પ્રહર પ્રહર રહો અશબ્દ સંગની,
અને પછી મળો કવન-પ્રસાદની અસર મને.

બધું જ અર્થયુક્ત કંઈ મળે ન શબ્દપ્રાસમાં,
સ્વજનગમન પછી ~~પ્રભાવ~~ અભાવની અસર મને.
પ્રવાસમાં પડા
વિકલ્પ કરે અ

—ઓકટોબર ૧૯૯૦

# મરુભૂમિ

## ૧૯૨૨

ટી. એસ. એલિયટ, અનુ૦ કિરીટ દુધાત

એક વાર મેં કયુમીની સિબિલને[1] પિંજરામાં
લટકતી જોઈ. જ્યારે છોકરાઓએ તેને પૂછ્યું,
"સિબિલ તારે શું જોઈએ છે?" તેણે જવાબ
આપ્યો, "મારે મોત જોઈએ છે."

—પેટ્રોનિઅસ, સેટિરિકોન, પૃ. ૪૮

**આ કવિતા એઝરા પાઉન્ડ માટે**

'બહેતર કસબી'

### ૧. મૃતકોની અંતિમ ક્રિયા

શક્તિહીન મૂળિયાંઓને
વર્ષાથી નવાંકુરિત કરતો,
નિર્જીવ ભૂમિમાંથી પુષ્પોને ફરી
સજીવન કરતો,
સ્મૃતિ અને એષણાને
સેળભેળ કરી નાખતો
એપ્રિલ સૌથી ક્રૂર મહિનો છે[2]

કૃતઘ્ન બરફથી પૃથ્વીને ઢાંકી દઈ
સૂકાં કંદમૂળોને ટૂંકું આયુષ્ય બક્ષતા
શિયાળાએ આપણને હૂંફ આપી

સરોવર પર વરસાદની ઝડી સાથે
આવી ચડેલા ઉનાળાએ આપણને
આશ્ચર્યમુગ્ધ કર્યા
વૃક્ષોની ઘટા નીચે આપણે આશ્રય
લઈ ઊભા રહ્યા
અને તડકો નીકળતાં
ઉદ્યાનમાં ગયા અને કૉફી પીધી
કલાકેક ગપ્પાં માર્યાં.
હું રશિયન નથી, લિથુઆનિઆમાંથી આવું છું,
શુદ્ધ જર્મન.

બાળપણમાં અમે
જ્યારે મારા પિતરાઈ આર્ચ-ડ્યૂકને ત્યાં રહેતા
ત્યારે એ મને બરફગાડીમાં ફરવા લઈ ગયેલો
હું ડરપોક હતી, એણે કહ્યું, "મેરી! મેરી'
બરાબર પકડજે," પછી અમે ઢાળ ઊતર્યાં
પહાડોમાં
ત્યાં જ તો આઝાદીનો અનુભવ થાય છે

હું મોડી રાત સુધી વાંચું છું
અને શિયાળામાં દક્ષિણમાં જતી રહું છું.

કયાં મૂળિયાંઓ જકડી રાખે છે?
આ કઈ શાખાઓ પથરાળ જમીનમાંથી
ફૂટે છે?

માનવી! તું કહી કે ધારી પણ નહીં શકે
કેમ કે તું તો જાણે માત્ર ઢગલો એક
ખંડિત પ્રતિમાઓને

જ્યાં સૂર્ય આકરો પ્રકાશે

## ઉદેપુર – રાત્રે ૩.૧૫ – મે ૧૯૮૯

જગત ગાડીત

એકમાત્ર
	એક અવાજ વીંધી નાંખે છે
		આ શહેરના હૃદયને.
પછી અનુસરે છે, સ્તબ્ધ શાંતિ
	ગણવેશધારી પરિચારિકાની જેમ, સોડિયમ પ્રકાશમાં.

હજુ
	અહીં જીવંત છે રાત્રિનો સ્પર્શ
		સ્વાનની વિશુદ્ધ ભૂમિતિ.

સીધીસટ રસ્તાની ફૂટપટ્ટી
	આસપાસ ચૂપચાપ મકાનો, ગલ્લાઓની છાયા.

સ્વોત્સ્થ કોઈ કન્યાનું હૃદયકેન્દ્ર અને
	અચાનક પરિકર ઘૂમે છે, ત્યાં હાજરાહજૂર
		સ્વર્ગનાં ઉપવનનો એક ટૂકડો !
હે દેવોને પણ દુર્લભ વિશુદ્ધ દશ્યો તમે
	ટકતાં નથી હૃદયમાં ક્ષણેકથી વધુ.........
આ નગરના કોઈ એકાંત રસ્તા ઉપર
	ધીમે ધીમે તેની જર્જરિત ચાલે નીકળી ચૂક્યો છે
		ખભે તેનો અજાયબ થેલો ભરાવી
		વૃદ્ધ અને આનંદી, સ્વપ્નનો ફરિશ્તો.

## એક ગઝલ

જિતુ ત્રિવેદી

ક્ષણે ક્ષણે રહો અસહ્ય સ્વભાવની અસર મને,
રહો ગગન, પવન, સુમન, પરાગની અસર મને.
અસર મને પ્રહર પ્રહર રહો અશબ્દ સંગની,
અને પછી મળો કવન-પ્રસાદની અસર મને.

બધું જ અર્થયુક્ત કંઈ મળે ન શબ્દપ્રાસમાં,
સ્વજનગમન પછી પ્રબળ અભાવની અસર મને.
પ્રવાસમાં પડાવનો લગાવ છે સ્વભાવગત,
વિકલ્પ કરે અટલ-અકળ પ્રયાણની અસર મને.

# મરુભૂમિ

## ૧૯૨૨

ટી. એસ. એલિયટ, અનુ૦ કિરીટ દૂધાત

એક વાર મેં ક્યુમીની સિબિલને¹ પિંજરામાં
લટકતી જોઈ. જ્યારે છોકરાઓએ તેને પૂછ્યું,
"સિબિલ તારે શું જોઈએ છે?" તેણે જવાબ
આપ્યો, "મારે મોત જોઈએ છે."
—પેટ્રોનિઅસ, સેટિરિકોન, પૃ. ૪૮

**આ કવિતા એઝરા પાઉન્ડ માટે**
**'બહેતર કસબી'**

### ૧. મૃતકોની અંતિમ ક્રિયા

શક્તિહીન મૂળિયાંઓને
વર્ષાથી નવાંકુરિત કરતો,
નિર્જીવ ભૂમિમાંથી પુષ્પોને ફરી
સજીવન કરતો,
સ્મૃતિ અને એષણાને
સેળભેળ કરી નાખતો
એપ્રિલ સૌથી ક્રૂર મહિનો છે²
કૃતઘ્ન બરફથી પૃથ્વીને ઢાંકી દઈ
સૂકાં કંદમૂળોને ટૂંકું આયુષ્ય બક્ષતા
શિયાળાએ આપણને હૂંફ આપી
સરોવર પર વરસાદની ઝડી સાથે
આવી ચઢેલા ઉનાળાએ આપણને
આશ્ચર્યમુગ્ધ કર્યાં
વૃક્ષોની ઘટા નીચે આપણે આશ્રય
લઈ ઊભા રહ્યા
અને તડકો નીકળતાં
ઉદ્યાનમાં ગયા અને કૉફી પીધી
કલાકેક ગપ્પાં માર્યાં.
હું રશિયન નથી, લિથુઆનિઆમાંથી આવું છું,
શુદ્ધ જર્મન.

બાળપણમાં અમે
જ્યારે મારા પિતરાઈ આર્ચ-ડ્યૂકને ત્યાં રહેતા
ત્યારે એ મને બરફગાડીમાં ફરવા લઈ ગયેલો
હું ડરપોક હતી, એણે કહ્યું, "મેરી! મેરી'
બરાબર પકડજે," પછી અમે ઢાળ ઊતર્યાં
પહાડોમાં
ત્યાં જ તો આઝાદીનો અનુભવ થાય છે

હું મોડી રાત સુધી વાંચું છું
અને શિયાળામાં દક્ષિણમાં જતી રહું છું.

ક્યાં મૂળિયાંઓ જકડી રાખે છે?
આ કઈ શાખાઓ પથરાળ જમીનમાંથી
ફૂટે છે!
માનવી! તું કહી કે ધારી પણ નહીં શકે
કેમ કે તું તો જાણે માત્ર ઢગલો એક
ખંડિત પ્રતિમાઓનો
જ્યાં સૂર્ય આક્રમક [illegible]

જ્યાં સૂકાં વૃક્ષોનો છાંયો ય ન મળે કે
તમરાંનું સંગીત નથી આપતું શાતા
અને સુક્કાભઠ્ઠ પથ્થરોમાં પાણી નથી.
ફક્ત આ લાલ ખડકનો જ છાંયો છે
[ આ લાલ પથ્થરના છાંયે આવતા રહો ]
સવારે તમારી પાછળ છલાંગતા
કે સાંજે તમારી સામે ધસતા પડછાયાથી
હું કંઈક જુદું જ બતાવીશ
હું તમને એક મુઠ્ઠી ધૂળમાં રહેલો ડર બતાવીશ.[3]
આંગણાંમાં તાજા પવનો વાય
ગોરી, તમે ક્યાં સંતાયાં,
હું ક્યાં શોધું ?[4]
એક વરસ પહેલાં તમે મને ફૂલ દીધેલું
એ બધા મને 'ફૂલોવાળી છોકરી' કહીને ચીડવતા
તો ય જ્યારે આપણે બાગમાંથી પાછાં ફર્યાં
તમારા ખોબામાં ફૂલ હતાં,
તમારા વાળ ભીના
હું કશુંય બોલી ન શકી, મારી નજર ઢળી ગઈ
ન તો હું જીવિત હતી ન મૃત,
નહોતી મને કશી સૂધ
પ્રકાશની ભીતરમાં જોયું તો, શાંતિ.
ઉજ્જડ ખાલી દરિયો
યૂરોપની સૌથી શાણી સ્ત્રી
આર્ષદ્રષ્ટા મૅડમ સોસોસ્ટ્રીસને[5] સખત
શરદી થયેલી છતાં
એણે દુષ્ટ પત્તાંઓથી ભવિષ્ય જોઈ આપ્યું :
" આ તારું પાનું " એણે કહ્યું,
" ગયા ભવમાં તું ફિનિશિઅન ખારવો હતો
[ જુઓ ! આ ચળકતાં મોતી, તેની
ગયા ભવની આંખો ][6]
આ છે શિલાઓની સામ્રાજ્ઞી
ખેલાડોના
સર્વ પરિસ્થિતિઓની સામ્રાજ્ઞી."
આ છે ત્રણ લાકડીવાળો માણસ,
આ ચક્ર છે, આ છે કાણો વેપારી
આ પત્તું સાવ કોરું છે જેનો ભાર
ઊંચકે છે એ પોતાના ખભે
જે જોવાની મને મનાઈ છે.
મને લટકાવેલો માણસ નથી દેખાતો
મને પાણીની ઘાત છે
સર્કસમાં ગોળ ગોળ ફરતા લોકોનાં ટોળાં જોયાં
આભાર. જો શ્રીમતી ઇકવીટોન મળે તો
— કહેજો
હું જાતે કુંડળી લાવીશ
આવા સમયમાં સાવધ રહેવું સારું.
શિયાળાની સવારે
ભૂખરા ધુમ્મસથી ઘેરાયેલું
આ અવાસ્તવિક શહેર[7]
લંડનબ્રિજ પર કીડીયારું આ માનવમેદની
મૃત્યુએ આટલા બધાને ખતમ કર્યા હશે[8]
એનો મને ખ્યાલ જ નહીં
વારંવાર ટૂંકા નિસાસા નાખતા[9]
માણસો
નીચી મૂંડીએ ઊભા છે
બધા વિલિયમ સ્ટ્રીટની ટેકરી પર ભેગા થાય છે
જ્યાં સંત મૅરી વુલનોથ
બરાબર નવના[10] ટકોરાના મરિયલ અવાજ સાથે
બધાને ઉપદેશે છે

એ ટોળામાં એક ઓળખીતાને જોયો
અને બૂમ પાડી : " સ્ટેટસન !
માયલી ખાતે વહાણમાં મારી સાથે હતો
તે તું જ ને !
ગયા વરસે, તારા બાગમાં વાવેલું શબ,
મહોર્યું કે નહીં, આ સાલ તેને ફૂલ
આવશે ને ?
કે હિમ લાગી ગયું ?
કૂતરાને રાખજે એનાથી છેટો
એ મિત્ર તો માણસનો જ ને,
એના નહોરથી એ ફરીથી ખોદી કાઢશે !
તું દંભી વાચક, મારા સાથી, મારા ભાઈ !

## ૨. શતરંજની બાજી

ચમકતા આરસ પર, ચળકતા તખ્ત જેવી
ખુરશીમાં એ બેઠી છે[૧૧]
હાથમાં દ્રાક્ષાસવથી ભરેલ સુશોભિત જામ,
જેના પર સુવર્ણનો કામદેવ ડોકિયું કરે
[ બીજો પોતાની પાંખ પાછળ છુપાવે
પોતાની આંખ ]
સાત શિખાવાળી મીણબત્તીની જ્યોત
દ્વિગુણીત થઈ
તેના કર્ણફૂલોની ચમક સાથે હરીફાઈ કરે
જ્યાં સાટીન આચ્છાદિત કાષ્ટપેટિકામાંથી
હાથીદાંત અને રંગીન કાચની કુપીઓમાં
રેડાયે જાય કૃત્રિમ અત્તર,
અતિ માત્રામાં, અવિરત માત્રામાં
મસૃણ, પ્રવાહી કે ઘટ્ટ
ત્રસ્ત, ચિંતિત અને ગંધથી ભાન ગુમાવેલ[૧૨]
વાતાયનમાંથી પ્રવેશેલી તાજી હવાથી મત્ત
મીણબત્તીની પ્રલંબિત જ્યોતને વધુ ભડકાવતો
ધુમાડો ચિત્રાંકિત છતે ફેંકાયો અને
કોતરણીમાં ચકરાવે ચડ્યો
રંગબેરંગી પથ્થરોની ભઠ્ઠીમાં
મોટા, તામ્રવર્ણો સમુદ્રકાષ્ટ
લીલી અને નારંગી જ્યોતથી બળે છે
જેના ઉદાસ પ્રકાશમાં તર્યા કરે છે
કોતરેલી ડોલ્ફીન માછલી
ભઠ્ઠી પર પુરાતન છતમાં
–બારીબહાર વનમાં ભજવાતા દૃશ્ય જેવું[૧૩]–
પાશવી રાજાની નિર્લજ્જ બળજબરીથી
ફિલોમેલનું બુલબુલમાં રૂપાંતર
જે કોમળ સ્વરથી ભરી દે સમગ્ર વેરાનને
હજીય જગત પીછો કરે
હજી પણ એના ચિત્કારનો ' જગ...જગ' ધ્વનિ
મલિન કાને પડે
ભીંતઘડિયાળમાં જર્જરિત સમયનો
વધુ એક ટકોરો
બહાર ઝળાંને તાકતા આકારો વધુ લળે
અને ગૂંગળાયા કરે બંધિયાર ઓરડામાં
સીડી પર વિખરાઈ જતો પદધ્વનિ
અગ્નિપ્રકાશમાં, એનાવાળ કાંસકામાં
જ્યોતિકણોની જેમ ફેલાઈને શબ્દોમાં
ચળકયા કે
ને થશે નિર્મમપણે ચૂપ.
"આજે મને ઠીક નથી, સાચ્ચે જ, આજે
રાતે મારી પાસે રો
વાત કર, કેમ ક્યારેય બોલતો નથી ?
બોલ,

શું વિચારે છે ? શો વિચાર ?
કોણ જ્યારે શુંય વિચાર કર્યા કરે છે, મને
શું ખબર ?
વિચારું છું કે આપણે ઉંદરોથી ખીચોખીચ
એક દુર્ગમ શેરીમાં છીએ જ્યાં
મરેલાનાં અસ્થિઓનો પણ કશો ન પત્તો."
"શેનો છે એ અવાજ ?
એ તો પવનથી બારણું ખખડયું
ફરી આ શેનો અવાજ ? પવન શું કરે છે ?
એ તો કંઈ નહીં
તને કંઈ ખબર જ નથી ?
તને કંઈ દેખાતું જ નથી ?
તને કંઈ યાદ જ નથી ?
મને યાદ છે
આ ચળકતાં મોતી તેની ગયા ભવની આંખો.
તું જીવતો છે ને ? મગજમાં કંઈ છે કે નહીં ?
ઓ ઓ ઓ ઓ એ શેક્સ્પીઅરશાયી લય
એટલો શ્રીમંત
એટલો ધીમંત
હવે શું કરું હું ? હું શું કરું ?
આમ જ લઘરવઘર શેરીમાં ધસી જાઉં
અને ભટક્યા કરું
કાલે આપણે શું કરીશું ?
આપણે દરરોજ શું કરીશું !
દસ વાગ્યે ગરમ પાણીથી સ્નાન કરીએ,
વરસાદ હોય તો બંધ કારમાં ચાર વાગ્યે
ફરવા જઈએ
આપણે શતરંજ રમીશું
ને અપલક નેત્ર દ્વાર પર ટકોરાની
પ્રતીક્ષા.
લીલના પતિને લશ્કરમાંથી છુટ્ટી મળી
ત્યારે મેં કહ્યું – મોઢામોઢ કહ્યું –
ખુલ્લેખુલ્લું કહ્યું
ઉતાવળ રાખજો, સમય થઈ ગયો છે??
હવે આલ્બર્ટ પાછો ઘેર આવે છે તો
જરા વ્યવસ્થિત થા. મારી હાજરીમાં
એણે દાંતનું ચોકઠું લેવા આપેલા
પૈસાનું શું કર્યું ?
એણે કીધેલું, "બધા દાંત પડાવી નાખ લીલ,
નવું ચોકઠું લઈ લે, સોગનથી હું તારી
સામેય નથી જોઈ શકતો." મેં કહેલું:
"મારાથીય ક્યાં જોવાય છે,"
બિચારા આલ્બર્ટનો તો વિચાર કર
ચાર વરસ સુધી લશ્કરમાં હતો, હવે
થોડી મોજમજા કરશે. તું એને સુખ
નહીં આપે તો, એ આપવા બીજાં તૈયાર છે"
"ઓહો એમ છે ?" એણે પૂછ્યું
"એમ જ" મેં કહ્યું
"જોઈએ તો ખરા કે એ કોણ છે" અણે
મારી આંખમાં આંખ પરોવી
ઉતાવળ રાખજો, સમય થઈ ગયો છે.
"જો તને આ નાપસંદ હોય તો બોલી નાખ
જેથી તું નિર્ણય ન લઈ શકે તો
બીજાં લઈ લે
પણ આલ્બર્ટ આ બધું છોડી દે તો
કહીશ નહીં કે પહેલાં ન કહ્યું,
તને શરમ નથી આવતી ?
સાવ જરઠ જેવી છો

[ઉંમર તો માંડ એકત્રીસ]
એણે મોં બગાડીને કહ્યું, "બાગથી એ
નહીં થાય. પડાવવા માટે મેં
ગોળીઓ લીધી છે."
[એને પાંચ તો છે જ, નાના જ્યોર્જના
જનમ વખતે તો મરતાં માંડ માંડ બચેલી]
દવાવાળાએ કહેલું, બધું ઠીક થઈ જાશે,
પણ પહેલાં જેવી સરખાઈ નથી રહી
"સાવ ભોટ છો તું તો" મેં કહ્યું
"આલ્બર્ટ તને છોડી ન દે તો કહેજે.
બાળકો ન જોઈતાં હોય તો પરણવું જ
શા માટે ?
ઉતાવળ રાખજો, સમય થઈ ગયો છે.
એ રવિવારે આલ્બર્ટ ઘેર હતો, ગરમાગરમ
ગેમન રાંધેલો, એમણે મને પણ જમવા બોલાવી
ગરમ રસોઈનાં મજા લેવા
ઉતાવળ રાખજો, સમય થઈ ગયો છે
ઉતાવળ રાખજો, સમય થઈ ગયો છે
શુભરાત્રી બીલ, શુભરાત્રી લાઉ,[15]
શુભરાત્રી મે, શુભરાત્રી આવજો,
શુભરાત્રી, શુભરાત્રી, સન્નારીઓ
શુભરાત્રી, શુભરાત્રી, પ્રિય સન્નારીઓ
શુભરાત્રી, શુભરાત્રી, શુભરાત્રી.

### ૩. અગ્નિસ્તોત્ર

નદીકિનારે તંબૂ[16] તૂટેલો પડ્યો છે
પાંદડાની સળીઓ કિનારાના
કાદવમાં ખૂંપી જાય છે
ભૂખરી જમીન પરથી પવન ફૂંકાય, નિઃશબ્દ
પરીઓ વિદાય થઈ છે.
વહાલી ટેમ્સ ધીમે વહો, જ્યાં સુધી હું
ગીત ગાઈ લઉં
નદીમાં હવે ખાલી બાટલીઓ નથી રવડતી
સેન્ડવીચના ખાલી કાગળ, રેશમી રૂમાલ,
ખાલી ખોખા સિગારેટનાં ઠૂંઠાં અને
ઉનાળાની મધુર રાત્રિઓની અન્ય
નિશાનીઓ પણ નથી રહી
પરીઓ વિદાય થઈ છે
એમના મિત્રો,
શહેરના ઉમરાવોના રખડુ છોકરાઓ
પણ જતા રહ્યા છે સરનામું આપ્યા વગર
સરસીના જળ પાસે જઈને બેઠો અને રડ્યો.[16]
વહાલી ટેમ્સ, ધીમે વહો, જ્યાં સુધી હું
ગીત ગાઈ લઉં
હું કોઈ પ્રબંધ ગીત નહીં ગાઉં, મારી પીઠ
પાછળ હું હાડકાંઓનો ખખડાટ સાંભળું છું
અને સાંભળું છું દરેક કાન સુધી વિસ્તરતું
ખસિયાણું હાસ્ય
શિયાળાની એક સાંજે ગૅસ હાઉસની પાછળ
મારા પિતા અને મારા ભાઈ – જે બન્ને રાજા હત
–ના મૃત્યુ પર વિચારમગ્ન હું
સુક્કી નહેરમાંથી માછલી પકડતો હતો ત્યારે
એનું લબડી પડેલું પેટ ઘસડીને કિનારે ઊગેલ
ઘાસમાં એક ઉંદર હળવેથી સરકી ગયો.
કાદે ખાબોચિયામાં પડેલ, ફુગાયેલ, નગ્ન
શરીરો
અને બાજુના સુક્કાભઠ્ઠ કાતરિયામાં
ફેંકી દીધેલ હાડકાંઓ
ધીમેથી સરકી જતા ઉંદરની ઠોકરથી ખખડ્યા
કરે છે વરસોવરસ

શું વિચારે છે ? શો વિચાર ?
કોણ જ્યારે શુંય વિચાર કર્યા કરે છે, મને
શું ખબર ?
વિચારું છું કે આપણે ઉંદરોથી ખીચોખીચ
એક દુર્ગમ શેરીમાં છીએ જ્યાં
મરેલાનાં અસ્થિઓનો પણ કશો ન પત્તો."
"શેનો છે એ અવાજ ?
એ તો પવનથી બારણું ખખડ્યું
ફરી આ શેનો અવાજ ? પવન શું કરે છે ?
એ તો કંઈ નહીં
તને કંઈ ખબર જ નથી ?
તને કંઈ દેખાતું જ નથી ?
તને કંઈ યાદ જ નથી ?
મને યાદ છે
આ ચળકતાં મોતી તેની ગયા ભવની આંખો.
તું જીવતો છે ને ? મગજમાં કંઈ છે કે નહીં ?
ઓ ઓ ઓ ઓ એ શેક્સ્પીઅરશાયી લય
એટલો શ્રીમંત
એટલો ધીમંત
હવે શું કરું હું ? હું શું કરું ?
આમ જ લઘરવઘર શેરીમાં ધસી જાઉં
અને ભટક્યા કરું
કાલે આપણે શું કરીશું ?
આપણે દરરોજ શું કરીશું !
દસ વાગ્યે ગરમ પાણીથી સ્નાન કરીએ,
વરસાદ હોય તો બંધ કારમાં ચાર વાગ્યે
ફરવા જઈએ
આપણે શતરંજ રમીશું
ને અપલક નેત્ર દ્વાર પર ટકોરાની
પ્રતીક્ષા.
લીલના પતિને લશ્કરમાંથી છુટ્ટી મળી
ત્યારે મેં કહ્યું – મોઢામોઢ કહ્યું –
ખુલ્લેખુલ્લું કહ્યું
ઉતાવળ રાખજો, સમય થઈ ગયો છે[14]
હવે આલ્બર્ટ પાછો ઘેર આવે છે તો
જરા વ્યવસ્થિત થા. મારી હાજરીમાં
એણે દાંતનું ચોકઠું લેવા આપેલા
પૈસાનું શું કર્યું ?
એણે કીધેલું, "બધા દાંત પડાવી નાખ લીલ,
નવું ચોકઠું લઈ લે, સોગનથી હું તારી
સામેય નથી જોઈ શકતો." મેં કહેલું:
"મારાથીય ક્યાં જોવાય છે,"
બિચારા આલ્બર્ટનો તો વિચાર કર
ચાર વરસ સુધી લશ્કરમાં હતો, હવે
થોડી મોજમજા કરશે. તું એને સુખ
નહીં આપે તો, એ આપવા બીજાં તૈયાર છે"
"ઓહો એમ છે ?" એણે પૂછ્યું
"એમ જ" મેં કહ્યું
"જોઈએ તો ખરા કે એ કોણ છે" અણે
મારી આંખમાં આંખ પરોવી
ઉતાવળ રાખજો, સમય થઈ ગયો છે.
"જો તને આ નાપસંદ હોય તો બોલી નાખ
જેથી તું નિર્ણય ન લઈ શકે તો
બીજાં લઈ લે
પણ આલ્બર્ટ આ બધું છોડી દે તો
કહીશ નહીં કે પહેલાં ન કહ્યું,
તને શરમ નથી આવતી ?
સાવ જરઠ જેવી છો

[ઉંમર તો માંડ એકત્રીસ]
એણે મોં બગાડીને કહ્યું, "મારાથી એ
નહીં થાય. પડાવવા માટે મેં
ગોળીઓ લીધી છે."
[એને પાંચ તો છે જ, નાના જ્યોર્જના
જનમ વખતે તો મરતાં માંડ માંડ બચેલી]
દવાવાળાએ કહેલું, બધું ઠીક થઈ જાશે,
પણ પહેલાં જેવી સરખાઈ નથી રહી
"સાવ ભોટ છો તું તો" મેં કહ્યું
"આલ્બર્ટ તને છોડી ન દે તો કહેજે,
બાળકો ન જોઈતાં હોય તો પરણવું જ
શા માટે ?
ઉતાવળ રાખજો, સમય થઈ ગયો છે.
એ રવિવારે આલ્બર્ટ ઘેર હતો, ગરમાગરમ
ગેમન રાંધેલો, એમણે મને પણ જમવા બોલાવી
ગરમ રસોઈની મજા લેવા
ઉતાવળ રાખજો, સમય થઈ ગયો છે
ઉતાવળ રાખજો, સમય થઈ ગયો છે
શુભરાત્રી બીલ, શુભરાત્રી લાઉ,[15]
શુભરાત્રી મે, શુભરાત્રી આવજો,
શુભરાત્રી, શુભરાત્રી, સન્નારીઓ
શુભરાત્રી, શુભરાત્રી, પ્રિય સન્નારીઓ
શુભરાત્રી, શુભરાત્રી, શુભરાત્રી.

### ૩. અગ્નિસ્તોત્ર

નદીકિનારે તંબૂ[16] તૂટેલો પડ્યો છે
પાંદડાની સળીઓ કિનારાના
કાદવમાં ખૂંપી જાય છે
ભૂખરી જમીન પરથી પવન ફૂંકાય, નિઃશબ્દ
પરીઓ વિદાય થઈ છે.
વહાલી ટેમ્સ ધીમે વહો, જ્યાં સુધી હું
ગીત ગાઈ લઉં
નદીમાં હવે ખાલી બાટલીઓ નથી રવડતી
સેન્ડવીચના ખાલી કાગળ, રેશમી રૂમાલ,
ખાલી ખોખાં સિગારેટનાં ઠૂંઠાં અને
ઉનાળાની મધુર રાત્રિઓની અન્ય
નિશાનીઓ પણ નથી રહી
પરીઓ વિદાય થઈ છે
એમના મિત્રો,
શહેરના ઉમરાવોના રખડુ છોકરાઓ
પણ જતા રહ્યા છે સરનામું આપ્યા વગર !
સરસીના જળ પાસે જઈને બેઠો અને રડ્યો.[1]
વહાલી ટેમ્સ, ધીમે વહો, જ્યાં સુધી હું
ગીત ગાઈ લઉં
હું કોઈ પ્રલંબ ગીત નહી ગાઉં, મારી પીઠ
પાછળ હું હાડકાઓનો ખખડાટ સાંભળું છું
અને સાંભળું છું દરેક કાન સુધી વિસ્તરતું
ખસિયાણું હાસ્ય.
શિયાળાની એક સાંજે ગેસ હાઉસની પાછળ
મારા પિતા અને મારા ભાઈ – જે બન્ને રાજા હતા
–ના મૃત્યુ પર વિચારમગ્ન હું
સુક્કી નહેરમાંથી માછલી પકડતો હતો ત્યારે
એનું લબડી પડેલું પેટ ઘસડીને કિનારે ભીના
ઘાસમાં એક ઉંદર હળવેથી સરકી ગયો.
કાંઠે ખાબોચિયામાં પડેલ, કુગાયેલ, નગ્ન
શરીરો
અને બાજુના સુક્કાભઠ્ઠ કાતરિયામાં
ફેંકી દીધેલ હાડકાઓ
ધીમેથી સરકી જતા ઉંદરની ઠોકરથી ખખડ્યા
કરે છે વરસોવરસ

શું વિચારે છે ? શો વિચાર ?
કોણ જ્યારે શુંય વિચાર કર્યા કરે છે, મને
શું ખબર ?
વિચારું છું કે આપણે ઉંદરોથી ખીચોખીચ
એક દુર્ગમ શેરીમાં છીએ જ્યાં
મરેલાનાં અસ્થિઓનો પણ કશો ન પત્તો."
"શેનો છે એ અવાજ ?
એ તો પવનથી બારણું ખખડ્યું
ફરી આ શેનો અવાજ ? પવન શું કરે છે ?
એ તો કંઈ નહીં
તને કંઈ ખબર જ નથી ?
તને કંઈ દેખાતું જ નથી ?
તને કંઈ યાદ જ નથી ?
મને યાદ છે
આ ચળકતાં મોતી તેની ગયા ભવની આંખો.
તું જીવતો છે ને ? મગજમાં કંઈ છે કે નહીં ?
ઓ ઓ ઓ ઓ એ શેક્સ્પીઅરશાયરી લય
એટલો શ્રીમંત
એટલો ધીમંત
હવે શું કરું હું ? હું શુ કરું ?
આમ જ લઘરવઘર શેરીમા ધસી જાઉં
અને ભટક્યા કરું
કાલે આપણે શું કરીશું ?
આપણે દરરોજ શું કરીશુ ?
દસ વાગ્યે ગરમ પાણીથી સ્નાન કરીએ,
વરસાદ હોય તો બંધ કારમાં ચાર વાગ્યે
ફરવા જઈએ
આપણે શતરંજ રમીશું
ને અપલક નેત્ર દ્વાર પર ટકોરાની
પ્રતીક્ષા.
લીલના પતિને લશ્કરમાંથી છુટ્ટી મળી
ત્યારે મેં કહ્યું—મોઢામોઢ કહ્યું—
ખુલ્લેખુલ્લું કહ્યું
ઉતાવળ રાખજો, સમય થઈ ગયો છે.
હવે આલ્બર્ટ પાછો ઘેર આવે છે તો
જરા વ્યવસ્થિત થા. મારી હાજરીમાં
એણે દાંતનું ચોકઠું લેવા આપેલા
પૈસાનું શું કર્યું ?
એણે કીધેલું, "બધા દાંત પડાવી નાખ લીલ,
નવું ચોકઠું લઈ લે, સોગનથી હું તારી
સામેય નથી જોઈ શકતો." મેં કહેલું:
"મારાથીય ક્યાં જોવાય છે,"
બિચારા આલ્બર્ટનો તો વિચાર કર
ચાર વરસ સુધી લશ્કરમાં હતો, હવે
થોડી મોજમજા કરશે તું એને સુખ
નહીં આપે તો, એ આપવા બીજાં તૈયાર છે"
"ઓહો એમ છે ?" એણે પૂછ્યું
'એમ જ" મેં કહ્યું
"જોઈએ તો ખરા કે એ કોણ છે" અણે
મારી આંખમાં આંખ પરોવી
ઉતાવળ રાખજો, સમય થઈ ગયો છે.
"જો તને આ નાપસંદ હોય તો બોલી નાખ
જેથી તું નિર્ણય ન લઈ શકે તો
બીજાં લઈ લે
પણ આલ્બર્ટ આ બધું છોડી દે તો
કહીશ નહીં કે પહેલાં ન કહ્યું,
તને શરમ નથી આવતી ?
સાવ જરઠ જેવી છો

[ઉંમર તો માંડ એકત્રીસ]
એણે મોં બગાડીને કહ્યું, "મારાથી એ
નહીં થાય. પડાવવા માટે મેં
ગોળીઓ લીધી છે."
[એને પાંચ તો છે જ, નાના જ્યોર્જના
જનમ વખતે તો મરતાં માંડ માંડ બચેલી]
દવાવાળાએ કહેલું, બધું ઠીક થઈ જાશે,
પણ પહેલાં જેવી સરખાઈ નથી રહી
"સાવ ભોટ છો તું તો" મેં કહ્યું
"આલ્બર્ટ તને છોડી ન દે તો કહેજે,
બાળકો ન જોઈતાં હોય તો પરણવું જ
શા માટે?
ઉતાવળ રાખજો, સમય થઈ ગયો છે.
એ રવિવારે આલ્બર્ટ ઘેર હતો, ગરમાગરમ
ગેમન રાંધેલો, એમણે મને પણ જમવા બોલાવી
ગરમ રસોઈની મજા લેવા
ઉતાવળ રાખજો, સમય થઈ ગયો છે
ઉતાવળ રાખજો, સમય થઈ ગયો છે
શુભરાત્રી બીલ, શુભરાત્રી લાઉ,[15]
શુભરાત્રી મે, શુભરાત્રી આવજો,
શુભરાત્રી, શુભરાત્રી, સન્નારીઓ
શુભરાત્રી, શુભરાત્રી, પ્રિય સન્નારીઓ
શુભરાત્રી, શુભરાત્રી, શુભરાત્રી.

### ૩. અગ્નિસ્તોત્ર

નદીકિનારે તંબૂ[16] તૂટેલો પડ્યો છે
પાંદડાની સળીઓ કિનારાના
કાદવમાં ખૂંપી જાય છે
ભૂખરી જમીન પરથી પવન ફૂંકાય, નિઃશબ્દ
પરીઓ વિદાય થઈ છે.
વહાલી ટેમ્સ ધીમે વહો, જ્યાં સુધી હું
ગીત ગાઈ લઉં
નદીમાં હવે ખાલી બાટલીઓ નથી રવડતી
સેન્ડવીચના ખાલી કાગળ, રેશમી રૂમાલ,
ખાલી ખોખાં સિગારેટનાં ઠૂંઠાં અને
ઉનાળાની મધુર રાત્રિઓની અન્ય
નિશાનીઓ પણ નથી રહી
પરીઓ વિદાય થઈ છે
એમના મિત્રો,
શહેરના ઉમરાવોના રખડુ છોકરાઓ
પણ જતા રહ્યા છે સરનામું આપ્યા વગર
સરસીના જળ પાસે જઈને બેઠો અને રડ્યો.[17]
વહાલી ટેમ્સ, ધીમે વહો, જ્યાં સુધી હું
ગીત ગાઈ લઉં
હું કોઈ પ્રબંધ ગીત નહીં ગાઉં, મારી પીઠ
પાછળ હું હાડકાંઓનો ખખડાટ સાંભળું છું
અને સાંભળું છું દરેક કાન સુધી વિસ્તરતું
ખસિયાણું હાસ્ય.
શિયાળાની એક સાંજે ગેસ હાઉસની પાછળ
મારા પિતા અને મારા ભાઈ – જે બન્ને રાજા હતા
–ના મૃત્યુ પર વિચારમગ્ન હું
સુક્કી નહેરમાંથી માછલી પકડતો હતો ત્યારે
એનું લબડી પડેલું પેટ ઘસડીને કિનારે ઊગેલ
ઘાસમાં એક ઉંદર હળવેથી સરકી ગયો.
કાંઠે ખાબોચિયામાં પડેલ, કુગાયેલ, નગ્ન
શરીરો
અને બાજુના સુક્કાભઠ્ઠ કાતરિયામાં
ફેંકી દીધેલ હાડકાઓ
ધીમેથી સરકી જતા ઉંદરની ઠોકરથી ખખડ્યા
કરે છે વરસોવરસ

પણ દરવખતે હું સાંભળું છું.
હૉર્ન અને મોટરના અવાજો
જેમાં બેસીને સ્વિની મિસિસ પોર્ટરને મળવા
જાય છે
મિસિસ પોર્ટર અને તેની દીકરી ચાંદનીમાં
ન્હાય છે
બન્નેના પગ સોડામાં ધોવાય છે
અને આ શિશુના અવાજો ગુંબજમાં ગાય છે
ટ્વીટ, ટ્વીટ, ટ્વીટ,
જગ, જગ. જગ, જગ જગ
બમાપ ક્રૂરતા
તેરેયુ[18]
શિયાળાની બપોરે ભૂખરા ધુમ્મસથી
ઘેરાયેલ અવાસ્તવિક શહેરમાં
સ્મર્નાના વેપારી મિ. યુજેનાઇડીસ
વધેલી દાઢી, ખિસ્સામાં સુક્કી દ્રાક્ષ, વીમો,
લંડન સુધીનું ભાડું, રોકડા પૈસા, સામો
માલ, મને બોલાવે છે ગંદી ફ્રેંચમાં
કેનોનસ્ટ્રીટ હોટલમાં લંચ લેવા
પછી મેટ્રોપોલમાં શનિ-રવિની રજા
આવા જાંબલી સમયે
જ્યારે આંખો અને પીઠ ટેબલ પરથી ઊઠે
જ્યારે માનવ-એંજિન રાહ જુએ
ઊભેલી ટેક્સીના ચાલુ મશીનની જેમ
હું ટિરેસીઅસ અંધ છતાં બે જિંદગી વચ્ચે
ધબકતો
લબડી પડેલાં નારીસ્તનો સાથે જોઉં છું
જાંબુડી સાંજે
ઘર તરફ સરકતા સમયને
જ્યારે ખલાસી ઘેર પાછો ફરે
ટાઇપિસ્ટ ચા વેળાએ, નાસ્તાનાં વાસણો માંજે;
પેટાવે છે સ્ટવ અને તૈયાર લાવેલો ખોરાક
ખાવા બેસે;
બારી બહારથી જોખમી રીતે પથરાયેલાં,
સૂર્યનાં છેલ્લાં કિરણોથી સ્પર્શાતાં,
તેનાં સૂકાં કપડાંનો
દીવાન (તેની રાત્રીશય્યા) પર ઢગલો
મોજાં, સ્લીપર્સ, બ્રા, દોરીઓ વિખરાયેલાં
પડ્યાં છે
હું ટિરેસીઅસ
લચી પડેલાં સ્તનોવાળો વૃદ્ધ
દશ્યને પરિકલ્પું છું અને શેષની આગાહી
કરું છું
મેંય જોઈ છે આગામી અતીતની રાહ
એ રસોળીવાળો યુવાન આવે છે
એક સામાન્ય ઘરદલાલનો સામાન્ય કારકૂન
સહજપણે,
બ્રેડફોર્ડના ધનકુબેરો જે સાહજિકતાથી
પહેરે રેશમી હૅટ
તેવી સાહજિકતાથી આત્મવિશ્વાસને
ધારણ કરતો એ પ્રાકૃત
સમય અનુકૂળ છે એ ધારે છે, ભોજન
લેવાઈ ગયું છે, એ કંટાળી છે, થાકેલી છે
તે પેલી સ્ત્રીને પ્રણયમસ્તીમાં ખેંચી
અનિચ્છા હોવા છતાં તેણે કશો પ્રતિભાવ
ન આપ્યો
પુરુષના ફંફોસતા હાથને ન નડ્યો
કશો પ્રતિરોધ
એના મિથ્યાભિમાનને પ્રતિભાવની જરૂર નથી.
એ ઉપેક્ષાને માની લે છે આવકાર

માર્ગેટની રેતી પર સાંકળું છું
પણ શૂન્યને શૂન્ય સાથે
ગંદા હાથ અને તૂટેલા નખવાળા
મારા દેશવાસીઓ, નમ્ર દેશવાસીઓની
કશી જ અપેક્ષા નથી
પછી આવ્યો હું કાર્થેજમાં[21]
બળતો બળતો બળતો બળતો
હે પ્રભુ,
મને આ આગમાંથી બચાવી લે,

## ૪ જળઘાત

પખવાડિયાથી મૃત્યુ પામેલ ફિનીશિઅન ફ્લીબસ
ભૂલી ગયો સાગરપંખીઓના ચિત્કારને
ઊછળતા ઉદધિને
ભૂલી ગયો
નફા અને નુકસાનને
સાગરના ભીતરના વહેણે
ઝીણા સ્વરે ઝડપી લીધાં એનાં અસ્થિઓ
ઢળ્યો અને ઊછળ્યો
એના જીવન અને જુવાની વિતાવ્યા
વમળમાં પ્રવેશીને
ઓ સૃષ્ટિના માનવીઓ
તમે જે ચક્ર ફેરવો છો અને જુઓ છો
પવન ભણી
વિચાર કરજો ફ્લીબસનો
જે,
તમારા જેવો જ ઊંચો અને દેખાવડો હતો.

## ૫. પ્રજાપતિ મેઘે શું કહ્યું

તેલી ચહેરા પર મશાલના લાલ પ્રકાશ પછી[22]
બાગની બરફીલી નિઃસ્તબ્ધતા પછી
દૂર પર્વત પર ઝંઝાવાત, ચીસો અને બૂમના
પદધ્વનિ
જેલ અને મહેલની પથરીલી વેદના પછી
એ મૃત્યુ પામ્યો છે
આપણે, જે જીવતા છીએ, અધિરાઈથી
મરીએ છીએ
અહીં જળ નથી પણ ખડક છે
ખડક ખરા પણ જળ નહીં અને રેતાળ રસ્તા
રસ્તો જે ખડકોને વીંટળાઈને ઉપર ચડે
ખડકો જે જળવિહીન છે
જળ હોત તો ત્યાં રોકાઈને આપણે પીધું હોત
પણ ખડકો વચ્ચે રોકાઈને વિચારવાનું પણ શું ?
પ્રસ્વેદ પણ સુકાઈ ગયો છે અને ચરણ
ખૂંપ્યા છે રેતીમાં
ખડકોમાં જળ હોય તોપણ
સડેલા દાંતવાળા મૃત ખડકોના મુખમાંથી
એ બહાર નહીં થૂંકાય
અહીં ઊભા રહેવું, બેસવું કે લેટવું અશક્ય છે
આ ખડકોમાં નિઃસ્તબ્ધતા પણ નથી,
છે,
વરસાદ વગરનો, વંધ્ય, સુક્કોભઠ્ઠ ઝંઝાવાત
આ ખડકોમાં એકાંત પણ નથી
છે,
તરડાયેલાં કાદવિયાં મકાનોના દરવાજામાંથી
ઉપહાસ અને છીંકોટા કરતા તામ્રવર્ણા ચહેરા
જો ત્યાં ખડક ન હોત પણ જળ હોત
ખડક હોત અને જળ પણ હોત
ઝરણામાં વહેતું જળ
ખડકો વચ્ચે ખાબોચિયામાં જળ
જો ત્યાં માત્ર જળનો ધ્વનિ જ હોત

માર્ગેટની રેતી પર સાંકળું છું
શૂન્યને શૂન્ય સાથે
ગંદા હાથ અને તૂટેલા નખવાળા
મારા દેશવાસીઓ, નમ્ર દેશવાસીઓની
કશી જ અપેક્ષા નથી
પછી આવ્યો હું કાર્થેજમાં[21]
બળતો બળતો બળતો બળતો
હે પ્રભુ,
મને આ આગમાંથી બચાવી લે,

## ૪ જળઘાત

પખવાડિયાથી મૃત્યુ પામેલ ફિનીશિઅન ફ્લીબસ
ભૂલી ગયો સાગરપંખીઓના ચિત્કારને
ઊછળતા ઉદધિને
ભૂલી ગયો
નફા અને નુકસાનને
સાગરના ભીતરના વહેણે
ઝીણા રવે ઝડપી લીધાં એનાં અસ્થિઓ
ઢળ્યો અને ઊછળ્યો
એના જીવન અને જુવાની વિતાવ્યા
વમળમાં પ્રવેશીને
ઓ સૃષ્ટિના માનવીઓ
તમે જે ચક્ર ફેરવો છો અને જુઓ છો
પવન ભણી
વિચાર કરજો ફ્લીબસનો
જે,
તમારા જેવો જ ઊંચો અને દેખાવડો હતો.

## ૫. પ્રજાપતિ મેઘે શું કહ્યું

તેલી ચહેરા પર મશાલના લાલ પ્રકાશ પછી[22]
બાગની બરફીલી નિઃસ્તબ્ધતા પછી
દૂર પર્વત પર ઝંઝાવાત, ચીસો અને ઝૂમના
પદધ્વનિ
જેલ અને મહેલની પથરીલી વેદના પછી
એ મૃત્યુ પામ્યો છે
આપણે, જે જીવતા છીએ, અધિરાઈથી
મરીએ છીએ
અહીં જળ નથી પણ ખડક છે
ખડક ખરા પણ જળ નહીં અને રેતાળ રસ્તા
રસ્તો જે ખડકોને વીંટળાઈને ઉપર ચડે
ખડકો જે જળવિહીન છે
જળ હોત તો ત્યાં રોકાઈને આપણે પીધું હોત
પણ ખડકો વચ્ચે રોકાઈને વિચારવાનું પણ શું ?
પ્રસ્વેદ પણ સુકાઈ ગયો છે અને ચરણ
ખૂંપ્યા છે રેતીમાં
ખડકોમાં જળ હોય તોપણ
સડેલા દાંતવાળા મૃત ખડકોના મુખમાંથી
એ બહાર નહીં થૂંકાય
અહીં ઊભા રહેવું, બેસવું કે લેટવું અશક્ય છે
આ ખડકોમાં નિઃસ્તબ્ધતા પણ નથી,
છે,
વરસાદ વગરનો, વંધ્ય, સુક્કોભઠ્ઠ ઝંઝાવાત
આ ખડકોમાં એકાંત પણ નથી
છે,
તરડાયેલાં કાદવિયાં મકાનોના દરવાજામાંથી
ઉપહાસ અને છીંકોટા કરતા તામ્રવર્ણી ચહેરા
જો ત્યાં ખડક ન હોત પણ જળ હોત
ખડક હોત અને જળ પણ હોત
ઝરણામાં વહેતું જળ
ખડકો વચ્ચે ખાબોચિયામાં જળ
જો ત્યાં માત્ર જળનો ધ્વનિ જ હોત

તીડ અને સુક્કા ઘાસનું દ્વંદ્વગીત નહીં
પણ ખડકમાંથી દડી આવતા જળનો ધ્વનિ
જ્યાં પાઈનવૃક્ષો પર ગાય છે વનકસ્તૂરો
ટપ...ટપ...ટપ...ટપ...ટપ ..ટપ...
પણ જળ નથી

તમારી પડખે ચાલે છે એ ત્રીજી વ્યક્તિ કોણ છે?[23]
જોઉં છું તો આપણે બે જ
પણ બરફીલા રસ્તે આગળ નજર કરતાં
ભૂખરો ઝભ્ભો અને માથું ઢાંકી
અન્ય પણ ચાલે છે સતત તારી સાથે
ખબર નથી એ સ્ત્રી છે કે પુરુષ
તો તમારી પડખે આ બીજું છે કોણ?
મમતામય રુદનનો મર્મર
ઊંચે હવામાં આ કયો ધ્વનિ છે[24]
અનંત મેદાનો પર આ કોણ બુકાનીબંધ
ટોળે વળે

તરડાયેલ ભૂમિ પર લથડતા
સપાટ ક્ષિતિજે અટકતા
પર્વતોની પેલે પાર એવાં કયાં શહેરો છે
જે ભંગાય છે, સર્જાય છે અને ભૂખરી હવામાં
ફાટી પડે છે.

ધ્વસ્ત થતા મિનારા
જેરુસલેમ, એથેન્સ અને એલેકઝાન્ડ્રિઆ
વિએના, લંડન,
બધાં જ અવાસ્તવિક શહેર.

એક સ્ત્રીએ પોતાના લાંબા કાળા વાળ
તાણીને બાંધ્યા
અને એ તંતુઓ પર વગાડયું ધીમું સંગીત
ઝાંખલી પ્રકાશમાં શિશુ ચહેરાવાળાં ચામાચીડિયાં
સીટી મારી, પાંખો ફફડાવી
કાળી પડી ગયેલી દીવાલો પર મસ્તક ઘસે
અને ઊંધા ટાવર
ગજાવે સ્મૃતિ-ઘંટારવ
સુક્કાં ખાબોચિયાં અને ભમ્મરિયા કૂવામાંથી
ગાતા અવાજો[25]

પર્વતોના ભંગારમાં
ઝાંખા ચંદ્રપ્રકાશમાં
અસ્તવ્યસ્ત કબર પર
દેવળની આસપાસ
અસંખ્ય ખાલી દેવળ, જ્યાં પવન વસે છે
જેને બારી નથી, છે ફક્ત બારણાંઓ
જે ખખડયા કરે છે
જ્યાં સુક્કાં હાડકાંઓ પણ કશું અશુભ
કરી શકે તેમ નથી
વીજળીના ઝબકારમાં છાપરા પર ફક્ત
એક કૂકડો બોલે છે
કૂકડે કૂક કૂકડે કૂક[26]
અને ઠંડા પવનો વરસાદ લાવે છે
ગંગા પાતાળમાં ઊતરી ગઈ અને
જીર્ણ પર્ણો વરસાદની રાહ જોતાં રહ્યાં
હિમાલય પર જ્યારે દૂર દૂર કાળાં વાદળો ઊમટયાં
જંગલો સંકોચાઈને નિઃસ્તબ્ધતામાં ગરકાવ થયાં
પછી ઝંઝાવાતે કહ્યું :
દ
દત્ત. આપણે શું આપ્યું !
મિત્ર, રક્ત આપણા હૃદયને ખળભળાવે
એક ક્ષણની નિર્લજ્જ શરણાગતિ
જેને ભૂંસી ન શકે આખ્ખા યુગનું
શાણપણ પણ.

જેનું નામનિશાન આપણી મૃત્યુનોંધમાં
પરોપકારી કરોળિયાઓએ ગૂંથેલ સ્મૃતિઓ,
કે આપણા ખાલીખમ્મ રૂમમાં
સૂકલકડી સોલિસિટરોએ તોડેલ વીલના
સીલ નીચે ક્યાંય પણ નથી
ફક્ત એનાથી જ તો આપણે ટક્યા છીએ
द
दयध्वम: મેં સાંભળ્યો છે કૂંચીનો અવાજ[२७]
તાળામાં ફક્ત એક જ વાર
આપણે વિચારીએ છીએ તાળું ખોલવાનું
દરેક વ્યક્તિ પોતાની કેદનું તાળું ખોલવાનું
વિચારે છે
અને રાત્રે દરેક કબૂલે છે કે પોતે કેદી છે
અપાર્થિવ અવાજો હિંમત આપે છે
ભાંગી પડેલા કોરીઓ લેનસને
द
दम्यत : નૌકા મોજથી અનુસરે છે
સઢ અને હલેસાંના જાણતલ હાથને
સાગર શાંત હતો
તમારા સત્તાશીલ બાહુઓ, તમારું આજ્ઞાધીન
હૃદય આમંત્રણ પામીને આનંદિત થઈ
શાંતિથી ધબક્યું હોત
હું કિનારે માછલી પકડવા બેઠો
પાછળ હતાં સુક્કાંભઠ્ઠ મેદાનો
હું મારી જાગીરને વ્યવસ્થિત તો કરી શકીશ ને ?
લંડનબ્રિજ ભાંગી પડે છે, ભાંગી પડે છે,
ભાંગી પડે છે.

પછી એ પાવકજવાળામાં પ્રવેશ્યો
ક્યારે થઈશ હું ચકલી સમ – ઓ ચકલી ચકલી
બરબાદ ટાવરના એક્વેન્ટાઈનના રાજકુમાર
આ અવશેષો મેં મારા વિનાશમાંથી બચાવ્યા છે[२८]
તો તમને શા માટે આપું હિરોનીમો ફરી
પાગલ થયો છે.

दत्त, दयध्वम्, दम्यत.

શાંતિઃ શાંતિઃ શાંતિઃ[२९]

---

– આ કવિતામાં અંગ્રેજી સિવાયની ભાષાનાં અવતરણોના અનુવાદ માટે શ્રી હરીન્દ્ર દવેના 'વેસ્ટલેન્ડ'ના અનુવાદની મદદ લીધી છે એ બદલ તેમનો આભારી છું.

– આખો અનુવાદ શબ્દશઃ જોઈ આપી સાથે બેસી મહત્ત્વના ફેરફારો સૂચવવા બદલ મારા મિત્રશ્રી દિલીપસિંહ ચૌહાણ – 'લાલુભા' – નો હું હૃદયપૂર્વક આભાર માનું છું

## સંદર્ભનોંધ

૧. ગ્રીક પરંપરામાં ભવિષ્યકથન કરનારી સ્ત્રીને સિબિલ કહેવામાં આવે છે. એમાં ક્યુમીની સિબિલ સૌથી જાણીતી હતી. તેના પર એપોલો પ્રસન્ન થયા ત્યારે તેણે મુઠ્ઠીમાં સમાય એટલા રેતીના કણ જેટલાં વર્ષનું (અસંખ્ય) દીર્ઘાયુષ્ય માગેલું, પણ સાથે શાશ્વત યૌવન માગવાનું ભૂલી જવાતાં એ વૃદ્ધ અને નિર્બળ બનેલી.

૨. એપ્રિલ માસ વિશેની આ પંક્તિઓ ચોસરની 'કેન્ટરબરી ટેલ્સ'ની પ્રથમ પંક્તિઓના વિરોધાભાસ રૂપે છે. મૂળ પંક્તિઓ નીચે મુજબ છે :

"જ્યારે એપ્રિલ પોતાનાં રસીલાં ઝાપટાં વડે ઊંડાં મૂળિયાંઓને નવાંકુરિત કરી વૃક્ષની દરેક ડાળને મીઠા જળમાં નવડાવી દે છે ત્યારે જેમણે અગાઉ બાધા રાખેલી તેવાં આસ્તિકજનો કેન્ટરબરીની યાત્રાએ નીકળે છે."

૩. આ સંદર્ભ માટે જુઓ શરૂઆતમાં ક્યુમીની સિબિલનો સંદર્ભ

૪. રિચાર્ડ વેગનરના નાટકમાં ખલાસી પોતાની પ્રિયતમાને સંભારીને આ પંક્તિઓ ગાય છે.

૫. મૅડમ સોસોટ્રીસ આલ્ડુસ હકસલેની નવલકથા 'ક્રોમયલો'માં આવતી બનાવટી ભવિષ્યવેત્તા છે. એલિયટના જણાવ્યા પ્રમાણે અહીં આ નામ 'અભાનપણે' લેવાયેલું છે.

૬. શેક્સપીઅરના નાટક 'ટેમ્પેસ્ટ'માં આવતી એક ગીતપંક્તિ.

૭. બૉદલેરની પંક્તિઓ સાથે સરખાવો, "ટોળાંઓનું નગર, સ્વપ્નપૂર્ણ નગર જ્યાં ધોળા દિવસે ભૂત અટકાવે રાહદારીને."

૮. દાંતેના 'ઇન્ફર્નો'ના ૩જા પ્રકરણની પંક્તિઓ ૫૫-૫૭
"અનંત પ્રવાહની જેમ વહે જતા માણસો, મૃત્યુએ આટલા બધાને ખતમ કર્યા હશે તેનો ખ્યાલ જ નહોતો."

૯. ઇન્ફર્નો પ્રકરણ ૪ની ૨૫ થી ૨૭ પંક્તિઓ 'અમે કોઈ ચોંધાટભરી ફરિયાદ ન સાંભળી, રુદન કે શોકનો અવાજ પણ નહીં. અનંત હવામાં ફક્ત નિસાસાઓ જ સંભળાતા હતા."

૧૦. નવ વાગ્યાનો સંદર્ભ એલિયટ જ્યારે બૅન્કમાં કલાર્ક હતો ત્યારનો છે, દરરોજ નવના ટકોરે ઇચ્છા કે અનિચ્છાએ એણે કામે જોતરાવું પડતું. ઈશુને નવ વાગ્યે ક્રોસ પર ચડાવેલા એવું કહેવાય છે.

૧૧. શેક્સપીઅરના નાટક એન્ટની ઍન્ડ ક્લિયોપેટ્રા'માં ક્લિયોપેટ્રાના વર્ણન માટે વાપરેલ પંક્તિઓ. આ પંક્તિઓ તેમાં અમર યૌવન અને પ્રેમના પ્રતીકરૂપે કલ્પી છે. અહીં પરિસ્થિતિનો વિરોધાભાસ છે."

૧૨. વર્જિલના મહાકાવ્ય 'ઇનીડ'માં કાર્થેજની રાણી ડાઇડો, પોતાના પ્રેમી ઇનિયસને પાર્ટી આપે છે ત્યારનું વર્ણન, અંતે ઇનિયસે ડાઈડોને ત્યજી દીધેલી અને ડાઇડોએ આત્મહત્યા કરી ઇનિયસને શાપ આપેલો.

૧૩. થ્રેસના રાજા ટિરિયસને પોતાની પત્ની પ્રોન કરતા પોતાની સાળી ફિલોમીના વધુ ગમતી. એટલે એણે પ્રોનની જીભ કાપીને ફિલોમીનાને કહેલું કે તેની બહેન મૃત્યુ પામી છે અને પછીથી એને ભોગવેલી. પણ પાછળથી ફિલોમીનાને ખબર પડી જતાં ટિરિયસ એને તથા પ્રોનને મારી નાખવા તૈયાર થયેલો ત્યારે દેવોએ ફિલોમીનાને બુલબુલ અને પ્રોનને ચકલી બનાવી દીધેલા. 'જગ..જગ...જગ' દવની પંખીનો ગાવાનો અવાજ છે. વિવેચકો તેને જાતીય સંભોગના પ્રહસન-નીય ઉલ્લેખ તરીકે પણ જુએ છે.

૧૪. વારંવાર પુનરાવર્તિત થતાં આ વાક્યો બાર બંધ થવાના સમયે બારટેન્ડર દ્વારા અપાતી સૂચના છે.

૧૫. શેક્સપીઅરના પ્રખ્યાત નાટક 'હૅમ્લેટ'માં હૅમ્લેટની પ્રેમિકા ઑફિલિયાના છેલ્લા શબ્દો.

૧૬. મૂળ કૃતિમાં અંગ્રેજી શબ્દ tent છે જેનો બાઇબલની પરિભાષામાં 'તીર્થ' એવો અર્થ પણ કરી શકાય.

૧૭ ઇઝરાયલીઓનું વતન માટેનું રુદન. સરસી માટે 'લીમન'નો સંદર્ભ કામક્રીડાનો છે જેનો અર્થ પ્રિયતમા કે નગરવધૂ થાય છે.

૧૮. ટેરેયુસે એક વાર બે સર્પને જંગલમાં સંભોગ કરતા જોયેલા તેણે સર્પોને લાકડી મારી અને સ્ત્રી-માં પલટાઈ ગયો. સાત વરસ પછી એ જ દશ્ય ફરીથી જોતાં લાકડી મારવાથી એ પુરુષમાં ફેરવાઈ ગયો. આમ તેને સ્ત્રી અને પુરુષ બન્ને જાતિનો અનુભવ હતો, તેથી દેવ જોવ અને તેની પત્ની જ્યુના વિવાદમાં તેને લવાદ તરીકે નિમવામાં આવેલો. જોવની માન્યતા હતી કે સંભોગની ક્રિયામાં સ્ત્રીને વધુ આનંદ આવે છે જ્યારે જ્યુની માન્યતા હતી કે પુરુષને વધુ આનંદ આવે. ટેરેયુસે ચુકાદો આપ્યો કે સૌથી વધુ આનંદ સ્ત્રીને આવે છે. તેથી જ્યુએ ગુસ્સે થઈને 'આંધળો થજે' એવો શાપ આપ્યો પણ જોવે તેને ભવિષ્યકથનની શક્તિ અને દીર્ઘ આયુષ્ય પણ આપેલાં।

૧૯. ગોલ્ડસ્મિથની નવલકથા 'વિકાર ઑફ વેઇકફિલ્ડ'માં આવતું મૂળ ગીત;
જ્યારે સુંદર સ્ત્રી મૂર્ખામી કરે અને છેલ્લે જાણે કે પુરુષો તો દગો કરે છે ત્યારે તેની ઉદાસીનતાને કયું સૌંદર્ય શાતા આપી શકે? તેના ગુનાહિત આચરણને કંઈ કલા શાતા આપે? જગતથી મોં સંતાડવું જ તેને માટે શાતાદાયક બને, મોત જ તેને માટે શાતાદાયક બને.

૨૦. બપોરે નૌકામાં અમે નદીક્રીડા કરવા ગયેલા, રાણી અને લોર્ડ રોબર્ટ નકામી વાતો કરવા મંડ્યા અને એટલી હદે ગયા કે લોર્ડ રોબર્ટે કહ્યું કે 'રાણીની ઇચ્છા હોય તો મારી [ વર્ણનકર્તા પાદરી છે ] હાજરીમાં જ લગ્ન કરી લઈએ.'

—ઇલિઝાબેથ ગ્રંથ-૧ : ફિલિપ્સ ઑફ સ્પેન પર પાદરી દ કવાયાનો પત્ર.

૨૧. સેંટ ઑગસ્ટાઈન 'કન્ફેસન્સ'માં પોતાની યુવાનીમાં અનુભવેલા પ્રલોભનની વાત કરે છે.

૨૨. ઈશુને અપાયેલ છેહ, તેમની ધરપકડ અને મૃત્યુ સુધીની ક્ષણોનું વર્ણન.

૨૩. કદાચ શેકલટનકૃત સાહસકથામાંથી મને આ પ્રેરણા મળી છે જેમાં જણાવાયું છે કે દક્ષિણ ધ્રુવના સંશોધકો જ્યારે ખૂબ થાકી ગયેલા ત્યારે તેમને સતત એવી ભ્રમણા થતી કે ગણી શકાય તેથી વધુ એક વ્યક્તિ આપણી સાથે ચાલે છે. — એલિયટ

૨૪. હરમાન હેસની નવલકથા 'અ ગ્લીમ્પ ઇન્ટુ કેઑસ'નો એક ફકરો જેમાં રશિયન ક્રાંતિ અને પૂર્વ યૂરોપની ઊથલપાથલનો સંકેત છે.

૨૫. બાઇબલના અર્થઘટન મુજબ આ બન્ને શબ્દો ઓસરતી શ્રદ્ધા અને ખોટા દેવોનુ પૂજન દર્શાવે છે.

૨૬. પીટરે ત્રણ વાર ઈશુને ઓળખવાનો ઇન્કાર કર્યો હતો અને પછી બે વાર કૂકડો બોલ્યો ત્યારે પોતાની નિર્લજ્જતા અને કાયરતાને કારણે રડી પડયો હતો. બીજા અર્થઘટન મુજબ કૂકડાનો અવાજ પ્રાતઃકાળનો સૂચક હોવાથી ભૂતપ્રેત અદશ્ય થઈ જાય છે.

૨૭. દાંતેના પ્રસિદ્ધ મહાકાવ્ય 'ડિવાઇન કૉમેડિ'ના પ્રથમ ભાગ ઇન્ફર્નોમાં શ્લોક ૨૩, ૪૬નો ઉલ્લેખ: ઇટાલીના એક અમીરને પોતાના બે પુત્રો અને બે પૌત્રો સાથે એક ટાવરમાં પૂરેલો. તેણે માત્ર એક વાર – તાળું બંધ થતી વેળા – ચાવીનો અવાજ સાંભળેલો. પછી ચાવીને નદીમા ફેંકી દઈને કેદીઓને એમ જ મરવા દેવાયેલા.

૨૮. ટૉમસ કીડના નાટક સ્પેનિશ ટ્રેજેડિમાં હિરોનીમો પોતાના પુત્રની હત્યાના વેરથી સળગી રહ્યો છે ત્યારે આ પંક્તિઓ બોલે છે.

૨૯. આ ત્રણ પુનરાવર્તનોથી ઉપનિષદ પૂરાં થાય છે. □

---

## આપે 'કુમાર'નું લવાજમ ભર્યું?



---

# અવલોકન

## અજવાળું અવાજતા ટ્યૂબલાઇટોના ધોળા સાપ

### મેઘનાદ હ. ભટ્ટ

રાજેન્દ્ર શાહના લિપિની પ્રેસમાં કાવ્યના શબ્દના ઔચિત્ય, અનિવાર્યતા અને યથાર્થતા સાચવીને કાવ્યદીક્ષા પામવાનો પુરૂષાર્થ કરવાના કવિતાપ્રેમીઓમાં કવિમિત્ર ભીખુ કપોડિયાયે ખરા. સ્વભાવે શાંત, થોડા સંકોચશીલે ખરા. વળી અત્યંત મિતભાષી. એમનો આ સ્વભાવગત સંયમ કવિતાપ્રક્રિયા સાથેય સંકળાયો. પરિણામે પ્રમાણમાં ઘણું થોડું લખ્યું પણ જેટલું લખ્યું તેટલું એટલું અને એવું માતબર લખ્યું કે સાતમા-આઠમા દાયકાના ગણનાપાત્ર કવિઓમાં એમને સન્માનનીય સ્થાન અવશ્ય મળે

શરમાળ સ્વભાવ અને એમાં પાછું જયંત પારેખ જેવા દુરારાધ્ય શિક્ષક. પરિણામે કવિના જ શબ્દોને બોલવા દઈએ તો 'મને લાગ્યું છે ત્યારે માત્ર કવિતા ને કવિતા થાય એવા પ્રયત્નો—છેક-ભૂંસ કરી છે. કહ્યું કે કઠિન લાગ્યું ત્યારે અથવા હથોટી બેસી ગયાની ભ્રાંતિ કે પ્રતીતિ થઈ છે ત્યારે એ પલાંઠી એટલી જ સાહજિકતાથી છોડી, પગ ખંખેરી ઊભો થઈ ગયો છું. શબ્દ સાથે જીદ-જીભાજોડી કરી નથી. પ્રયોગખોરી કે લયની કસરત કરી પ્રગટ કરવાનું રુચ્યું નથી. એના તત્કાલીન લાભના લોભ વગર સ્વસ્થતાને આંચ ન આવે એમ માત્ર સર્જવાનું માથે લીધેલું જેના પરિણામરૂપ આ એક અધ્યાય પ્રસિદ્ધ થઈ અહીં પૂરો થયો ગણું છું – બીજા અધ્યાયની કોઈ જ ખાતરી વિના."—ના ભીખુભાઈ, તમારા ટહુકાને ગુજરાતી સાહિત્યના આકાશે સંભાળપૂર્વક સંઘરી રાખ્યો છે અને એથી નિયતિની પથપ્રદક્ષિણા ઓળખવાને બદલે (તમે જ્યોતિષ તરફ વળ્યા છો એ જાણી-એનો વિરોધ કરતાં) તમારી કાવ્યયાત્રાના અનેક અધ્યાયોનાં આવર્તનો ઝંખે. અમે તમારાં કાવ્યોનું સ્વાગત કરવા તત્પર છીએ, તૈયાર છીએ.

"– અને ભૌમિતિકા" એ કવિ ભીખુ કપોડિયાનો પ્રથમ કાવ્યસંગ્રહ. પ્રમાણમાં ઘણો મોડો એ પ્રસિદ્ધ થયો. પ્રસિદ્ધ થઈ શક્યો એનો દરેક કાવ્ય સાથે સંકળાયેલ, ઓતપ્રોત થનાર આત્મીય રસિકજનોનો આનંદ. કુલ ૫૮ પાનાં અને લગભગ ૪૫ કાવ્યો. કાવ્યપથનો વળાંક જોઈએ તો પ્રારંભમાં છઠ્ઠા દાયકાના વિવિધ કવિઓએ યોજેલ લયહિલ્લોલથી સભર, અવનવાં કલ્પનો અને કવિસહજ પ્રેમારાગથી ઊભરાતાં થોડાંક અનન્ય ગીતો. લયનું સામ્ય છેતરામણું લાગે, કારણ કે આ ગીતોમાં કવિનું પ્રસન્ન, વિજિગીષુ વ્યક્તિત્વ એવી તીવ્રતમ રીતે પ્રગટે છે કે આપણે એમ જ કહેવું પડે :

"રમતીલી લ્હેરખીને મારગ ન ક્યાંય
વન આખુંયે લીલેરા બોલે મઢ્યું."

'તમે ટહુક્યા ને,' 'આખુંય વન લઈ,' 'તમે ગયાં ને...' ('દીવાલ પર તે સૂરજ કેરી ક્યાં છે પેલી માછલીઓ ઝલમલતી......'), 'વાંકું પડે તો......', 'ડાળથી ફૂટયો'થી 'મ્હેક' સુધી પહોંચતા ભાવકને અવશ્ય એમ લાગે કે અહીં કવિએ "રાતરાણીની ગંધ કે બાહુબંધમાં લીધું વ્યોમ'? ભાવકના પ્રશ્નનો કવિ એમની લાક્ષણિક સંયત વાણીમાં પ્રત્યુત્તર વાળે 'કોરા કાગળમાં હું તો ખાબક્યો રે લોલ." પણ, કાવ્યરસિક ભાવકને જે 'દૃશ્યકલ્પનોના નકશીકામમાં નિજી કવિકર્મ'નો આસ્વાદ મળે છે એથી એ કવિને એમ જ પૂછે :

"વડના લીલાં પાન ચોડેલી પાંખ
ને રાત ફળની જેવી
કેમ રે મૂંગી ચાંચ ભીડેલી ખૂલતી નથી ?"

ગીતોથી અછાંદસ તરફની ગતિ, સાંકેતિક રીતે, "અંધારાના ધણ વચ્ચે"થી થાય છે કશુંક પાછળ મૂકયું છે. વીતેલા સમયની સ્મૃતિ વાગોળવી કોને ન ગમે ? કવિ આ સ્મૃતિને જે શબ્દચિત્રોથી મઢે છે તેમાં એક ચિત્રકારની ચીવટ અને કલાકારની કમનીયતા છે. શહેરમાં નિરાશ્રિત રીતે સ્થાયી થયેલો કયો કવિ ગામડાનાં એ બેનમૂન ચિત્રો ભૂલી શકે ?

"કાંધ ઉપર તોળાઈ રહેલ દિવસભરનો થાક
ગાલ્લું થઈ અળગો થઈ જશે આંગણામાં"

અને–

"સામે મોઢામાં અંગૂઠો નાખી એકલા
ઘર તરફ ચાલ્યા આવતા
ખેડૂત-બાળા જેવો અંધકાર દૂર દૂરથી
રમતો રમતો ચાલ્યો આવે
વડના થેર સાથે અડપલાં લેતી
દેવચકલીનાં પીંછાં રંગે,
થડ ઉપર ચડતી કીડી-મંકોડી જેમ
વૃક્ષોને પાંદડે પાંદડે ફરી વળી
ચરી વળે લીલો રંગ......
વળાંક લેતી કેડીઓ કનેથી
ઝૂંટવી લે નમણા વળાંક......"

ડૉ. રમણ સોનીએ નોંધ્યું છે એમ ('એતદ્' એપ્રિલ-જૂન'૮૯) એમનાં (ભીખુભાઈનાં) અછાંદસ કાવ્યોમાંનાં કેટલાંક તો એમની ગીતકવિતામાં છે એવી જ, ગ્રામપરિવેશની ને પ્રણયવિપ્રલંભાદિની સંવેદનસૃષ્ટિ આલેખે છે–એટલે કે આ કાવ્યોનો ટોન રોમેન્ટિક મૂડથી જ બંધાયેલો છે. કવિમાં ઊંડી સંવેદનશીલતા છે ને એ કલ્પનોમાં ગૂંથાતી આવે છે. પણ, ક્યારેક રચનારીતિના કેટલાક મરોડો અને પ્રયુક્તિઓને લીધે એનું રૂપ ત્રિલક્ષણ બન્યું છે. કેમ કે રચનારૂપ અને સંવેદનને એમણે ઘણી જગ્યાએ સાદૃશ્યોથી સંયોજ્યા છે.

ઘાસની લીલાશ આંખોમાં આવે તો ઘાસ પવનનાં ટેરવાં થઈ સળવળે ચારે કોર. વિગત સમય અને સાથે સ્મૃતિમંજૂષામાં સંઘરી રાખેલું ભાથું કવિના સમગ્ર વ્યક્તિત્વમાં ઘાસ થઈ આળોટે. અને કવિની સ્વપ્નલોકની નગરી, સમતોલ નગરી થઈ ભાવકની આંખોમાં પણ લહેરાય. એમ તો કવિ રાવજીના "એક આષાઢ કાવ્યમાં પણ "ઘાસ પાણી જેવું બેઉ કાંઠે વહ્યું જાય" જ છે ને ? ભીખુભાઈ કવિ રાવજીને છંદસિક્ત ભાવભીની અંજલિ પણ આપે જ છે ને ?—

" હવે પણે તો ચાંદ આવીને/પરસાળે સૂનકાર સૂંઘશે,/ને ઝંખડું કન્યાની સામે/વઢશે તારું મૌન !"

'ઊંટ' અને 'રીંછ' આ બે ભીખુભાઈની વિશિષ્ટ રચનાઓ છે. ગ્રામજીવનનો વિચ્છેદ થતાં જે શહેરી નાગરી સંસ્કૃતિ તરફ પ્રયાણ થાય છે એનું પ્રતીક ઊંટ. "સપનાંના તકિયા જેવા પગને તળિયે/ચંપાઈ ગયાં છે/પીઠ ઉપર ભાર વહી જઈ/રાતોરાત ટૂંકાવી લીધેલાં લાંબાં લાંબાં રણ./ ધીમે ધીમે ગાંગરે ...ને/ જાણે સપનામાં/ રણનીયે પેલી પાર રહ્યા/ દાદાના હુક્કાનો ઓછોતરો સાંભળું અવાજ./" આમ જ તો કવિ શૈશવનો સંગાથ ત્યજી યૌવનના અનુરાગ પામે છે, માણે છે, પ્રમાણે છે. પછી સ્વાભાવિક રીતે અનુભૂતિ અને અભિવ્યક્તિ બદલાઈ જાય છે. સંયોગ-સંભોગને અત્યંત આક્રમક રીતે છતાં તેટલા જ તાટસ્થ્યપૂર્વક તેમ જ પ્રતીકાત્મક રીતે 'રીંછ' માં અને કલ્પનપ્રતીકની કથનાત્મક રીતે 'રાજાની પાંચ એના કર્તવ્ય વિષે'માંય સફળતાથી પ્રયોજે છે. ભીખુભાઈના કવિકર્મનો આ કાવ્યોમાં આગવો વિશેષ જોવા મળે છે. 'બાટલી' અને 'રાગે ઑફિસ'માં જીવનની વાસ્તવિકતાને સ્વીકારવાની અને સ્વીકારીને સર્જક્આકાર આપવાની કવિની પ્રયુક્તિ પણ અત્યંત સંતર્પક છે.

'જોડા', 'ત્રણ', 'કવિકથન', 'અળસિયું' ( કદાચ કવિતાના ભૌમિતિક સ્વરૂપનો મહત્ત્વનો સંકેત) ભીખુભાઈના કાવ્યવ્યાયામના વૈજ્ઞાનિક અભિગમની આછી શાખ પૂરે છે.

એક ભાવક મિત્ર તરીકે, આ લખનારને, ભીખુભાઈનો આ ભૌમિતિક 'વિકાસ' ('ને એમ એક દિવસ જોડાને ફૂટી આંગળીઓ ! ) ભીખુભાઈમાં રહેલા અત્યંત સબળ અને સમર્થ રોમેન્ટિક કવિને ટૂંપી નાખતો લાગ્યો છે. એમને તો જ્ઞાની ગુરુમિત્રો મળ્યા છે છતાં ડર રહે કે આ ભૌમિતિક વિકાસ અને વિન્યાસ થોડોક આગંતુક છે જેણે ભીખુભાઈએ એમના લગ્નસમયે રચેલ નખશીખ સુંદર, તળપદાં ગીતોને ( જે આ લખનારે ભીખુભાઈના મોઢે સાંભળ્યાં છે. ) વિનાવાંકે મુરઝાવી દીધાં છે. ભીખુભાઈ એમની પોતીકી અભિવ્યક્તિથી કાવ્યસર્જન પુનશ્ચ ચાલુ રાખે એ જ અપેક્ષા. કવિ થોડોક આરામ કરે તો ચાલે. કાયમ ટૂંટિયું વાળે તો ભાષા અને ભાવક બન્ને હિજરાય.

છેલ્લે રાજેન્દ્ર શાહના સહૃપાન્થ શિષ્યને નાતે એક સ્મરણ કરાવું ? એક વાર લિપિની પ્રેસમાં એક કવિમિત્ર (નામ યાદ નથી, પ્રસંગ બરાબર યાદ છે) આવ્યા. સ્વરચરિત કાવ્ય રાજેન્દ્રભાઈને બતાવી કહે, "આ કાવ્ય મને અચાનક સ્ફુર્યું." પણ, રાજેન્દ્ર જેનું નામ. એમ ખુશ થાય ? એમની લાક્ષણિક અદાથી કહે, "ભાઈ, એમ અચાનક કાવ્યો તો કાલિદાસ અને ટાગોરને સૂઝે – આપણે તો બરાબર પલાંઠી વાળીને બેસીને સર્જનકાર્ય કરવું પડે."– ભીખુભાઈમાં પલાંઠી વાળી બેસવાની શિસ્ત અને ધીરજ તો છે જ, સર્જકતા પણ છે જ. તો, ભલે થોડી પ્રકટ કાવ્યસાધના થઈ જાય. હું માનું છું કે એમના દ્વિતીય ગુરુ જયંત પારેખને

પણ એથી આનંદ જ થશે.

• ० ०

ઉપરોક્ત 'આસ્વાદ' લખ્યા પછી કવિમિત્ર ભીખુ કપોડિયા સાથે થોડો પત્રસંવાદ થયો'તો. કાવ્યોને પામવા પત્રનો જે ભાગ ઉપકારક છે તે અંગે નોંધું છું. ૨૦-૫-'૯૦ના ભીખુભાઈના પત્રમાંથી : "આસ્વાદ તરીકેનું લખાણ છે એટલે ઝાઝું કહેવાનું પ્રાપ્ત થતું નથી. તમને ગમતી કવિતાઓ અન્યને ન પણ ગમે-અન્યને ગમેલી તમને ન રુચે. એટલે આ માટે કોઈ રાવ-રાજીપો ન હોય, નથી. "ભૌમિતિક વિકાસ" જેવો શબ્દપ્રયોગ તમે કર્યો. 'વિકાસ' શબ્દ મને હંમેશાં વંધ્ય લાગ્યો છે. વિકાસ ક્યાંય નથી. આપણે આપણા અજ્ઞાનને કોઈ સમયની – કાળના સંદર્ભે તત્કાલ ક્ષણ માટે થોડું હડસેલીએ છીએ એટલું જ. એને વિકાસ કહેવો હોય તો ભલે. હું નથી ગણતો. શેખે સરસ વાત કરેલી. આપણે આપણા રસનું (સંવિત્તિનું) બિંદુ વડ જેમ એની વડવાઈઓ ખોડીને (મૂળ થડ એમનું એમ સાચવીને) Shift કરતો રહે છે એવું કરવું ઇષ્ટ છે, અભિપ્રેત છે. આવું કાંઈક મારા સર્જનમાં (ખાસ કરીને પાછલાં કાવ્યોમાં) પણ હું ગીતો પછી જે લખ્યું છે એમાં થયેલું ગણું છું. એ પણ ફેશનજુવાળના રંગે નથી રંગાયું-કવિ કવિ જ રહી શકે. લિમિંકવિ તરીકે રહેવાનું (કે એવી ગભિંક ઇચ્છા રાખવાનું) સાતત્ય એ સ્થગિતતા પણ પુરવાર થાય= આપણા સમકાલીન ગીતકવિઓમાં તમને એવા નથી જણાતા ? તમારો ટેસ્ટ ગીતો માટે હોય એની સામે કોઈ જ વિરોધ નથી પણ એટલા ખાતર મારા "ભૌમિતિક વિકાસ"ને ગંભીરતાથી તમારી સંચેતનામાંથી પસાર થવા દીધા વિના મૂલવવા જતાં તાટસ્થ્ય નથી જોખમાતું ?

રમણ સોની જેવા પ્રાધ્યાપકીય-રોમેન્ટિક Eraના વિવેચક મને મૂલવે છે ત્યારે મારી સત્ત્વશીલ ગદ્યકવિતાઓને ક્યાં તો સમજ્યા વિના ક્યાં તો સલામતી શોધતા હોય એમ એના વિશે એક વાક્યમાં લસરકો મારી મને અન્યાય કરી બેસે છે (આ વાત મેં એમને લખી નથી) તમે ટહુક્યાં......થી ભૌમિતિકા-અળસિયું-જોડા-રાજાની પાંચ-જેવાં કાવ્યો સુધીના ('વિકાસ' નહિ પણ-) મારા Shifting point of interestsને કદાચ Biasથી કે વિત્ત ઓછું હોવાને લીધે પામી શકતા નથી."

ભીખુભાઈના પત્રની-એમની કાવ્યપ્રવૃત્તિ સંદર્ભે પ્રસ્તુત વાત લખવાનો એકમાત્ર ઉદ્દેશ એમની કવિતા અને ભાવક વચ્ચે પ્રત્યાયનસેતુ રચવાનો છે. આ લખનાર 'વિવેચક'ની ટોપી પહેરવાની ધખના રાખતો નથી- 'આસ્વાદક' થવું એને માટે પૂરતું છે. વધુ તો શું ? બાકી Biasનો ઇજારો તો કોને છે એ તપાસવું જ રહ્યું અને તે ય Bias વિના..

('– અને ભૌમિતિકા,' ભીખુ કપોડિયા, ચંદ્રમૌલિ પ્રકાશન, અમદાવાદ. પ્રથમ આવૃત્તિ : ૧૯૮૮, મૂલ્ય રૂ. ૧૯-૦૦)

# ગુજરાતની જનતાને
# નૂતન વર્ષનાં
# અભિનંદન



મુખ્ય મંત્રીશ્રી ચીમનભાઈ પટેલ અને મંત્રીમંડળના સભ્યો
ગુજરાતના તમામ પ્રજાજનોને દીપાવલી પર્વની શુભકામનાઓ અને
સંવત ૨૦૪૭ના નૂતન વર્ષાભિનંદન પાઠવે છે.

ગુજરાતની અસ્મિતાને પુનઃ પ્રસ્થાપિત કરવા અને
"નયા ગુજરાત"ના નિર્માણની મંગલ યાત્રામાં દીપાવલી–પર્વનો
આ અવસર આપણો ધ્રુવતારક બની રહો.

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ, જૂજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું, તત્ત્વમાં તેજ તું, શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે.
પવન તું, પાણી તું, ભૂમિ તું, ભૂધરા! વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ લેવાને શિવ થકી જીવ થયો એ જ આશે.
વેદ તો એમ વદે, શ્રુતિ-સ્મૃતિ શાખ દે : કનકકુંડળ વિશે ભેદ નહોયે;
ઘાટ ઘડિયા પછી નામ-રૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે,
ગ્રંથ ગરબડ કરી, વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે;
મન-વચન-કર્મથી આપ માની લહે, સત્ય છે એ જ : મન એમ સૂઝે.
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એ જ પાસે;
ભણે નરસૈંયો : એ મન તણી શોધના : પ્રીત કરું પ્રેમથી પ્રગટ થાશે.

નરસિંહ મહેતા



**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : હેમંત : ૨૦૪૭ : સળંગ અંક ૧૯૮ : દ્વિજ અંક ૧૨૬

નવેમ્બર-ડિસેમ્બર ૧૯૯૦

તંત્રી ધીરુ પરીખ

સલાહકાર : રાજેન્દ્ર શાહ. નિરંજન ભગત

**કાવ્યો**



**ગદ્ય**



**અનુવાદ**



**આસ્વાદ**



**અવલોકન**

# નવું લવાજમ રૂપિયા ૫૦

ગ્રાહક મિત્રો,

છેલ્લા કેટલાક સમયથી મુદ્રણસામગ્રીના ભાવોમાં સતત વધારો થતો રહ્યો હોવા છતાં અમે 'કવિલોક'નું લવાજમ વધાર્યું નહોતું. પરંતુ તાજેતરમાં કાગળના ભાવમાં બેહદ અને છાપકામના ભાવમાં સામાન્ય વધારો થયો છે. આ પરિસ્થિતિમાં 'કવિલોક'ના લવાજમમાં નાછૂટકે થોડો વધારો કરવો અનિવાર્ય બન્યો છે. સૌ ગ્રાહકો આ વધારાને સહ્ય ગણશે એવી અમારી અપેક્ષા છે.

૧૯૯૧ના વર્ષથી 'કવિલોક'નું નવું લવાજમ નીચે પ્રમાણે રાખેલ છે. ગ્રાહકો અને એજન્ટોએ તેની નોંધ લેવા વિનંતી છે.

વાર્ષિક લવાજમ રૂ. ૫૦–૦૦ * આજીવન લવાજમ રૂ. ૪૦૦–૦૦

પરદેશમાં (હવાઈમાર્ગે ડૉલર ૧૨ અથવા પાઉન્ડ ૭)

લવાજમ બહારગામની બૅન્કો પરના ચેકથી સ્વીકારાતાં નથી. મની ઑર્ડર કે ડ્રાફ્ટથી લવાજમ મોકલવું.

---

## સર્જક મિત્રોને

સર્જક મિત્રોને વિનંતી છે કે પોતાની કૃતિ સાથે જવાબી કાર્ડ, પરબીડિયું કે ટિકિટ ન બીડવાં. સ્વીકૃત કૃતિનો જવાબ એકાદ માસમાં અપાય છે. અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી.

---

## કવિલોકનાં બે નવાં પ્રકાશનો

**(૧) શ્રી અરવિંદના મહાકાવ્ય 'સાવિત્રી' ઉપર સંક્ષિપ્ત રેડિયોરૂપકો**

નિયોજક શ્રી ચન્દ્રવદન મહેતા

કાચું પૂઠું ડિમાઈ પૃ. ૧૩૬, કિંમત માત્ર રૂપિયા ૨૪

[ બીજી આવૃત્તિની મર્યાદિત નકલો ખૂટી જાય તે પહેલાં તમારી નકલ મેળવી લેશો. ]

*

**નવ્ય કવિ શ્રેણી – ૬**

**૨: અર્થાત્ – અશોકપુરી ગોસ્વામીનો ગઝલસંગ્રહ**

કાચું પૂઠું, ક્રાઉન પૃ. ૭૨, કિંમત માત્ર રૂ. ૧૦

**• પ્રાપ્તિસ્થાન •**

ગ્રંથાગાર : મ્યુનિસિપલ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦૦૦૯

# ૪૦ ટકાનો લાભ

'કવિલોક' ટ્રસ્ટે અત્યાર સુધીમાં ૧૯ પુસ્તકોનું પ્રકાશન કર્યું છે. આમાંથી નીચેનાં ૭ પ્રકાશનો અત્યારે અપ્રાપ્ય છે:

૧. શ્રુતિ—રાજેન્દ્ર શાહનો કાવ્યસંગ્રહ
૨. આર્દ્રા—ઉશનસ્‌નો કાવ્યસંગ્રહ
૩. રાનેરી—મણિલાલ દેસાઈનો કાવ્યસંગ્રહ
૪. જળની આંખે—યજ્ઞેશ દવેનો કાવ્યસંગ્રહ
૫. સાત મહાકાવ્યો—સંપા. ધીરુ પરીખ
૬. પંચમહાકાવ્ય—સંપા. ધીરુ પરીખ

નીચેનાં તેર પુસ્તકોની જૂજ નકલો બાકી છે. આ તેર પુસ્તકોનો સેટ ૩૧મી માર્ચ ૧૯૯૧ સુધીમાં ખરીદનારને રૂ. ૨૩૪-૦૦ને બદલે માત્ર રૂ. ૧૮૫-૦૦માં પ્રાપ્ત થશે. આ રીતે ૨૦%નો સીધો ફાયદો થશે. વળી, સામાન્ય બજારભાવ કરતાં કવિલોકનાં પ્રકાશનોની કિંમત ૨૦% જેટલી ઓછી રખાઈ છે. આમ, કુલ ૪૦ ટકાનો લાભ આપ લઈ શકો છો:

| | |
|---|---|
| ૧. ટી. એસ. એલિયટ – સંપા. ધીરુ પરીખ | ૭૦-૦૦ |
| ૨. ગદ્યકાવ્ય – સંપા. ધીરુ પરીખ | ૨૪-૦૦ |
| ૩. આપણાં ઋતુકાવ્યો – સંપા. ધીરુ પરીખ | ૨૦-૦૦ |
| ૪. જીભ ઉપરનો ધ્વજ – પ્રફુલ્લ પંડ્યાનો કાવ્યસંગ્રહ | ૭-૦૦ |
| ૫. પાર્થિવ – જગદીશ વ્યાસનો કાવ્યસંગ્રહ | ૭-૦૦ |
| ૬. પરંતુ – વિનોદ જોશીનો કાવ્યસંગ્રહ | ૭-૦૦ |
| ૭. અરીસાઘર – બારીન મહેતાનો કાવ્યસંગ્રહ | ૭-૦૦ |
| ૮. અર્થાત્ – અશોકપુરી ગોસ્વામીનો કાવ્યસંગ્રહ | ૧૦-૦૦ |
| ૯. પ્રસંગસપ્તક – રાજેન્દ્ર શાહનાં સંવાદ-કાવ્યો | ૧૫-૦૦ |
| ૧૦. નિરુદ્દેશે – રાજેન્દ્ર શાહનાં સંવાદ-કાવ્યો | ૨૦-૦૦ |
| ૧૧. 'સાવિત્રી' – ચં. ચી. મહેતાનાં રેડિયોરૂપકો | ૨૪-૦૦ |
| ૧૨. આગિયા – ધીરુ પરીખનો હાઈકુસંગ્રહ | ૧૫-૦૦ |
| ૧૩. અંગપચીસી – ધીરુ પરીખનો છપ્પાસંગ્રહ | ૮-૦૦ |
| | કુલ. રૂ. ૨૩૪-૦૦ |

અમદાવાદની બૅન્ક પરના ચેક/ડ્રાફ્ટથી કે મ. ઓ.થી રકમ મોકલવી. ટપાલથી પુસ્તકોનો સેટ મગાવનારે રૂ. ૧૦-૦૦ વધુ મોકલવા.

**પ્રાપ્તિસ્થાન**

**ગ્રંથાગાર:** જવાહરલાલ નેહરુ મ્યુનિસિપલ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯

હેમન્ત વિ. સં. ૨૦૪૭ કવિલોક નવેમ્બર-ડિસેમ્બર, ૧૯૯૦

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठता मनो मे वाचि प्रतिष्ठितमाविराविर्म ए धि ।

## માનવસર્જિત કલાકૃતિ

મનુષ્યસર્જિત કલાકૃતિ એ એવું સર્જન છે જેમાં કસબ છે પણ ખોલકો નથી – કૃતિના એકત્વ, સમત્વ કે સંવાદમાં તેનો કસબ ઓગળી જાય છે અને સમગ્ર સર્જન એક અનુભવ, અનુભાવન કે પ્રતીતિરૂપ રહે છે. આ અનુભાવનને કે વિશિષ્ટ પ્રતીતિને આપણે પ્રત્યભિજ્ઞા પણ કહી શકીએ. આ પ્રત્યભિજ્ઞા પાછળ ઘણાં તત્ત્વોએ કામ કર્યું હોય છે; પણ મુખ્યત્વે સર્જનની લીલા પાછળ શક્તિ–ગતિ કલ્પનાની– imaginationની હોય છે. આ વિધાયક કલ્પનાનો આધાર ભાવ, ભાવના. સ્મૃતિ સંકલ્પ, વિવેકબુદ્ધિ વગેરે હોય છે. પણ તેનું અપરિહાર્ય લક્ષણ કાવ્યપરિચયને અંતે અનુભવાતી પ્રસન્નતા, વિશ્રાન્તિ, લોકોત્તર આનંદસમાધિ હોય છે. આ જ કાવ્યનું ફળ, કાવ્યનું પ્રયોજન, રચના કરતી શક્તિ, શાન્તિ — આ શાન્ત ઉલ્લાસ કે વિશ્રાન્તિનો અનુભવ તે જ કાવ્યકૃતિની પ્રતીતિ, પ્રત્યભિજ્ઞા અને આહ્લાદ. આસ્વાદ, આનંદ એ નામ જુદાં છે, પણ પદાર્થ એક જ છે. જીભનો આસ્વાદ જેમ પ્રત્યક્ષ જ્ઞાન છે તેમ આ પ્રત્યભિજ્ઞા અને આનંદ જુદાં નથી. તાર્કિક ભેદ જાળવવા આપણે એ નામ — વિશ્રાન્તિ અને પ્રત્યભિજ્ઞા—ભલે વાપરીએ, પણ પદાર્થ એક જ છે. અને એમાંથી ગમે તેનાથી વાગ્વ્યવહાર કરીએ તો ચાલે.

વિષ્ણુપ્રસાદ ત્રિવેદી
('અનંત ઓચ્છવ અને આનંદસિંધુ'માંથી)

# કલામાત્ર દૂરીકરણ વ્યાપાર

## ઉશનસ્

આ સૂત્ર પ્રસિદ્ધ છે કે " A straight line is the shortest distance between two points " અર્થાત્ એક સીધી રેખા એ બે બિંદુઓ વચ્ચેનું હ્રસ્વતમ અંતર છે. જીવનની ગતિ માટે આ સૂત્ર ગણિતની રીતે સાચું હશે; પણ કવનમાં કલાની ગતિમાં એ કેવળ અસત્ય ને હાનિકારક ગણાય છે. કલામાં તો સીધી રેખા જેવી ગતિ સૌન્દર્ય ને આનંદ એમાંથી કશું જ ઉત્પન્ન કરી શકતી નથી; અને કાવ્યકલાનો હેતુ તો આ જ છે : સૌંદર્યની રીતિ ને આનંદની પ્રાપ્તિ.

કાવ્યશાસ્ત્રને પ્રાચીનોએ ક્યારેક અલંકારશાસ્ત્ર પણ કહ્યું છે. આ અલંકારો શું છે? વસ્તુને એ જ વસ્તુ નહીં કહેવાથી અલંકારનું ક્ષેત્ર શરૂ થાય છે. સીધી રેખા ને વળાંકોની વક્રતામાં જે ભેદ છે તે જ શાસ્ત્રોમાં ને કવિતામાં છે; શાસ્ત્રો શબ્દના નિશ્ચિત એકાર્થ–અભિધાને આધારે જ સ્પષ્ટતા ધારણ કરે છે; જ્યારે કવિતાકલા સ્પષ્ટતાની સાવ વિરોધી છે, તે સંદિગ્ધતા ઉપર નિર્ભર રહે છે. એટલે જ કવિતામાં વક્રોક્તિને જીવિત કહ્યું છે. સીધાણ ટૂંકામાં ટૂંકું અંતર છે, પણ કલા તો ભરતીને ઊર્મિના ઊભરાને આકારે છે તેથી તે વક્રગતિ છે. તેનો લય સપાટ નથી, આંદોલિત હોવાથી વળાંક વાળો છે અને કાવ્યમાં તો આ વળાંક જે લય–છંદોલય–નામના સૌંદર્ય-મૂલક બીજનો નિક્ષેપ કરે છે. સીધો બોધ, અરે સીધો અર્થબોધ પણ, કાવ્યકલાને વણસાડી મૂકે છે :

'ગતિ'માં સીધી રેખા ગંતવ્યને તરત પામવા માટે છે, પણ કાવ્યમાં તો જે ગતિ છે તે નૃત્ય જેવી છે. નૃત્યમય ગતિ છે, હિલ્લોળા ખાતી ગતિ છે. એથી જ છંદો મંદાક્રાન્ત કે દ્રુતવિલંબિત ગતિવાળા હોય છે. એને ટૂંકાણ ઇષ્ટ કે અભિપ્રેત નથી; નૃત્યમય ગતિમાં ઝડપથી અંતર કાપવાનો હેતુ હોતો જ નથી; આથી જ અલંકારોમાં કોઈ કોઈ તો 'સ્વભાવોક્તિ'ને અલંકાર માનતા જ નથી; અતિશયોક્તિમાંનો 'અદ્ભુત' જ કાવ્યોક્તિનો પ્રાણ છે એમ કહે છે, તે આવા જ કોઈ કારણે.

એટલે જ કાવ્યમાં વક્રોક્તિ, અતિશયોક્તિ, અન્યોક્તિ, અપ્રસ્તુતપ્રશંસા, વ્યાજોક્તિ વગેરે અલંકારોનો મહિમા પ્રતિષ્ઠિત કરવામાં આવ્યો છે. આ બધા જ અલંકારો કવનના સીધાપણાના ચોખ્ખા વિરોધી છે.

'દૂરથી ડુંગર રળિયામણા' એ કહેવત કાવ્યપ્રક્રિયાનું પણ બુનિયાદી સત્ય છે; દૂરતા હોવી અમુક અંતરે હોવું, એ જ વસ્તુને સૌંદર્યનો પરિપ્રેક્ષ્ય અર્પે છે, આરોપે છે. સીધું જ નહીં પણ કશુંક વાંકું કથન; અભિધા નહીં જ, પણ કશુંક લક્ષણા–વ્યંજનાવાચક સુદૂરાર્થવાચક કથન, સૂર્ય જેવું પ્રત્યક્ષ નહીં, પણ ચંદ્ર જેવું આભાસસર્જક કથન, સ્વપ્નીલ, તંદ્રીલ કથન, સ્પષ્ટાર્થવાચક નહીં પણ સંદિગ્ધાર્થવાચક કથન–કવિતામાં સૌનો આ કારણે જ મહિમા છે,

વસ્તુનું પ્રત્યક્ષ આલેખન, અતિનિકટ-સન્મુખ હોવાને કારણે, પૂરતું સૌંદર્ય જન્માવી શકતું નથી. તે હ્રસ્વતમ અંતર હોવાથી જ સ્વભાવોક્તિને જો અલંકારપદ પ્રાપ્ત કરવું હોય તો તેણે પણ કશીક ઊંચી પ્રતિભાનો ચમત્કાર અનુભવાય એવો દૂરતાનો સ્પર્શ પામવો અનિવાર્ય બની રહે છે.

સાદૃશ્યમૂલક અલંકારો પણ, અરે, રૂપક પણ 'સાધર્મ્યમ્ ઉપમા ભેદે'માં છે તે 'ભેદ' જ એને દૂરતા આપે છે; સદૃશ છે પણ તે એ જ નથી, તે વાત મહત્ત્વની છે.

રવીન્દ્રનાથે એમની એક ગીતકૃતિમાં "અલંકારો તારા આશ્લેષમાં અદ્વૈત માટે વચ્ચે વ્યવધાનરૂપ છે. હું અલંકાર વિના જ તને ભેટીશ' એમ કહી 'અલંકાર'ને પણ બે પદાર્થોની એકતા વચ્ચે વ્યવધાનરૂપ જ ગણ્યા છે તે નોંધપાત્ર છે.

સ્વ. સુરેશ જોષીએ બધી કવિતાપ્રવૃત્તિને 'અપ્રસ્તુતપ્રશંસા' કહી છે તે પણ આ જ અર્થમાં. આથી જ કવિતામાં જેની વાત કરવી છે તેનું તો મગનું નામ મરી પણ પાડવામાં આવતું નથી, કાવ્યકલાના કથનમાં પરોક્ષતા-તીર્યકતાનો ઘણો મહિમા છે, કેરમબોર્ડમાં સ્ટ્રાઈકરથી તાકવાની એક કૂકરીને અને તે જઈને વાગે છે બીજી જ 'ઇષ્ટ' એવી કૂકરીને, એવી આ વાત છે. જેમ બધા જ અલંકારો કાવ્યાર્થને સીધી ગતિમાં હ્રસ્વતમ અંતરે પ્રકટતાં અટકાવે છે તેમ જ રીતે પ્રતીકાદિનો મુદ્દો પણ ધ્યાન ખેંચે છે, પ્રતીકાદિ મૂળ અર્થને અભિહિત મટાડી કશુંક ઢાંકીને તીરછી રીતે બીજું જ કંઈ આનુષંગિક પ્રકટાવે છે. તેથી જ તે કાવ્યનું બળવંત ઉપકરણ બની રહે છે.

કલાની એક મૂળભૂત વ્યાખ્યા આવી છે: Art reveals by concealing it.' કલા તે ઢાંકીને પ્રકટ કરવાની રીત છે: એટલે જ યથાતથ લીધેલો 'ફોટો' તે કલા નથી; પણ તેનું ચિત્ર તે કલા છે; કારણ કે તે એનું એ જ નથી, પણ કંઈક-'જો' કે એના વડે જ-જુદું જ સંકેતી રહે છે; એટલે જ કલાને શેક્સ્પિયરે to hold mirror as it were betore nature એમ 'as it were' કહી ફોટોકૃતિ બનવાની ના પાડી છે. સાચું ઝાડ જે પ્રકૃતિની કૃતિ છે તે કલા નથી, પણ ચિત્રમાં આવતું ઝાડ તે કલા છે, કારણ કે તે તેની મૂળ ઓળખથી કંઈક જુદી જ અભિવ્યક્તિ છે. પ્લેટોએ કલાને સત્યથી ત્રણ પેઢી દૂર હોવાથી તેને અસત્યપોષક ગણી ભાંડી છે તે કલાક્ષેત્રનું મોટું જૂઠાણું છે. મૂળથી દૂરતા એ જ તો તેનું સૌંદર્યપ્રદ પદ છે; આ દૂરતા જ વક્તવ્યને સૌંદર્યપ્રદ સ્થિતિએ સ્થાપી આપે છે. આને કારણે જ કાવ્યમાં જે કંઈ ઉપાદાનો આવે છે તેને જ કાવ્ય કહેતા નથી; લાગણી, ભાષા વગેરેને જ આસ્વાદતા નથી, આપણે આસ્વાદીએ છીએ તેના ઈસ્થેટિક્સને-કશીક દૂરતાને, કવિએ આપેલી સૌંદર્યમૂલક કશી દૂરતાને, પરોક્ષતાને, વ્યંજનાને. 'રસ' એ બધાં તત્ત્વોએ જન્માવેલી 'દૂરતાને કારણે થતો સૌંદર્યાનંદભોગ છે. આથી જ કવિની ભારતી પ્રાકૃતિક વિશ્વથી વધુ સુંદર ને આનંદદાયક બની છે. □

# કચ્છી ભાષામાં નગરકવિતા : એક નોંધ

## ધીરેન્દ્ર મહેતા

કચ્છી કવિતામાં ગુલાબ દેઢિયા, ડૉ. વિશનજી નાગડા, અમૃત ડાંગર અને ડૉ. ગિરીશ વીછીવોરાની રચનાઓ અનોખી ભાત પાડે છે. પરંપરાથી તો તેઓ જુદા પડે જ છે, સમકાલીનોમાં પણ નોખા તરી આવે છે.

વતનની ભાષા અને નગરજીવનના અનુભવો-સંવેદનોનો કોઈ અજબ સંબંધ તેમની કવિતામાં જોઈ શકાય છે. એ સ્પર્શે છે તેમ કૌતુક પણ જગવે છે.

આ પ્રશ્ન જેટલો સાહિત્યિક નથી તેટલો સાંસ્કૃતિક છે. વતનની બહાર વસતો કચ્છી માડૂ વિભાજિત છે—ભાષાસંદર્ભે જ નહિ, સંસ્કૃતિસંદર્ભે એ દ્વૈત અનુભવે છે. એ વ્યવહારજગતમાં જ નહિ, પોતાના ભાવજગતમાં પણ દ્વિભાષી છે. કચ્છી ભાષા, આ કચ્છી માડૂ ગમે ત્યાં હોય, એનો છેડો એના વતન સાથે – એની ધરતી સાથે–બાંધી રાખે છે. ડૉ. જયંત ખત્રીનાં પાત્રો જાકારો દેતી ધરતીની છાતીને વળગી રહે છે તેમ આજનો કચ્છી માડૂ વળગી રહેતો નથી, પરંતુ માતૃભૂમિ પ્રત્યે એના મનમાં લગભગ એવો જ ભાવ છે. એને માટે કચ્છ એ કોઈ ભૂમિભાગ કરતાં વિશેષ તો ભાવભૂમિ છે. આ ભાવચિત્રને એ ચાહે છે અને એની કવિતા સાંભળવી એને વિશેષ રુચતી હોય એમ લાગે છે. એ જાણ્યે અજાણ્યે એવી મનોવૃત્તિ સેવે છે કે આ ભાષામાં એની ભૂમિની ભાવાભિવ્યક્તિ જ સધાતી હોય !

પરંતુ છેલ્લા દોઢેક દાયકાની કચ્છી કવિતાના નગરવાસી કવિઓએ જોયું કે વાસ્તવિક સંદર્ભ આખો બદલાઈ ચૂક્યો છે. યાતાયાતની અને સમૂહમાધ્યમોની સગવડ વધવાથી, શહેરીકરણની પ્રક્રિયામાં વેગ આવવાથી મહાનગરવાસી તેમ વતનવાસી કચ્છી માડૂનું ભાવજગત પણ બદલાતું ચાલ્યું છે. એ જુદાં પરિબળોની વચ્ચે, જુદા પ્રશ્નોની સાથે જીવે છે. એ હવે સલ્ફર ડાયોક્સાઇડ, સ્ફવૅર ફીટ, બ્યાકરણ, ઓનરશિપ, કેલ્શિયમ, બ્લડગ્રુપિંગ, કેબરે ડાન્સ અને ડાન્સરની સૃષ્ટિ વચ્ચે મુકાયો છે. એથી કરીને એના ચિત્તમાં વતનની સ્ફૂર્તિપ્રેરક યાદ માટેનો અવકાશ જાણે ઓછો થતો રહ્યો છે... આ કવિઓએ આ પડકારોને ભારે સાહસપૂર્વક ઝીલ્યા છે. અમૃત ગંગર અને ગુલાબ દેઢિયાની કવિતામાં મુંબઈ શહેર વિશેના જે સંક્ષોભક પ્રતિભાવો પ્રકટ થયા છે તે આનાં સચોટ નિદર્શનો પૂરાં પાડે છે :

'કેબરે ડાન્સરજી નાભિમિંજાથી
રોજ વિયાઇંધલ મુંબઈ !
તો કે લાનત આય.'

(કેબરે ડાન્સરની નાભિમાંથી રોજ
પેદા થનાર મુંબઈ ! તને લ્યાનત છે.)

'હિન સુધલે સેંરમેં, પંજે વગેં.
ફેક્ટરી છુટે ધવાયેંજી;
ભૂંગરે જે ધૂએ મેં સિજ્જો સા

ફેર છુટજે વિને—કેં કે ખબર?'

(આ સુધરેલા શહેરમાં પાંચ વાગ્યે
ફેક્ટરી છૂટે દવાઓની,
ભૂંગળાના ધુમાડામાં સૂર્યનો શ્વાસ
ક્યાં ઘૂંટાઈ જાય - કોને ખબર?)

—અમૃત ગંગર

નગરવાસી કચ્છી કવિને પોતાના ગામનું તળાવ વામાસર યાદ આવે છે તોય જુદા સંદર્ભ-માં—ગંદા પાણીથી ભરેલું એ તળવ એમને જાણે પોતાના અસ્તિત્વની પ્રતિચ્છવિ રચતું લાગે છે:

'આંઉ નઈયાં બારમાસી
ટિંભટોલ તરા
... ... ... ...
આઉં તાં અઈયાં
ગામજી શેરીએં જે
પાણીએંસે ભર્યો
વામાસર.'

(હું નથી બારમાસી
છલોછલ તળાવ
... ... ... ...
હું તો છું
ગામની શેરીઓનાં
પાણીથી ભરેલું
વામાસર.)

—ગુલાબ દેઢિયા: 'અણોસાર'

ડૉ. ગિરીશ વીછીવોરાની કવિતામાં હતાશાનો સ્વર સંભળાય છે:

'ભરવડે જે' ડીંયેમેં, નૈ-નારા ખ્યા છિલેં,
કિડાં બ્યા ઈ ધિલજા ધરિયા, રુતેં રણમેં
રુલેં;'

(ભર વરસાદના દિવસોમાં નદીનાળાં છલકાયાં કરે, રાતાંચોળ રણમાં રઝળીને એ દિલના દરિયા ક્યાં ગયા?)

તો ડૉ. વિશનજી નાગાડાની આ કવિતામાં અવિશ્વાસનો સૂર સંભળાય છે:

'ચૈ ભરાનું
ધોડીને હથ્થ લમા કરી
મિલેલા અચીંધલ —
ખિંકારીંધે ખિંકારીંધે
કિત,
નિપોટો ડઈ ડિએ'
ને —
પાં, ગુદજી મરું!
તેનું મોર
હલ, હલ્યા હલું
કારે ડુંગરજી કુખમેં!'

(ચોમેરથી
દોડીને હાથ લાંબા કરી
મળવા આવનાર —
ક્યાંક,
ટૂંપો દઈ દે
ને —
આપણે, ગૂંગળાઈ મરીએ!
એ પહેલાં

ચાલ, ચાલ્યા જઈએ

કાળા ડુંગરની કુખમાં !)

આ બધી રચનાઓમાં ભાષાની આખી ઇમારત, અભિવ્યક્તિની આખી તરેહ બદલાઈ ગયેલી જણાશે. આ તત્ત્વો પર જ નહિ, દૃષ્ટિબિંદુ પર કચ્છનો ડુંગર પણ અન્ય સમ્પર્ક-ભાષાની આધુનિક કવિતાનો પ્રભાવ સ્પષ્ટ છે.

આ વળાંકે વળેલી કચ્છી કવિતાએ ઝાઝાં કદમ આગળ ભર્યાં નથી. બીજી બાજુ, પડેલા ચીલા પર સ્પષ્ટ છાપ ન ઉપસાવતાં—એક-મેકમાં ભળી જતાં અનેક પગલાં પડી રહ્યાં છે. આ પરિસ્થિતિમાં તેના ભાવિ વિશે આશા કરતાં અભિલાષા વ્યક્ત કરવી એ વધુ યથાર્થ થશે. □

## બ. ક. ઠાકોર પારિતોષિક

દર વર્ષે 'કવિલોક'માં વર્ષ દરમિયાન પ્રકટ થયેલાં કાવ્યો પૈકી શ્રેષ્ઠ ઠરનાર કૃતિને રૂ. ૫૦૧–૦૦નું બ. ક. ઠાકોર પારિતોષિક અપાય છે, તે ૧૯૮૯ના વર્ષ માટે શ્રી કિશોરસિંહ શોલંકીને માર્ચ–એપ્રિલ ૧૯૮૯ના અંકમાં પ્રકટ થયેલા એમના કાવ્ય 'પ્રવાસી' માટે આપવાનું ઠરાવ્યું છે.

નિર્ણાયકોના અમે આભારી છીએ. – તંત્રી.

નિર્ણાયકો

શ્રી નિરંજન ભગત * શ્રી ચિમનલાલ ત્રિવેદી

# પ્રાર્થના વિશે એક પ્રાર્થના

ઉશનસ્

તારી પ્રાર્થના તો કરું; પણ શી રીતે કરું ?
મારી ઇચ્છાઓનો તો કોઈ પાર નથી; અને મારી એક પણ
ઇચ્છાને હું જ બરાબર જાણું છું ખરો ?
મારા મનનાં પડોમાંના અડાબીડ વગડાથી હું ભડકી ઊઠ્યો છું
હજી ત્યાં તારા સૂર્યનો પ્રવેશ પણ ક્યાં થયો છે ?
અરે, મારા મનના છેડાઓ સુધી મારી ગતિ જ ક્યાં છે ?

હે પ્રભો ! તું જ મારી પ્રાર્થનાનો નકશો આંકી આપ; તું જ.
તારી પ્રાર્થના તો કરું, પણ શી રીતે કરું ? કિયે સાધને ?
તને પહોંચવા મારી પાસે પૂરતી વાણી જ ક્યાં છે ?
મને વાણીની સપાટીની થોડીક ખબર છે; પણ એના છેડા ?
એનું મૂળ ?
એક શબ્દ પાડું છું ને મારી ઇચ્છાની આજુબાજુ કિલ્લા રચાઈ જાય છે,
દુર્ગમ કિલ્લા; ને બીજું કેટલુંય અનુક્ત એવું કિલ્લા બહાર જ રહી જાય છે.

એક શબ્દને જરાક ખણું છું, ખોદું છું તો નીકળી આવે છે
દટાયેલી ઇચ્છાઓનાં મોહન-જો ડેરો, પુરાતન દટાયેલાં નગરોનાં નગરોનાં હાડપિંજર.
અને અને, પ્રાર્થના તો કરું; પણ કોની ? તને જ હું પૂરો
ક્યાં સમજી શક્યો છું ? તને પહોંચી શકાશે મારાથી ?

પ્રાર્થના તો કરું; પણ આશંકિત છું કે તારી સમ્યક્ ગૂંથેલી સૃષ્ટિની
જાળના એકાદ તંતુને મારી પ્રાર્થના જ ક્યાંક આઘાત ન કરી બેસે.
મારી સાચી પ્રાર્થના શી હોઈ શકે તે તો તું એકલો જ જાણે છે.

# વર્ષા

## ( રેખાંકિત ઋતુ )

રાજેન્દ્ર શાહ

### ૧ વર્ષારમ્ભ

( વનવેલી )

સાંજની વેળાએ પાછું વળેલ ગોધણ
વેગે દોડી જાય નિજ ગેહે :
આવે એમ ધસી મેહ આભને આંગણ,
ધરા-અંકે ઢળવા સનેહે.
આકુલ આવેશમય દ્રમક દમક;
રોધન-વિહીન ઝરે જલ.
ભીની ભીની ધરિત્રીની આનંદ-થરક
વ્હાલપનો વહે પરિમલ.
આવેગ શમન; ઊડે આકાશે વિહંગ;
નૂતન લાવણ્યે લસે રંગીન તરંગ.

### ૨ સન્નિધિ

( વસંતતિલકા )

જે દૂર દૂર સરતું રહ્યું એમ જોયું
તે તો હવે નિકટ—
સન્નિધિમાં જણાય.
વિસ્તીર્ણ શૂન્ય સમ
તે ભર્યું પર્ણ-પુષ્પે :
ભીનાશ-ઉજ્વલ પ્રસન્ન વહન્ત વાયુ.
ઊડે પતંગ-કીટ,
કે રમણીય રંગ !
એની સુણું હું –
નયનાંકિત–
હૃદ્ય વાણી.
મ્હારે કપોલ પ્રતિભાવ સુમન્દ હાસ્યે.
ને વ્યોમની સકળ સંગ ભળેલ ઝાંય :
મીંચાય લોચન, તથાપિ ન અન્તરાય.

### ૩ નીલ નીલ

( પયાર )

જે જ્યાં હોય ત્યાંથી અતિ ઉલ્લાસે મયૂર
વળી વળી વાદળને દે છે આવકાર.
વાયુને વહન આવી રહે, – નહીં દૂર,
નભને ગોરમ્ભ પ્રતિભાવ સમુદાર.
નીલમ ધરણી, નીલ નભ, નીલ નૂર,
ભેદ ભલે પણ મહીં જાણે એક રૂપ !
ગુહા બ્હાર આવી ગાન કરે છે દાદુર,
વનતરુ-ડાળે વાનરની ચૂપ ચૂપ.
પુલકિત અંગ પર ઝિલાય છે જલ,
કરણ કરણ લહે સુખ અનર્ગલ.

### ૪ જલરવ

( પયાર )

જેને ફોરાં અડે એનો આગવો છે સૂર :
ઉરને ઉછાળ ગાન પ્રસન્ન પ્રચુર
ઘરના નળિયે જાણે
શત શત ટેરવાંએ માંડી છે રમત,
ટપ ટપ ટપ ટપ...

ટકોરની દ્રુત ચાલ, નૂળિયે ન રહે,
ધારા થઈ જળજળ જળજળ વહે,
તરુ પર્ણ-પુંજે જાણે –
જાણે શિવજટા ઝીલે આકાશની ગંગ,
શમે જ્યહીં ધોધના તરંગ
ટપક ટપક; બિન્દુરવ, સમ કાલ;
સ્વૈર ગાન, આલાપમાં ભળે ઋજુ તાલ.
જેને ફોરાં અડે એનો આગવો છે સૂર;
કણે કણે નાના વર્ણે પ્રકટ અંકુર.

૫ નિશીથે

(ખણ્ડપયાર)

નિશીથ અંધાર :
ઘન-છવાયું ગગન
શ્વેત જલ-કુણ્ડલન –
ચન્દ્રનાં કિરણ
સુધા વરસન્ત;
–ઝીલે નિકુંજનાં પર્ણ.
મ્હારે કર્ણ –
અન્ધકારમહીં ન તરંગ કોઈ
એમ આવે
—મન્દ મુરલી-મધુર સૂર.
નિશીથિની–કાલિન્દીને નીર
અરવ હિલ્લોળે ચડે પૂર.
જાણે પ્રત્યેક કરણ,
અર્ધ નિમીલને રત કરે જાગરણ.

૬ વર્ષાન્તે

(મિશ્ર પયાર)

પ્રારમ્ભની ક્ષીણ સ્રોતા નદી અબ પુષ્ટ.
હેલીએ ચડેલ પૂર :
ઉ-મદ વહન–
રજ પરિગ્રહણે મલિન
–હવે ગંભીર, ગહન.
નિર્મલ સલિલ નભ-નીલિમાએ તૃપ્ત.
વિહંગની તીર પર આવનજાવન,–
મોજે પખાળન્ત પાંખ.
ટહુકે ટહુકે કિલ આનન્દ-વિભોર.
ચોમેર દિગન્ત લગી રવાનુરણન.
મો-સમ કો કરન્ત વિહાર, એના
લયમય તાલે ચલ ચરણ-ચકોર.
હવામહીં હારસિંગારનો પરિમલ;
કેસરની ઝાંયે વાયુમંડલ ધવલ.

## આંસુમાં તરતા સંબંધો

કિશોરસિંહ સોલંકી

અનેક ચહેરાઓને
આંખોમાં ભરીને પોપચાં બંધ કરી દઉં છું
પછી ક્યારેય
એ બહાર નીકળી શકતા નથી મારામાંથી !
એનો મને આનંદ છે અને દુ:ખ પણ !
કેટલાક ચહેરા મારી બંધ આંખોમાં
વેલની જેમ વિસ્તરીને
મને આંધળો બનાવી દે છે
અથવા
કાચના કણાની જેમ
લોહીલુહાણ કરી દે છે એકાએક !
ત્યારે હું નાકમાંના લીંટની જેમ
ખંખેરી શકતો નથી એમને !
કારણ કે

હું સંબંધોનો માણસ છું
અને
સંબંધ ક્યારેય તૂટતા નથી
—પછી એ સારા હોય કે ખરાબ !

હા, એ સાચું છે કે
સંબંધો બાંધવામાં હું ઘણો ઉતાવળો હોઉં છું
અને પછી તોડવામાં પણ !
કારણ કે
સંબંધમાં બનાવટ કરતાં હજુ સુધી
આવડી નથી મને !

તેથી દરેક સંબંધને એક ચોક્કસ પ્રકારના
સ્તરે મૂકતો હોઉં છું હું
અને ખૂબ ઝડપથી ઓગળી જાઉં છું
સંબંધોવાળા ચહેરાઓમાં
એટલે એ ચહેરા ચહેરા નથી રહેતા મારા માટે
હોઉં છું હું પોતે
—એ ચહેરાઓમાં પણ !

જ્યારે એ ચહેરા ઊણા ઊતરે
—સ્વાર્થી બનીને
ત્યારે મનમાંથી પણ ઊતરે
તેથી તો ખળભળાટ મચી જાય
મારાં બંધ પોપચાંમાં પણ !
ક્યારેક ક્યારેક ચહેરા
સમયની કબરમાંથી બહાર નીકળીને
મને ભરી દે છે છલોછલ જામની જેમ
ત્યારે હું જીવતો હોઉં છું, એવું લાગે છે
પણ જેમ
રાત પછી દિવસ અને દિવસ પછી રાત
એમ ચહેરાઓ પણ આવે છે ને જાય છે
મૂકતા જાય છે પોતાનાં સંભારણાં :
ભીનાં કે સૂકાં.
પણ કોઈ સંબંધ ક્યારેય મરી શકતો નથી
મરતો હોઉં તો હું
તેથી તો મને ગમે છે
સંબંધોને આંસુમાં તરતા મૂકવાનું !

## ગીત

સુરેન્દ્ર છ. કડિયા

કાંઈ વાદળથી વરસી ગૈ લૂ !
ઠેર ઠેર રાફડાઓ ભીના થવાની બધી આશ હવે થૈ ગૈ છે છૂ.
લીલુડી છાંયડીનાં પગલાંને જેમ જેમ સૂરજનાં શમણાં જૈ ભૂંસે,
સાતે પાતાળ થકી ફૂટેલી પ્યાસ કાંઈ સાત સાત સમદરને ચૂસે,
પછી તડકાની ફેલાતી બૂ.
આઘેરાં રાન હવે ઓરાં કળાય અને આંખ્યુંનાં પાંદડાંઓ દાઝે,
પંખીની પાંખોમાં પ્રજળે આકાશ અને માળામાં પરસેવો બાઝે,
કાંઈ ફાટી પડી છે બધી ભૂ.

## ગજરો

રમણીક અગ્રાવત

ગલગોટાનો ગજરો ગૂંથી
હું બારીમાં ઝૂકી રે
સાંજ કેસરી ઢળી ચૂકી
રસ્તે આંખલડી મૂકી રે
નરી મ્હેકમાં વહેતી મૂકી મેં મનની કૈં વાત
વાતચીતની અધવચ (વારી જાઉં) મરકલડાંની ભાત
સાંકળ ખખડી
—કે પગરવ છે ?
હાય, અણસારો ચૂકી રે.
એક નિશાની અંગગંધની પરથમ પ્હેલી પૂગી
આંખ વામણી દરી, મનથી હું વ્હેલી પૂગી
સ્વપ્ન જાંબલી
ચણચણતું આ, કે
સાચકલી બારીમાં ઝૂકી રે !

## બે કાવ્યો – પન્ના નાયક

(૧)

આ સરવર સરવર રમતાં રમતાં કમળ કમળ થઈ ખીલ્યાં રે,
આ ઝરમર ઝરમર ઝરતાં ઝરતાં રંગવાદળને ઝીલ્યાં રે.
વનનું લીલું ઝાડ લઈને આભે ઊડયું એક પંખી રે,
અમને એવું અમી ચડયું કે કઈ નજર ગઈ કોઈ ડંખી રે.
ફૂલની કોમળ પાંદડીઓમાં ચાંદ પૂનમનો ઊગ્યો રે,
આમ તો મારી આંખની સામે તોય લોકથી છૂપ્યો રે.
આ સરવર સરવર રમતાં રમતાં રડયા હસ્યા ને જીવ્યા રે,
આંખોમાં તો ટહુકે કોયલ ભલે હોઠને સીવ્યા રે.

(૨)

તારાથી તો છૂટા પડવું ક્ષણ પણ મને ગમે નહીં,
તારા વિના દિવસ તો ઊગે પણ સાંજ કદીએ શમે નહીં.

આંખની સામે તારો ચહેરો
થોડો આછો થોડો ઘેરો
કોઈ અદીઠી ડાળી ઉપર ગીતનાં ખીલ્યાં ફૂલ
તોય મને આ તારા વિના મારું આખું ઝાડ ગમે છતાંય ગમે નહીં.
હજી તો હમણાં છૂટાં પડયાં ને લગની લાગી ક્યારે મળશું ?
કાંઈ કશુંએ બોલ્યા વિના એકમેકમાં ક્યારે ભળશું ?
હૈયામાં ને હોઠ ઉપર આ એક જ તારા નામ વિના
કદીય કોઈનું રમે નહીં.

## એક કાવ્ય

**પરેશ દવે**

આ મનને ઊભું ફાડું
કે હું માણસ થેપાડું
વારે વારે પજવું, કોને કઈ પેર રિઝવું ?
મૂળો દેતાં મૂછો ખોઈ
ને
છોગામાં જેંટોડિયાની જસલી
માંગે વીરપસલી !
ઝળહળીને અક્ષરોની મેંશ ખડકું
શબ્દમાં પગલાં ભરીને સાત, અટકું
ત્યાં
સૂરજનું વૃગલ ફરે નોંધારું
કાળું ટીલું ને કળશી અંધારું
કુન્તા ક્યાં છે ?
કાશી ક્યાં છે ?
હડફા જેવો સમય ઊભો છે વાસી
ખોલું ?
ખોલું તો મારો સોળ વરસનો
મૂછનો દોરો મળે સોનેરી
ખોલું ?
ખોલું તો મારી પુચ્છ મળે સોનેરી
હું લીલી હેષાથી ઉજમાળો, વડવા !
મને પંછાયામાંથી ઝડઝડ કાઢો
મને અલ્લક છલ્લક વાઢો
હું ફત્તાપરનો ઢાંઢો
શેઢો જોઈને સરકે મારી દાઢો
હું કડબ કરડું કૂણાં
ને
વ્રત કરું અલૂણાં
હું ઘર વગરનો ખૂણો
હું સુજથી લગભગ ઊણો
મને લાગ્યો ખરખર લૂણો
કટકી બચકી ખરી પડું સમ્મયમાં
ઝાંઝર પ્હેરી ઝરી પડું છું લયમાં
તે

'વિવેક નવેમ્બર-ડિસેમ્બર ૧૯૯૦

લહેંકે લહેંકે ખાધી રે
કડવી કડવી લીંબોળી
લચકાલોળ કંઈ ખાધી રે
કડવી કડવી લીંબોળી
મેં વયમાં આંગળી બોળી રે
કડવી કડવી લીંબોળી
મેં વયને પાંસરું ઢોળી રે
કડવી કડવી લીંબોળી
મેં વરસ્યાં છળને ઝીલ્યાં રે
અધજળ તડકા પીલીને
મેં ટાઢા ભડકા પ્હેર્યાં રે
શમણાં તડકે વેરીને
હું હણહણ મનનો ઘોડો રે
દોડું લંગભગ ખોડો રે

છે કસ્તર કક્કો કાચો રે
બખખામાં છે ખાંચો રે
ઝૂલ્યાં અઢળક ઓછા અર્થ
કૂંચી કોને જડી ?
ડૂલ્યાં અચ્ચરજ આઠે અંગ
કૂંચી કોને જડી ?
વાળ્યા મનના વીંટા લાખ
કૂંચી કોને જડી ?
ચોળી મનની લિસ્સી રાખ
કૂંચી કોને જડી ?
હું માણસ થેપાડું
કે કૂંચી કોને જડી ?
આ મનને ઊભું ફાડું
કે કૂંચી કોને જડી ?

## પ્રિય કવિ વિનોદ જોશીને

(જન્મદિવસે)

શૈલેશ ટેવાણી

દરિયા જેવા દિલને ગૂંથશે ક્યાંથી બાપ,
આપણ આ વલખાં બધાં કેવળ રેતીછાપ.
એમાં અમિયલ ઓરતા આંગળિયુંને હોય,
તારા અક્ષર જઈ ચઢે જ્યાં અંબર ઝબઝબ હોય.
આમ બરાબર જીવશે તો તો અઢળક થૈશ,
તારી તું વાતો કરે ને તું જ અરથ પણ હૈશ.
આપણ ડગલું એક પણ હબ્બાકો થઈ જાય,
આપણ એવા ચાસલાં ક્યહીં નહીં ચસકાય.
એવાં અંતરિયાળમાં ચઢી આવ્યાનું દુઃખ,
આવ અહીં ઉજવાવીએ હેત નામનું સુખ.

## તું કે હું?

લલિત ત્રિવેદી

કોણ જળમાં ડૂબેલું, તું કે હું?
કોણ જડ થૈ ગયેલું, તું કે હું?
કોણ કોનામાં તરબતર થૈને
ગુલમહોર થૈ ગયેલું, તું કે હું?
ક્યારે રમઝટ બની ગઈ રકઝક?
કોણ દાઝી ગયેલું, તું કે હું?
શું હતું સાચું? શ્વાસ કે સમજણ?
કોણ કાચું પડેલું? તું કે હું?
એકબીજા થઈ ગયાં ક્યારે?
કોણ આઘું ઊભેલું? તું કે હું?
ધીમે ધીમે પછી ખબર ન પડી..
ટેવ શું થૈ ગયેલું? તુ કે હું?
પોતપોતાની રાતજાત લઈ
કોણ પડખાં ફરેલું? તું કે હું?

## કેવળ

રઈશ મનીઆર

તર્ક.. તૃષ્ણા અને તમસ કેવળ...
શ્વાસ શ્વાસે નર્યું નરક કેવળ!
તીર છૂટી ગયાનો સન્નાટો...
હાથમાં ધ્રૂજતી પણછ કેવળ...
કોઈ તસ્વીર કાયમી ક્યાં છે!
કાચ ફૂટે, ખૂંચે કરચ કેવળ.
પ્રેમની શ્રેષ્ઠ પળ જો એ આપે
માગી લઈએ ફરી વિરહ કેવળ...
જળ સર્યું જેનું એને જાણ થઈ;
સૌની મુઠ્ઠીમાં છે બરફ કેવળ...
આટલાં આંસુ આમ વેર્યાં પછી
શેષ હૈયે બચ્યો હરખ કેવળ...
કાફિયા વેડફ્યા તો મક્તામાં
આવે 'અલ્લાહ' યા 'અલખ' કેવળ...

## લખીએં તો

રમણીક સોમેશ્વર

લખીએં તો લખીએં કાગળમાં થડકો,
સાજન! તમને કાગળમાં મોકલીએં કૂણો તડકો.
ઉપર ખુલ્લું આભલું, ચાંદાનો અજવાસ,
તે પર આંખો પાથરી, લખવા બેઠા ખાસ.
ભળી હવામાં તમે ચાંદની જેવું ભીનું અડકો,
લખીએં તો લખીએં કાગળમાં થડકો.
સીમાડા સળવળ થતા, દૂર સરકતા જાય,
ધરતીના પટ ભેદતી લેખણ આ લંબાય.
વિતેલા દિવસો છાતીમાં રમતા અડકોદડકો,
લખીએં તો લખીએં કાગળમાં થડકો.

## ગઝલ

સુરેન્દ્ર જી. કડિયા

હું સતત આ શબ્દ કેરા સ્રાવ પર,
છું હવે મગરૂર ઊંડા ઘાવ પર.

હું રમું છું પણ છટા નોખી જ છે,
હું શકુનિને લગાવું દાવ પર.

ને સમેટાતો રહું છું સર્વમાં,
હું મને ઝંખી રહ્યો અલગાવ પર.

એટલે સંબંધ લિસ્સા ઉદ્‌ભવે,
હું મળું છું સ્મિતના ટકરાવ પર.

## શરદ

રાજેન્દ્ર શાહ

(રેખાંકિત ઋતુ)

### ૧ નીલ વિસ્તૃતિ.

(વસંતતિલકા)

ચોમેર નીલ તૃણ વિસ્તૃતિ,
મધ્ય ધોળાં
ટોળાં ચરે પૃથક્ એકથી અન્ય જ્યાંત્યાં
થોડાં તણાં
ગગન એવું જ વાદળાંથી –
આવે નજીક ત્યમ જાય સુદૂર વ્યોમે.

આંહીં ન શોર,
નહિ ગર્જનમંદ વ્યોમે:
ના વાયુના વહનની ગતિયે જણાય.
છે તેજ ઉજ્જવલ ઘડીક,
ઘડીક છાયા :
ના તોય લેશ પણ ચંચલ અંતરિક્ષ.

જોઈ રહે સકલને અવિલોલ દૃષ્ટિ :
જાણે સુધામય ન ઝીલતી હોય વૃષ્ટિ!

### ૨ નવે નૂર

(પિયાર/વનવેલી)

નિર્મલ જલ-તરંગ,
સમીરણ-વ્હાલ :
ટહુકે વન વિહંગ,
ઊડી અન્તરાલ :
નભ સભર ઉમંગ,
રતિ-રત કાલ.

તીર પર જનપદ,
ઘર ને ખેતર :
વલોણે ગોરસ રસ,
ખળામાં બાજર :
હેત-હેલે મળે દગ,
માખણે સાકર.

વરસી ગયેલ નભ નીર, નવે નૂર
ધરાને ઉછંગ લસે રંગમાં પ્રચુર.

### ૩ ઉત્તરાને સૂર્ય

(વસંતતિલકા)

...ઉત્તરાફાલ્ગુનીના
સૂર્યે પ્રતપ્ત દિન વ્યગ્ર
વિશાળ લીલી ભોમે
રહે અરવ અંતર-ઊર્મિ,
નેત્રે
છે કિન્તુ ઘૂંટમહીં તોષભર્યું સમગ્ર,
શીતલ રમ્ય રાત્રિ
નિસ્યંદતી વિમલ ચન્દ્રતણી સુધાને.
નિદ્રા સમીપ નહિ,
જાગૃતિ આજ વ્હાલી,
ને બદ્ધ હોઠમહીં, કંઠમહીં રહેલ
તે મુક્ત ઉચ્છલત નિર્ઝર જેમ જાણે.
આભોમ-વ્યોમ મહીં ચંદની શી છવાઈ!
હો એઉ ચન્દ્રતણી ગાઈ રહે વધાઈ!

## ૪ પૂર્ણિમા

(વનવેલી)

દૂધે ભરી કટોરી ધવલ
છલોછલ
ધવલ ચન્દ્રિકામય વસુધા
ઉજ્જ્વલ
રાત્રિમહીં દ્રુમ-પર્ણ
તરંગિણી જલ.

નેત્રમહીં દ્યુતિ અવ ચલ
અચંચલ
લહરે ગીતની રતિ, યતિ
સુમંગલ
પૂર્ણ સુધા-પ્લવે તુષ્ટિ પૂર્ણ
કપિંજલ

નીરવ રવ સંયુતિ સમ છે સકલ:
ધવલ ધવલ દ્યુતિ ઉજ્જ્વલ ધવલ.

## ૫ લીન પરસ્પર

(ઝૂલણાની ચાલ)

ગૌર ધવલ કેવાં રઢિયાળાં
કાળાં કાલિન્દીનાં પાણી!
અનુપમ આજ નિશા વિધુમય –
વિધુમય પ્રત્યેક તરંગે!

અન્ધારું પણ આજ ઉજળું
પુલિન પ્રદેશે
ક્રૌંચ યુગલને વિપ્રલમ્ભ નહિ,
લીન પરસ્પર મૌન હૃદયના છન્દે.

કેટકેટલી વિભિન્ન વનસૌરભને
ઝીલી સમીર લહરે, લહરે તાલે
કરી વર્ષણા વહે નિખિલમાં
મત્ત નર્તને કેવલ નિજ આનંદે!

આજ ગગનમય ધરા...
ગગન સંમુદ આ ધરા-ઉછંગે!

## ૬ સાન્ધ્ય ક્ષિતિજે

(વનવેલી)

વિલોલ લોચન, – લજ્જારુણ મુખ પર
અવિલમ્બ
મુગ્ધ યોષિતાનું ઢળે નીલ આવરણ:
વાસર મન્દિર સમ પ્રતીચીને દ્વાર
એમ ક્ષિતિજે સુરખી સંગ
શ્યામ નિશિ-છાયા ભાસ્કરને આગમન.
તરુ-નીડ પર
વિહંગમ-પાંખતણું મૃદુલ કમ્પન
ઘડીભરને સ્ફુરણ પણ
આન્દોલિત હવાસહ
અન્તરિક્ષ કરન્ત સભર:–
અધરે આવેલ બોલતું યે તેમ નીરવ ભ્રમણ
ગગને તારક-દ્યુતિ મહીં;
ઝળહળ જોઈ રહું એની હું સંયુતિ

# મેં તો

પન્ના નાયક

મેં તો રૂમઝૂમ ઘૂઘરીઓ બાંધી
કે પ્રીત મારી રણકી રહી.

મેં તો વહેતી હવાને જઈ પૂછ્યું
( કે ) હૈયે પડ્યાં છે કોનાં પગલાં !
મેં તો નદીઓનાં નીરમાં જોયાં
તરંગનાં છાનાં છમકલાં;
મારા ઘૂંઘટમાં મનગમતી આંધી
કે વાત મીઠી સણકી રહી.

મેં તો બાગમાં જરી અમથું જોયું
કે કળીઓ આળસ મરડે,
એક ગુલછડી જેવી કોઈ કાયા
સુગંધથી નખને કરડે;
મેં તો ધરતી ને નભ દીધા સાંધી
સીમાઓ બધી છલકી રહી.

# પાગલ થઈ

પન્ના નાયક

હું તો તારી તે પ્રીતમાં પાગલ થઈ ગઈ,
એવી પાગલ થઈ ગઈ.
હું તો રસ્તાની ધૂળ જાણે વાદળ થઈ ગઈ,
હું તો તારી તે પ્રીતમાં પાગલ થઈ ગઈ.

હું તો કંઈ પણ નથી ને મને ફૂલ ફૂટયાં.
હું તો બ્હાવરીઃ મેં તારાં કંઈ ગીત ઘૂંટયાં;
તારી સાથેની મારી પળપળની વાત,

મારી કોરી આંખોનું કાજળ થઈ ગઈ;
હું તો તારી તે પ્રીતમાં પાગલ થઈ ગઈ.

હું તો આંખો મીંચીને ગીત સાંભળ્યા કરું,
મારી છાની આ લાગણી પંપાળ્યા કરું;
કેવાં આ લાભશુભ : ઓચિંતા એક દિવસ,
હું તો કંકોતરીનો કાગળ થઈ ગઈ:
હું તો તારી તે પ્રીતમાં પાગલ થઈ ગઈ.

## બે કાવ્યો

### કિશોર વ્યાસ

(૧)

અમે ખાલી ખાલી હસતા હોઈએ-
એક જીવતર જીવવાનો વધારાનો હપ્તો
એમ અમે પૂરો કરતા હોઈએ.
અમે તો ઓઢી-પહેરી ફરતા હોઈએ-
અને લીરાઈ જતા પડછાયાઓ વચ્ચે
સૂર્યને તાકયા કરતા હોઈએ.
અમે તો રમતા, જમતા હોઈએ-
અમારાં આંખ-કાનની ઇન્દ્રિયોની આડી-અવળી ગતિ
અમારાથી આગળ જઈ શકતી ન હોય ત્યાં જ
તમે એક દિવસે આવીને કહો છો
—
અને પછી ! ?

(૨)

કોઈ મોટા શહેરની વગોવાઈ ગયેલી અંધારી શેરી
જેવી જિંદગી
ઉછીના લાવેલા પૈસાની માફક દાસંદાસ છે.

જાહેરખબરના કેલેન્ડરખૂણે લખેલો
હિસાબ ક્યારે ય ભૂંસી શકાતો નથી.
ફળિયા બહારનું ખાબોચિયું મોટું થતું જાય છે રાત-દિવસ
અહીં બધાં જ માણસો સ્વપ્નને હોઠથી ચાખે છે.
સ્વપ્નપરીના પ્રવેશ જેવી ઊંઘની સદ્‌ભાગી પળો
ગૂંગળામણ અનુભવીને છટકી જઈ સૂર્યમાં સમાઈ જાય છે.
રસ્તો ક્યારે રાજમાર્ગ થયો
એની ખબર સરકારી દસ્તાવેજોને નહીં,
આ ઘરવખરીને ફંફોસતા વૃદ્ધોને પૂછો
અને એમની આંખોમાં જુઓ
સોનાનાં નળિયાં જેવાં ચમકતાં આંસુઓને.

## પણ જે બીજો એક જણ

### ઉશનસ્

મહા પ્રીતિપ્રેર્યો; જગનું કશું ક્યાંયે દુ:ખ ક્ષણે
શક્યા ના બેઠી તે હૃદયમહીં ડૂમો, દગ મહીં
લઈ આંસુ, પ્હેર્યે વસન, ઘરમાયાં ત્યજી દઈ
અજાણી વાટે જે નીકળી જ ગયા એકલપણે
ઉપાયાર્થે – જેણે ગણતરી બીજી કૈં કરી નહી–
અચંબો, શી- માટી અદ્‌ભુત હશે એ ધડકને
પ્રયોજી ત્વષ્ટાએ! નથી કંઈ ખુલાસો મુજ કને;
કહું શું ? ભાષાનું ગજુ ન મુજ, વંદું મૂક રહી;
પછી તો બીજા કૈં પદપદક્રમે ગાડરગતિ
રિવાજે રિશ્તાએ ઘરથી નીકળી – પાછળ, હશે
ગયા જોડાઈ, ને પરિણમ્યું હશે રસ્તો સરઘસે,
પરંતુ જે બીજો જણ – જરીક મોડી–મંદ–મતિ
વિચારે સંપૂર્ણે અનુ અનુ ગયા એકલ પ્રતિ
તવારીખે મૂંગી; કવિતણીય વાણી અપૂરતી.

## ગઝલ

### કિશોર મોદી

રંગ, નભ, માહોલ વચ્ચે હું ઊભો,
દશ્ય, ઇચ્છા, કોલ વચ્ચે હું ઊભો.

રોજ ઊઠીને પીછો મારો કર્યો,
તૂર, ત્રાંસાં, ઢોલ વચ્ચે હું ઊભો.

ખાલીપો માણસ સમો કોઈ નથી,
સ્ટેજ, પાત્રો, રોલ વચ્ચે હું ઊભો.

મૌનથી દીવાલ ચીતરવી પડી,
હોઠ, મરમર, બોલ વચ્ચે હું ઊભો.

સાંજની લીલપમાં ટહુકી જાવું છે,
વાડ, ખેતર, મોલ વચ્ચે હું ઊભો.

લયવિલયની હયો, કવિતા ગાવી છે,
સ્વર, હલક ને લોલ વચ્ચે હું ઊભો.

# પ્રસંગનાં સ્ટેશનો

સંસ્કૃતિરાણી દેસાઈ

જિંદગીની ટ્રેનમાં બેસીને જઈ રહી છું
ને આવ્યાં કરે છે પ્રસંગોનાં સ્ટેશનો
કોઈ સ્ટેશન પર ચાલતા વ્યવહાર અને ધમાલમાં ઓતપ્રોત થઈ જાઉં છું
તો કોઈને હું જોઈ રહું છું નિષ્પલક.

ને કોઈ સ્ટેશન પર મારી સમક્ષ બનતી બિનાઓ દેખાતી નથી મને,
ને હું જોઈ રહું છું તેની આરપાર.

તો વળી કોઈ પ્રસંગનું સ્ટેશન આવે છે
ને ખબરેય નથી પડતી મને
ને પસાર થઈ જાય છે એ હું જાગતી બેઠી હોઉં છું તો પણ.

કેટલાંય સ્ટેશન પસાર થઈ જાય છે
હું ટ્રેનમાં ઊંઘતી હોઉં છું ત્યારે
કોઈ સ્ટેશન પર ઊતરીને તે પ્રસંગમાં અભિનય કરનાર એક
પાત્ર પણ બની જાઉં છું,
ને કોઈકવાર એવુંય બને છે કે
સ્ટેશન પર ઊતરીને ચીકુ અને ચણાની દાળ લેવામાં ને લેવામાં
મારી ટ્રેન ઊપડી જાય!
થોડો સમય આમ વ્યર્થ સ્ટેશન પર બીજી ટ્રેનની રાહ
જોવામાં બગડી જાય,
પણ યાદ રાખી મારી મંઝિલ તરફ જતી
વ્હેલામાં વ્હેલી ટ્રેન પકડીને ચઢી જવું જોઈએ મારે
પ્રસંગના સ્ટેશન પર ખોટકાઈ જવાને બદલે.

# બે ગઝલ

સુરેશચંદ્ર પંડિત

૧

આજકાલ મોસમ પણ બેકરાર બેઠી છે.
બાગ બાગ ફૂલે ફૂલે બહાર બેઠી છે.

દૂર પણ નથી કે એની વિચારણા થાયે.
ચાલબાજ શ્વાસોની આરપાર બેઠી છે.

એય દોસ્ત; સાકીની અલ્પ છે સમજદારી,
રિક્ત બેખબર ખુદથી બેકરાર બેઠી છે

શોધ તો મળે. મોસમ વૃક્ષ-વૃક્ષ પર્ણોમાં
ફૂલ ફૂલ રંગોમાં બેસુમાર બેઠી છે.

એકદમ અનોખી છે એટલે એની દુનિયા.
જેમ જિંદગી ખોઈને નિસર બેઠી છે.

ઈલ્મ ઊતરે એની આસપાસ હકદારી
એ ખુમારથી બેઠી છે ધરાર બેઠી છે.

શાંત શરદ અંધારે ગંધ રાત રાણીમાં
નાઉમેદ બેપરવા નાગરાવ બેઠી છે.

કોઈ ચેતના ખુદને સંગ ચાંદની રાતે
ખીણ ખીણ ખાલી તો ચણ ચિકાર બેઠી છે.

બેવફા પ્રથમથી છે જિંદગી ફકડ તારી
સાકીની ગલી અંદર શુક્રગુજાર બેઠી છે.

૨

નિશાની છે જલન છે એક ઘટ ઘટમાં વિહાર વિહાર
છે રંગરંગ ખુશ્બૂ સંગ ગુલ ગુલમાં બહાર બહાર.

ગુસ્તાખી ખેલખેલી એ પ્રણયવચની તમારી રીત.
પહોંચી છે સફર કરતી પડાવોમાં ગુબાર ગુબાર.

અલગ કોઈ કરી શકતું નથી એને સમય તુજથી.
પ્રગટની લાખ બાબત છે પુરાવા છે હજાર હજાર.

તારાંઓમાં પહોંચી છે પરીંદાની મહોબત, એક.
તિમિરમય ગેબને આરે ચલન ચાલે ખુમાર ખુમાર.

વધારે તો ખબર કાંઈ નથી રસ્તો ન અમને પૂછ.
જિગરજાની મળી છે બંદગીમાંથી પુકાર પુકાર.

નવા મકસદ નવી મોસમ નવેસરથી હવા ફિરહાલ
ઝમે છે ફૂલફૂલે ખીણ ખાલીપે કિનાર કિનાર.

રહી છે ગુમ ખુદથી ગુમ ફેલાતી તમારી યાદ.
નજાકતથી અનોખી એકલી રૂપથી ચિકાર ચિકાર.

નજરની ઈલ્મપાબંદી કરી બેઠી અનોખું કામ.
ખુદીને તારવી લીધી અતલ ઊંડી અપાર અપાર.

ફરીથી બુલબુલાની ઈશ્ક મોસમને સફરને સંગ,
ફરીથી ગુંજશે ગીતો તરાના એ તરાર તરાર.

તમારી ચાલબાજી બેવફાઈથી તમારા દોસ્ત.
ફક્ત તમને કરે છે દૂરથી સલામ હજાર હજાર.


• દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૪૦, પરદેશમાં પાઉંડ ૭ અથવા ડોલર ૧૨ આજીવન લવાજમ માત્ર રૂ. ૪૦૦
• આ અંકની છૂટક કિંમત રૂ. ૭
• 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દરે બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઓગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે.

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ (ફોન : ૪૪૭૬૬૦)
મુદ્રણસ્થાન – પ્રકાશ ટ્રેડર્સ, અમદાવાદ-૩૮૦૦૦૭

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯

લવાજમ મોકલવાનાં અન્ય સ્થળ : (૧) વિજય સ્ટોર્સ, ૬૨, કલ્યાણભવન, રિલીફરોડ, અમદાવાદ-૧ યા સ્ટેશન રોડ, આણંદ; (૨) સૌરભ પુસ્તક ભંડાર, રિલીફરોડ, પાદશાહની પોળ સામે, અમદાવાદ-૧; (૩) ગ્રંથાગાર, મ્યુનિસિપલ માર્કેટ સામે, નવરંગપુરા, અમદાવાદ-૯; (૪) સાહિત્યમિલાપ, ધર્મેંદ્રસિંહજી કૉલેજ સામે, રાજકોટ-૧

## જન્મદિવસે

અમિત ચોટલિયા

આ સફેદ – સફેદ મીણબત્તીની જેમ
સળગે છે
મારું અસ્તિત્વ.
ને પીગળી ગયા છે એ દેદિપ્યમાર દિવસો
ઓગળેલા મીણની જેમ.
આ ટીપે ટીપે ઓગળતું મીણ
પ્રતિબિંબ છે મારા એક એક
આંસુનું
જામી રહ્યો છે મારો મધુર ભૂતકાળ
વર્તમાનના કાળમિંઢા સરોવરમાં
પ્રજવલે છે મારું કાલું-કાલું બાળપણ
આ મીણબત્તીની ટોચે.
અને આ ગુલાબ
મારા અસ્તિત્વના પ્રતીક સમું
ચિમળાઈ જશે ત્યારે?
સોનેરી જ્યોત હમણાં
બુઝાઈ જશે ને હું પાનખરની જેમ
ખરી પડીશ આંસુ થઈ.
જૂઓ પેલી ગુલાબી પાંખડીઓ
સુકાઈ રહી છે, મને સુકવવા
આવી રહી છે...
નથી જિરવાતો
આ કારમો વર્તમાન.
લાવ,
ઓલવી નાખું
આ મીણબત્તી
અને મસળી નાખું
અસહ્ય ગુલાબ.

## તળાવ

'પ્રણય' જામનગરી

તળાવ મારા ગયા જનમનું સુખ છે.
જનમોજનમ તળાવ અને હું મળ્યા છીએ,
વિખૂટાયાં છીએ.

તળાવની પાળે ઢગલો થઈને પડેલી ધૂળમાં
હજીયે અકબંધ છે મારી ક્ષણોનાં પદચિહ્‌ન
તળાવ મારા ગયા જનમનું સુખ છે.

તળાવનું જીવન છે સતત તરંગાઈ જવું
ડૂબી જવું પોતામાં ડૂબી ગયેલ હોડીમાં
ચાંચભર પાણી પીને ઊડી જતાં પક્ષીઓને
વિસ્મયથી જોયા કરવાં
તળાવનો અર્થ છે સતત તરંગાઈ જવું
તળાવ મારા ગયા જનમનું સુખ છે.

તળાવ ક્યારેક–ક્યારેક નૃત્ય કરે છે
એ નૃત્ય છે અનાદિ નૃત્ય
કે જેને સાંભળવા કદંબ-વૃક્ષનાં પર્ણો
માછલી બની જવા રાજી છે
મૃત્યુની પળે ય કરતું રહે છે તળાવ
આવતા જન્મની નૃત્યલીલાની કલ્પનાઓ
તળાવ મારા ગયા જનમનું સુખ છે.

તળાવ ઘણા દિવસોથી રિસાયું છે
તળાવ જુએ છે મને: કેવળ મને
અને મૌન-જ વીતી જાય છે દૃષ્ટિ
તળાવ મારી અભિલાષાઓનો દસ્તાવેજ
તળાવ છે મારા સ્નેહનું સોગંદનામું
તળાવ છે મારા મનોરથોનું મરણનિવેદન
તળાવ મારા ગયા જનમનું સુખ છે.

# અગોચરની ઉપસ્થિતિ

પીયૂષ પંડ્યા 'જ્યોતિ'

વિયોગે તારે લવકતું ઉરમહીં કશુંક તે
નીખરતાં હતાં પ્રેમથી પ્રોવાઈને જયાં
એ ઘરઆંગણે બગીચે
દીધું 'તું વાવી મેં—
વરસતી ઉદાસીના એકાકી કોઈ પ્રહરે;
ઊગ્યો એનો પછી છોડ લીલો
ઉગાડેલાં તેં અનેકોની સમીપે
દીઠું ત્યાં આજે
અગોચર કિન્તુ ચિરપરિચિત એવું
મૃદુલ સહજ ખીલી ઊઠેલું !
સુનામિકા હે !
પુષ્પને તો રંગ કે રૂપ કે પમરાટ હોયે
છોડની તે વળી કરવી વાત શી ?
ફૂલ એટલે...ફૂલ
અને એથી કયારેક તો એ ગમે,
જોતો ગયો જેમ જેમ એને
ગમતું થયું તેમ તેમ એ મને;
આખરે તો છે એ
હૃદયહૃદયના સંબંધનું કશુંક ને ?
સત્ત્વ હો કે તત્ત્વ હો,
પણ અસ્તિત્વ તો નક્કી જ ને ?
આવે છે તું ?
અજબ આ ઘટના નીરખવા
કે પછી તસવીર તેની
રંગીન સુગંધીલ અન્ય મુલાયમ
પરિવાર સંગે ઝીલેલી
આપું તને મોકલી —
ફેંકવાને ફૂલદૃષ્ટિ અમથી !

ડિસેમ્બર ૧૯૯૦

## ગીત

દેવ સોલંકી

અમે પગલાંઓ મૂકયાં વિશ્વાસમાં,
નજરુંની પાળ પર બેઠાં પારેવડાં,
ઘૂઘવતાં ઘેઘૂર લવલેશમાં,
મારગ તો દૂર-દૂર લંબાતા જાય,
પણ આખું આકાશ મારા નેસમાં.
અમે માળાની મોંઘી તલાશમાં.

પાંખોની આસપાસ ફરકયા કરે છે,
રોજ આકાશી વાયરાની વાત,
શબ્દોની અધખૂલી બારીમાં દેખાતી,
અર્થોની સોનેરી ભાત.
અમે શ્રદ્ધાની શીતળ ભીનાશમાં.

મોંઘેરાં ચીર ઓઢી ઊભી હરખાતી
પેલા પાદર તળાવ કેરી પાળ,
એક-એક ઝાડ મને ઝાંખીને જોતા
ને ઇશારા કરતી કૈં ડાળ,
એના છાયા, લંબાતા લીલાશમાં
અમે પગલાંઓ મૂકયાં વિશ્વાસમાં.

## એક કાવ્ય

'પ્રણય' જામનગરી

તું મળે છે એવી રીતે મને
તરસ્યું પંખી જેવી રીતે
સ્પર્શે છે જળની સપાટીને
વેરવિખેર કરી નાખે છે બુંદે-બુંદને.

તું મળે છે એવી રીતે મને
ભર્યાં વાદળો જેવી રીતે જુએ છે
રણની અગનને
છલ-છલોછલ કરી નાખે છે ક્ષણ-

તું થઈ જાય છે અદશ્ય એ
કે જેવી રીતે પાંખો પ્રસારી
ઊડી જાય છે પક્ષી
કે જેવી રીતે
અદશ્ય બની જાય છે વાદળ.

## આગ

ઉષા ઉપાધ્યાય

ધડધડ ધડધડ ગડડ ગડડ ક્ષણ,
રડવડ રડવડ ચરર ચરર વ્રણ.

ધ્રિબાંગ ધ્રિબાંગ ધ્રિબાંગ ધ્રૂસકે,
ઢોલ-નગારાં ડસ ડસ ડૂસકે;
કમળ ફૂલનાં પાંદ ઉઝરડે,
ઝાકળ ઝીણી આગ ઉતરડે.

ખળભળ ખળભળ ખલ્રક મલક જન,
ટળવળ ટળવળ અવળ સવળ મન.

ત્રિતાંગ ત્રિતાંગ ત્રિતાંગ ત્રૂટતા,
આભ-કાંગરા ધડ ધડ તૂટતા;
રેશમ-ફૂણી કાય. પીંખતા,
ધૂમકેતુ ક્યા આભ ચીરતા.

તરફડ તરફડ લહર લહર જલ,
કરવત કરવત કટત રહત પલ.

છલાંગ છલાંગ છલાંગ ભરતો,
વડવાનલ રણતૂર ઊછળતો;
ગેબ ગુહાનો ડમરો લૂંટતો,
અનલ-કોરડો ફોરમ વીંખતો.

## જલે ચિરાગ જો તારો।

'ઉશના'

મળે અવકાશના અખબારમાં હેવાલ જો તારો !
મળે આ ઝાંઝ ને પખવાજમાં પણ તાલ જો તારો !

લગાવું આભમાં ડૂબકી, ઊડું પાતાળમાં ઊંડે;
અતુલનો તાગ લૈ આવું મળે એક તાગ જો તારો।

અરે, આ રાગના આરોહ ને અવરોહમાં ખોયો,
મળે ખોવાયલો પાછો મને અનુરાગ જો તારો !

દીપકમાં તેલ ખૂટ્યું તો થયું શું ? લે, તને આપું-
પૂરી દે અશ્રુ બે મારાં જલે ચિરાગ જો તારો।

"ને શબ્દની પીંછી ગઝલનું ફૂલ તો ચીતર્યું",
એમાં હવે ખુશબૂ મળે એક શ્વાસ જો તારો।

## પિયે જા! જિયે જા!

'ઉશના'

ખુદાની કણે મહેર કે ઝેર પીને,
જીવું છું હવે અંગૂરી કેર પીને!

કરે છે લીલાંલહેર આ શહેર પીને,
ભરી ચૂંગીમાં ધૂમ્રની સેર પીને!

'જિયે જા!' – મરણસિદ્ધ છે હક્ક તારો,
નિચોવી નયન આંસુનાં ઢેર પીને।

દવા કોઈ અકસીર શોધો તબીબો।
મરે છે હલાહલ બધા વેર પીને।

નથી પીવી સાકી સુરા, જા હવેથી,
ચઢે છે નશો ઓર કૈં શે'ર પીને!

## : સાધના :

તનસુખ ઓઝા

( ' અલમ્ 'કારની )

(૧)

– રૂપાંતર –

હિમાલય મહાનાં શૃંગ કઠિનાઈભર્યાં ગર્વથી
પ્રતિષ્ઠિત ઊભો; અડગ મસ્તકે – ' શાશ્વતી –
– સમા'; નહિવતે ખરે કદિય એક ના કાંકરી,
ન બુંદ પણ હિમનું થઈ કદા ગરે ભૂમિ પે!

વિશિષ્ટ પ્રતિભાપ્રભા, રવિ તણા ધરે અર્કને,
પ્રતિચ્છવિત અંશુમાન, દઈ દાન, પ્રજ્ઞાનની –
પ્રભા મહત દ્યુતિની વિરલ વ્યોમ વિહારિણી,
મહાન નિજ આત્મજ્ઞાન રસઐકય સૂર્યાત્મનું !!

ક્ષણેક મહીં, તાપમાન લઈ સૂર્ય કેરું ઉરે,
ગળે ગલિત ગંગભક્તિ રૂપ, રંગ રાસે, હરિ –
કરે પરિવૃત્તા જમીં; અમૃત અંગથી વ્યાપૃતિ
થતી મનુજ વિશ્વમાં, સકલ બુંદમાં જૈ ગળી

દિયે છ બલિદાન મૂક રૂપ મૌન હિમાલયે –
મહા કવનજ્ઞાનનું કવિ, રૂપાંતરે ભક્તિમાં ! ! !

## : સ્રોતાવલિ :

(૨)

રસાભિરસેલ કાવ્ય ગુણ ચિત્ત વિશિષ્ટતા,
સમાધિ પ્રતિભાનરૂપ લઈ (અ)લંકૃતિ જે મુદા,
ધસે ધસમસે જવા સકલ; તિરુહિત થૈ, પાર જે–
શું વૃક્ષ ફળ ફુલ પૂર્ણ પરિ–પ્લાવિતાંલહિંતા !

સુચારુ રસ સંચરે કુદરતી અનન્યા રૂપે,
વહે કવિત શાંતિમાં પુનરુક્ત શી શાંભવી ?!
મને રસિક કલ્પના રસગુલાં સમી જલ્પના
મથામણ મહીં કવિ, કરી ન દૂર દે ટાંકણું !!

બરોબ્બર રચે કૃતિ નિરખતો જ લાવણ્યને,
અલંકૃતિ ગુણે, નિભૃત રીતિ, છંદ, ભાષાંકને;
સ્ફુરે અથગ યત્નપૂર્ણ, નહિ વર્ધને લાઘવે,
યથાર્થ પ્રમદા પ્રમાણ, ધર, ઐક્ય શિલ્પાંકને !!!

યદા સમય કાવ્ય વ્યાપન ધરે શું તું સ્વાર્થ છે ?
કણે કણ, સુશબ્દ; અર્થ, ધ્વનિ, ચેતના; સાર્થ છે !!!

(૨)

સમાધિ ચિતિ એકરૂપ થઈ ભાવપલ્ટા વિષે
સમગ્ર સુકૃતિ થતાં કવિતની કલા અગ્રથી;
દિયે, ફલિત પર્ણ, ફૂલ, ફળ, પૂર્ણ પ્રાકુલ્યથી;
સમાધિગત ચેતને રસિક ઐક્ય આધાનમાં !

શું શિલ્પ રચી કાવ્યના, સ્વર સુયોજનાંકિત તે,
લયે કમકતી જ નૃત્ય, અથવા સુચિત્રે કદા;
રજોગુણ પ્રફુલ્લ જે શશિયરે પ્રભા ચંદ્રિકા
રહે 'નિતરતી, નિતાંત, નરવી, નરી નિલિમા' !

ઉઠાવ દઈ દૂર હા કરઅલં હવે, ટાંકણું,
ક્ષણેક, બસ, છેવટે, પૂરણ સિદ્ધિદા, આપણું
થયું છ કવિકર્મ જે છતું સ્વરૂપ (અ)લંકારનું,
લખે ઝળહળે ચિતે ઝળહળંત જ્યોતિ ઝગે !

ઊગે કમળ પંકથી, દુષિત ના; કૃતિ ક્ષુદ્રિતા !
મટી ચરમ લક્ષ્ય સિદ્ધ; કૃતિ, પૂર્ણિમા; મુદ્રિતા !!

રવીંદ્ર ઊગતા દિશે પૂરવ-નાદ વક્તા; લયે –
વિધાન વિધિ બક્ષતાં, સકલ ભાર આનંદનો;
નિરંતરિત શાંતિદા વિતરતા પ્રભા-સાધના;
તણી રસિક એકતા, પરમ બ્રહ્મ યાથા-તથા

પરસ્પરિતમિલને સ્ફુરિત ચેતના અંગની,
રચી વિવિધ વ્યંગથી ઋષિપ્રભા સમી ગંગની;
થતાં તિરુપુરે મહા પરિચયે સ્વ-કલ્યાણના;
રચ્યો મુદિત મંડપે ચતુરભૂજ-મૂર્ત-કૃત્યાંકિતા !

ધરી પુદ્દગલિત પદ્મ કર – પાય બેઉ લયાંકિત થૈ,
ધરે કમલ હસ્ત પે કમલ પાય; મુખાબ્જે રહ્યાં
શું ધ્યાન કરતી મુદા કમલ-મૂર્તિ, વીર, મા, શિવદા ?
હશે વિરલ સિદ્ધ સાધન શું બુદ્ધ કાવ્યત્વનું ? !

અપૂર્વ રચના કૃતાર્થ ઘટના —
— શું બુદ્ધના માંડણે ? !
થઈ વિરલ પૂર્ણિમા
— લય ચિતે, મઢિત કહિક ધ્યાનાંગણે ?

---



---

## દરિયો હતો

### હરીશ જસદણવાળા

મારી સાથે દોડતો દરિયો હતો,
જળપરીને શોધતો દરિયો હતો.

એક દિવસ સાંભર્યું'તું બાળપણ,
વેળુમાં આળોટતો દરિયો હતો.

કે સહજમાં રુસણાં છૂટી ગયાં,
સૂર્ય સામે બોલતો દરિયો હતો।

સેંકડો મીટર ઊછળતો હોય પણ,
કે પવન અવરોધતો દરિયો હતો.

## વશી શકો

### શ્યામ સાધુ

રણ કે ફૂલોનાં રેશમી ગીતો રચી શકો,
ઇચ્છાની ભીંતે આપ ગમે તે લખી શકો!
અવસાદ અંગે યાદની અફવાઓ હોય તો,
કારણ ન હોય તો ય તે વિહ્વળ બની શકો!
જળના તરંગ જેવો આ મનનો મિજાજ છે,
એકાદ ક્ષણમાં સ્મિતને અશ્રુ ધરી શકો!
ક્યારેક દ્વાર કલ્પનાનાં ખોલવા જતાં,
સ્વપ્નશેરીએ તમે ભૂલાં પડી શકો.
ભીનો અષાઢ આંગણે આવી જો ઝરમરે,
માટીની મીઠી ગંધની જોડે વસી શકો!

## ચલ છવિ

### રાધેશ્યામ શર્મા

તારો કેમેરા અવકાશસ્થિત
એની આંખમાં ઓરી હડપવા આતુર.
પણ રહે, હું તૈયાર નથી
ઊડતા આછા વાળને ઓળ્યા વગર.
નામના જ છે વાળ.
બાકી બધી ટાલ.

વિગત યૌવનના ખંડેર – શા ખીલ.
લલાટે કરચલી – વચ્ચે માર્યા કીલ.
શોભામાં અભિવૃદ્ધિ કરવા
વસ્ત્રોથી વિભૂષિત થઈશ
પણ મારી અંતરતમ અનાવરિત
દશાથી કેમેરા અને તું
સુદૂષિત થઈશ.

હું ભયભીત
સાચની આંચથી
અંગે ફરી વળે શીત
વયોવૃદ્ધ થવું
અને કેમેરા-ઝબકારમાં
પતંગિયાંની વસંત
વિદાય લેતી ઝડપાય
એ તને કેવું લાગે છે?
ચાલ,
નિર્ણય લઈ લીધો મેં.
હીંચકે બેસી
ઝૂલતાં ઝૂલતાં ફોટો પડાવીશ.
ભલે ક્રિચુડાટ પણ
'ક્લિક' થઈ જાય.

## પૂરી સફર

જશવંત લ. દેસાઈ

હાશ, અબ પૂરી થતી મારી સફર
તીર ઊભાં તાડને ભેટે નજર.

કેવું 'તું આરંભમાં ઉર થનગન્યું !
સાત સાગરનું નકી આવી બન્યું.

હું ન'તો નાદાન, દરિયાઈ સફર
ફૂલછાયો પંથ ના – એ તો ખબર.

ઘોર ઝંઝાવાત ઊંચાં અજગરો
ફાડશે મોં સંભવિત એમાં મરો.

હામ : છો ને થાય મુજ અગ્નિકસોટી,
મર્દ તે સાચો – રહે ખોજી ચુનૌતી.

શી કૃપા નરસિંહના સ્વામીતણી !
ફરકતે ધ્વજ નાવ તટ પે નાંગરી.

હાશ, 'જલદે'ની થઈ પૂરી સફર..
મલકતાં સ્નેહીનયન જલથી સભર.

## અધૂરી સફર

જશવંત લ. દેસાઈ

કોણ કહે, 'જલદે'તણી પૂરી સફર ?
ના ભઈ, કોકે દીધાં ખોટાં ખબર.

એટલું સદ્‌ભાગ્ય એનું હોય ક્યાં ?
રાહુ ને કેતુ તણા ધામા જ જ્યાં.

રાતદિન એના નસીબે ભટકવું,
ભાન ના દિશનું ન વા મંઝિલતણું.

કોક વેળા ક્ષણ દગો ધ્રુવને નિહાળે
ને પછી પાછાં ફરી ચઢતાં રવાડે

મોતીના ભંડારમાં નૌકા તરે
ને છતાં એ છીપ કાજે ટળવળે.

વ્યર્થ દિન – અફસોસમાં રડતું દિનાંતે
એ જ પાછું ઝાંઝવે ભમતું નિરાંતે.

ત્યાં લગી 'જલદે' તણી અધૂરી સફર
નીર શું ને ક્ષીર શું એ ના ખબર.

## એક પ્રતીતિ : એક કોલાજ

ફિલિપ કલાર્ક

વિચારોનાં વાદળો
વરસતાં નથી
ને ઊભરાયાં કરે છે
શબ્દોનાં કીડિયારાં.
ભૂવાની ડાકલીઓ
દોરાધાગા
દવાની પડીકીઓ
જ્યોતિષની કુંડળીઓ
બધું પડ્યું છે, વેરણછેરણ

અકળાતું એકાંત,
ખળભળતી આશંકાઓ
કેલેન્ડરમાંથી ખરતા
પાકા પાન જેવા દિવસો.
પ્રશ્ન પૂછવા જાઉં ત્યાં જ
દોડવા લાગે પ્રશ્નોની હાર
હોઠે તાળું મારી,
ચાવી ફેંકી દઉં ગટરમાં
કોઈ કરે યાદ

કોઈ કરે બાદ
યાદ..બાદ...બરબાદ.
ચગડોળે ચડેલું ચિત્ત,
સાંજ પડતાં તો
જીર્ણ વસ્ત્ર જેવું બની જાય મન,
પ્રગતિનાં સાધનો
સડી રહ્યાં છે કાટમાળમાં...
અટકી ગયા છે
ઘડિયાળના શ્વાસ
ખરવા લાગી છે દીવાલો.
લાલસાની પકડમાં
ઇચ્છાઓ
પાંખો ફફડાવ્યા કરે.

ઈશ્વરની ઇચ્છા કહી,
પડખું ફરી જતા આપણે
હીજરાયા કરીએ રાતભર.

પડદાને અથડાઈને
બથડિયાં ખાતાં
ખોદાં આશ્વાસનો.

સમયની માટીમાં
સળવળતાં
અટકળોનાં અળસિયાં
અન્યને પાસમાં
ઝંખતાં, આપણે
રખડતી હોઈએ દૂર-દૂર...

## પીછું એક આંખમાં તરતું મૂકીને...

રાજેશ પંડ્યા

મારો અભાવ હવે ઓગળતું મીણ નહીં, મારે તો ફૂંકનો અભાવ.
ટહુકો સમજીને ચીસ પાડો ને થાય
ડાળ સોંસરવી કરવત પસાર.
ઝીલે કેમ ઝીંક ઝાડ આખ્ખુંયે–
અણધાર્યું વ્હેરાતું હોય આરપાર.
પીંછું એક આંખમાં તરતું મૂકીને એને કહેશું કે હલ્લેસા લાવ.
જોયું ન જોયું ક્યાં થાય હવે આપણું
–જોવું પણ ઝાકળની જેમ.
તળિયું તોડીને બ્હાર નીકળતી અટકળને
અજવાળે ઓળખશું કેમ ?
જળની જેવું જ કૈંક આંગળીએ કેદ કરી લીધાની અફવાઓ સાવ.

## શ્રુતિ પ્રગટો હવે

લલિત ત્રિવેદી

આ સમાધિની ક્ષણો શ્વાસો, શ્રુતિ પ્રગટો હવે,
વેદની ઋચા સમી કોઈ કૃતિ પ્રગટો હવે.
શંખ ફૂંકું આ શ્વસનગંગોત્રીના નભ સુધી...
નાભિમાંથી શ્વાસની અંતિમ ગીતિ પ્રગટો હવે.
ચીપિયો ખખડે ને દ્વારો ખટખટે બ્રહ્માંડનાં...
કે ધખે બ્રહ્માંડ લગ ધૂણી, દ્યુતિ ! પ્રગટો હવે.
ચર્મમાંથી મર્મમાં પ્રગટું...ચરમસીમા વટું...
હે સકળ અખિલાઈની ગેબી સ્થિતિ ! પ્રગટો હવે.
આત્મમય એકાંતની ગહરાઈમાં બોળું કલમ...
કે અગોચરનો અરથ અથથી ઇતિ પ્રગટો હવે.

## તેજ ખર્યું રે હેલ્લારો

શૈલેશ ટેવાણી

ઝાંખું ઝીણું તેજ ખર્યું રે, હેલ્લારો,
ચાંદો ધરની માથે સરિયો હેલ્લારો.
ફળિયે આખું ઝાડ લચકતું હેલ્લારો,
પાને પાને ટહુકો ભરિયો હેલ્લારો.
ચણ ચણ ચાંચે ઓરતા રે હેલ્લારો,
પાંખે પૂર્યા સંદેશા રે હેલ્લારો.
ઊંબર ઊભા અધીર રે બાઈ હેલ્લારો,
ઢળિયાં પાંગત ચોમાસાં રે હેલ્લારો.
ચૂલે મીઠાં સપનાં ઓરિયાં હેલ્લારો,
પાણિયારે પડછાયા ઝિલ્યા હેલ્લારો.

## પતંગિયું

જગદીશ ત્રિવેદી

મધ્યાહ્ન:
લૂ-વરસતું વ્યોમ
અંગાંગથી તડકો બળે
તે કાય ફેલાવી પડ્યો અહીં બાગમાં;
નીડમાં..
બેબાકળાં
પંખી સીઝે –
પુષ્પ-ચહેરા
સાવ વીલા
ડાળસ્કંધે છે ઢળેલા !
પંથ પ્હોળા શ્હેરના
લાગે નર્યા સૂમસામ.
નિઃસ્તબ્ધ
વાચનાલય-ખંડમાં
પુસ્તકોનાં શબ્દપુષ્પોથી ઝમે –
— મીઠાં મધુ —
— ને ચાખવા
ક્યાંકથી —
રંગના મંજુલ સ્વરો રેલાવતું
નમણું અને નાજુક નર્યું
આવી ચડ્યું
પતંગિયું !

## એક રચના

હરિહર જોશી

ખુલ્લો ઝાંપો, અધીરું વતનઘર-છજ્જું બોલકું ચૂપ આજે
જ્યાં ઘોડાને પલાણી ઘર ઘર રમતાં, કેદ કો' કુંવરીને
છોડી લાવી; મુગ્ધાના વદનકમલથી સીમ આકંઠ પીધી
ને બેસી જ્યાં ચડાવ્યા ગગનકનકવા વાતના દૂર...વ્યોમે
એ આગાસી નમાવી નયનવિહગને સારસી જેમ ઊભી!
પો ફાટે ને—
છાતી વચ્ચે પરોઢી મખમલ તરતું ગુંજતા શ્લોક દાદા
ઓસે ભીંજ્યા અન્ધારે નિતનિત નવલા ગોખલે દેવ ના'ના
બા જાગે ને રવેશે ઉદધિ ઊછળતો કંકુ-થાપા કમાડે
ટૌકે મીઠા; કરેણે સકલ ઘર તણું આંગણું મૌન મ્હેંકે!
એ ઝૂલો એ વર્ષાની સરગમ બજતી ઓસરી ક્યાંક હૈયે
ધીમી ધીમી હજીયે અવિરત છલકે જનની જેમ નૈને.
ભીની ભીની ઉદાસી જર્જર કણસતી નીતરે ઓઘરાળા
ઊભાં વૃક્ષો જનેતા વિણ શિશુસમૂહો શાં બધે ઓશિયાળા!
હાથે લાગે,
બાનું મોંઘું પટોળું કુમકુમ દબડી પાણિયારે પડેલી
જાણે હર્ષે જનેતા ગગન મલકતી પૂર્ણિમાશી ઊગેલી!

## તેતરો

નલિન પંડ્યા

તમાકુના ખેતરમાંથી પસાર થતાં
એની કડૂછી નશીલી
બૂ મગજને તરબતર
કરી નાખે છે.
તેતરોનાં ઝુંડ
મગજના પોલાણમાં
ઘૂસી જાય
જેમ
પવનનો સુસવાટો
ગુફામાં ઘૂસી જાય.

એ પોલાણમાં તેતરો
અમગાતાં મરડાતાં
ખળભળાટ મચાવી
ઊથલપાથલ કરીને
રચે સ્વર્ગ, નરક ને બ્રહ્માંડ!

પછી એક દિવસ
એક એક શબ્દ-તેતર
કાંકરાની જેમ
બહાર ખરી પડવા માંડ્યા!

## યુત્સુ પ્રજાઓના યુદ્ધવિધ્વંસ પછી

હળ જૂતેલો ઘરડો ઘોડો
પડતો આખડતો ઢેફાંમાં
અડવડતો ચાલે;
પાછળ વાંકો વળી ગએલો
માણસ ધીમે ખેતર ખેડે
બંને તંદ્રામાં ડગમગતા...

સુકાએલા
ઘાસ–તણખલાંના ઢગ પાછળ
દૂર ક્યાંકથી
ધુમાડાની સેર ઊઠે છે.
રાજપાટની ઊથલપાથલ થાય ભલે ને,
આગ પેટની ઠારવવાને
ચૂલો ચેતે
ધુમાડાની સેર ઊઠે છે.

દૂર જુઓ તો, પેલાં બંને
એકબીજાને કાનમાં કહે છે.
શી વાત છે?

યુદ્ધોના ઇતિહાસ ભુલાશે
પણ આ બંને ભોળાં દિલની
પ્રેમકહાણી અમ્મર રહેશે
અમ્મર રહેશે.

('ઇન ટાઇમ ઑફ ધ બ્રેકિંગ ઑફ નેશન્સ'નો અનુવાદ)

## દર્પણ સન્મુખ

સન્મુખ દર્પણ હું ધરું, ને જોઉં મુખ આપ,
જોઈ જોઈ છળી મરું કરચલીઓનો વ્યાપ.
મુખથી શબ્દ સરી પડે, 'ઓ રે ઓ ભગવાન,
હૈયું મારું કેમ તેં હજીય રાખ્યું જવાન?'
હૈયું નાનો હંસલો. દેવળ જૂનું, કાય,
ઊર્મિ-છોળો ઊછળે દિલમાં કેમ ખમાય?
કાયે કરચલીઓ પડી, હૈયે ઊઠે ઉમંગ,
કેમ કરીને બેસું હું ડોસી ડગરાં સંગ?
કેવી ક્રૂરતા તેં કરી, ઓ ગોઝારા કાળ,
ડગમગતા આ ખોળિયે ભરિયા પ્રેમ-ઉછાળ!
જીવનની સંધ્યા પડી, શીળાં અંગે-અંગ
હૈયે કયમ આ ઊછળે, ભરયૌવનના રંગ?

('આઈ લૂક ઇનટુ માય ગ્લાસ'નો અનુવાદ)

## ભવિતવ્યતા અને કાળબળો

આકાશે વસતો કોઈ કોપીલો દેવ જો કહે:
"જોઈને દુઃખ આ તારાં આનંદોર્મિ ઊઠે મને,
ભગ્ન પ્રેમ તને જોઈ શાતા થાય મને ઉરે;
તને સંતાપી સંતાપી, કેવો આનંદ પામું હું!"
તો તો હું દાંત ભીંસીને દુઃખો સહી, મરી જઉં,
મનમાં ગાંઠ વાળું કે દ્વેષ દૈવી અકારણ,
અશ્રુ મારાં પડાવે છે બળવત્તર શક્તિ કો,
માનવીનું ન ચાલે ત્યાં જોર કાંઈ, અભાગી હું!

મેં શોધી છે મારી માને
ટાઈપરાઈટરની ચાવીઓ નીચે.

૩.

મારી માને સાંભળું છું
બરફની ઝરમરમાં.
જાણું છું, એ ત્યાં છે જ.
એની ચૂપકીદી સાંભળું છું
બરફના ભારમાં.
ધોળા કાંકરા ગણું છું
ઑફટોબરની ચાંદનીમાં.
સૂકો પાંઉં ભાંગું છું
સમુદ્રપંખીના સમૂહની સાથોસાથ.
ઘેટાનું ઊન ઊતરડું છું
કાંટાળા તારની વાડમાંથી.
દશ્યરૂપે.
દશ્યરૂપે —
ક્યાં છે તું ?

૪.

આ બધાં જખમો જ
આપણને આખેઆખાં સાબૂત રાખે છે.
આ બધાં જખમો જ
આપણને ઢાલવે છે
આપણી એક અનેક જિંદગીમાં.
પકડી રાખો તમારા ઘોડાની લગામ.
એ તો એક મજાની સફર હતી.
સ્વર્ગની. ચાલો હવે
મળી આવીએ
ધરતીને.
આ જખમી ધરતી જ
આપણું એક માત્ર
ઘર.
મા, તું ક્યાં છે ?

૫.

બસ, આટલું જ
કોઈ ખરેખરી દુનિયા જ નથી
ત્યાં, મારા દોસ્તો.
તો પછી, શા માટે
અનેક તારાને
આપણાં હાડકાંમાં ચમકવા ન દેવા ?

("એડવાઈસ ટુ માય ફ્રેન્ડઝ"માંથી : ૧૯૮૫)
[ સાહિત્ય અકાદમી — ન્યૂ દિલ્હી આયોજિત અનુવાદ કાર્યશિબિર – અમદાવાદ (૧૦—૧૫ જુલાઈ, ૧૯૯૦ના ઉપક્રમે થયેલ અનુવાદ-કાર્યમાંથી ]

## આશંકા

કાલે હું ક્યાં હોઈશ?
કાલબાદેવીની ફૂટપાથ પર વેચાતો હોઈશ પસ્તીના ભાવે
કે અવાવરુ વાવના પગથિયાં પર પડ્યો હોઈશ
અંધકારનું કબૂતર થઈને?
વિદ્યાર્થીઓના પાઠ્યપુસ્તકમાં શાપિત થઈને જડાઈ રહીશ
વરસોવરસ
કે કોઈના મૃદુલ કંઠેથી વહી જઈશ કોમલ સૂરે?
સમયનો પવન મને ભૂંસતો જશે
મોહન-જો-ડેરાની જેમ
કે
ઊભો રહીશ હું એમ ને એમ?
આવતીકાલનો કવિ
મારી સાથે હાથ મેળવશે?

— વિપિન પરીખ

**ગઈ**કાલે સાંજે 'સાહિર' લુધ્યાન્વીની નઝમ 'મૈં પલ દો પલકા શાયર હું' ન જાણે ક્યાંથી હૈયે ચડી આવેલી. યાદ કરીને આખી નઝમને મનભર માણી.

એવા જ વિષયવસ્તુને લઈને આવતી શ્રી વિપિન પરીખની આ કૃતિ શબ્દકારોને માટે સાવચેતીરૂપ બની રહે છે.

શ્રી વિપિન પરીખ આપણી ગુજરાતી ભાષામાં પોતાનો નવો રસ્તો શોધી કાઢનાર અને એને અનેક કૃતિઓથી સમૃદ્ધ બનાવનાર ગદ્યકવિતાના કવિ છે. 'આશંકા' અને અન્ય કાવ્યસંગ્રહથી તેઓએ લોકોનાં હૈયાને ઊથલ-પાથલ કરી નાખતી સમસ્યાઓને આલેખતી કૃતિઓ લોકોની પાસે મૂકી છે. એમની જુદા જુદા વિષય અને સમસ્યાઓની કૃતિઓની ભીતરમાં રહ્યો છે આજના યુગમાં જીવતો અને

મેં શોધી છે મારી માને
ટાઈપરાઈટરની ચાવીઓ નીચે.

3.

મારી માને સાંભળું છું
બરફની ઝરમરમાં.
જાણું છું, એ ત્યાં છે જ.
એની ચૂપકીદી સાંભળું છું
બરફના ભારમાં.
ધોળા કાંકરા ગણું છું
ઑક્ટોબરની ચાંદનીમાં.
સૂકો પાંદડું ભાંગું છું
સમુદ્રપંખીના સમૂહની સાથોસાથ.
ઘેટાનું ઊન ઊતરડું છું
કાંટાળા તારની વાડમાંથી.
દૃશ્યરૂપે.
દૃશ્યરૂપે —
ક્યાં છે તું ?

૪.

આ બધાં જખમો જ
આપણને આખેઆખાં સાબૂત રાખે છે.
આ બધાં જખમો જ
આપણને ઢાલવે છે
આપણી એક અનેક જિંદગીમાં.
પકડી રાખો તમારા ઘોડાની લગામ.
એ તો એક મજાની સફર હતી.
સ્વર્ગની. ચાલો હવે
મળી આવીએ
ધરતીને.
આ જખમી ધરતી જ
આપણું એક માત્ર
ઘર.
મા, તું ક્યાં છે ?

૫.

બસ, આટલું જ
કોઈ ખરેખરી દુનિયા જ નથી
ત્યાં, મારા દોસ્તો.
તો પછી, શા માટે
અનેક તારાને
આપણાં હાડકાંમાં ચમકવા ન દેવા ?

("એડવાઈસ ટુ માય ફ્રેન્ડઝ"માંથી : ૧૯૮૫)
[ સાહિત્ય અકાદમી — ન્યૂ દિલ્હી આયોજિત અનુવાદ કાર્યશિબિર – અમદાવાદ (૧૦—૧૯ જુલાઈ, ૧૯૯૦ના ઉપક્રમે થયેલ અનુવાદ-કાર્યમાંથી ]

## આશંકા

કાલે હું ક્યાં હોઈશ ?
કાલબાદેવીની ફૂટપાથ પર વેચાતો હોઈશ પસ્તીના ભાવે
કે અવાવરુ વાવના પગથિયાં પર પડ્યો હોઈશ
અંધકારનું કબૂતર થઈને ?
વિદ્યાર્થીઓના પાઠ્યપુસ્તકમાં શાપિત થઈને જડાઈ રહીશ
વરસોવરસ
કે કોઈના મૃદુલ કંઠેથી વહી જઈશ કોમલ સૂરે ?
સમયનો પવન મને ભૂંસતો જશે
મોહન-જો-ડેરાની જેમ
કે
ઊભો રહીશ હું એમ ને એમ ?
આવતીકાલનો કવિ
મારી સાથે હાથ મેળવશે ?

— વિપિન પરીખ

ગઈકાલે સાંજે 'સાહિર' લુધ્યાનવીની નઝમ 'મૈં પલ દો પલકા શાયર હું' ન જાણે ક્યાંથી હૈયે ચડી આવેલી. યાદ કરીને આખી નઝમને મનભર માણી.

એવા જ વિષયવસ્તુને લઈને આવતી શ્રી વિપિન પરીખની આ કૃતિ શબ્દકારોને માટે સાવચેતીરૂપ બની રહે છે.

શ્રી વિપિન પરીખ આપણી ગુજરાતી ભાષામાં પોતાનો નવો રસ્તો શોધી કાઢનાર અને એને અનેક કૃતિઓથી સમૃદ્ધ બનાવનાર ગદ્યકવિતાના કવિ છે. 'આશંકા' અને અન્ય કાવ્યસંગ્રહથી તેઓએ લોકોનાં હૈયાને ઊથલ-પાથલ કરી નાખતી સમસ્યાઓને આલેખતી કૃતિઓ લોકોની પાસે મૂકી છે. એમની જુદા જુદા વિષય અને સમસ્યાઓની કૃતિઓની ભીતરમાં રહ્યો છે આજના યુગમાં જીવતો અને

વિવિધ રીતે પિડાતો, રહેંસાતો માણસ. આજના માણસની વેદનાને અને એની સમસ્યાને આ કવિ આબાદ રીતે એની કૃતિઓમાં મૂકી શક્યા છે.

દરેક કલાકારનું એક સ્વપ્ન હોય છે કે પોતાની કલાકૃતિ સર્વ લોકો સુધી પહોંચે અને કાળના પ્રવાહમાં એમ ને એમ ટકી રહે. પણ જમાનો ગતિ કરતો જાય છે, એમ એની રસરુચિઓ પરિવર્તન પામતી જાય છે. જગતની જેમ જ સાહિત્યમાં પણ બે પેઢી વચ્ચે અંતર રહેતું હોય છે. નવી પેઢી ઘણીવાર પોતાની જાતને અને વાતને સાચી કહેવરાવવા જૂની પેઢીને ગમે તેવા અભિપ્રાયોથી ઉતારી પાડતી હોય છે, ક્યારેક તો તણખલાને તોલે પણ કરી નાખતી હોય છે ત્યારે આ કવિના શબ્દો આપણને સાચા જ લાગે છે કે

'આવતી કાલનો કવિ
મારી સાથે હાથ મેળવશે ?'

કવિને માટે આ સવાલ કેવળ નવી પેઢીનો જ નથી હોતો. કલાક્ષેત્રના નવા-નવા વાદો, પ્રવાહોનો પણ હોય છે. વાસ્તવવાદ, અતિવાસ્તવ-વાદ વિ. વાદોએ આપણા કેટલા બધા કવિઓને જૂના બનાવી દીધા છે! જો કે સાચો કવિ અને સાચી કવિતા કાળના પ્રવાહમાં ઝાંખાં પડતાં નથી, છતાં નિયમ છે કે નવી પેઢી હંમેશાં નવી ફેશન મુજબની ચીજ-વસ્તુને આવકારે છે; એથી નવી પેઢીને આ જૂના કવિઓ આટલા બધા સત્ત્વશીલ છે એનો ખ્યાલ આવતો અટકાવવા આ ફેશનપરસ્તી વાટમાં નહિ ઊભી હોય ?

અને પછી વણવંચાતા, વણવેચાતા આ ચોપડા/થોથાને કોણ રાખી મૂકવાનું હતું (અને એમાંય વળી કાવ્યસંગ્રહો)! એટલે આ સત્ત્વશીલ કાવ્યસંગ્રહોને કાલબાદેવીની ફૂટપાથ પર પસ્તીના ભાવે વેચાવાનું જ ને? (જો કે પસ્તીમાં વેચાતાં બધાં પુસ્તકો વણવેચાતાં, અને વણવંચાતાં જ નથી હોતાં. શ્રીમંતોને પોતાના શો-કેસમાં નવાં-નવાં પ્રકાશિત થતાં પુસ્તકો રાખવાનો શોખ હોય છે, એથી નવાં પુસ્તકોને સ્થાન આપવા પણ જૂનાં પુસ્તકો પસ્તીમાં નાખી દેવાં પડે છે!)

તો કવિનું ને કાવ્યનું અસ્તિત્વ ટકાવી રાખે એવું કયું સાચુકલું માધ્યમ છે? પાઠ્યપુસ્તક? ના રે ના, હવે વિદ્યાર્થી જ ક્યાં વિદ્યા + અર્થી રહ્યા છે? રહ્યા છે કેવળ પરીક્ષાર્થીઓ, એને તો ગાઈડો અને અપેક્ષિતોથી ચાલી જશે. પાઠ્યપુસ્તકમાં નજર નાખવાની યે એને શી જરૂર! એટલે તો આ કવિ પાઠ્યપુસ્તકમાં કૃતિ હોવી એને 'શાપિત થઈ જડાઈ રહેવું' તરીકે ઓળખાવે છે.

દરેક કવિને હૈયે ઘૂંટાતો સવાલ હવે આ કાવ્યમાં આવે છે. સૉનેટમાં જેમ વળાંક આવતો હોય છે તેમ આ કાવ્યમાં પણ છે :

'સમયનો પવન મને ભૂંસતો જશે
મોહન-જો-ડેરાની જેમ
કે
ઊભો રહીશ હું એમ ને એમ?'

એ તો ઠીક, જગત છે, કદાચ કળાકૃતિ વિષે એની ઊંડી સૂઝ ન હોય, એ ફેશનપરસ્તીથી

દોરવાયેલું હોય પણ પોતાના જ ક્ષેત્રનો લખર-મૂછિયો એવો

'આવતી કાલનો કવિ
મારી સાથે હાથ મેળવશે?'

આ સંદર્ભમાં સ્વ. ઝવેરચંદ મેઘાણી દ્વારા, કવિતાને સંબોધીને અનુવાદાયેલું ગીત 'સાચા બેસણાં' (મૂળ બંગાળી કવિ શ્રી રવીન્દ્રનાથ ઠાકુરની કૃતિ 'યથાસ્થાને')ને યાદ કરવું જ પડે. એ અનુવાદિત કાવ્યનો સંદર્ભિત અંતરો અહીં ટાંકું છું :

'તો કયે હાટ મૂલ તારાં,
બોલ પાગલ ગાન મારાં, મૂલવાવું જી!
ને કિયે ઠામે બેસણાં તારાં બિછાવું જી!
જ્યાં ટૂંકડી એક્ઝામિનેશન જી
ગોખી રહ્યાં છે બાળ લેશન જી
માથાં ધુણાવે ચોપડી પે
પણ ન જાણે ક્યાંય ભટકે
માંયલાં મન જી!
જ્યાં પાઠ્ય ને અણપાઠ્ય પોથી
અકારણ ખુલી અભાગણ જી!
જ્યાં જીર્ણ પાનાં, ચા-પિયાલા
ફૂટલાં ફાનસ તણું વન જી,
ત્યાં ખેલવા ને ગેલવા શું છે તને મન જી!
બોલો! હે ગાયન જી!

એ સુણીને મુજ ગાન બેઠું દ્વિધા-મન જી
જાઉં ન જાઉં! ચાલતી મનમાં વિમાસણ જી!
ફરી યાદ કરીએ એ જ માર્મિક પંક્તિ

'આવતી કાલનો કવિ
મારી સાથે હાથ મેળવશે?'

કવિએ પૂછેલ આ હૃદયવેધક પ્રશ્ન પછી કંઈ કહેવાની હિમ્મત રહે છે ખરી?

રાઠોડ પ્રવીણકુમાર પી.

---

## કવિલોક ટ્રસ્ટને મળેલાં નવાં દાન

| | |
|---|---|
| ૧. પ્રશાંત પ્રતાપભાઈ દેસાઈ, સૂરત | રૂ. ૧૦૦૦-૦૦ |
| ૨. ડૉ. ચંદ્રકાન્ત મહેતા, અમદાવાદ | રૂ. ૫૦૦-૦૦ |
| ૩. પ્રો. વ્રજલાલ દવે, અમદાવાદ | રૂ. ૪૦૦-૦૦ |
| ૪. શ્રી. બી. જે. દેસાઈ, સૂરત | રૂ. ૨૫૧-૦૦ |
| ૫. શ્રી ગીતાબેન અમરિષભાઈ ભટ્ટ, સૂરત | રૂ. ૨૫૧-૦૦ |
| ૬. શ્રી જ્યોતિબેન મગનભાઈ નાયક, સૂરત | રૂ. ૨૫૧-૦૦ |
| ૭. ડૉ. દિલીપ મોદી, સૂરત | રૂ. ૨૫૧-૦૦ |
| ૮. પ્રો. વિજય શાસ્ત્રી, સૂરત | રૂ. ૨૫૧-૦૦ |
| ૯. શ્રી રંજનબેન નગરશેઠ, સૂરત | રૂ. ૨૫૧-૦૦ |
| ૧૦. શ્રી મુકુન્દભાઈ ત્રિવેદી, સૂરત | રૂ. ૨૫ |

# અવલોકન

## કવચ તોડીને પ્રકટ થતી ગઝલ

હરીશ વટાવવાળા

['અર્થાત્' : કવિ અશોકપુરી ગોસ્વામી, પ્રકાશક : કવિલોક પ્રકાશન-૧૯, 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯, પ્ર. આવૃત્તિ, મે '૯૦, કિં. ૧૦-૦૦.]

કવિશ્રી અશોકપુરી ગોસ્વામીની ગઝલો તેની આંતરસમૃદ્ધિ અને વિષયનાવીન્યની સભરતાને કારણે વિશેષ નોંધપાત્ર બની છે. તેની ગઝલોમાં સંવેદનાને આધુનિક રીતે પ્રયોજી છે, એટલું જ નહીં, કાવ્યબાની–Diction–અને ઈબારત પણ આધુનિક છે. આ રીતે અશોકપુરીની ગઝલો ધ્યાનાર્હ બની છે. તેથી જ તો કવિની સર્જકતાનો સ્પર્શ ગઝલને કવિતાની કોટિ સુધી લઈ જવામાં મદદરૂપ બને છે. વિશેષ તો તેની ગઝલોમાં વ્યંજિત થતા ભાવસંદર્ભો, ભાવસ્પંદનો, સંવેદનોકલ્પનો, અને પ્રતીકોનું સંઘટન કોઈ પણ ભાવકને સ્પર્શે તેવું છે.

આ કવિ ભાષાને નવા સ્વરૂપે યોજવા મથામણ કરી રહ્યો છે, એટલે જ તેની ગઝલોમાં અભિવ્યક્તિની ભિન્નભિન્ન મુદ્રાઓ, ભિન્ન ભિન્ન લઢણો જોવામાં આવે છે અને ભિન્ન ભીન્ન લય નિષ્પન્ન થતો સંભળાય છે. ઇયત્તા અને ગુણવત્તા બન્ને દૃષ્ટિએ તેની ગઝલો સમૃદ્ધ છે.

ગઝલનો મુખ્ય ગુણ હૃદયસ્પર્શિતાનો છે. જે ગઝલ હૃદયને સ્પર્શતી નથી તે માત્ર ઝાકળ જેવી છે. જે ગઝલ લોકોત્તર બને છે તે ગઝલ લોકોનાં હૃદયમાં વસે છે. અશોકપુરીની ગઝલોમાં આ તત્ત્વનો સ્પર્શ થયા વગર રહેતો નથી.

કવિ પોતે પણ જાણે છે કે, શબ્દનો માર્ગ ઘણો કઠણ છે, કાંટાળો છે અને શેવાળો (લપસણો) છે અને એ શબ્દને ગઝલમાં લઈ આવવો એ કાર્ય તો એથી પણ કપરું છે. શબ્દને પામવા તો શબ્દના ગર્ભમાં જવું પડે અને નવા શબ્દરૂપે અવતરવું પડે. આ નવો શબ્દ કવિનો પોતીકો શબ્દ બનીને રહે છે. એટલે જ કવિ કહેતો હશે કે–

'ચાલવા હમણાં જ શીખ્યો છું અને
શબ્દનો છે માર્ગ આ શેવાળનો.'

(પૃ. ૫૮)

તેથી જ તો શબ્દને પામવાની, આત્મસાત્ કરવાની અને પોતાનામાં ઓગાળવાની કવિની સતત મથામણ રહી છે. આ મથામણમાં કવિ જાત સાથે ઝઘડતાં ઝઘડતાં ઘવાયો છે, લોહીઝાણ થઈ ગયો છે, તેથી જ કવિ જે છે તેનાથી પણ વિશેષ પોતાનામાં નિખાર લાવવા પોતાનું કવચ તોડીને શબ્દ સાથે ઘરોબો કેળવીને નવો જ શબ્દ લઈ આવવાની મથામણ નીચેના શેઅરમાં પ્રકટ થાય છે :

'ઉપરનું કવચ તોડવા હું મથું છું,
ગતિ થઈ સ્વયં દોડવા હું મથું છું.'
(પૃ. ૫૯)

અહીં કવિની સંવેદનસચ્ચાઈ, ભાષા અને વિચારની સરળતા અને સફાઈનો સુભગ સંયોગ થતો જણાય છે. ભાવકચિત્તમાં એ વિશિષ્ટ વિચારશૃંખલા જન્માવે છે.

કવિના આંતરજગતમાં ઊભરાતાં સંવેદનો જ્યારે શબ્દરૂપે બહાર આવે છે ત્યારે વિસ્ફોટ થાય છે અને વિસ્ફોટથી સર્જાય છે કવિતા. આ કવિતામાં અનુભૂતિની સચ્ચાઈનો રણકો સંભળાય છે :

'ઉપયોગ મારો ભીંતની ખીંટીની જેમ છે,
એ વાત મારે ક્યાં સુધી સમજાવવી પડે.'
(પૃ. ૧૬)

અહીં કાવ્યનાયક અને ભાવક વચ્ચે સંબંધનો સેતુ રચાય છે, પણ તે સંબંધમાં પણ કવિનો આક્રોશ છતો થાય છે. કારણ કે–

'સૂર, શબ્દ, અર્થ પડઘા આખરે નિષ્ફળ ગયા,
આર્દ્રતા મારી હશે જો મૌનની અંદર વસી.'

મૌનનો મહિમા કવિને શબ્દની સરહદ સુધી લઈ જાય છે ત્યારે લોકો તો પોતપોતાનું દંભનું કવચ ઓઢીને જ ઊભા છે. પછી એકબીજાને ભેટવાથી લાગણીનું આદાનપ્રદાન થઈ શકતું નથી. તેથી જ કવિ પોતાની લાગણીની સચ્ચાઈ વ્યક્ત કરવા અસમર્થ થઈ જાય છે.

'ક્યાં કશું વ્યક્ત થાય ભેટીને ?
સૌ ઊભા કાંચળી લપેટીને.' (પૃ. ૨૫.)

આ મીણ જેવું હૃદય લઈને જીવનાર કવિને તો સાંપ્રત સાથે કદમ મિલાવવા માટે પણ અંગારના રસ્તે ચાલવું પડે છે અને દુન્યવી ત્રાસના જખમો પણ 'ફૂલ જેવા મન' ઉપર તલવારના ઝાટકાની જેમ સહન કરવા પડે છે. કવિ સમાજના દંભી પરિવેશથી ત્રાસી ગયો છે. અહીં તેનો આક્રોશ શબ્દરૂપે ઠલવાય છે. ત્યારે તે ચીસ પાડી ઊઠે છે–

'છું મુસાફર મીણનો
રસ્તા બધા અંગારના, લ્યો જોઈ લ્યો,

ફૂલ જેવા મન ઉપર
આ ઝાટકા તલવારના, લ્યો જોઈ લ્યો.'
(પૃ. ૨૮)

પછી તો એ પોતે જ સ્વીકારી લે છે કે–

'કેટલા પોકળ ને દંભી, હું તમે ને આપણે,
આપણે નાહક અહીંયાં એકબીજાથી ડર્યા.'
(પૃ. ૨૯)

કવિ પોતાના મનને જ ઉદ્દેશીને કહે છે કે–

'બધીયે ઝંખના ત્યાગીને
જીવતાં શીખ, મારા માન,
સતત અહીં કાંચળી ને
સર્પનું સગપણ તને મળશે.'
(પૃ. ૩૧)

'પોટાશ જેવો આજનો આ વર્તમાન છે,
–ને કમનસીબે આપણી રૂની દુકાન છે.'
(પૃ. ૨૩)

